ભગવતી બેન્સટના જીવન, તેમનાં કાર્યો
અને કૃતિઓના ભક્તો અને અભ્યાસીઓને

સપ્રેમ અર્પણ

# An opinion

Sri Prabhakar Mehta deserves to be heartily congratulated on the publication of this Besant Commemorative Volume. It is an extremely fine piece of work rendered with a remarkable singleness of purpose.

Sri Prabhakar Mehta has earned the gratitude of hundreds of people in India by publishing this Besant Memorial Volume, for he has made a fine attempt to call back the minds of the people of this country and specially of the State of Bombay to the memory of this valiant fighter not only for India's Freedom but for all the oppressed and the suppressed among our human civilization.

This Volume is truly representative, for it contains articles by Dr. Besant herself and it contains articles on Dr. Besant by persons belonging to different Schools of Thought in this country. It also contains articles by Theosophists who knew that aspect of Dr. Besant's life which was not known by others who worked with her in the political or educational fields.

This Volume thus is not merely a record of Dr. Besant's achievements in different fields of national and international life — it indicates the lines along which India's national life should, be re-organised if this country is to rise to the heights of her great possibilities.

Rohit Mehta
General Secretary, Indian Section,
Theosophical Society; Banaras.

(From his Advance Review of the Book)

આ ભગવતી બેસન્ટ સ્મારકગ્રંથ રચવા માટે શ્રી. પ્રભાકર મહેતાને અભિનંદન ઘટે છે. આનું કાર્ય બહુ ખંતથી કરવામાં આવ્યું છે. આમાં ભગવતી બેસન્ટ કે જેમણે માત્ર હિંદને માટે જ નહિં પણ સમસ્ત જગતના સ્વાતંત્ર્ય માટે અને જગતના દલિતો અને શોષિતો માટે કામ કર્યું છે તેમનો ખ્યાલ આપવા પ્રયાસ થયો છે. આમાં ડૉ. બેસન્ટના કેટલાક લેખો ઉપરાંત વિવિધ વિચારસરણીની વ્યક્તિઓના બેસન્ટના જીવન પરના લેખો પણ સમાયા છે, અને થીઓસોફિસ્ટો કે જે એમના જીવનના કેટલાક પાસા, એમની સાથે રાજકીય અને કેળવણી વિષયક ક્ષેત્રમાં કામ કરનારા ન જાણે તે, જાણે છે, તેમના લેખો પણ છે. આ ગ્રંથ માત્ર ભગવતી બેસન્ટની રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય વિભૂતિનું માન કરવા પૂરતો જ નથી, પણ દેશ અને જગતે કઈ દિશામાં પ્રયાણ કરવું તેને માટે ભગવતી બેસન્ટ તરફથી પ્રેરણા લેવા માટે પણ છે.

[ ઉપરના અભિપ્રાયનો ભાષાનુવાદ ]

# આમુખ

**ભગવતી** બેસન્ટ સ્મારક ગ્રંથને લાંબા આમુખની જરૂર ન હોય. જે જે લેખક ભાઈઓએ આ ગ્રંથ સમૃદ્ધ કર્યો છે તેમને મારા હાર્દિક અભિનંદન. આ ગ્રંથની શરૂઆત ડૉ. બેસન્ટની વિશ્વ-પ્રાર્થના તથા તેમના ઈશ્વરશોધ પરના સંદેશ અને હિંદ પરના, તેમના લેખો તથા તેમની એક કવિતા અને તેમના અનુવાદોથી થઈ છે. ડૉ. શ્રીનિવાસમૂર્તિનું ભગવતી બેસન્ટ પરનું એક સંસ્કૃત કાવ્ય તથા તેનો અનુવાદ પણ શરૂઆતમાં આપવામાં આવ્યાં છે. ત્યારપછી શ્રી. બેસન્ટ વિષેનાં ગુજરાતી કાવ્યો, હરિકથાઓ અને ત્યારપછી એના વિષે થીઓસોફિસ્ટ અને ઈતર જાહેર સેવામાં ખ્યાતિ પામેલી વ્યક્તિઓના લેખો આવે છે. (થીઓસોફિસ્ટોના લેખો પાછળ આપવામાં આવ્યા છે.) ત્યાર-પછી એમના જીવનના અગત્યના પ્રસંગોની સાલવારી, એમનાં અગત્યનાં પુસ્તકો તથા એમને વિષે લખાયલાં પુસ્તકોની યાદી અને ત્યારપછી એમના શતાબ્દી ઉત્સવ (૧૯૪૭ની પહેલી ઑક્ટોબર) સંબંધી ટૂંકો હેવાલ આવે છે. ત્યારપછી એમને વિષે જગતના મહાપુરુષોની સ્મરણાંજલિઓ આપવામાં આવી છે. પ્રાસ્તાવિકમાં એમના જીવનનો ટૂંકો પરિચય, ખાસ કરીને એમની પૂર્વાવસ્થાનો, ભાઈશ્રી રમણીકલાલ દલાલના લેખ દ્વારા કરવામાં આવ્યો છે. અને ત્યારપછી ભગવતી બેસન્ટનો આત્મકથારૂપ લેખ "From Peace to Power" (શાંતિમાંથી શક્તિમાં) આપ્યો છે. ભગવતી બેસન્ટના સ્મારક-ગ્રંથ તરીકે આટલું પૂરતું થશે એમ હું ધારું છું. ભગવતી ડૉ. એની બેસન્ટના ભવિષ્યના જીવનચરિત્ર-કારો કે કોઈ સારા ઇતિહાસકારને એમાંની સામગ્રીમાંથી થોડી ઘણીયે મદદ મળશે તો આ ગ્રંથની કૃતકૃત્યતા પૂરવાર થશે. અને એ જ અભિલાષાથી આ ગ્રંથ પ્રગટ કરવામાં આવે છે.

આ ગ્રંથ રચવાને ગુજરાતી લેખક–કવિ ભાઈ બહેનો ઉપરાંત "*The Annie Besant* Centenary Book" (એની બેસન્ટ શતાબ્દી ગ્રંથ–અંગ્રેજીમાં) તથા ૧૯૪૭ના ઑક્ટોબરનો "થીઓસોફિસ્ટ"નો શતાબ્દી અંક તથા બીજા કેટલાક "થીઓસોફિસ્ટ" માસિકના અંકો (ખાસ કરીને ઑક્ટોબર અંકો) તથા "ઇન્ડિયન થીઓસોફિસ્ટ" ઑક્ટોબર ૧૯૪૭ આદિનો મુક્તપણે ઉપયોગ કર્યો છે. એ માટે સંપાદક એ સર્વ ગ્રંથકારોનો અત્યંત આભારી અને ઋણી છે. ગ્રંથના પરિશિષ્ટરૂમાં આપેલા "જગત્ ભરમાં ઉજવાયેલ ભગવતી બેસન્ટ શતાબ્દી ઉત્સવનો ટૂંકો હેવાલ" માટે થીઓસોફિકલ સોસાઈટીના ઇન્ડિયન સેક્શનનો ૧૯૪૬–૪૭નો વાર્ષિક રીપોર્ટ, હિન્દમાં બેસન્ટ શતાબ્દી કેમ ઉજવાઈ તેને માટે આધારભૂત રાખવામાં આવ્યો છે. તે ઉપરાંત મરાઠી ફેડરેશનનો શતાબ્દી હેવાલ શ્રી. ભડભડેએ મોકલી આપ્યો છે. નાગપુરમાંથી પણ એક ટૂંકો હેવાલ આવ્યો છે. મુંબઈમાંનો બેસન્ટ શતાબ્દી હેવાલ "Bombay Theosophical Bulletin" જાન્યુઆરી ૧૯૪૮માંથી લીધો છે.

ગુજરાત કાઠિઆવાડમાં શતાબ્દી ઉત્સવ માટે શ્રી. હરજીવન કાળીદાસ મહેતાના બેસન્ટ શતાબ્દીના આઠ લેખો, તથા શ્રી. વેણીશંકર ભટ્ટ, ગુજરાતી થીઓસોફિકલ ફેડરેશનના મંત્રીનો પત્ર તથા ભાવ-નગર માટે શ્રી. હરજીવનભાઈનો હેવાલ, સુરત માટે શ્રી. સત્યસુખરામ હોરા તથા ભાઈશ્રી

સીતવાલાના હેવાલ, વડોદરા લૉજ માટે ત્યાંનો હેવાલ ( કાંતિલાલ સુતરીઆ તરફથી ) અને ભરૂચ તથા રાજપીપળા તરફથી આવેલા હેવાલોનો ઉપયોગ કર્યો છે. (ભરૂચથી શ્રી. નવીનચંદ્ર પંડ્યા અને રાજપીપળાથી હીરાલાલ બક્ષી તરફથી હેવાલ આવ્યા છે.)

આ ગ્રંથમાં ભગવતી બેસન્ટ, મ. ગાંધીજી અને ભગવતી બેસન્ટના સાથીઓના મળી કુલ ૨૫ બ્લૉકો આર્ટપેપર પર છાપવામાં આવ્યા છે. તેને માટે અડ્યારના થીઓસોફિકલ પબ્લિશિંગ હાઉસનો ખાસ ઋણી છું. એમની તરફથી મળેલ પાંચ બ્લૉક્સ (બેસન્ટ ધ્યાન સમયે, ત્રણ નજરકેદીઓ, બેસન્ટ ફ્રીમેસનના પોશાકમાં, બેસન્ટ સ્કાઉટ તરીકે, અને ડૉ. જેમ્સ કઝિન્સના બ્લૉક્સ) માટે એમનો તથા મહાત્મા ગાંધીજીના ફોટા માટે જમન મહેતા તથા શ્રી. કૃષ્ણમૂર્તિના ફોટા માટે બહેનશ્રી સુભદ્રાબહેન દોશીનો આભારી છું. ભગવતી બેસન્ટની હથેલી માટે જગવિખ્યાત હસ્તરેખાશાસ્ત્રી કેરોના " Language of the Palm "ના પ્રકાશક હર્બર્ટ જેંકિન્સની ખાસ રજા લેવામાં આવી છે. તેથી એ પ્રકાશકોનો પણ ખાસ ઋણી છું. એની સાથે એમના હસ્તાક્ષરનો પણ એક બ્લૉક છપાયો છે, એને માટે તથા બેસન્ટ આદિના બીજા ફોટા તથા પ્રિન્ટ્સ માટે થીઓસોફિકલ પબ્લિશિંગ હાઉસનો ખાસ ઋણી છું. અને એ છાપી આપવા બદલ શ્રી. બચુભાઈ રાવત, કુમાર કાર્યાલયનો આભારી છું.

જગતભરમાં બેસન્ટ શતાબ્દી કેમ ઉજવાઈ તેના ટૂંકા હેવાલ માટે ઇંગ્લંડના " Theosophical News & Notes "ના સપ્ટેમ્બર–ઑક્ટોબર અને નવેમ્બર–ડીસેમ્બર, ૧૯૪૭ના બે ખાસ અંકોનો આભારી છું. તથા તે ઉપરાંત અમેરિકન થીઑસોફિસ્ટનો ઑક્ટોબર ૧૯૪૭ નો અંક, અને " Theosophy in Newzealand "નો ઑક્ટોબર–ડીસેમ્બર ૧૯૪૭નો અંક, બ્રિટિશ ઇસ્ટ આફ્રિકાના શતાબ્દી હેવાલ માટે શ્રી. પી. ડી. માસ્તરનું " How Theosophy came to East Africa "નો હેવાલ તથા ત્યાંના "સૌરભ" માસિકનો જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૪૯નો અંક ઉપયોગી થયો છે. ને અમેરિકા, આયર્લેંડ, સ્કૉટલેંડ, ફ્રાંસ, ઇન્ડોનેશિયા ( બેંન્ડોગ ) આદિથી બેસન્ટ શતાબ્દી હેવાલ વર્ણવતા પત્રો આવ્યા છે તે સર્વનો હું આભારી છું.

ભગવતી બેસન્ટ અને તેમની શતાબ્દી નિમિત્તે ઘણું થયું છે પણ હજી ઘણું બાકી છે. એમનું એક સળંગ મોટું જીવનચરિત્ર જાણ્યા પ્રમાણે પ્રગટ થવાનું છે. સાક્ષર શ્રી. મેઘાણીનું એમના પરનું સંક્ષિપ્ત પણ જોરદાર જીવનચરિત્ર તો ગુજરાતી સાહિત્યમાં જાણીતું છે. તે ઉપરાંત શ્રી. જયભિખ્ખુ આદિએ એમનું જીવનચરિત્ર ટૂંકમાં આપ્યું છે, પણ એ બધાનો સમન્વય કરે એવી એમની એક સુંદર જીવનકથા બાકી છે. આ ગ્રંથમાં એને માટે સહાયભૂત થાય તેવી સામગ્રી યથાશક્તિ તૈયાર કરવા પ્રયાસ થયો છે. સુજ્ઞ વાચક અને અભ્યાસી તથા બેસન્ટના ભક્તોને તે ઉપયોગી થશે એવી આશા રાખું છું. ભગવતી બેસન્ટના ભક્તો, અનુયાયીઓ અને તેમના જીવનકાર્ય અને ગ્રંથોના અભ્યાસીઓ આવી સામગ્રીમાંથી ભગવતી બેસન્ટના જીવન–કાર્ય વિષે કોઈ સત્યપુરાણ રચવા પ્રયત્ન કરશે તો આ ગ્રંથ સાર્થક થશે (સત્યપુરાણ, એટલા માટે કે ભગવતી બેસન્ટનું સમગ્ર જીવન સત્ય અને સત્યશોધનની વૃત્તિ અને મંથનથી ભરેલું હતું અને એમણે, ભલે બીજા ઘણા સાથે, સત્યયુગ આ પૃથ્વી પર આણવા યથાશક્તિ પ્રયાસ આદર્યો હતો.) એવી આશાથી આ ભગવતી બેસન્ટ સ્મારકગ્રંથ પ્રગટ થાય છે.

હજી એને માટે ઘણું કાર્ય કરવાનું બાકી છે. ભગવતી બેસન્ટે કઈ કઈ સંસ્થામાં કેવું કેવું કાર્ય કર્યું, તેમાં કઈ કઈ મુખ્ય પ્રવૃત્તિઓ ચલાવી, માસિકો કાઢ્યાં અને સાહિત્ય તૈયાર કર્યું અને કેવા કેવા મહાપુરુષોના ગ્રંથો વાંચી તથા તેમનો અંગત પરિચય મેળવી કયું જગત્કલ્યાણનું કાર્ય ઉપાડી લીધું

અને તેને માટે ક્યારે ક્યારે કયા દેશોમાં કેટલી કેટલી અને કેવી કેવી મુસાફરીઓ, પ્રવાસો ખેડ્યા એનો માહિતી આપતો અહેવાલ અને નકશાઓ તૈયાર કરવાની જરૂર છે. એ કાર્ય અડ્યાર, બનારસ, મુંબઈ, મહાગુજરાત અને અન્ય ઠેકાણેના કાર્યકરોએ ઉપાડી લેવાનું હજી બાકી છે. આ ગ્રંથ એવા સહૃદ ભક્તો, અભ્યાસીઓ અને કાર્યકરોને પ્રોત્સાહન આપશે તો આ અલ્પ પ્રયાસ સફળ થયો લેખાશે.

સ્વ. શ્રી. મધવચરામ હોરાનાં શ્રી. બેસન્ટ પરનાં કાવ્યો માટે હું શ્રી. જયન્તભાઈ હોરાનો ઋણી છું. શ્રી. રામમોહનરાય જસવંતરાય દેસાઈનો 'સાધુ ચરિત ડૉ. (મિસિસ) એની બેસન્ટ' પરનો, પાના ૬૫ થી ૭૯ વાળો લેખ ગોધરામાં ૧૯૪૭ની બેસન્ટ જયન્તી (૧ લી ઓક્ટોબર)ને પ્રસંગે ત્યાંના થીઓસોફિકલ લૉજ તરફથી વંચાયો હતો.-

આ ગ્રંથમાં ઘણી ત્રુટિઓ રહી ગઈ હશે તે સુજ્ઞ વાચક દરગુજર કરશે. એમાં રહેલી ત્રુટિઓ જો બતાવવામાં આવશે તો તે ભવિષ્યમાં દૂર કરવા પ્રયત્ન થશે. અંતમાં જણાવું કે ભગવતી બેસન્ટના જીવન, કાર્ય અને ગ્રંથોના ભક્તો અને તેના સાચા અભ્યાસીઓને આ ગ્રંથ થોડો ઘણોય એક માર્ગસૂચક ગ્રંથ (Reference Book) જેવો થઈ પડશે તો આ ગ્રંથ રચાયો સાર્થક થશે.

અંતમાં જણાવું કે આ ગ્રંથના સંપાદક સહાયક મંડળના પ્રો. ભિડેએ તેમના લેખો, પ્રસ્તાવના, પ્રુફરીડીંગ વગેરેથી અને અન્ય રીતે જે સહાયો આપી છે તેનો, તથા તેમના લેખો, કેટલાક અનુવાદો અને આ ગ્રંથ માટે કેટલીક સામગ્રી મને આપવા બદલ શ્રી. મૂળચંદ ભગતનો, તથા શ્રી. ભૂપતરાય મહેતા અને શ્રી. કાંતિલાલ દલાલનો તેમના લેખો અને અન્ય સૂચનાઓ દ્વારા જે મદદ કરી છે તેથી તેમનો સર્વનો અત્યંત ઋણી છું. અને સર્વથી વધારે આભાર, શારદા મુદ્રણાલયના સંચાલકો કે જેમણે આટલા ખંતથી આ ગ્રંથ છાપ્યો છે, તેમનો માનવાનો છે.

આ ગ્રંથમાં આપેલા જ્યોતિષ આદિના લેખો વિવિધતા પૂરશે. બેસન્ટનું ટૂંકું જીવનચરિત્ર શ્રી. રમણિકલાલ દલાલકૃત, તથા પાછળ આપેલી એમના જીવનના અગત્યના પ્રસંગોની સાલવારી તથા એમના રચેલાં અગત્યનાં પુસ્તકો અને એમને વિષે લખાયેલાં પુસ્તકોની યાદી એમને વિષે અભ્યાસીને અગત્યની હકીકત પૂરી પાડશે. અને એમને જગતના વિવિધ મહાપુરુષોએ આપેલ અંજલિ તથા બેસન્ટ શતાબ્દીનો હેવાલ ઐતિહાસિક દૃષ્ટિએ અગત્યનો નીવડશે. આ સર્વમાં રહેલી ત્રુટીઓ સુજ્ઞ વાચક દરગુજર કરી તે બતાવશે, તો ભવિષ્યમાં એ દૂર કરવામાં આવશે.

૧ જુલાઈ, ૧૯૫૭

પ્રભાકર મહેતા
સંપાદક.

# પ્રસ્તાવના

શ્રીમતી એની બેસન્ટ વિષેનો સ્મારકગ્રંથ ગુજરાતીમાં આજ સુધી કેમ પ્રગટ થયો નથી તે હું સમજી શકતો નથી. તેની કારણમીમાંસા કદાચ બોધપ્રદ નીવડશે. પરન્તુ અત્યારે તે અસ્થાને છે. મારા સ્નેહી રા. રા. પ્રભાકરભાઈ એ એક અતિ 'ઉત્સાહી' થીઓસોફિસ્ટ છે, તેમના જ ઉત્સાહ-ઉદ્યોગનું દષ્ટિગોચર પરિણામ તે આ, પ્રસ્તુત 'ભગવતી બેસન્ટ સ્મારકગ્રંથ.' આ ગ્રંથ માટે લેખો મેળવતાં તેમને કેટલી મુશ્કેલી પડેલી તે હું જાણું છું; પણ તે બધી યશસ્વી રીતે પસાર કરી આ ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં તેઓ સફળ થયા છે. આથી ગુજરાતી સાહિત્યમાં એક વાચનીય અને ઉપયોગી ગ્રંથનો ઉમેરો થાય છે. રા. રા. પ્રભાકરભાઈએ ગુજરાતી સાહિત્યની સારી સેવા કરી છે તેમાં શંકા નથી.

આ ગ્રંથની પ્રસ્તાવના લખવા માટે મારા કરતાં વધારે લાયક સાક્ષરો ગુજરાતમાં છે. હું થીઓસોફિસ્ટ નથી, પણ, એવા એક ધર્મમાં માનનારો છું કે જેમાં સ્વમતનો પરિત્યાગ કર્યા વિના બીજાના ગુણનું ગ્રહણ કરી શકાય છે. શ્રીમતી બેસન્ટને અને તેમના કાર્યને હું આદરની દષ્ટિથી જોતો આવ્યો છું, પણ કેવળ આદરભાવ રાખવાથી જ આમુખ લખવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી, તેનું મને ભાન છે. અને તેથી પ્રથમ જ મેં, રા. રા. પ્રભાકરભાઈને કહેલું કે બીજી કોઈ યોગ્ય વ્યક્તિને આ બાબત વિજ્ઞપ્તિ કરો પણ તેઓએ માન્યું નહિ, અને તેમણે એક અયોગ્ય માણસ ઉપર આ જવાબદારીનો બોજો મૂક્યો છે. તેમના આગ્રહને વશ થઈને આ બે શબ્દો લખવા પ્રેરાયો છું. 'प्राप्ये फले लोभादुद्बाहुरिव वामनः।' આ પંક્તિમાં કવિ કાલિદાસ વર્ણવે છે તેવો ઉદ્બાહુ વામન હું કદાચ ગણાઈ જઈશ માટે બચાવમાં મારે એટલું જ કહેવાનું કે આ કાર્યમાં કોઈ પણ જાતના ફળના લોભથી હું પ્રવૃત્ત થયો નથી. મિત્રનો આગ્રહ અને એક માનનીય વ્યક્તિ વિષેનો આદર; એ બે વસ્તુએ મને પરવશ બનાવ્યો છે તેથી, શરૂઆતમાં જ વાચકોને વિજ્ઞપ્તિ કરી રાખું છું કે તેમની અપેક્ષાઓ પૂર્ણ કરવાની શક્તિ મારામાં નથી, તે ત્રુટિ માટે, તથા મારા લખવામાં કોઈ પણ જાતનો દોષ જણાવામાં આવે તો તે માટે, મને ક્ષમા કરવી

આ ગ્રંથનું પ્રકાશન અત્યારે જે થાય છે તે જોતાં મને તેમાં કંઈક પણ ઈશ્વરી સંકેત હોવો જોઈએ એમ લાગે છે. અત્યારે ભારતવર્ષની પરિસ્થિતિ જુઓ. ભારતીય યુદ્ધના આરંભમાં, રણમેદાનપર બન્ને પક્ષનાં દળો ગોઠવાયાં, બધી તૈયારી કરી. પાંડવો આવ્યા હતા અર્જુને પાશુપતાસ્ત્ર મેળવ્યું હતું; શ્રીકૃષ્ણ ભગવાનના જેવા મહાન્ રાજકારણધુરંધર સારથ્યકર્મમાં નિયુક્ત થયા હતા, વજ્રદેહી હનુમાનજી રથ ઉપર ધ્વજસ્થાને હતા. એટલું હતું, છતાં અર્જુનનું ધૈર્ય ચલિત થયું. તે પોતાનો

ધર્મ ભૂલી ગયો; શું કરવું તેનો ખ્યાલ રહ્યો નહિં; ક્ષાત્રધર્મનો ત્યાગ કરી સંન્યાસ ધર્મનું અવલંબન કરવા તૈયાર થયો. પણ એક વાત તે ભૂલ્યો નહિં. કયો અંતિમ નિર્ણય લેવો તે નક્કી કરવા માટે તેણે 'વ્યક્તિસ્વાતંત્ર્યવાદ'નો આશ્રય લીધો નહિં. માનવની અલ્પ બુદ્ધિ એવા આત્યંતિક – અને જાગતિક પણ – પ્રશ્નોના નિર્ણય માટે અસમર્થ હોય છે. ઈશ્વરદર્શન થવાથી જે પોતે જ ઈશ્વર બને છે, એટલે જેને ઈશ્વરનું જ્ઞાન (Theosophy) પ્રાપ્ત થયું છે, તે જ યથાયોગ્ય માર્ગદર્શન કરી શકે છે, એ મહત્ત્વના સિદ્ધાંતનું વિસ્મરણ તેને થયું ન હતું. સદ્‌ભાગ્યે અર્જુનને શ્રીકૃષ્ણ મળ્યા હતા. અને સંશયનિવૃત્તિ માટે તે શ્રીકૃષ્ણને શરણ ગયા. શ્રીકૃષ્ણે ગીતાજીનો ઉપદેશ કરી સત્યધર્મનો તેને ખ્યાલ આપ્યો, અને અંતે અર્જુને તે ઉપદેશાનુસાર વર્તવાનું કબૂલ કર્યું.

ભારતીય યુદ્ધારંભમાં અર્જુનની જે સ્થિતિ થઈ હતી તેવી – અથવા તેથી વધારે વિકટ – સ્થિતિ આજે આપણામાંથી ઘણાખરાની થઈ છે. એક વ્યક્તિ નહિં પણ સમગ્ર દેશ કિંકર્તવ્યમૂઢ થઈ બેઠો લાગે છે શું કરવું, ક્યાં જવું, કોને પૂછવું, તે સમજાતું નથી. અત્યારની પરિસ્થિતિ એવી દેખાય છે કે તેમાં માનવીની મર્યાદિત બુદ્ધિ કામ આવે તેમ નથી. જગન્નિયંતાએ એવા કોયડા ઊભા કર્યા છે કે તેના ઉકેલ જગન્નિયંતાની જ કૃપા વિના થાય નહિં, એવી પરિસ્થિતિ ઉત્પન્ન થાય ત્યારે શું કરવું તે પૂર્વકાળનો ઇતિહાસ શીખવે છે – અલબત્ત પૂર્વઇતિહાસમાં શ્રદ્ધા હોય તો જ એ શિખામણ કામની છે. આપણા આર્યોનો ઇતિહાસ કહે છે કે દૈવી આપત્તિઓ આવે ત્યારે દૈવી સાહાય્ય જ મેળવવી જોઈએ; અને દૈવી સાહાય્ય મેળવવામાં દૈવી જ્ઞાન જેને પ્રાપ્ત થયું છે તેવી જ વ્યક્તિ મદદરૂપ થઈ શકે છે. અર્જુનને ઉપદેશક શ્રીકૃષ્ણ મળ્યા; હરિહરબુક્કને વિદ્યારણ્ય મળ્યા; શિવાજીને રામદાસ મળ્યા. આમ હોય ત્યારે આપણે – જો આ પૂર્વે ઇતિહાસને પ્રમાણ માનીએ તો – અત્યારે શું કરવું જોઈએ તે સ્પષ્ટ છે. દૈવી આદેશ જેને મળ્યો છે તે જ વ્યક્તિ આપણને સાચું માર્ગદર્શન કરી શકશે; માટે તેવી વ્યક્તિની શોધમાં આપણે ધ્યાનશીલ રહેવું જોઈએ.

જેઓ થીઓસોફીમાં માને છે તેઓને માટે શ્રીમતી એની બેસન્ટ એ એવા પ્રકારના માર્ગદર્શક થઈ ગયાં છે તેમાં શંકા નથી. હું તેમના પંથનો નથી, છતાંય હું માનું છું કે તેમના જીવનકાર્ય પાછળ શુભ ઈશ્વરી સંકેત છે. પ્રસ્તુત ગ્રંથમાં આપેલા મારા લેખમાં મેં તેમને 'અંશાવતાર' તરીકે વર્ણવ્યા છે, તેમાં કંઈ પણ અત્યુક્તિ નથી. 'यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा । तत्तदेवाव-गच्छ त्वं मम तेजोंऽशसम्भवम् ॥' આ શ્રીમદ્ ભગવદ્‌ગીતાના વચનનો મને આધાર છે. આમાં કહેલા વિભૂતિમત્ત્વ વગેરે ગુણો તેમનામાં હતા, તેથી તેમનામાં ઈશ્વરાંશનું પ્રમાણ આપણા કરતાં ઘણું વધારે હતું, તે સહેજે સિદ્ધ થાય છે; અને આ કારણથી, તેમને અવતારકોટિમાં મૂકવાં તે ન્યાયસિદ્ધ છે.

તેમનું જીવન અને જીવનકાર્ય, એ માટે આ ગ્રંથમાં વિસ્તારથી અને જુદા જુદા દૃષ્ટિબિંદુઓથી ઘણું કહેવામાં આવ્યું છે. અત્યારની પરિસ્થિતિમાં તેમના કાર્યથી આપણે કયો પાઠ લેવો જોઈએ તેનું દિગ્દર્શન અત્રે કરવા માગું છું—અર્થાત્ જે મારું મંતવ્ય છે તે; તેમાં બધા સંમત ન થાય તે સ્વાભાવિક છે. મારી સાથે મતભેદ રાખનારાઓને વિજ્ઞપ્તિ કે પરમતસહિષ્ણુતા રાખવી.

એક વાક્યમાં મારા મંતવ્યનો સાર કહીશ: શ્રીગીતાજીના ઉપદેશને આચરણમાં મૂકી લોકોને તેની શિખામણ આપવી' એ પાઠ શ્રીમતી બેસન્ટના જીવનકાર્યથી લેવાનો છે, એમ મને લાગે છે. અર્જુનને વ્યામોહ થયો અને તે સ્વધર્મ ભૂલી પરધર્મ સ્વીકારવા તૈયાર થયો; ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું: 'स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।' અને, 'तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।

असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥' આ બન્ને વચનોનો સમન્વય કરવાનો છે. સ્વધર્મઃ=कार्यं कर्म એ સમીકરણ ધ્યાનમાં રાખવાનું છે. પ્રભુએ આપણે માટે કરવાનું કર્મ (कार्यं कर्म) જે નિયત કરી રાખ્યું છે તે જ આપણે માટે સ્વધર્મ છે; તે સિવાયનું સર્વ કર્મ પરધર્મ ગણવાનું છે. આ પ્રમાણે સ્વધર્મ કે સ્વકર્મ જાણ્યા પછી, બીજી વસ્તુ એ છે કે તે ધર્મનું વા કર્મનું આચરણ કરતી વખતે ફળની આશા ન રાખવી જોઈએ—'અસક્ત' થઈને સ્વકર્મનું આચરણ કરવાનું છે.

મારે માટે કયો સ્વધર્મ હોય તે હું મારી અલ્પબુદ્ધિથી નક્કી કરી શકું નહિ. જગન્નિયંતાની યોજનાઓ તે પોતે જ જાણે છે; હું સંપૂર્ણતયા અસમર્થ છું. પરંતુ ઈશ્વરની કૃપા મેળવવામાં જો મને સફળતા મળે તો જ સ્વધર્મ વિષે મને થોડો ઘણો ખ્યાલ આવી શકે. શ્રીકૃષ્ણ કહે છે—मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते।

શ્રીમતી બેસન્ટના જીવનનો ઇતિહાસ આ ગ્રંથમાં વાંચવામાં આવશે. તેમનું આખું જીવન ગીતાજીનાં આ તત્ત્વો માટે ઉદાહરણરૂપ છે એમ મને લાગે છે. તેમના જીવનના બે ભાગ સ્પષ્ટ છેઃ મેડમ બ્લેવેટ્સ્કીનું પુસ્તક વાંચ્યું ત્યાં સુધીનું પૂર્વાર્ધ, અને ત્યારપછીના પરિવર્તનનું ઉત્તરાર્ધ. પૂર્વાર્ધમાં તેમણે અનેક પ્રયોગો કર્યા, પણ સ્વધર્મનું ભાન થયું નહિ અને મનને શાંતિ મળી નહિ. 'ગૂઢ વિદ્યા'નો ગ્રન્થ વાંચતાં તેમની આંખ ઊઘડવા લાગી. તેની લેખિકાને મળ્યાં અને ઈશ્વરી જ્ઞાન મેળવવાના માર્ગમાં દાખલ થયાં. ધીમે ધીમે દૃષ્ટિમાં વિશાળતા આવી; ઈશ્વરી જ્ઞાનની ઝાંખી થતી લાગી; મહાત્માનું દર્શન થયું; તેમનું માર્ગદર્શન સ્વીકાર્યું. 'मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय।' એમ ગીતામાં કહ્યું છે તે પ્રમાણે વર્તન થવા લાગ્યું. મહાત્માની શિખામણ પ્રમાણે દરેક જાતની પ્રવૃત્તિ હાથમાં લેવાતી ગઈ. એ પ્રમાણે તેમના આયુષ્યના ઉત્તરાર્ધમાં ક્રાંતિ થઈ. પ્રભુના સેવક અને ઈશ્વરીજ્ઞાનના પ્રસારક તરીકે ઉર્વરિત દીર્ઘ ઉત્તરાર્ધ તેમણે વ્યતીત કર્યું.

શ્રીમતી બેસન્ટનું જીવન આપણને પ્રથમ પાઠ શીખવે છે તે આ છેઃ ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति। भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया॥ એ તત્ત્વ ધ્યાનમાં રાખી આપણે માટે પ્રભુએ શું કર્તવ્ય નિયત કર્યું છે તે સમજી લેવાનો પ્રયત્ન કરવો; તેમાં માનવી મર્યાદિત બુદ્ધિ કામ આવે તેમ નથી, માટે કોઈ સાચા 'તત્ત્વજ્ઞ'નો આસરો લેવો પડે તો લેવો; અને તેનામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખી તેના આદેશ પ્રમાણે વર્તન રાખવું. ખરું જીવનસાફલ્ય એમાં જ છે.

અત્રે એક ધોખાની લાલબત્તી બતાવવી પડે છે. જે સાચા તત્ત્વજ્ઞની વાત મેં કરી છે તેને ઓળખી કાઢવા તે બહુ મુશ્કેલીનું કામ છે, તેમાં ઘણી વાર ફસાઈ જવાની બીક રહે છે. તેથી આ કાર્યમાં બહુ સાવધાનતા રાખવાની જરૂર રહે છે. ખરું જોતાં સાચા મહાત્માનો ભેટો થવો તે પણ ઈશ્વરકૃત કૃપાનો એક પ્રકાર છે. અસ્તુ.

શ્રીમતી બેસન્ટ આપણને બીજો પણ એક પાઠ શીખવે છે. આ બાબત મારે એક નવીન દૃષ્ટિબિંદુ રજુ કરવાનો ઈરાદો છે. તે માટે વિસ્તારથી લખવું જોઈએ; પરંતુ અત્યારે તે અશક્ય છે. તેથી સંક્ષેપમાં માત્ર દિગ્દર્શન કરવું પડે છે.

અત્યારે દૃષ્ટિપથમાં આવતા વૈદિક ધર્મ, બૌદ્ધધર્મ, જૈન ધર્મ અને ખ્રિસ્તી ધર્મ—આ ચારે ધર્મો જુઓ, તેમની શી શિખામણ છે તેનો વિચાર કરો; તેમ કરતાં માલમ પડશે કે એ બધા ધર્મો આપણને કેવળ નિવૃત્તિનો, સંન્યાસનો, માર્ગ બતાવી રહ્યાં છે. 'સર્વ સંસાર દુઃખમય છે, દુઃખ હેય—એટલે

ત્યાગ કરવા લાયક છે; સંસારનું મૂળ કર્મમાં છે; કર્મનું બંધન એટલે જ સંસારની પ્રવૃત્તિ; એટલે, દુઃખમય સંસારથી મુક્તિ મેળવવી હોય તો બધી કર્મપ્રવૃત્તિનો ત્યાગ કરી સંસારથી દૂર રહીને પ્રભુ-ચિંતન કરવું અથવા યોગમાર્ગનું અવલંબન કરવું.' આ જાતની વિચારસરણિ આ ચારે ધર્મોમાં પ્રધાનપદ ભોગવતી દેખાય છે. ટૂંકમાં કહીએ તો, સંસારપ્રવૃત્તિ અને પ્રભુપ્રાપ્તિ આ બન્નેનો સમન્વય આ વિચારસરણિમાં કલ્પાતો નથી. સંસારમાં રહેતાં પ્રભુ પાસે જવાય નહિં; અને પ્રભુને મળવું હોય તો સંસાર તજવો જોઈએ. એકી વખતે એક ઠેકાણે આ બે વસ્તુઓ રહી શકે નહિં. આજની પરમાર્થની કલ્પના ઘણેખરે અંશે આ પ્રકારની છે.

અમારા મહારાષ્ટ્રના સંતોને અન્યાય ન થાય તે માટે કહેવું જોઈએ કે તેમની શિખામણ આ પ્રકારની નથી. તેઓએ ઈશ્વરભક્તિના સંપ્રદાયોનો પ્રસાર કર્યો; પણ સંસાર છોડીને વનમાં જવાનો ઉપદેશ કર્યો નથી. સંસારમાં રહીને પ્રાપ્ત કર્મો આસક્તિ વિના કરતાં રહેવું, અને સાથે, ઈશ્વરભજન પણ કરતાં રહેવાની ફરજ છે એ ધ્યાનમાં રાખવું જોઈએ; એ મહારાષ્ટ્રના સંતોના ઉપદેશનો સાર છે.

શ્રીમતી બેસન્ટ આમરણ કાર્યવ્યાપૃત રહ્યાં હતાં. સાથે તેમણે થીઓસોફિકલ સોસાયટીને વિસ્તૃત કરી ધાર્મિક શિક્ષણ આપવાનું કાર્ય ચાલુ રાખ્યું હતું. આ સર્વને માટે તેમણે મહાત્માઓ પાસેથી આદેશ મેળવ્યો હતો. અત્યારની દેશની અને કાલની પરિસ્થિતિ જોતાં મહાત્માઓએ જે અનાસક્ત કર્મયોગનો ઉપદેશ તેમને કર્યો હતો તે અત્યંત ઉચિત અને આપણી પ્રાચીન પરંપરાને સંપૂર્ણ અનુસરતો હતો. આપણો પ્રાચીન કાળથી ચાલતો આવેલો ધર્મ જાણવો હોય અને તે માટે એક જ ગ્રંથ જોવો હોય તો તે ગ્રંથ શ્રીમદ્ભગવદ્ગીતા છે. સંગ રહિત થઈને સ્વકર્મ કર્યા કરવું એ ગીતાજીનો ઉપદેશ છે. પણ વચલા કાળમાં, ગમે તે કારણોથી સ્વકર્માચરણના સિદ્ધાન્તનો લોપ થયો અને કર્મસંન્યાસનો સિદ્ધાંત આગળ આવ્યો. આવી પરિસ્થિતિમાં, લોકોને સ્વકર્માચરણનો બોધ કરવાની ઘણી આવશ્યકતા હતી. તે માટે જ શ્રીરામકૃષ્ણ પરમહંસ વગેરેનો અવતાર થયો હતો. બ્રાહ્મોધર્મના એક અગ્રેસર બાબુ કેશવચંદ્રસેન હતા, તેમને માટે શ્રીરામકૃષ્ણ કહેતા કે કેશવચંદ્રસેન એ એક ઈશ્વરી 'મિશન' માટે જન્મ્યા છે. શ્રીરામકૃષ્ણના અને કેશવચંદ્રસેનના પંથો જુદા હતા; તથાપિ કેશવચંદ્રસેને જે ઉપાસનામાર્ગ સ્વીકાર્યો હતો તેમાં પણ ઈશ્વરનો કોઈ સારો સંકેત છે, એવી માન્યતા શ્રીરામકૃષ્ણની હતી. શ્રીરામકૃષ્ણને અનુસરીને વિનમ્રતાથી મારે કહેવાનું છે કે શ્રીમતી બેસન્ટે જે કાર્ય કર્યું છે, તેમાં પણ ઈશ્વરનો કોઈ સારો સંકેત છે જ. મારી અલ્પ સમજણ પ્રમાણે શ્રીમતી બેસન્ટના કાર્યો જોઈને આપણે શિખામણ લેવાની છે તે આ છે: સ્વકર્મનો ત્યાગ કરવાનો નથી; પણ ફલાશાનો ત્યાગ કરી, ઈશ્વરની આજ્ઞા છે એમ માનીને, પોતાનું કર્તવ્ય કરતા રહેવું.

શ્રીમતી બેસન્ટના ચરિત્રથી શીખવાના આ પ્રમાણે આ બે મહત્ત્વના પાઠો છે એવો મારો મત છે. હું માનું છું કે આપણે ગમે તે ધર્મના હોઈએ અને ગમે તે ઉપાસના કરતા હોઈએ તો પણ શ્રીમતી બેસન્ટના ચરિત્રથી આ બે પાઠ શીખીએ તો આપણા ધર્મને અને ઉપાસનાને કોઈ પણ જાતનો બાધ આવશે નહિં.

बुद्धौ शरणमन्विच्छ। એમ ગીતાજી કહે છે. આમાં કહ્યું છે કે માણસે બુદ્ધિને શરણે જવું. એનું સ્પષ્ટીકરણ ગીતામાં જ અન્ય ઠેકાણે એમ કર્યું છે: चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः। बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव॥ એટલે પ્રભુને સર્વ કર્મો અર્પણ કરવા બુદ્ધિયોગનો આશ્રય

લેવો અને ઈશ્વરપ્રવણ થવું, એનું જ નામ Theosophy. શ્રીમતી બેસન્ટે જે Theosophy શીખવવા માટે Society વિસ્તૃત કરી તેનાં મૂળભૂત તત્ત્વો ગીતાજીની શિખામણ સાથે વિરોધ કરે તેવાં બિલકુલ નથી. ઈશ્વરી જ્ઞાન વિના સત્ય બુદ્ધિયોગની પ્રાપ્તિ થવાની નથી; સત્યબુદ્ધિનો સૂર્ય જ્યાં સુધી ઊગે નહિ ત્યાં સુધી સત્યમાર્ગ દેખાય નહિ–किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः। પણ ઈશ્વરકૃપાથી સત્યબુદ્ધિપ્રકાશ થાય ત્યારે તે માણસ–कर्मण्यकर्म यः पश्येत् अकर्मणि च कर्म यः। स बुद्धिमान् मनुष्येषु ॥—ખરેખર બુદ્ધિમાન થાય છે હું માનું છું કે Theosophical Society નો મુખ્ય અને મૂળ હેતુ આવા 'બુદ્ધિમાન્' માણસો જગતને આપવાનો છે આવી બુદ્ધિવાળી વ્યક્તિઓ સંસાર મૂકીને ચાલી જતી નથી; પણ કર્મમાં પણ અકર્મ જોઈ, લોકસંગ્રહાર્થે, 'કાર્ય કર્મ' 'નિયત કર્મ' કર્યા કરે છે, એ જ ઈશ્વરાજ્ઞા છે આ પ્રમાણે વર્તન રાખવાથી જ ઈશ્વરની પ્રાપ્તિ થાય છે એમ ગીતાજી સ્પષ્ટ કહે છે. 'कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः।' 'स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः।' Theosophy નું આ હાર્દ છે–એમ મારો અભિપ્રાય છે. શ્રીમતી બેસન્ટે સમગ્ર જીવન સુધી આ ધર્મનું આચરણ કર્યું; 'સ્વકર્મ'નું આચરણ એ જ તેમનુ ઈશ્વરાર્ચન હતું. તેમાં વૈયક્તિક સ્વાર્થનો સર્વથૈવ અભાવ હતો, ઈશ્વરાજ્ઞાનું પાલન કરી લોકસંગ્રહ કરવો, એ એમનું એકમેવ ધ્યેય હતું, જે એમના વિચારમાં, વાણીમાં અને વર્તનમાં પ્રતીત થતું હતુ.

આ પ્રમાણે વિચાર કરતાં મને લાગે છે કે દરેક માણસ, પછી તે Theosophical Societyનો સભ્ય હોય કે ન હોય, શ્રીમતી બેસન્ટનું સ્મારક કરી શકે. તેમણે જે કર્યું તે જ આપણે કરવાનું છે; એ જ તેમનું સ્મારક આપણે માટે 'સ્વકર્મ' કે 'નિત્યકર્મ' કહ્યું છે તેનો સત્યબુદ્ધિયોગથી નિશ્ચય કરી, તે અનુસાર આપણો જીવનક્રમ રાખવો. એ પ્રમાણે જે કરે તેનું જીવન એ જ શ્રીમતી બેસન્ટનું જીવતુ સ્મારક

પ્રભુ એ સદ્બુદ્ધિ સૌને આપો.

અમદાવાદ
૧ એપ્રિલ, ૧૯૫૦

પ્રો. હ. બ. ભિડે

# ભગવતી બેસન્ટ સ્મારક ગ્રંથ

## અનુક્રમણિકા

### પ્રાસ્તાવિક ખંડ ૧



### ડૉ. બેસન્ટના લેખો : ખંડ ૨



### ભગવતી બેસન્ટ વિષે કાવ્યો–હરિકથા : ખંડ ૩.

## ભગવતી બેસન્ટ વિષે જાહેર જનસેવકો, લેખકો આદિના લેખો: ખંડ ૪

## ભગવતી બેસન્ટનું જીવન "થીઓસોફી"ની દૃષ્ટિએ : ખંડ ૫

## ભગવતી બેસન્ટ સ્મારક-પરિશિષ્ટ : ખંડ ૬

# ભગવતી બેસન્ટ સ્મારકગ્રંથ

## ચિત્રોની સૂચી

# શુદ્ધિપત્રક

૧ આ ગ્રન્થમાં જ્યાં જ્યાં 'શતાબ્દિ' છે ત્યાં ત્યાં 'શતાબ્દી' વાંચવું.

૨ તેમજ 'જાગ્રત' અથવા 'જાગૃત'ને ઠેકાણે 'જાગ્રત્' વાંચવું.

૩ જ્યાં જ્યાં ઇંગ્લેંડ કે ઇગ્લાંડ હોય ત્યાં ઇંગ્લંડ વાંચવું.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | શ્લોક ૨જો લાઈન ૨, | ચરણો | ચરણૌ |
| ,, | ,, ૬ઠો ,, ૧, | ○નિર્દશિત○ | ○નિર્દર્શિત○ |
| ૬ | ૧૮ | him | Him |
| ૭ | ૧ | ઈશ્વરની શોધ | હિંદને શું જોઈએ છીએ |
| ૧૩ | ૧ | ભારતનું ભવિષ્ય | હિન્દ |
| ,, | ૩૩ | બેસન્ડ | બેસન્ટ |
| ૧૫ | ૧ | હિંદ | શક્તિ |
| ૨૩ | ૪ | ૧ લી | ઓક્ટોબરની ૧ લી |
| ૨૪ | ઉલ્લેખો ૭મી | છ્યાંશીમાં | છાસઠમાં |
| ૪૨ | ૧૪ | where by | whereby |
| ૪૪ | ૫ | Leedbeater | Leadbeater |
| ૪૭ | ઉલ્લેખો ૪થી | ટરી | ફરી |
| ૪૯ | ૧૩ | મળ્યું | મુળ્યું |
| ૫૮ | ૧૬ | ○દીપક○ | ○દીપિકા○ |
| ૬૪ | ૧૧ | west | West |
| ,, | ૧૭ | Magnatism | Magnetism |
| ૬૬ | ૧૯ | સતત્ | સતત |
| ૬૭ | ૮ | its | Its |
| ,, | ૩૧ | bought up- | Brought up- |
| ૭૪ | ૨ | પાથિર | પાર્થિવ |
| ૭૪ | ૧૧ | સ્વામીત્વ | સ્વામિત્વ |
| ૭૮ | ૨૪ | annual | Annual |
| ૮૦ | ૧ | authorship | Authorship |
| ,, | ૭ | collaboration | collaboration |
| ,, | ૯ | prophet's | Prophet's |
| | | centenary | Centenary |
| ,, | ૯ | illustra'ed | Illustrated |
| ,, | ૧૦ | weekly | Weekly |
| ૮૯ | ૧૧ | ઉપરનો | ઉંઝાનો |

## પ્રાસ્તાવિક

# ૧. માત બેસન્ટને નમન

(કલ્યાણ. લાવણી)

હો શક્તિ સ્વરૂપ જગે પ્રગટી, જય માત બેસન્ટ અમે નમીએ,
જ્ઞાનની જગદંબા જનની, જય માત બેસન્ટ અમે નમીએ.
છાઈ અસત્યની વાડ બધે, નવ સત્યની કેડી પડે નજરે,
સરલ કર્યો પંથ સત્યતણો, જય માત બેસન્ટ અમે નમીએ.
નાસ્તિકતાની નિશ પડી, વ્હેમ વાદળાં ઘેરી વળ્યાં,
વિખેર્યાં વાદળ વીજ બની, જય માત બેસન્ટ અમે નમીએ.
અજ્ઞાનના ઝેરી અનિલ અસરે, બહુ બાળ જગે બેહોશ બન્યાં,
તત્ત્વામૃત પાઈ જિવાડ્યાં તમે, જય માત બેસન્ટ અમે નમીએ.
નિશાનું તિમિર ગાઢ બન્યું, નવ આશની ઝાંખી સુરેખ હતી,
જણાવ્યું "તારક" જ નક્કી છે, જય માત બેસન્ટ અમે નમીએ.
અરુણ બની દિશ પૂર્વતણાં, દ્વાર ઉઘેડ્યાં સાદ કરી,
આવી સ્વારી ગુરુદેવતણી, જય માત બેસન્ટ અમે નમીએ.

# ૨. નમું બેસન્ટ માતને

(ભૈરવી દાદરો)

નમું બેસન્ટ માતને અનેક વાર વાર,
સત્યને જ ગણ્યું જેણે સાર સાર,
એ જ ખરે ઉદ્ધારનાર એ જ તારનાર.... ...નમું.
દાઝ દીન તણી દિલે ધારનાર તું,
જીવન સાટે રાતદિન સેવનાર તું,
નિઃસ્વાર્થ સ્નેહ અર્પીને ઉગારનાર તું.... ...નમું.
નિજ ગુરુને જીવન સર્વ અર્પનાર તું,
વિચરી વિદેશ, બધું ત્યાગનાર તું,
ઉર ગુરુ ભક્તિ હિંદ ધારનાર તું.... ...નમું.
સળગતે સમાજ વારી સિંચનાર તું,
પરતંત્રતાની શૃંખલાઓ તોડનાર તું,
વ્હેમવાદ તણા પહાડ ફોડનાર તું.... ...નમું.
બાળકોનું વ્હાલ યૌવનનો ઉલ્લાસ તું,
થાકેલાનું જીવન દુઃખી ઉર વિશ્રામ તું,
ધન્ય માત આત્મભાન અર્પનાર તું.... નમું.

સુરત
૭-૭-૫૦

"સીતારામ"





EARLIER
PHOTOGRAPHS
OF
ANNIE BESANT





ભગવતી બેસન્ટની પૂર્વાવસ્થાની છબીઓ

ઉંવરે ૧૦મી મે ૧૮૭૪ને રોજ એમની માતા દેવલોક પામ્યાં. શ્રી. બેસન્ટ જગતમાં નિરાધાર બન્યાં. પરંતુ બેબી મેબેલ (એમની પુત્રી) એમના જીવનને અજવાળી રહી.

૫

ચાર્લ્સ બ્રેડલો અને શ્રી. બેસન્ટ નાસ્તિકવાદનાં બે મુખ્ય સૂત્રો પર ભાર મૂકતા. પુરાવા વિના કંઈ માનવું નહિ. અને તત્ત્વો પાછળનું રહસ્ય મનુષ્ય પામી શકતો નથી એની જાહેરાત. ઈસ્વી સન ૧૮૭૬માં નાસ્તિકવાદની માન્યતા સ્પષ્ટ કરવામાં આવી. નાસ્તિકવાદમાં પ્રભુ નથી પરંતુ તેનું અનસ્તિત્વ પણ એ પોકારતો નથી; પ્રભુ છે જ નહિ, એવું કોઈ નાસ્તિક કહેતો નથી. પ્રભુથી શું કહેવા માગે છે તે તેઓ જાણતા નથી. ૧૮૮૯ સુધી શ્રી. બેસન્ટની એ ફિલસૂફી હતી. ૧૮૭૪માં 'નીતિનો સાચો પાયો' નામક પુસ્તક એમણે પ્રગટ કર્યું. ધાર્મિક ચર્ચાઓના વર્તુલમાંથી નીતિને છૂટી પાડી એના પોતાનાં જ મજબૂત પાયા પર મૂકવાનું એમને યોગ્ય લાગ્યું. ડાર્વિન, હર્બર્ટ સ્પેન્સર, હકસલી, બુશ્નેર, હેકલ વગેરેના લખાણોથી શ્રી. બેસન્ટને વિકાસનું રહસ્ય સમજાયું હતું. પરંતુ ક્લીફર્ડ, લબક, બકલે, લેકી વગેરેના લખાણોએ એમને સામાજિક ભાવનાનો વિકાસ પારખતાં પણ શીખવ્યું હતું.

અજ્ઞાની વિરોધીઓએ નાસ્તિકતા ઉપર પાશવતાનું આરોપણ કર્યું; નાસ્તિક કદી નીતિમાન હોય જ નહિ. એટલે શ્રી. બેસન્ટના ચારિત્ર્ય ઉપર પણ કાદવ ઉછાળવામાં આવ્યો. એથિઈસ્ટિક (નાસ્તિકવાદના) શિક્ષણની નૈતિક પવિત્રતા ઘણા સમજ્યા ન હતા. એમનું ધ્યાન કેવળ ખ્રિસ્તી ધર્મ પરના આક્રમણ તરફ જ દોરાયું હતું. શ્રી. બેસન્ટે એનો યોગ્ય જવાબ વાળ્યો, આખા ખ્રિસ્તી ધર્મનો ઈતિહાસ ઉકેલ્યો. એને નામે માનવતાએ સહેલાં દર્દોનું પારાયણ કર્યું. વિજ્ઞાન, વિવેચન અને વિદ્વત્તાએ શોધી આપ્યાં એ તમામ સાધનોનો ઉપયોગ કર્યો.

રાજકારણમાંના શ્રી. બેસન્ટના વિચારોએ ઘણો જ વિરોધ વધારી મૂક્યો હતો. જ્યારે રાજકારણ મનુષ્ય જીવનને સ્પર્શતું ત્યારે તે ઝંપલાવતાં. જમીન, કરવેરા, રાજખર્ચ વગેરે સામે એમણે ઝુંબેશ ઉઠાવી ને હોમરૂલર બન્યાં.

શ્રી. બ્રેડલો સાથેના સહવાસથી એમના ઉતાવળા સ્વભાવને જરૂરી અંકુશ પ્રાપ્ત થયો. શ્રી. બ્રેડલોએ શ્રી. બેસન્ટને નેશનલ રિફોર્મરના કાર્યકર બનવા આમંત્રણ આપ્યું. ઈસ્વી સન ૧૮૭૪ના ઓગસ્ટની ત્રીસમી તારીખના અંકમાં એમનો પહેલો લેખ પ્રગટ થયો. 'એજેક્સ' ઉપનામથી એ લખ્યો હતો. નેશનલ રિફોર્મરમાં ઉપતંત્રી તરીકે પણ તેમણે કામ કર્યું હતું.

ઈસ્વી સન ૧૮૭૫ના પાનખરમાં શ્રી. બેસન્ટે ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ ઉપર છ વ્યાખ્યાનો આપ્યાં. તે જ સાલમાં નેશનલ સેક્યુલર સોસાઈટીના એ ઉપપ્રમુખ બન્યાં. શ્રી. બ્રેડલો એના પ્રમુખ હતા. ૧૮૭૬ના ફેબ્રુઆરીની ૨૮મીએ પહેલી જ વાર લંડનના સેઈન્ટ લ્યુકની જૂની શેરીમાં આવેલા વિજ્ઞાનખંડમાં એ વ્યાખ્યાન આપવા ઊભાં થયાં. આવી વ્યાખ્યાન-પ્રવૃત્તિએ એમના આરોગ્યને પુષ્ટિ આપી. એમના ફેફસાંની અશક્તિ ટળી.

૬

ઈસ્વી સન ૧૮૭૭માં એક અમેરિકન ડૉક્ટર ચાર્લ્સ નોલ્ટને 'નિર્વાહ જોગ કુટુમ્બ વિસ્તાર' રાખવા આગ્રહ કરતી એક પત્રિકા બહાર પાડી. એને જપ્ત કરવામાં આવી. પ્રજોત્પત્તિના પ્રશ્ન પર

ચર્ચા કરવાનો મનુષ્યનો જન્મસિદ્ધ હક્ક છે એ સિદ્ધાન્ત પર એ પુસ્તિકારૂપે ફરી છાપી. શ્રી. બેસન્ટ વગેરેએ એ છાપવાનો નિર્ધાર પોલિસને અગાઉથી જણાવ્યો. કોર્ટે એની વિરુદ્ધ નિર્ણય કર્યો. એ નિર્ણય વિરુદ્ધ આગળ પગલાં લેતાં સજા રદ કરવામાં આવી. શ્રી બેસન્ટે 'લૉ ઑફ પોપ્યુલેશન' નામક પુસ્તિકા લખી તેની સાથે નોલ્ટન પત્રિકાનું વેચાણ પણ ચાલુ રાખ્યું. પોલિસે એ પત્રિકા જપ્ત કરી. એટલે તે પાછી મેળવવા પગલાં ભર્યાં. અને છેવટે તેમને એ પત્રિકા વેચવાની છૂટ મળી એટલે તે આખા પ્રશ્નનો નિકાલ થવાથી તે વાત પડતી મુકાઈ.

ઑગસ્ટ ૧૮૭૫થી માંડી મિસિસ બેસન્ટ પાસેથી તેમની પુત્રી મેબેલનો કબજો લેવા પ્રયત્ન થયો. ઈસ્વી સન ૧૮૭૮ના જાન્યુઆરીમાં તેના સંબંધી નોટિસ આપવામાં આવી. કોઈ જાતના કાયદેસર પગલાં લેવાય તે પહેલાં એપ્રિલમાં મેબેલ માંદી પડી. શ્રીમતી બેસન્ટે પોતાની નાસ્તિકતા કબૂલ કરી, ધાર્મિક દૃષ્ટિએ આખોય પ્રશ્ન ન વિચારવા વિનંતિ કરી. પરંતુ ન્યાયમૂર્તિએ વિરુદ્ધ ફેંસલો આપ્યો ને માંદી મેબેલને પરાણે ઊંચકી જવામાં આવી. તેનો શ્રીમતી બેસન્ટને ભારે આઘાત લાગ્યો. એ તાવની ભયંકર બિમારીમાં પટકાઈ પડયાં. એ આખીય માંદગી દરમ્યાન શ્રી બ્રેડલોએ એક માતા પેઠે એમની સારવાર કરી.

સાજા થતાં જ શ્રીમતી બેસન્ટે શ્રી. બેસન્ટ પર કાયદેસર પગલાં ભર્યાં. છેવટે ફારગતી મળી. કોર્ટ ઑફ અપીલે બાલિકા મેળવવામાં એમનો હક્ક માન્ય રાખ્યો, પરંતુ એ હક્ક સ્થાપિત કરવાનો વિચાર એમણે જ માંડી વાળ્યો.

બિકન્સ ફીલ્ડની સરકાર સત્તાધીશ હતી ત્યારે શ્રીમતી બેસન્ટે હિંદ પ્રત્યેની ઉદાર નીતિ પરત્વે, અફઘાન આક્રમણના વિરોધમાં તેમજ બીજાં અનેક દમનો વિરુદ્ધ જીભ અને કલમ ચલાવી. પરિણામે ઘણાંય હિન્દી હૈયામાં એમને માટે ભાવાંકુર ફૂટ્યો. પરિણામે હિન્દીઓ વચ્ચે કામ કરવા એ પ્રેરાયાં. ઈસ્વી સન ૧૮૭૮ના નવેમ્બર મહિનામાં 'ઇંગ્લંડ, હિંદ અને અફઘાનીસ્તાન' ઉપર તેમણે એક પુસ્તિકા લખી. ઈસ્વી સન ૧૮૭૯ની શરૂઆતમાં એડવર્ડ બી. એલીંગ જોડે શ્રીમતી બેસન્ટને પરિચય થયો. તેઓ એક વિજ્ઞાનના આદર્શ શિક્ષક હતા. તે જ સાલમાં શ્રી બેસન્ટ લંડન યુનિવર્સિટીના, તેમનાં ૩૨મા વર્ષે, મેટ્રિક થયાં. બી. એસસી.ની પરીક્ષા માટે પણ તેમણે અભ્યાસ આદર્યો. પ્રયોગાત્મક રસાયણમાં તે વારંવાર નપાસ થવાથી અને તેઓ નાસ્તિક હોવાથી અને સ્ત્રી પ્રત્યેની અસહિષ્ણુતાને લીધે તેઓ તે ડીગ્રી મેળવી ન શક્યાં

૭

ઈસ્વી સન ૧૮૮૦ના યાદગાર વર્ષમાં મિ. બ્રેડલોની યાદગાર પ્રવૃત્તિ શરૂ થઈ. લાંબા પ્રયાસ પછી તે ચુંટાયા. સોગંદવિધિને બદલે મિ. બ્રેડલોએ ડેકલેરેશન યા એફર્મેશન માટે પરવાનગી માગી. શ્રી. બેસન્ટે નેશનલ રિફોર્મરનો એક ખાસ અંક બહાર પાડ્યો. મિ બ્રેડલો પ્રત્યેના વર્તન વિરુદ્ધ મજબૂત પોકાર ઉઠાવ્યો ને જનતાને ચૂંટણી-સ્વાતંત્ર્ય માટે ઝુંબેશ ઉઠાવવા પોકાર કર્યો. મિ. બ્રેડલોને એ સંબંધી કલોક-ટાવરમાં કેદી બનાવવામાં આવ્યા હતા તેમાંથી છૂટા કરવા પડયા અને એફર્મેશનથી એમણે પોતાની બેઠક લીધી.

ઈસ્વી સન ૧૮૮૦ના પાનખરમાં લિબરલ ગવર્નમેન્ટ આયરિશ આગેવાનો પાછળ પડી અને શ્રી. બેસન્ટે આયરિશ સ્વાતંત્ર્યના ટેકામાં મત કેળવવા માંડયો.

પ્રિય પુસ્તક હતું ઘણીયે વાર એના હકકારથી પંખીઓ ચમકી ઊડતાં. એમને એમાંના ક્ષયતાનની ભૂમિકા ભજવવાનું ઘણું જ ગમતું.

એમના બાલ્યકાળના એક શિક્ષિકા મેરિએટ હતાં તે સંગીત સિવાય બધા જ વિષયો શીખવતાં. અંગ્રેજી, ફ્રેન્ચ અને જર્મનનું તેમના શિષ્યોને સંપૂર્ણ જ્ઞાન અપાતું એમના શિક્ષણથી બાલકો જ્ઞાન સંપાદન કરતાં એટલું જ નહિં પણ જ્ઞાન માટે એમને પ્રેમ ઉત્પન્ન થતો. એ અભ્યાસપ્રેમ બેસન્ટમાં જીવનભર ટકી રહ્યો.

શ્રી. બેસન્ટને પુસ્તકો ઘણાં જ ગમતાં. પાંચ વર્ષની વયે એ સરલતાથી વાંચી શકતાં. મોટેરાં રમવા જવાનું કહે છતાં પથારીમાં પડ્યાં પડ્યાં એ વાંચ્યાં જ કરતાં. વાચનમાં એટલા તલ્લીન બની જતાં કે કોઈ બોલાવે તેનો પણ તેમને ખ્યાલ રહે નહિં. સાત–આઠ વર્ષની વયે એમણે 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ' અને પછી 'મિલ્ટનનું પેરેડાઈઝ લોસ્ટ' વાંચેલું.

(૩)

શ્રી. બેસન્ટની ધર્મધેલછા ગજબ હતી. થીએટરને તે એક શયતાની જાળ સમજતાં. તેમાં તેમણે કદી પગ મૂક્યો નહોતો. પેરીસના વસવાટે શ્રી. બેસન્ટની ધાર્મિક પ્રવૃત્તિઓને વેગ આપ્યો. એમનાં માતાએ પણ એમને કદી પ્રેમકથા પ્રેમલીની વાર્તાઓ વાંચવા દીધી નહોતી. એટલે બીજી દુન્યવી કુમારિકા પેઠે જીવનની આશા નિરાશાઓ એમને સ્પર્શી ન હતી. એમને તો શહીદોના જ સમણાં આવતાં ઈસ્વી સન ૧૮૬૨ની ગ્રીષ્મ, કુમારી મેરીએટ સાથે સીડમાઉથમાં શાળા. એકલાં કામ કરવાની તેમને ત્યાં ટેવ પાડવામાં આવી. દોરવણી બંધ થઈ.

શાળા જીવનમાં 'માસીબા' (એટલે મિસ મેરીએટ) એટલાં સફળ થયાં કે શ્રી. બેસન્ટને તેમાંથી છૂટયા બાદ વધુ અભ્યાસની જ લગની લાગી. તેમણે જર્મનીનો અભ્યાસ વધાર્યો. હેરો સ્કૂલના મ્યુઝિકલ ડાયરેક્ટર જ્હોન ફાર્મર પાસે સંગીત શીખવા માંડ્યું. સાડા સોળ વર્ષની વયે શાળાનો ખંડ છોડી એકના એક પુત્રી માતુસેવામાં ધ્યાન આપવા લાગ્યાં. ઓગણીસ વર્ષની વયે વિવાહ થયો. ત્યાં સુધીનું એમનું જીવન એક સરખું સરલતાથી વહી ગયું કોઈ છોકરીનું જાહેર જીવન એમના શાંત પ્રગતિમય જીવન જેવું સુખી ન હતું. સવારે તેઓ અભ્યાસ કરતાં, બપોરે ઈચ્છામાં આવે તે કામે લાગતાં ને સાંજે ફરવા જતાં કે ઘોડેસવારી કરતાં. શ્રી. બેસન્ટ ધનુર્વિદ્યા શીખ્યાં ને તેમાં ઈનામ પણ મેળવ્યાં. શ્રી. બેસન્ટની માતા ઘણીવાર પૈસાની ભારે ભીડમાં આવી જતાં. એક વકીલમાં એમણે વિશ્વાસ મૂક્યો હતો અને તે એમને રીતસર ઠગ્યે જ જતો. છતાં શ્રી. બેસન્ટની એક પણ ઈચ્છા અધૂરી રહેતી નહિં.

આ ગાળામાં અભ્યાસના પરિપાકે શ્રી. બેસન્ટની વિચારસરણી ધર્મ પ્રતિ વળી. શહીદોના લોહીથી પાયા પૂરાયા છે એવા કેથેલિક ધર્મનો એમણે ઊંડો અભ્યાસ કર્યો અને પોતાને એ પવિત્ર દેવળના બાળક માનવા લાગ્યાં.

ઈસ્વી સન ૧૮૬૬ની ઈસ્ટર એમના જીવનનો સ્મરણીય પ્રસંગ હતો. એક પાદરી સાથે પરિચય થયો: ધાર્મિક માન્યતા દૃઢ થઈ ને એ પરણ્યાં.

દરેક કુમારિકામાં વાસનાનો અંશ તો હોય છે જ, પરંતુ એનો આવિર્ભાવ કેળવણી ઉપર આધાર રાખે છે. શ્રી. બેસન્ટના બાલ્ય ને કૌમાર્યના ફક્ત બે જ આદર્શ હતાઃ માતા અને ક્રાઈસ્ટ. આ વિચિત્ર લાગશે પણ સત્ય છે. લગ્ન પ્રત્યેનો અભાવ પાદરીની પત્ની થવાની હોંશમાં ઓસરી ગયો.

એમ, સર્વદા દેવળ ( ચર્ચ )માં રહી ગરીબોની સેવા કરવાનું મળશે ને ! એક વાર લગ્નની વાત પડતી મૂકવા પણ એમણે માતાને કહેલું, પરંતુ માતાના સ્વમાને એના વિરુદ્ધ બળવો પોકારેલો. એ મીઠી માના વચન માટે મરી ફીટવા તૈયાર હતાં. અને માની ઇચ્છા શ્રી. બેસન્ટ માટે કાયદો હતી. ધર્મની વાત સિવાય માતાની ઇચ્છાનું એ કદી ઉલ્લંઘન કરતાં નહિ. એટલે ઈસ્વી સન ૧૮૬૭ના શિયાળામાં, ડીસેમ્બર મહિનામાં લગ્ન થયું પરંતુ એમનું દંપતીજીવન સુખી ન નીવડ્યું.

આ ગાળામાં શ્રી. બ્રાડલો ને શ્રી. બેસન્ટ એકસરખું સેવાકાર્ય કરી રહ્યાં હતાં. આયરીશ શહીદો માટે કેલાર્ક નવેલ ગ્રીનમાં બ્રેડલોએ ખૂબ ઝુંબેશ ચલાવી હતી. ઓક્ટોબરમાં એમણે આયર્લૅન્ડને ન્યાય અપાવવા પ્રવૃત્તિ ચલાવી.

ઈસ્વી સન ૧૮૬૮માં શ્રી. બેસન્ટની લેખનપ્રવૃત્તિની શરૂઆત થઈ. એક બાજુ સાદી નવલિકાઓ અને બીજી બાજુ ગંભીર જીવનચરિત્રો લખવા માંડ્યા. 'ફેમિલી હેરોલ્ડ' તરફથી, તેમની પહેલી વાર્તા પાઠવતાં જ, થોડા અઠવાડિયાં પછી પુરસ્કારનો ચેક મળ્યો. પછી તો વખતોવખત 'ફેમિલી હેરોલ્ડ' તરફથી એમને નાણાં મળતાં ગયાં. આથી પ્રોત્સાહિત થઈ તેમણે નવલકથા લખવા માંડી. પરંતુ એમાં ભારોભાર રાજકારણ ભરેલું હોવાથી 'ફેમિલી હોરોલ્ડે' તે પાછી વાળી.

ઈસ્વી સન ૧૮૬૯ના જાન્યુઆરીમાં એમને પુત્ર થયો. ઈસ્વી સન ૧૮૭૦ના ઓગસ્ટમાં એમણે એક પુત્રીને જન્મ આપ્યો. ૧૮૭૧માં બંને બાળકોને ઉંટાટિયું થયું. બાલિકા માટે તો એ માંદગી આકરી થઈ પડી. એ બાલિકા બચી ગઈ, પણ જીવી ત્યાં સુધી એ નાજુક અને દર્દી જ, રહી. એની બીમારીએ શ્રી. બેસન્ટને સાવ ભાંગી પાડ્યાં. આથી એ ખ્રિસ્તી મટી નાસ્તિક બન્યાં. ભગવાન પરની એમની શ્રદ્ધા ડગી ગઈ. ઈસ્વી સન ૧૮૭૧ના ગ્રીષ્મની એક રાત્રિએ એની અવધિ આવી રહી. જીવન–નિરાશાના છેલ્લે પગથિયે એ બારીએ ઊભાં હતાં. એમણે કલોરોફોર્મની બાટલી ઉપાડી બુચ ખોલ્યો ને હોઠે માંડે ત્યાં ધીમા બોલ સંભળાયા: 'કાયર ! શહીદ થવાની તમન્નાવાળી થોડુંક દુઃખ સહી શકતી નથી !' તેમણે શીશી ફેંકી દીધી. શરમથી દબાઈ ગયાં. પરંતુ આ માનસિક ઝંઝાવાત લાંબી બિમારી આણ્યા વગર ન રહ્યો. માંદગી પછી એમની વિચારસરણી વ્યવસ્થિત બની. ચાર મુખ્ય પ્રશ્નોના અભ્યાસમાં એ પડ્યાં: (૧) મૃત્યુ પછીના દંડની અનંતતા, (૨) ભલાઈ ને સ્નેહનું રહસ્ય, (૩) પ્રભુનો ન્યાય અને (૪) પ્રેરણાનું રહસ્ય.

## ૪

હવે શ્રી. બેસન્ટે ધાર્મિક તેમજ નાસ્તિકવાદના પુસ્તકો એકીસાથે વાંચવા માંડ્યાં.

ઈસ્વી સન ૧૮૭૨ની નાતાલમાં સીસ્બીમાં ટાઈફોઈડનો રોગચાળો શરૂ થયો. શ્રી. બેસન્ટે માંદાની માવજતનું કાર્ય ઉપાડી લીધું; જાણે કુદરતે એમને નર્સ થવા સરજ્યાં હોય :એમ લાગ્યું. ઈસ્વી સન ૧૮૭૩ની વસંતમાં એમની પોતાની અંતર્ગત શક્તિનું ભાન થયું. સીસ્બી ચર્ચમાં એમણે પહેલવહેલું ભાષણ આપ્યું: 'બાઈબલની પ્રેરણા.' ઈસ્વી સન ૧૮૭૩માં એમની લગ્નગ્રંથી તૂટી ગઈ; લગ્નવિચ્છેદને એમણે સ્વીકારી લીધું. આથી એમના માતુશ્રીનું હૈયું ભાંગી ગયું, આથી એમને દર્દ થાય તેથી શ્રી. બેસન્ટને દસગણું દર્દ થયું. છતાં જુઠાણું કેમ જિવાય ! એ સત્યને જ વળગી રહ્યાં. સત્ય કરતાં માતપિતાને વધારે ચાહે એ લાયક સંતાન કહેવાય જ નહિ. 'પ્રામાણિકતા જ પ્રકાશ અને શાંતિનો રાજમાર્ગ છે.

3

# શ્રીમતી ઍની બેસન્ટ

## (આત્મકથાના આધારે)

### (૧)

ઈસ્વી સન ૧૮૪૭ના ઓક્ટોબરની પહેલી તારીખે પાંચ ને ઓગણચાલીસ મિનિટે લંડનમાં નમતે પહોરે શ્રી. ઍની બેસન્ટના બાળ નયનોએ પહેલી જ વાર આ સૃષ્ટિનાં દર્શન કર્યાં. ત્રણ ચતુર્થાંશ કલેવર ને આખુંય હૈયું આઈરિશ હોવા છતાં 'બો બેલ્સ'ના ઘંટારવ સાંભળતા એ લંડનમાં જન્મ્યાં એ વાત એમને સદૈવ સાલતી. એમનાં માતુશ્રી સંપૂર્ણ આયરિશ હતાં. જ્યારે એમના પિતાશ્રી માતૃપક્ષે આયરિશ અને પિતૃપક્ષે ડેવન શાયરના વતની હતા મજબૂત અંગ્રેજ જાતિના 'વુડ' ધનુર્ધર હતા.

શ્રી. બેસન્ટના માતામહ ચોખ્ખા આયરિશ હતા. બાલ્યાવસ્થામાં એમના તરફ શ્રી. બેસન્ટને અપ્રતિમ પૂજ્યભાવ હતો. એમનો જરા ધાક પણ રહેતો. શ્રી. બેસન્ટનાં માતુશ્રી એ વિશાળ કુટુંબનાં બીજાં પુત્રી હતાં. નાણાં ઘટતાં ગયાં એમ એ કુટુંબ વધતું ગયું અને છેવટે એક માસીએ એમને દત્તક લીધાં. ઈ. સ. ૧૮૭૪ના મેમાં નોર્વુડમાં ખરીદેલા નવા ઘરમાં એમનું અવસાન થયું.

શ્રી. બેસન્ટના પિતાને પોતાના ધંધામાં ખૂબ જ રસ હતો ઘણી વાર એ હોસ્પિટલમાં જતા ને શસ્ત્રક્રિયામાં ભાગ લેતા. ૧૮૫૨ના ઓક્ટોબરની પાંચમીએ એમનું અવસાન થયું. શ્રી. બેસન્ટનાં માતુશ્રીને તેનો ઘણો આઘાત લાગ્યો.

શ્રી. બેસન્ટનાં માતપિતા વચ્ચે અનોખો પ્રેમ હતો. શ્રી. બેસન્ટના પિતા બુદ્ધિશાળી હતા એટલું જ નહિં પણ સુંદર કેળવણી પામ્યા હતા. તેઓ યુરોપની ઘણી ભાષાના જાણકાર હતા. ફિલસૂફીના અભ્યાસી હોઈ એ ખૂબ જ નાસ્તિક હતા. પણ બેસન્ટનાં માતુશ્રી ધર્મ પર શ્રદ્ધા ધરાવતાં હતાં

એમનાં માતા શ્રી. બેસન્ટને અતિ ધર્મિષ્ઠ માનતા, અને એક રીતે એ સાચું પણ હતું. બાળક તરીકે શ્રી. બેસન્ટ બેદીને કલ્પનાશીલ હતાં. સમણાં સેવતાં ને કલ્પનાચિત્રો રચતાં. કેટલીક જાતિનો આ મૂળગત સ્વભાવ હોય છે. મજબૂત મનવાળાને એ લોકો વહેમી જ લાગે છે.

શ્રી. બેસન્ટના ભાઈ આલ્ફ્રેડ પણ એના પિતાની યાદમાં ઝૂરી ઝૂરીને થોડા જ સમયમાં અવસાન પામ્યું. એમની માતાના સ્વપ્નમાં સ્વર્ગસ્થ પતિ વિલિયમે દર્શન દીધાં હતાં અને આલ્ફ્રેડની માગણી કરી હતી. એટલે માર્ચમાં ૧૮૫૩માં જ્યારે આલ્ફ્રેડનો જીવ ઊડી ગયો એટલે એમને જરાય આશ્ચર્ય થયું ન હતું. આયરિશ કુટુંબોમાં 'ભૂત' આદિના અસ્તિત્વની માન્યતા સામાન્ય હોય છે. શ્રી. બેસન્ટનાં માતુશ્રી પણ એવું કંઈક માનતાં. શ્રી. બેસન્ટ પણ બાલ્યાવસ્થામાં પરીઓ ને ભૂતોની વાતોમાં માનતાં. પોતે રમતાં એ ઢીંગલીઓને પણ એ સાચાં જીવતાં જાગતાં બાળક જેવાં જ માનતાં.

### (૨)

શ્રી. બેસન્ટની બાલ્યાવસ્થા એટલે એમનાં માતુશ્રીની મુશ્કેલીઓ અને ચિંતાઓનો કાળ.

બેસન્ટને નાનપણમાં ઝાડો પર ચડવાનો ખાસ શોખ હતો. ઝાડ પર ચડી ત્યાંના ફળફળાદિનો એ હંમેશ નાસ્તો કરતાં. એમનો અભ્યાસ પણ ત્યાં જ થતો. મિલ્ટનનું 'પેરેડાઈઝ લોસ્ટ' એમનું

છેવટે ૧૦મી મે ૧૮૭૪ને રોજ એમની માતા દેવલોક પામ્યાં. શ્રી. બેસન્ટ જગતમાં નિરાધાર બન્યાં. પરંતુ બેબી મેબેલ (એમની પુત્રી) એમના જીવનને અજવાળી રહી.

૫

ચાર્લ્સ બ્રેડલો અને શ્રી. બેસન્ટ નાસ્તિકવાદનાં બે મુખ્ય સૂત્રો પર ભાર મૂકતા. પુરાવા વિના કંઈ માનવું નહિં. અને તત્ત્વો પાછળનું રહસ્ય મનુષ્ય પામી શકતો નથી એની જાહેરાત. ઈસ્વી સન ૧૮૭૬માં નાસ્તિકવાદની માન્યતા સ્પષ્ટ કરવામાં આવી. નાસ્તિકવાદમાં પ્રભુ નથી પરંતુ તેનું અનસ્તિત્વ પણ એ પોકારતો નથી; પ્રભુ છે જ નહિં, એવું કોઈ નાસ્તિક કહેતો નથી. પ્રભુથી શું કહેવા માગે છે તે તેઓ જાણતા નથી. ૧૮૮૯ સુધી શ્રી. બેસન્ટની એ ફિલસૂફી હતી. ૧૮૭૪માં 'નીતિનો સાચો પાયો' નામક પુસ્તક એમણે પ્રગટ કર્યું. ધાર્મિક ચર્ચાઓના વર્તુલમાંથી નીતિને છૂટી પાડી એના પોતાનાં જ મજબૂત પાયા પર મૂકવાનું એમને યોગ્ય લાગ્યું. ડાર્વિન, હર્બર્ટ સ્પેન્સર, હક્સલી, બુશનેર, હેકલ વગેરેના લખાણોથી શ્રી. બેસન્ટને વિકાસનું રહસ્ય સમજાયું હતું. પરંતુ ક્લીફર્ડ, લૉક, બકલે, લેકી વગેરેના લખાણોએ એમને સામાજિક ભાવનાનો વિકાસ પારખતાં પણ શીખવ્યું હતું.

અજ્ઞાની વિરોધીઓએ નાસ્તિકતા ઉપર પાશવતાનું આરોપણ કર્યું; નાસ્તિક કદી નીતિમાન હોય જ નહિં. એટલે શ્રી. બેસન્ટના ચારિત્ર્ય ઉપર પણ કાદવ ઉછાળવામાં આવ્યો. એથિઈસ્ટિક (નાસ્તિકવાદના) શિક્ષણની નૈતિક પવિત્રતા ઘણા સમજ્યા ન હતા. એમનું ધ્યાન કેવળ ખ્રિસ્તી ધર્મ પરના આક્રમણ તરફ જ દોરાયું હતું. શ્રી. બેસન્ટે એનો યોગ્ય જવાબ વાળ્યો, આખા ખ્રિસ્તી ધર્મનો ઈતિહાસ ઉકેલ્યો. એને નામે માનવતાએ સહેલાં દર્દોનું પારાયણ કર્યું. વિજ્ઞાન, વિવેચન અને વિદ્વત્તાએ શોધી આપ્યાં એ તમામ સાધનોનો ઉપયોગ કર્યો.

રાજકારણમાંના શ્રી. બેસન્ટના વિચારોએ ઘણો જ વિરોધ વધારી મૂક્યો હતો. જ્યારે રાજકારણ મનુષ્ય જીવનને સ્પર્શતું ત્યારે તે ઝંપલાવતાં. જમીન, કરવેરા, ગજખર્ચ વગેરે સામે એમણે ઝુંબેશ ઉઠાવી ને હોમરૂલર બન્યાં.

શ્રી. બ્રેડલો સાથેના સહવાસથી એમના ઉતાવળા સ્વભાવને જરૂરી અંકુશ પ્રાપ્ત થયો. શ્રી. બ્રેડલોએ શ્રી. બેસન્ટને નેશનલ રિફોર્મરના કાર્યકર બનવા આમંત્રણ આપ્યું. ઈસ્વી સન ૧૮૭૪ના ઓગસ્ટની ત્રીસમી તારીખના અંકમાં એમનો પહેલો લેખ પ્રગટ થયો. 'એજેક્સ' ઉપનામથી એ લખ્યો હતો. નેશનલ રિફોર્મરમાં ઉપતંત્રી તરીકે પણ તેમણે કામ કર્યું હતું.

ઈસ્વી સન ૧૮૭૫ના પાનખરમાં શ્રી. બેસન્ટે ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ ઉપર ૭ વ્યાખ્યાનો આપ્યાં. તે જ સાલમાં નેશનલ સેક્યુલર સોસાઈટીના એ ઉપપ્રમુખ બન્યાં. શ્રી. બ્રેડલો એના પ્રમુખ હતા. ૧૮૭૬ના ફેબ્રુઆરીની ૨૮મીએ પહેલી જ વાર લંડનના સેઈન્ટ લ્યુકની જૂની શેરીમાં આવેલા વિજ્ઞાનખંડમાં એ વ્યાખ્યાન આપવાં ઊભાં થયાં. આવી વ્યાખ્યાન-પ્રવૃત્તિએ એમના આરોગ્યને પુષ્ટિ આપી. એમનાં ફેફસાંની અશક્તિ ટળી.

૬

ઈસ્વી સન ૧૮૭૭માં એક અમેરિકન ડૉક્ટર ચાર્લ્સ નોલ્ટને 'નિર્વાહ જોગ કુટુમ્બ વિસ્તાર' રાખવા આગ્રહ કરતી એક પત્રિકા બહાર પાડી. એને જપ્ત કરવામાં આવી. પ્રજોત્પત્તિના પ્રશ્ન પર

ચર્ચા કરવાનો મનુષ્યનો જન્મસિદ્ધ હક્ક છે એ સિદ્ધાન્ત પર એ પુસ્તિકારૂપે ફરી છાપી. શ્રી. બેસન્ટ વગેરેએ એ છાપવાનો નિર્ધાર પોલિસને અગાઉથી જણાવ્યો. કોર્ટે એની વિરુદ્ધ નિર્ણય કર્યો. એ નિર્ણય વિરુદ્ધ આગળ પગલાં લેતાં સજા રદ કરવામાં આવી. શ્રી બેસન્ટે 'લૉ ઑફ પોપ્યુલેશન' નામક પુસ્તિકા લખી તેની સાથે નોલ્ટન પત્રિકાનું વેચાણ પણ ચાલુ રાખ્યું. પોલિસે એ પત્રિકા જપ્ત કરી. એટલે તે પાછી મેળવવાં પગલાં ભર્યાં. અને છેવટે તેમને એ પત્રિકા વેચવાની છૂટ મળી એટલે તે આખા પ્રશ્નનો નિકાલ થવાથી તે વાત પડતી મુકાઈ.

ઑગસ્ટ ૧૮૭૫થી માંડી મિસિસ બેસન્ટ પાસેથી તેમની પુત્રી મેબેલનો કબજો લેવા પ્રયત્ન થયો. ઈસ્વી સન ૧૮૭૮ના જાન્યુઆરીમાં તેના સંબંધી નોટિસ આપવામાં આવી. કોઈ જાતના કાયદેસર પગલાં લેવાય તે પહેલાં એપ્રિલમાં મેબેલ માંદી પડી. શ્રીમતી બેસન્ટે પોતાની નાસ્તિકતા કબૂલ કરી, ધાર્મિક દૃષ્ટિએ આખોય પ્રશ્ન ન વિચારવા વિનંતિ કરી. પરંતુ ન્યાયમૂર્તિએ વિરુદ્ધ ફેંસલો આપ્યો ને માંદી મેબેલને પરાણે ઊંચકી જવામાં આવી. તેનો શ્રીમતી બેસન્ટને ભારે આઘાત લાગ્યો. એ તાવની ભયંકર બિમારીમાં પટકાઈ પડ્યાં. એ આખીય માંદગી દરમ્યાન શ્રી બ્રેડલોએ એક માતા પેઠે એમની સારવાર કરી.

સાજા થતાં જ શ્રીમતી બેસન્ટે શ્રી. બેસન્ટ પર કાયદેસર પગલાં ભર્યાં. છેવટે ફારગતી મળી. કોર્ટ ઑફ અપીલે બાલિકા મેળવવામાં એમનો હક્ક માન્ય રાખ્યો, પરંતુ એ હક્ક સ્થાપિત કરવાનો વિચાર એમણે જ માંડી વાળ્યો.

બિકન્સ ફીલ્ડની સરકાર સત્તાધીશ હતી ત્યારે શ્રીમતી બેસન્ટે હિંદ પ્રત્યેની ઉદાર નીતિ પરત્વે, અફઘાન આક્રમણના વિરોધમાં તેમજ બીજાં અનેક દમનો વિરુદ્ધ જીભ અને કલમ ચલાવી. પરિણામે ઘણુંય હિન્દી હૈયામાં એમને માટે ભાવાંકુર ફૂટ્યો. પરિણામે હિન્દીઓ વચ્ચે કામ કરવા એ પ્રેરાયાં. ઈસ્વી સન ૧૮૭૮ના નવેમ્બર મહિનામાં 'ઇંગ્લંડ, હિંદ અને અફઘાનીસ્તાન' ઉપર તેમણે એક પુસ્તિકા લખી. ઈસ્વી સન ૧૮૭૯ની શરૂઆતમાં એડવર્ડ બી. એવલીંગ જોડે શ્રીમતી બેસન્ટને પરિચય થયો. તેઓ એક વિજ્ઞાનના આદર્શ શિક્ષક હતા. તે જ સાલમાં શ્રી બેસન્ટ લંડન યુનિવર્સિટીના, તેમનાં ૩૨મા વર્ષે, મેટ્રિક થયાં. બી. એસસી.ની પરીક્ષા માટે પણ તેમણે અભ્યાસ આદર્યો. પ્રયોગાત્મક રસાયણમાં તે વારંવાર નપાસ થવાથી અને તેઓ નાસ્તિક હોવાથી અને સ્ત્રી પ્રત્યેની અસહિષ્ણુતાને લીધે તેઓ તે ડીગ્રી મેળવી ન શક્યાં

## ૭

ઈસ્વી સન ૧૮૮૦ના યાદગાર વર્ષમાં મિ. બ્રેડલોની યાદગાર પ્રવૃત્તિ શરૂ થઈ. લાંબા પ્રયાસ પછી તે ચુંટાયા. સોગંદવિધિને બદલે મિ. બ્રેડલોએ ડેકલેરેશન યા એફર્મેશન માટે પરવાનગી માગી. શ્રી. બેસન્ટે નેશનલ રિફોર્મરનો એક ખાસ અંક બહાર પાડ્યો. મિ. બ્રેડલો પ્રત્યેના વર્તન વિરુદ્ધ મજબૂત પોકાર ઉઠાવ્યો ને જનતાને ચૂંટણી-સ્વાતંત્ર્ય માટે ઝુંબેશ ઉઠાવવા પોકાર કર્યો. મિ. બ્રેડલોને એ સંબંધી ક્લોક-ટાવરમાં કેદી બનાવવામાં આવ્યા હતા તેમાંથી છૂટા કરવા પડ્યા અને એફર્મેશનથી એમણે પોતાની બેઠક લીધી.

ઈસ્વી સન ૧૮૮૦ના પાનખરમાં લિબરલ ગવર્નમેન્ટ આયરિશ આગેવાનો પાછળ પડી અને શ્રી. બેસન્ટે આયરિશ સ્વાતંત્ર્યના ટેકામાં મત કેળવવા માંડ્યો.

ઈસ્વી સન ૧૮૮૩માં શ્રી. બેસન્ટનું મન સમાજવાદ (Socialism) તરફ દોરાયું. ૧૮૮૪માં બર્નાર્ડ શૉ (સમાજવાદી)ને મળ્યાં પછી શ્રી. બેસન્ટે 'રાજકીય સત્તાની પુનઃ વેચણી.' 'સમાજનો વિકાસ' 'અર્વાચીન સમાજવાદ' વગેરે લેખમાળા લખી. ૧૮૮૫માં તેઓ ફેબીયન સોસાયટીમાં દાખલ થયાં. તે જ વર્ષમાં રશિયન રાજકીય કેદીઓની દુર્દશા પ્રત્યે અંગ્રેજ પ્રજાનું ધ્યાન ખેંચવા હિલચાલ શરૂ કરી અને તે જ વર્ષમાં સુદાનના પ્રશ્ન માટે તેની વહારે ધાયાં.

૧૮૮૯માં શ્રી. બેસન્ટ થી. સ્ટેડના કહેવાથી બ્લેવેટસ્કીના 'સિક્રેટ ડોક્ટ્રીન'ના બે ગ્રંથોનો અભ્યાસ કરી બ્લેવેટસ્કીનાં શિષ્યા બન્યાં અને નેશનલ સેક્યુલર સોસાયટીમાંથી રાજીનામું આપી 'હું કેમ થીઓસોફિસ્ટ થઈ' એ વિષય પર વ્યાખ્યાન આપી પત્રિકા પ્રગટ કરી.

ઈસ્વી સન ૧૮૯૧ના એપ્રિલમાં શ્રીમતી બેસન્ટે નીયો મેલ્થુઝિઆનિઝમનો ત્યાગ કર્યો. મેડમ બ્લેવેટસ્કીના બે વર્ષના સતત સંપર્કનું એ પરિણામ હતું. શ્રીમતી બ્લેવેટસ્કીએ એમને સ્પષ્ટ કહ્યું કે માનવના દૈહિક વિકાસ પૂરતી એ પ્રવૃત્તિ અનુરૂપ હશે, પરંતુ આધ્યાત્મિક અસ્તિત્વ સાથે એ બંધ બેસતી નથી. અત્યાર સુધીનું શ્રીમતી બેસન્ટનું જીવનઘડતર ઐહિક જડવાદ ઉપર જ રચાયું હતું. ઐહિક સાધનોથી જ માનવજીવન સંપૂર્ણ બને છે એ જાતની તેમની માન્યતા હતી. મેડમ બ્લેવેટસ્કીએ એમને મનુષ્ય, એની ઉત્પત્તિ અને ભાવિની વાત કરી. માનવઘડતર અને એના ભૂત, ભવિષ્ય ને વર્તમાનના સાચા સંબંધોનાં પરિબળો એમના દિલમાં ઊતર્યાં. થીઓસોફીની દૃષ્ટિએ માનવ શું છે એનો ખ્યાલ આપ્યો. માનવ એક આધ્યાત્મિક શક્તિ છે. માનવ અનુભવોનું વિશાળ ચાલુ વર્તુલ છે, જેમાં જન્મ જન્માન્તરો ફરી ફરી, જીવ આદર્શ માનવી બને છે. જડ પદાર્થમાં એની ઉત્પત્તિ નથી; જડ પદાર્થના ખોળિયામાં એને પૂરવામાં આવ્યો છે. એ જડ વસ્ત્રો ને ઉપવસ્ત્રો સાથે એને બહુ થોડી નિસ્બત છે. મનુષ્યની બુદ્ધિ અને ઇચ્છાશક્તિ એ એક સર્જનબળ છે. અને દરેક વિચારણામાં એ મહત્ત્વનો ભાગ ભજવે છે. એમ વિચારચિત્રો ઘડાતાં જાય છે અને માનવ આત્મા ઘડાતો જાય છે અને અનેક માનવજન્મોની સિદ્ધિ દ્વારા સંપૂર્ણ બને છે. માલ્થુઝિયન વિચારો કેવળ માનવ વાસનાને જ સ્પર્શે છે. પરંતુ વાસનાને તો માનવીની દાસી બનાવવાની છે. માનવ કરતાં વાસનાને વધુ મહત્ત્વ આપવાથી જ સંસારનાં દુઃખો ને માનવહીનતા પ્રગટ્યાં છે. વાસનાના વધુ પડતા વિકાસ સામે ઝુંબેશ ઉઠાવવાની જરૂર છે. આત્મત્યાગ અને સંયમ અપનાવી સાચું માનવજીવન ઘડવાનું છે. મેડમ બ્લેવેટસ્કીએ નીયોમાલ્થુઝિયમ વિરુદ્ધ થીઓસોફીનાં તત્ત્વો બેસન્ટ સમક્ષ રજૂ કર્યાં અને તેમણે છેવટનો નિર્ણય કરી થીઓસોફિસ્ટ બન્યાં.

આમ શ્રીમતી બેસન્ટ તોફાનોમાંથી શાંતિપદે પહોંચ્યાં. એવી તો આંતરશાંતિ પામ્યાં કે બાહ્ય તોફાનો એમના દિલ પર અસર કરી શકે તેવાં રહ્યાં નહિં. ઈસ્વી સન ૧૮૯૧માં બ્રેડલોનું અવસાન થયું ત્યારે પણ તેઓ ટકી રહ્યાં. મેડમ બ્લેવેટસ્કી શાંતિધામ પામ્યાં (૧૮૯૧માં) ત્યારે પણ શાંતિ ધરી રહ્યાં. ભારે દુઃખ, વિષાદ ને જવાબદારીઓને એ પહોંચી વળ્યાં. એમના દિલમાં શાંત શ્રદ્ધાએ ઘર કર્યું હતું. મહાન્ બંધુ સમાજના (મહાન્ શ્વેત સંઘના) જન્મજન્માન્તર માટે પોતે સેવક હતાં અને અનન્ત શાંતિ એમને વરેલી જ હતી. ૐ શાન્તિઃ! શાંતિઃ! શાંતિઃ!

શ્રી. રમણિકલાલ દલાલ

(એમના શ્રી. બેસન્ટ પરના એક બૃહત્ લેખનો સક્ષેપ)

# ડૉ. બેસન્ટના જીવનની વધુ સાલવારી

ઈસ્વી સન ૧૮૮૭માં વિલ્યમ. ટી. સ્ટેડને મળ્યાં. અને ૧૮૮૭ થી ૧૮૯૦ સુધી લંડન સ્કૂલ-બોર્ડનાં સભ્ય રહ્યાં. અને ૧૮૮૮માં મિ. હરબર્ટ બરોઝ સાથે દિવાસળીની પેટીવાળીઓની હડતાળ સફળ રીતે યોજી. અને તે જ સાલમાં પ્રેતાવાહન, ( Spiritualism ) અને ચેતનાની ગુપ્ત બાજુનો અભ્યાસ કર્યો. ૧૮૮૯માં 'સિક્રેટ ડોક્ટ્રિન' વાંચી બ્લેવેટસ્કીનાં શિષ્યા બન્યાં અને થીઓસોફિકલ સોસાયટીના સભ્ય બન્યાં. ૧૮૯૦માં નેશનલ સેક્યુલર સોસાયટીમાંથી રાજીનામું આપ્યું અને શ્રી. લેડબીટરને આ જન્મમાં પહેલી જ વાર મળ્યાં. ૧૮૯૧માં યુનાઇટેડ સ્ટેટસમાં પ્રથમ વ્યાખ્યાનો માટેનો પ્રવાસ ખેડ્યો. અને ઈ. સન ૧૮૯૩માં હિન્દની ભૂમિ પર પગ મૂકી ત્યાં વ્યાખ્યાન માટેનો પ્રવાસ ખેડ્યો. ૧૮૯૫માં બનારસમાં ઠરીઠામ થઈ ભગવદ્ગીતાનું અંગ્રેજીમાં ભાષાન્તર કર્યું. ૧૮૯૮ના જુલાઈની ૭મી એ સેન્ટ્રલ હિન્દુ કૉલેજની સ્થાપના કરી. ૧૯૦૨માં કોમેસન્ત્રીમાં દાખલ થયાં. ૧૯૦૪માં બનારસમાં ગર્લ્સસ્કૂલ કાઢી. ૧૯૦૬ લેડબીટર કેસમાં ગુંથાયાં, અને ૧૯૦૭ના જુલાઈની ૬ઠ્ઠીએ થીઓસોફિકલ સોસાયટીના પ્રમુખ થયાં. ૧૯૦૭-૧૧ અડ્યાર એસ્ટેટને ૨૭ એકરમાંથી ૨૫૩ એકરનું બનાવ્યું.

૧૯૦૯માં શ્રી. કૃષ્ણમૂર્તિ અને એમના ભાઈને દત્તક લીધા. અને ૪૫૦૦૦ માઈલની, એમની જિંદગીમાં લાંબામાં લાંબી, મુસાફરી કરી, અને "યોગવિદ્યાની દૃષ્ટિથી જોયેલા રસાયણશાસ્ત્ર" (occult chemistry)ની શોધ આગળ ચલાવી. ૧૯૧૨-૧૪માં શ્રી. કૃષ્ણમૂર્તિના પિતા જે. નારાણૈયા વિરુદ્ધ કાયદાના ખટલામાં પડ્યાં. ૧૯૨૨માં અડ્યારમાં બ્રહ્મવિદ્યા આશ્રમની સ્થાપના કરી. ૧૯૨૬માં જુહુમાં થીઓસોફિકલ કોલોનીની એમણે સ્થાપના કરી. અને ૧૯૨૭માં કેલિફોર્નિઆમાં 'હેપી વેલી'ની સ્થાપના કરી એને માટે નાણાં માટે વિજ્ઞપ્તિ કરી. ૧૯૩૦માં એમના પૌત્રી મિસ સિબિલ બેસન્ટના લગ્નમાં હાજરી આપી. ૧૯૩૧માં બ્લેવેટસ્કી સેન્ટીનરી અને ૧૯૩૨માં ઓલ્કોટ સેન્ટીનરી (શતાબ્દી) ઉત્સવ ઉજવ્યો અને ૧૯૩૩ના સપ્ટેમ્બરની ૨૦મીએ સાંજના ૪ વાગે અવસાન પામ્યાં.*

સંપાદક.

* વધુ માટે જુઓ પાનું ૨૧૨-૨૧૩, પરિશિષ્ટ-૧

# From Peace to Power

By Annie Besant, D. L.

*......for the rule of the Empire of force is crumbling*, and the Day of the Federation of Free Nations has dawned.

When the great Messenger from the white Lodge landed in India, she brought in her strong hand the charter of India's Freedom. Russian by birth, she had become naturalized in the Republic of the West, which had, a century before, broken the chains that Britain strove to fasten on her mighty limbs. Her colleague was American-born, and the constitution of the society which was to become world-wide, was framed by him on the model of that created by the Fathers of the Republic, aided by Hands which had become liberated and immortal.

Helena Petrovna Blavatsky quickly began the great task assigned to her — the destruction of triumphant materialism. Alone she stood in her unbreakable knowledge, a knowledge of the Laws of Nature belonging to the subtler worlds. With these she fought her giant foe, and slew him.

But a stronger enemy barred her onward way — the apathy of the people she came to enlighten, and through them to enlighten the world. They admired her, they became proud of their past, they held up their heads. But even she, aided by her Guru and His brothers, could not stir them to united action. In vain was the effort made to found a paper through which the clarion note of Freedom might ring over India. Even one of her patriots said:—" India is dead, you cannot wake her. " At least H. P. B.s Guru, who in the past had ruled over India, recognised the hopelessness of the task, and, as she wrote, "*retired in deep displeasure.* "

H. P. B. was practically driven from India and went to Europe, seeking a colleague whom she know. She wrote her great work 'The Secret Doctrine,' and found her colleague. Annie Besant, who became her pupil in their new bodies, and led her to the Guru who was also her own. This colleague brought to the service of India trained political methods,. guided

by experience and by fighting side by side with that great warrior of freedom, Charles Bradlaugh. A little latter she went Home, leaving her pupil to carry on the work of thoroughly arousing the Indian spirit. Colonel Olcott had revived Buddhism and Zoroastrianism; he encouraged his new colleague in the revival of Hinduism and passed away. His Guru materialized by his bedside, ere he passed, and bade him name Annie Besant as his successor in the Presidency of the Theosophical Society. She was loath to leave her educational work, the **Central Hindu School & College**, for which she hoped to obtain a Royal Charter from John Morley, the then secretary of state for India, with whom she had discussed the subject but her Guru bade her accept the duty; and she, of course, obeyed, and was duly elected as President in 1907.

A very important step forward is now being taken in the struggle for Indias liberty. India cannot deliver her message to the world while she continues in subjection to a foreign rule, and is looked down upon by all free peoples as a "dependency" of Britain.

The preparation was begun in 1875, when the great Messenger of the White Lodge, H. P. B., was *sent out into our world to perform* her splendid work, the destruction of materialism as a philosophy of life. With her brave colleague, Colonel H. S. Olcott, she the Teacher, he the Organizer, the work was carried on. In the Theosophical Society, color ceased to be a badge of inferiority, and Universal Brotherhood was recognised as the Law of Life. The two Colleagues associated with Indians on an equal footing, and constantly taught that the World-Teachers were Easterns. The men who planned the Indian National Congress were members of the Theosophical Society. In 1891, I was sent by H. P. B. to America to meet W. Q. Judge there, one of her best disciples and he and I carried on of occult tradition in E. S., the Heart of the Society. Very soon I entered into political life of India, working for her Freedom, and in 1913 opened my part of the campaign with lectures on Social Reform.

It was in 1913 that I first came into direct conscious touch with the Rishi Agastya, the Regent of India in the inner Government. He desired me to form a small band of people who were brave enough to defy wrong social customs such as premature betrothal and marriage. This was done, and carrying out His wishes, I gave some lectures that

autumn on Social Reform, published under the title of "Wake up India."* These prepared the way for the desired political reform, and this was started in that same year by the resolve to begin a weekly newspaper, The Commonweal, in January, 1914. To guide me in its conduct, I was summoned to Shamballa,* where still abide the King and His three Pupils, the "Four Kumaras" of the Indian Scriptures, He the Eldest. There I was given what I always call "my marching orders."

**You will have a time of trouble and danger. I need not say: have no fear; but have no anxiety. Do not let opposition become angry. Be firm but not provocative. Press steadily the preparation for the coming changes, and claim India's place in the Empire. The end will be a great triumph. Do not let it be Stained by excess. Remember that you represent in the outer world the Regent, who is my Agent. My Hand will be over you; and my Peace with you.**

These words necessarily mark out the policy I follow. India to be within the Empire, but free. This is only possible by winning Dominion Status. To win it means that India becomes free within her own territory, but in Federation, not in isolation, as C. R. Das put it It means the avoidance of a War of Color, of Asia against Europe. It means the Peace of the world, the necessary eddition to Mr. Macdonald's splendid efforts to make a lasting pact with the United States. The two countries will be as the two pillars of Soloman's Temple. At present Britain's Rule over colored peoples is an increasing menace to the peace of the world. In Twelve years the "Awakening of Asia" of which I spoke, in my Presidential Speech in the Indian National Congress, has become "The Revolt of Asia," the significant title of a traveller's book, recording what he saw as he visited Asiatic countries.+

( The Theosophist, November 1929. Pages 148 to 151 )

* This city is in the Gobi Desert. Its outskirts have been partially uncovered by an American expedition. But I do not think they will find the White Island, with its great white marble Temple where abide "The Four." It is there the great gathering takes place every seven years that H P. B. speaks of in "Isis Unveiled," and which I have attended.

+ આ સંબંધી વધુ માટે જુઓ પાનાં ૨૫૫ થી ૨૬૦



ડા. બેસન્ટ ફ્લૉરેન્સ (ઈટાલી)માં



ડૉ. બેસન્ટ ધ્યાન સમયે
(શાન્તિકુંજ બનારસના સમયનો ફોટોગ્રાફ)




# Universal Prayer

Oh ! Hidden Life vibrant in every atom,
Oh ! Hidden Light shining in every creature,
Oh ! Hidden Love embracing all in oneness,
May each who feels himself as one with Thee,
Know he is therefore one with every other!

[About 1923] Dr. Annie Besant.

# વિશ્વપ્રાર્થના

[ઉપરની 'Universal Prayer' નો અનુવાદ.]

જે ગુપ્ત ચેતન વસી રહ્યું આ વિશ્વમાં અણુ અણુ વિષે,
જે ગુપ્ત ઓજસ ઝળકતું ઉજ્જ્વળ બની જગજીવને,
જે ગુપ્ત નિર્મળ પ્રેમમંત્રે ઐક્યનો સૂર પ્રસરતો;
તે ગુપ્ત રૂપના દર્શને જે જીવ નિશદિન રાચતો,
તું તે જ તે સહુ સાથ નિશ્ચે જીવન જીવને વસી રહ્યો,
એ ગુપ્ત રૂપ ઐશ્વર્યનું તું અમર હૃદયે સ્થાપજે.

અનુવાદક : શ્રીમતી મુગ્ધા સોરા



# वसन्ताष्टकम् ।

या त्वं जगद्धितमहर्दिवशान्नितान्तसेवानुरागनिरतया विभासि ।
अस्मद्गुरो भगवति प्रणतः प्रपद्ये मातस्तवैव चरणौ शरणं वसन्ते ॥ १ ॥

यां त्वा किलाखिलसनातनधर्मदेष्ट्रीं प्राज्ञास्स्तुवन्ति हि मुमुक्षुजनस्य नेत्रीम् ।
अस्मद्गुरो भगवति प्रणतः प्रपद्ये मातस्तवैव चरणौ शरणं वसन्ते ॥ २ ॥

यैस्तैर्यमादिभिरनुष्ठितधर्ममेघा नैष्कर्म्यमद्य कुरुषे घनधर्मवर्षम् ।
अस्मद्गुरो भगवति प्रणतः प्रपद्ये मातस्तवैव चरणौ शरणं वसन्ते ॥ ३ ॥

यस्यै नमोऽस्तु कुलवर्णमताद्यतीतभ्रातृत्वतत्त्वमुपदेष्टुमिहोद्यतायै ।
अस्मद्गुरो भगवति प्रणतः प्रपद्ये मातस्तवैव चरणौ शरणं वसन्ते ॥ ४ ॥

यस्याः पदे नियतभारतमातृसेवादक्षो न हीति कृतयः खलु दर्शयन्ति ।
अस्मद्गुरो भगवति प्रणतः प्रपद्ये मातस्तवैव चरणौ शरणं वसन्ते ॥ ५ ॥

यस्याः जयन्ति नितरां तव दीर्घदृष्टेः तारानिदर्शितजगद्गुरुजन्मवार्ताः ।
अस्मद्गुरो भगवति प्रणतः प्रपद्ये मातस्तवैव चरणौ शरणं वसन्ते ॥ ६ ॥

यस्यां सभासुरुचिरे त्वयि संवदन्त्यां वाणीं बुधा धृततनुं खलु भावयन्ति ।
अस्मद्गुरो भगवति प्रणतः प्रपद्ये मातस्तवैव चरणौ शरणं वसन्ते ॥ ७ ॥

यद् भो जयार्तजनतारिणि दीनबन्धो विद्याप्रदे च मतिदे वरदे जय त्वम् ।
अस्मद्गुरो भगवति प्रणतः प्रपद्ये मातस्तवैव चरणौ शरणं वसन्ते ॥ ८ ॥

[This poem was written in praise of Dr Besant in 1920 by Dr. G Srinivasamurti, the Director of Adyar Library Indian Theosophist, September-October, 1947.]

[આ કાવ્ય ડૉ. બેસન્ટની પ્રશસ્તિ માટે સને ૧૯૨૦માં ડૉ. જી. શ્રીનિવાસમૂર્તિ, કે જે હાલ અડ્યાર લાયબ્રેરીના સંચાલક છે, તેમણે રચ્યું હતું ]



# વસન્તાષ્ટક

## [ તેનું ગુજરાતીમાં ભાષાન્તર ]

૧. જગતનું હિત કરનાર મહર્ષિઓના ચરણકમળની સેવા હંમેશ કરવાની પ્રીતિથી ઉત્પન્ન થયેલા વૈરાગ્યથી શોભતાં ભગવતી માતાજી, અમારાં ગુરુ, તમારા જ ચરણનું શરણ લઉં છું.

૨. તમે સર્વ સનાતન ધર્મના ઉપદેશક છો, મુમુક્ષુઓના માર્ગદર્શક છો. વિદ્વાન લોકો તમારી સ્તુતિ કરે છે. એવા અમારાં ગુરુ ભગવતી માતાજી, તમારા જ ચરણનું શરણ લઉં છું

૩ યમનિયમાદિથી ધર્મમેધસમાધિનુ અનુષ્ટાન તમે કર્યું છે અને ધર્મરૂપી ધનનો વર્ષાવ કરી નિષ્કામ યોગ આચરો છો. એવા અમારાં ગુરુ ભગવતી માતાજી વસન્ત મૈયા, તમારા જ ચરણનું શરણ લઉં છું.

૪. કુળ, જાતિ, મત વગેરેથી પર એવો બંધુત્વનો ઉપદેશ આપવાનો પ્રયત્ન કરો છો એવા અમારાં ગુરુ ભગવતી બેસન્ટ, તમારા જ ચરણનું શરણ કરું છું.

૫. ભારત માતાની સેવા કરવામાં તમારા જેટલી દક્ષતા બીજું કોઈ બતાવતું નથી, એમ સમર્થ પુરુષો કહે છે. એવા અમારાં ગુરુ ભગવતી વસન્તમાતા, તમારા જ ચરણનું શરણ લઉં છું.

૬. તારાથી દર્શિત જગદ્ગુરુની જન્મકથા દીર્ઘ દષ્ટિ વડે તમે કહી છે. તેનો જય હો ! એવા અમારાં ગુરુ ભગવતી વસન્તમાતા, તમારા જ ચરણનુ શરણ લઉં છું.

૭. સભામાં સુંદર બોલનારાં હે માતાજી, તમે ભાષણ કરો ત્યારે પ્રત્યક્ષ સરસ્વતી માતા દેહ ધારીને પધાર્યાં છે એમ વિદ્વાનો માને છે એવા અમારા ગુરુ ભગવતી બેસન્ટમાતા, તમારા જ ચરણનું શરણ લઉં છું.

૮. લોકોના તારણહાર, દીનબંધુ વિદ્યા આનન્દ, બુદ્ધિ દેનાર, વર આપનાર હે માતાજી ! આપનો જય હો ! જય હો ! એવા અમારા ગુરુ ભગવતી એની બેસન્ટ, તમારા જ ચરણનું શરણ લઉં છું.

મૂળ કર્તા : જી. શ્રીનિવાસમૂર્તિ.
ડાયરેક્ટર, અડ્યાર લાયબ્રરી.

અનુવાદક : પ્રો. એચ. બી. ભિડે.
એમ. એ., એલએલ. બી.

ડૉ. બેસન્ટના લેખોમાંથી

# Search for God

**[ Dr. Annie Besant's Birthday Message of 1923. ]**

Men have sought for God in many ways but have not found Him, because they sought amiss. They sought Him in forest and jungle, in desert and cave, they sought Him through austerity and self-torture, through knowledge and argument, but He ever escaped them. In one place can He ever be found never to be lost again, and that is a place beyond emotion and intellect, in the depths of your own spirit, who verily is He.

There He abides ever, in the cave of the Heart, the Hidden God, the Light beyond the darkness, the Eternal, who is Strength and Love and Beauty. Find Him there, and you will thereafter see him everywhere, in every human being, in every animal, in every plant, in every mineral, in the depths of all-encircling space, in joy and sorrow, in delight and in agony, even in the darkness of evil and shame.

*Worship Him in all beings; serve Him in all needs, feed him in the* hungry, teach Him in the ignorant, love Him in the unloving, make your life His temple, your acts His sacrifice Then shall your eyes one day behold the King in His Beauty, the highest manifestation of God on earth, and you shall grow into Man made perfect, Man Divine.

(From the Booklet "Messages of Annie Besant 1913–1931")

## ઈશ્વરની શોધ

[ડૉ. એની બેસન્ટનો ૧૯૨૩ના જન્મદિનનો સંદેશો.]

મનુષ્યે ઈશ્વરને ઘણી રીતે શોધ્યો છે પણ તે તેને મળ્યો નથી, કારણ કે તેણે તેને ખોટી રીતે શોધ્યો છે. તેણે તેને જંગલ અને વગડામાં ખોળ્યો, રણમાં અને ગુફાઓમાં ખોળ્યો, તેણે તેને તપશ્ચર્યાથી અને આત્મમર્દન (self-torture)થી શોધ્યો, તેણે તેને વિદ્યા અને વિવાદથી ખોળ્યો, પણ તે તો હમેશ દૂરનો દૂર રહ્યો. તે એક જ સ્થાને બરાબર શોધી શકાય—કે જ્યાંથી તે ફરીથી વિસરાય નહિ. અને તે સ્થાન તે લાગણી અને બુદ્ધિથી પર એવા તમારા આત્માના ઊંડાણમાં રહ્યું છે; તે સ્વયં તે જ છે.

તે હંમેશ ત્યાં–હૃદયગુહામાં બિરાજે છે. તે, ગુપ્ત ઈશ્વર, અંધકારથી પર પ્રકાશરૂપ છે. તે અનંત છે અને તે શક્તિરૂપ, પ્રેમરૂપ અને સૌંદર્યરૂપ છે. તેને પ્રથમ ત્યાં (હૃદયગુહામાં) ખોળો અને પછી તમે તેને સર્વત્ર જોઈ શકશો :—પ્રત્યેક માનવીમાં, પ્રત્યેક પશુમાં, પ્રત્યેક વનસ્પતિમાં, પ્રત્યેક ખનીજમાં અને સર્વવ્યાપી ભૂરા આકાશની ભીતરમાં, સુખમાં અને દુઃખમાં, આનંદમાં અને દર્દમાં; અને પાપ (evil=ઇવિલ) અને નિર્લજ્જતા (Shame=શેઈમ)માં પણ તમે તેને જોઈ શકશો.

સર્વે વ્યક્તિઓમાં તેને પૂજો; બધી જરૂરિયાતોમાં તેની સેવા કરો; તેને ભૂખ્યામાં અન્ન આપો; તેને અજ્ઞાનીઓમાં જ્ઞાન આપો; અપ્રેમાળમાં તેને પ્રેમ અર્પણ કરો; તમારા જીવનને" તેનું "મંદિર" બનાવો અને તમારા કાર્યોને તેનું અર્ઘ્ય બનાવો. પછી એક દિવસ તમારાં નેત્રો ભગવાન્ રાજરાજેશ્વર, (The King=ધી કિંગ)ના, તેના પૂર્ણ સૌંદર્ય સાથે, દર્શન કરશે. તેઓ જ આ પૃથ્વી પર ઈશ્વરનું ઉચ્ચમાં ઉચ્ચ આવિષ્કરણ (manifestation) છે અને પછી તમે પૂર્ણતાને પહોંચેલા પુરુષ, દિવ્ય પુરુષ બનશો.

મૂળ લેખક : ડૉ. એની બેસન્ટ
અનુવાદકર્તા : પ્રભાકર મહેતા

# What Does India Want?

INDIA wants everything that any other Nation may claim for itself.

To be free in India, as the Englishman is free in England. To be governed by her own men, freely elected by herself. To make and unmake Ministries at her will. To carry arms; to have her own army, her own navy, her own volunteers. To levy her own taxes; to make her own budgets; to educate her own people; to irrigate her own lands; to mine her own ores, to mint her own coin; to be a Sovereign Nation within her own borders, acknowledging the paramount power of the Imperial Crown, and sending her sons to the Imperial Conference.

There is nothing to which any man can aspire in his own land from which the Indian must be shut out here.

A large claim, you say?

Dose the Englishman ask less for himself in England? If not, what is there strange that an Indian should ask the same for himself in India? What is the radical difference between them, which should make an Indian *content* to be a thrall? It is not the " angle of vision " that

refining, until the dispersing work over—He sent it Southwards gradually to occupy the land destined to be the cradle of the future Aryan Empire, carrying with it the tradition of a past golden age. Some mighty intellects He sent to India to take birth in it, to build its literature and from time to time some lofty ego to inspire its spiritual life. Then he sent these intellectual giants to take birth elsewhere, in other branches of His Aryan Race, to develop many-sided capacities, to grow in different soils prepared to evolve definite characteristics, wherever they went, the nation in which they incarnated became the crest of the evolving wave.

Differentiation had done its work, and the time for reintegration began to dawn. Messenger after messenger were sent to the West, in order to permeate its turbulent civilization with the higher spiritual ideas; splendid intellects were sent thither to lead it onwards to heights of scientific knowledge and artistic achievement. In the nineteenth century the time had come for a more sympathetic mutual understanding between East and West, between the elder and younger branches of the Aryan family, and for this the Theosophical Society was founded; it was sent to bring to the West the forgotten spiritual knowledge of the East; to lead it to drink at the long sealed Aryan wells; it was sent to recall to the East the memory of its own treasures, to revive Aryan ideals, to bring to it the accumulated treasures of Western learning, to knit together its warring elements into a single nation, and above all to blend into one the eldest and the youngest children of the Aryan race; the Indians and the English. On this union, close, brotherly, indissoluble, the future Empire depends. And it is inevitable. Those who strive against it will be eliminated, for the Will of the great Father must be wrought out. The rebellions, the haters, the inciters to strife, will be scattered among other nations, among nations backward in evolution, where their unpleasant peculiarities may work less harm. When the Union is accomplished, when the field is ready, then Vaivasvata Manu will send hither the master intellects of humanity, to raise the people composed of the best elements of His race to a dazzling height of glory and the Aryan Empire will stand revealed.

Annie Besant.

Dr. Besant's message of 1911

# ભારતનું ભવિષ્ય

## —ડૉ. બેસન્ટની એક આગાહી

હિંદના ભવિષ્ય વિષે બે જાતના મત પ્રવર્તે છે: એક તો એ છે કે એ હવે સુકાઈ ગયું છે, સડવા લાગ્યું છે અને બેબીલોન અને ઈજીપ્તની પેઠે તેનો પણ અંત આવી જશે; બીજો એ છે કે એનું ભવિષ્ય એના ભૂતકાળ કરતાં પણ વધુ મહાન્ થવાનું છે, અને આંજી નાખે એવી પ્રકાશિત કીર્તિના શિખરે પહોંચવાનું છે, અને જગતે હજુ કદી ન જોયેલા એવા સામ્રાજ્યનું હૃદય બનવાનું છે. આમાંના બીજા મતને હું છેલ્લાં સત્તર વર્ષથી પ્રેરણાત્મક ધ્યેય તરીકે લોકોમાં પ્રચાર કરતી આવી છું. અને તેને પૂર્ણ કરવામાં મદદ કરવા માટે જ હું બીજાઓની સાથે સેન્ટ્રલ હિન્દુ કૉલેજ સ્થાપવા ભળી છું.

માનવ સમાજનો વિકાસ સિદ્ધ પુરુષો—કે જેમને હિંદમા ઋષિઓ કહે છે—તેમના મહાન્ ભ્રાતૃમંડળ વડે જ દોરવાય છે. તેઓ તેના પર સતત્ દૃષ્ટિ માંડી રહ્યા હોય છે; પોતાના પ્રતિનિધિઓ ચૂંટી કાઢે છે; તેમને ચારેકોર મોકલે છે; નવા સંબંધો ઉત્પન્ન કરવા માટે જુદીજુદી જાતિઓના રક્ત એકબીજા સાથે મેળવે છે. આધ્યાત્મિક, બૌદ્ધિક, નૈતિક રીતે ઉન્નત આત્માઓને પોતે પસંદ કરેલાં કેન્દ્રોમાં મોકલીને સામ્રાજ્યો ઘડે છે; અને તેમનું કામ પૂરું થતાં એવા જીવાત્માઓને લઈ લઈ ઓછા વિકાસવાળા જીવાત્માઓને મોકલી ફરી પાછાં તે સંસ્કૃતિને ગબડાવી પાડે છે; અને સેંકડો ને હજારો વર્ષ સુધીના ભાવિને અગાઉથી જોઈ લઈ તેની તૈયારીઓ કરી મૂકે છે; અને પોતાને સોંપાયેલી મહાન્ યોજનાની વિગતો પાર પાડે છે. વખતોવખત જ્યારે તેમને જરૂર પડે ત્યારે પોતાની યોજનાનો એકાદ ભાગ એ પ્રગટ કરે છે, અને તે એટલા માટે કે તે ભક્તિમાન હૃદયો સ્વેચ્છાથી તેને સહકાર આપે. અત્યારનો સમય એવો છે અને પડદાનો એક છેડો ઉંચકાયો છે.

વિજયોથી, સંસ્થાનો સ્થાપી, યુદ્ધો, ખળભળાટોથી અને દૈવી રથચક્રના અનેક પ્રકારના દબાણથી અનેક જાતિઓ અને ઉપજાતિઓના રક્ત તેના સંતાનોમાં એકબીજામાં ભળે અને જીવનપ્રવાહ કિંમતી બને તે માટે છેલ્લાં પાંચ હજાર વર્ષથી હિંદુસ્તાન વેદના કરતો આવ્યો છે. ઘણાઘણાં સૈકા પહેલા હિંદમાં એટલેંટિયન સંસ્કૃતિ વર્ચસ્વ ભોગવતી હતી અને તે વખતે મૂળ જાતિ શંબાલામાં પોતાનું કેન્દ્ર રાખી વિશાળ સામ્રાજ્યની સ્થાપના કરી, પોતાના મનુ અને તેના આર્ય સરદારો—દૈવી રાજાઓ નીચે ઊછરી અને વધી; અને પછી પાસેના ને દૂરના પશ્ચિમ દિશાના પ્રદેશોમાં ફેલાવો કરવા ને આધિપત્ય સ્થાપવા માટે પોતાની ઉપજાતિઓને તૈયાર કરીને મોકલી આપી. આમ છૂટાં પાડવાનું કામ પૂર્ણ થયું ત્યાં સુધી એણે એમને સુધારવાનું, સંસ્કાર આપવાનું કામ ચાલુ જ રાખ્યુ અને તેમના પર દેખરેખ રાખી. ભૂતકાળના સુવર્ણ યુગની પરંપરા, પોતાની સાથે લઈ જઈ, ભવિષ્યના આર્ય સામ્રાજ્યનું પારણું બનવાને નિર્માયેલા પ્રદેશમાં, ધીરે ધીરે વસવા માટે એને, તેમણે દક્ષિણ તરફ મોકલી. કેટલાક બુદ્ધિશાળી જીવોને તેમણે હિંદમાં જન્મ લેવા, એનું સાહિત્ય નિર્માણ કરવા, અને વખતોવખત કોઈ મહાન્ આત્માને એના આધ્યાત્મિક જીવનને પ્રેરણા આપવા મોકલ્યા. પછી એણે એ મહાન્ બુદ્ધિશાળી પુરુષોને, તેની અનેકવિધ શક્તિઓ વિકસાવવા માટે, અને ચોક્કસ લક્ષણો પ્રગટાવવા જુદી જુદી ભૂમિમાં વિકસાવવા સારુ બીજે (સ્થળે) જન્મ લેવા સારુ મોકલ્યા. તેઓ જ્યાં જ્યાં ગયા, જે જે રાષ્ટ્રમાં તેમણે અવતાર લીધો તે વિકાસ પામતાં મોજાંની ટોચ બન્યો.

needs changing. It is the eye, purified from pride, and prejudice, that can see clearly; and the heart, purged from arrogance, that can beat with healthy strokes.

England and India hand-in-hand. Yes, that is our hope, for the world's sake. But that it may be so, justice must replace inequality; for India can never be at rest–Till She is Free.

( From "India–A Nation" 1915 ) **Annie Besant.**

# હિંદને શું જોઈએ છે?

**બીજા** કોઈ પણ રાષ્ટ્રને પોતાને માટે જે કંઈ જોઈએ તે બધું જ હિંદને પણ જોઈએ છે.

જેમ અંગ્રેજો ઈંગ્લંડમા સ્વતંત્ર છે તેવી જ રીતે હિન્દીને હિંદમા મુક્ત થવું છે. પોતે જ સ્વતંત્રપણે ચૂંટેલા પોતાના જ માણસો દ્વારા એને રાજ્ય ચલાવવું છે. પોતાની જ ઇચ્છા પ્રમાણે પ્રધાનો બનાવવા છે ને તેમને ઉઠાડી મૂકવાની સત્તા પણ જોઈએ છે. શસ્ત્રો પણ ધારણ કરવાં છે; પોતાનું જ લશ્કર, નૌકાદળ અને સ્વયંસેવકદળ પણ જોઈએ છે. જાતે જ કર નાખવા છે; જાતે જ પોતાનાં અંદાજપત્રો ઘડવાં છે; પોતાની પ્રજાને કેળવવી છે; પોતાના દેશને નહેરનાં પાણીથી સીંચવો છે; પોતાની માટીમાંથી ધાતુઓ બનાવવી છે; પોતાના સિક્કા પાડવા છે; શાહી તાજનું શિરછત્ર માન્ય કરીને, પોતાના સંતાનોને શાહી પરિષદોમાં મોકલીને પોતાની હદમાં સર્વસત્તાધીશ રાષ્ટ્ર બનવું છે.

જે આકાંક્ષા કોઈ પણ દેશનો માણસ સેવી શકે તેમાંથી હિંદવાસીને પોતાના દેશમા હવે વંચિત રાખી નહિ શકાય.

એ તો બહુ મોટી માગણી થઈ, એમ શું તમે કહો છો!

શું અંગ્રેજ ઈંગ્લંડમા એથી ઓછું પોતાને માટે માગે છે? જો ના, તો પછી હિંદમાં હિંદી જન એટલું જ માગે એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? એ બેમાં એવો તે કયો મૂળભૂત ભેદ છે કે જે હિંદી જનને ગુલામ રહેવામાં જ સંતોષ માનવો જોઈએ? એમાં માત્ર "દૃષ્ટિકોણ" ને જ બદલવાની જરૂર નથી—એ તો ગર્વ અને પૂર્વગ્રહથી મુક્ત થયેલી આંખ જ સ્પષ્ટ જોઈ શકે; અને અભિમાન વગરનું હૃદય જ તંદુરસ્ત થડકા સંભળાવી શકે.

ઇંગ્લંડ ને હિંદ હાથમાં હાથ મિલાવીને ચાલતા હોય. હા, જગતના કલ્યાણને માટે અમારી એ જ ઇચ્છા–આશા છે. પરંતુ તેમ થવા માટે અસમાનતા દૂર કરી ન્યાયની સ્થાપના કરવી જોઈએ; કારણ કે હિંદ સ્વતંત્ર થયા વગર કદી જ શાંત નહિ રહે.

( "ઇન્ડીઆ–એ નેશન"માંથી, ૧૯૧૫ ) **એની બેસન્ટ**



# "The Future of India"—A Prophecy

Two views of India's Future have been put forward : one, that India is effete and is passing into decay, to vanish as Babylonia and Egypt have vanished, the other that she has a future greater than her past and is destined to rise to a peak of dazzling glory the heart of the greatest Empire that the world has yet seen. It is the second of these two views that I have been doing my best to popularize as an inspiring Ideal during the last seventeen years and it was for the helping of the realization of this second that I joined hands with others to found our beloved C. H. C.

The evolution of Humanity is guided by a mighty Brotherhood of Sages—of Rishis, as they are called in India—who constantly watch over it, choosing their agents; sending them hither and thither; mingling the blood of races to produce new combinations; building up Empires by sending into birth in the chosen centres egos of advanced evolution—spiritual, intellectual, moral putting them down again, when their use in over, by withdrawing those egos and sending into them egos of low evolution; preparing for a forseen end for hundreds of thousands of years, working out the details of a mighty plan committed to their charge. From time to time when it suits their purpose, they divulge a fragment of their plan, that it may win conscious co-operation from the willing and the devoted. The present is such a time and the corner of the veil has been lifted.

Through much tribulations has India been guided for some five thousand years, in order that by conquests, colonisations, wars, tumults, and manifold grindings of the divine wheel, various races and subraces might be mingled in the blood of her children, to enrich the current of her life. Long long ago a mighty Atlantean civilization ruled in India, while, in a huge Empire, with its centre at Shambala, the Aryan Root-Race grew and multiplied under its Manu and his lieutenants the Divine kings, while He prepared and sent forth its subraces to occupy and subdue the near and further West. Over it He watched, improving and

વિભિન્નીકરણ (differentiation) પોતાનું કામ પતવી ચૂક્યુ હતું અને ફરી ભેગાં થવાનું પ્રભાત ઊગવા માંડ્યું હતું. પશ્ચિમની જડવાદી સંસ્કૃતિને ઉચ્ચ આધ્યાત્મિક વિચારોથી ભરી દેવા માટે એક પછી એક અનેક સંદેશાવાહકો મોકલવામા આવ્યા હતા, અને ઉજ્જવળ પ્રતિભાશાળીઓ ત્યાં તેને વૈજ્ઞાનિક જ્ઞાન અને કલાત્મક સિદ્ધિઓથી વધુ ને વધુ આગળ પહોંચાડતા હતા. ઓગણીસમી સદીમાં પૂર્વ અને પશ્ચિમ વચ્ચે વધુ સહાનુભૂતિવાળો અને પરસ્પર સમજૂતી-ભર્યો સંબંધ માટેનો સમય આવી ચૂક્યો હતો. પૂર્વ અને પશ્ચિમ એ તો આર્ય કુળની મોટી ને નાની બે શાખાઓ જ છે; અને એને માટે થીઓસોફિકલ સોસાયટીની સ્થાપના કરવામા આવી; એને પશ્ચિમમાં પૂર્વનું વિસારે પડેલું આધ્યાત્મિક જ્ઞાન આપવા માટે મોકલવામાં આવી; કે જેથી પશ્ચિમ, આર્યસંસ્કૃતિનું લાંબા વખતથી ઢંકાયેલું ગંગોદક પીએ પૂર્વને પોતાના ભંડારોની યાદ લેવડાવવા માટે, આર્ય ધ્યેયોનો પુનરુદ્ધાર કરવા માટે, પશ્ચિમના ભેગા થયેલા જ્ઞાનને પૂર્વમાં પ્રસારવા માટે, એના અંદર અંદર લડી રહેલા તત્ત્વોને એકરૂપ કરવા માટે અને તેથીય વધુ તો આર્ય જાતિના મોટા ને નાના બાળકો–હિંદી જન ને અંગ્રેજો–ને એક કરવા માટે, તેને (તે સોસાઈટીને) મોકલવામાં આવી. આ પાસે પાસેના, ભાઈભાઈના, અતૂટ જોડાણ પર જ સામ્રાજ્યનું ભવિષ્ય અવલંબી રહ્યું છે અને એમ થવું અનિવાર્ય છે. એની સામે પ્રયત્ન કરનારાઓને દૂર કરવામાં આવશે, કારણ કે મહાન્ પિતાની મરજી પ્રમાણે જ થવું જોઈએ. બળવાખોરો, એકબીજાને ધિક્કારનારાઓ, લડાઈની ઉશ્કેરણી કરનારાઓ વિકાસક્રમમાં પછાત એવાં રાષ્ટ્રોમાં ફેંકાવવામાં આવશે અને ત્યાં એમના દુષ્ટ ગુણો થોડુંક જ નુકસાન કરી શકશે. આવું જોડાણ સિદ્ધ થતાં, ક્ષેત્ર તૈયાર થતાં, વૈવસ્વત મનુ, ત્યાં મનુષ્યજાતિના મહાન્ પ્રતિભાશાળી માણસોને પોતાની પ્રજાનાં સર્વોત્તમ તત્ત્વોમાંથી ઘડાયેલી જાતિને ઉન્નતિના એથી વધુ ઝળહળતા શિખરે પહોંચાડવા માટે મોકલશે અને એક મહાન્ આર્ય સામ્રાજ્યનો ઉગમ થશે.

**એની બેસંટ**

ડૉ. બેસન્ટનો સન. ૧૯૧૧ નો સંદેશો.

## India

God save our Motherland,
God bless our much loved land;
God save our Ind!
Sing of her story old,
Sing of her heroes bold,
Sing of her hearts of gold,
God save our Ind!
Sing *Ramchandra's* praise,
Sing of the Rajput days,
God save our Ind!

Sing of great Akbar's Sway,
Sing of Shivaji's days,
Sing boldly freedom's lay,
God save our Ind!

Lord of the Burning ground,
Send forth thy Damru Sound,
God save our Ind!

Grant us the hero heart,
Careless of loss or smart,
As men to play our part,
God save our Ind!

**Annie Besant.**

## હિન્દ

હે ઇશ્વર, તું અમારી માતૃભૂમિનું રક્ષણ કર, અમારી અતિપ્રિય ભૂમિનું કલ્યાણ કર; હે ઇશ્વર, તું અમારા હિન્દનું રક્ષણ કર!

એની પુરાણ કથાઓનું ગાન થવા દો, એના બહાદુર વીર પુરુષોનું પણ ગાન થવા દો; એના સોના જેવા હૃદયવાળી વ્યક્તિઓનું પણ ગાન થવા દો! હે ઇશ્વર, તું અમારા હિન્દનું રક્ષણ કર!

રાજા રામચંદ્રની સ્તુતિ થવા દો, રજપૂતોના સમયનું યશોગાન થવા દો! હે ઇશ્વર તુ અમારા હિન્દનું રક્ષણ કર!

અકબરના મહાન્ રાજ્યનું ગાન થવા દો, શિવાજીના સમયનું યશોગાન થવા દો; હિંમતથી સ્વાતંત્ર્યનું ગાન થવા દો! હે ઇશ્વર, તું અમારા હિન્દનું રક્ષણ કર!

તપ્ત ભૂમિના હે પ્રભુ! (ભગવાન સનત્ કુમાર) તમારા ડમરુનો અવાજ અમારા ભણી મોકલો! હે ઇશ્વર, તુ અમારા હિન્દનું રક્ષણ કર!

અમને વીર પુરુષો જેવુ હૃદય આપ, કે જેથી અમે વિયોગ અને વેદનાના દુઃખોથી બેપરવા થઈએ; અને અમે સાચા મનુષ્ય માફક અમારો ભાગ (જગતમાં) ભજવીએ. હે ઇશ્વર, તુ અમારા હિન્દનું રક્ષણ કર!

એનો બેસન્ટ

# The Shakti

No Nation is made of men alone. The wives of a Nation give courage to their husbands, the mothers of a Nation train the generation that will inherit our work in freedom, in self-respect, in nobility of character. No bird can fly with one wing : no Nation can rise with only one sex taking part in National life We are not identical, we have differences, but in the differences, complementary and not antagonistic, lies the perfection of humanity.

It is quite natural that here, in India, women should advance beside their men, for India has had many capable women Indian Rulers, sometimes in their own right, sometimes as Regents for their minor sons, and this has continued down to our own time.

There is no Deva without his Devi. You cannot have the spirit without the matter which it inspires and which embodies it

Moreover from the Hindu point of view, the Shakti, the active Power of God, is feminine, and in all troubles and distresses all the Shining Ones cry to the Shakti for deliverance and where the masculine fails, the feminine triumphs, and drives away the Evil, and restores the throne to Good. And the woman is Her Representative on earth, the Mother, holiest and sweetest of names.

The Shakti is the true power of Deva and in the help of the representatives of the Shakti will lie the certain triumph of India in the Nation and in the Indian home; and so it is that we go forward full of courage.

**Annie Besant.**

## શક્તિ

કોઈ પણ રાષ્ટ્ર કેવળ પુરુષોનું જ બનેલું નથી હોતું. રાષ્ટ્રની પત્નીઓ પોતાના પતિઓને હિંમત આપે છે, અને સ્વાતંત્ર્ય, સ્વમાન તથા ચારિત્ર્યના ઉમદાપણાનો આપણો વારસો ભવિષ્યની પ્રજામાં રાષ્ટ્રની માતાઓ કેળવે છે. જેમ કોઈ પણ પક્ષી એક જ પાંખથી ઊડી શકતું નથી તેમ એક જ જાતિ રાષ્ટ્રજીવનમાં ભાગ લે તેથી કોઈ રાષ્ટ્ર ઊંચે ચડી શકતું નથી. આપણે એક નથી, આપણામાં મતભેદ છે, પણ એ મતભેદો વિરોધી નહિ પણ પૂરક છે, અને એમાં જ માનવજાતની પૂર્ણતા રહેલી છે.

અહિં હિંદમાં સ્ત્રીઓ પુરુષોની સાથે આગળ વધે એ સ્વાભાવિક છે, કારણ કે હિંદમાં અનેક સમર્થ રાણીઓ થઈ ગઈ કે જેમણે પોતાના હકે, અથવા તો બાળરાજાઓના વાલી તરીકે રાજ્ય કર્યું છે, અને તે તો છેક આજના સમય સુધી ચાલતું આવ્યું છે

દેવી વગરનો એક પણ દેવ નથી હોતો. પ્રેરણા આપનાર ને એને મૂર્ત કરનાર પ્રકૃતિ વગર આત્મા રહી શકતો નથી

વળી હિંદુની દૃષ્ટિએ તો શક્તિ–ઈશ્વરની કાર્યાત્મક શક્તિ–નારી છે, અને દુઃખ ને મુશ્કેલીઓમાંથી મુક્ત થવા બધા જ દેવો શક્તિની સ્તુતિ કરે છે. પુરુષ હારે ત્યાં સ્ત્રી જીતે છે, અને અશુભનો નાશ કરી શુભને અભિષિક્ત કરે છે. અને સ્ત્રી એ મહાશક્તિની પૃથ્વી ઉપરની પ્રતિનિધિ છે સૌથી વધુ પવિત્ર ને મધુરતમ શબ્દ મા છે.

શક્તિ જ દેવનું સાચું બળ છે અને હિંદી રાષ્ટ્ર અને હિંદી કુટુંબોમાં શક્તિના પ્રતિનિધિની મદદથી જ વિજય અચૂક પ્રાપ્ત થયા વગર રહેશે નહિં; અને તેથી જ આપણે–હિન્દુઓ હિંમતભેર આગળ ચાલ્યા જ જઈએ છીએ.

એની બેસંટ

---

Think Truth, speak Truth, act Truth. Then only you shall acquire the power to know Truth, when you see it with a swift intuition which is above all reason.

**Annie Besant.**

સત્ય વિચારો, સત્ય બોલો, સત્યનું આચરણ કરો પછી જ તમને સત્ય જાણવાની શક્તિ મળશે અને ત્યારે તમે બધા તર્કોથી પર એવી એક ઝડપી અન્તઃપ્રતિભાથી તે જોઈ શકશો.

એની બેસન્ટ.



# ભગવતી બેસન્ટ વિષે કાવ્યો



## એ કોણ ?

પાર્થિવથી પર, ને પરમ અભેદ,
અંધકારના વન વટાવી,
પ્રભાતના પુનિત જ્યોતિર્જલમાં
વિહરતું એ કોણ છે ?
અનક્ષરી લેખ વાંચતું
ને અનાહત નાદ સુણતું,
બ્રહ્મજ્ઞાનની વીણામાં
મધુરતાના સૂરો પૂરી
માનવીના મંદિરે મંદિરે
દેવગીત પૂરતું.
વાણીથી પર ને વાક્યવિહીન,
મીઠી નદની અખૂટ કો નહેર
સરીખડું એ શું છે ?
વદને તેના વિકાસ છે,
ને નયને પ્રકાશ મહમહે છે.
દર્શનીય દિવ્યાનંદ સ્ફુરે છે
ને એ કોણ છે ?

(૨)

મદ્રાસના સાગર તટે
ને અડ્યારની કુંજે કુંજે
બ્રહ્મજ્ઞાનનાં બ્રહ્મગીતો
વિકાસના વણમૂલા સૂરો
ને મધુરતા – મીઠાશના,
અમર અદિલનોની પ્રેરક
અવનીને આંગણે
સાગ જગ ભરમાં
થીઓસોફીના ચેતન ગીતડાં
ગજાવનાર એ દેવી છે
નામ સુણતાંય અમૃત ઝરે છે,
તેનું એક નામ ડૉ. એ. બી.
ને બીજું તો બુલબુલોની
વાણીનું છે
" વસન્ત "
વસન્ત આગમને અંતરદ્વાર ખૂલે
ને મધુર મલય પવન વાય
દ્વારે દ્વારે દીવા પ્રગટે
નયને નયને નૂર જાગે

(૩)

અંતર અંતર આનંદ ઉજાળો,
મંદિરે મંદિરે તેજ માળા ઉપજાવો,
આજે વસન્તમાનો જન્મદિન છે.
ઉષા – આનંદ ભરી ઉષા – ઊગે છે,
પવન – મંદ પવન – વાય છે,
આનંદ – અનેરો આનંદ – ઊભરે છે,
આજે તો વસન્તમાનો જન્મ-ઉત્સવ.

કવિ ન્હાનાલાલ

(સન ૧૯૨૭ના " નવયુવક " માસિકમાં પ્રગટ થયેલું કવિ શ્રી. ન્હાનાલાલનું કાવ્ય.)

## ★ વસંત મૈયા ★

જે શક્તિએ જાગૃત હિન્દ થયું, એ માત બિસેન્ટ સદા નમીએ.
જે વ્યક્તિ પ્રભાવે તિમિર ગયું, એ માત બિસેન્ટ સદા નમીએ.
અમ દેશ ઉદ્ધારક માત ખરે, અમ જીવન ચેતન નિત્ય ભરે,
અમ પ્રાચીન શૌર્ય સતેજ કરે, એ માત બિસેન્ટ સદા નમીએ.
તુજ જ્ઞાનનો પ્યાલો અમૂલ્ય પીધો, અમને નિત્ય ઐક્યનો બોધ દીધો,
અમ ભારત કાજ તેં ભેખ લીધો, એ માત બિસેન્ટ સદા નમીએ,
અમ ધર્મ ને કર્મની યાદ દઈ, કાંઇ ભારતનું વિધિ રૂપ કહી,
તેં રાષ્ટ્રસિતાર સદા બજવી, એ માત બિસેન્ટ સદા નમીએ.

કવિ શ્રી ગોકુળદાસ રાયચુરા

## જય બેસન્ટ માત

જય જય બેસન્ટ માત, તુજ ગુણની ગણના કરતી,
વફાદારી ને સત્ય સ્નેહનાં, શાંતિ સલિલ ઝરણાં ઝરતી.
દયા ધર્મની દેવી માતા, વિશ્વ વિષે તું છે વિખ્યાત,
અમર રહો જગમાં જયવંતાં, કર્મયોગિની બેસન્ટ માત.
જમ આનંદી વસંત ઋતુનાં, ફૂલડાં અર્પે જેમ સુવાસ,
જ્ઞાન ભક્તિ ને કર્મમાર્ગનાં, કુસુમો ખીલ્યાં છે તુજ પાસ.
તુજ કુંજમાં ભ્રાતૃભાવની, સુવાસ પ્રસરે દિન ને રાત,
અમર રહો જગમાં જયવંતાં, કર્મયોગિની બેસન્ટ માત.
એક ચક્ષુમાં સ્નેહ અને છે, ધર્મ બીજા ચક્ષુ જ વિષે,
જગસેવાનો મહામંત્ર તું, રસનાથી રટની જ દીસે.
જ્યાં જ્યાં જોઈએ ત્યાં તું કરતી, પ્રભુલીલાની રૂડી વાત,
અમર રહો જગમાં જયવંતાં, કર્મયોગિની બેસન્ટ માત.

કવિ શ્રી ગોકુલદાસ રાયચુરા



## અમ્મા

હૈયામાં જ્યોત તેં જગાવી, ઓ માત મારી, હૈયામાં૦

ઉદધિ ઊછળે છે તારા ચરણોને ચૂમવા; મોંઘેરાં મોતીડે વધાવી—ઓ માત મારી૦
સરિતા અર્પે છે મીઠા જળકેરી અંજલિ; લહરિનાં નેણલાં નચાવી—ઓ માત મારી૦
કૂજે કોયલડી કાંઈ જીવનનાં ગીતડાં; મંજરીની માળા ધરાવી—ઓ માત મારી૦
ભમરો સીંચે છે શિરે ઝાકળનાં બિન્દુડાં; ફૂલડાંનાં હૈડાં નમાવી—ઓ માત મારી૦
પરીઓ પ્હેરાવે તને તેજ કેરી પાંમરી; તારલાના હીરલા મઢાવી—ઓ માત મારી૦
ભવના સાગરની તું ઝળકંતી દીવડી; જીવન-નાવડી બચાવી—ઓ માત મારી૦
દોર્યાં તેં દેવિ, ભાન ભૂલેલાં માનવી; પ્રભુતાનો પંથ બતાવી—ઓ માત મારી૦
જગની વસંત ઊડી આભની અટારીએ; ઉરમાં વસંત પ્રકટાવી—ઓ માત મારી૦

(૧૯૩૩ના અરસામાં રચાયેલું કાવ્ય) શ્રીમતી ઇન્દુમતી મહેતા.

## ડો. બેસન્ટ ગુણગાન

(પંડવાની પંડ પ્રીત ગત મત ભૂલી—એ રાગ)

૧

આજે બેસન્ટ માની સાલગિરી શુભકારી રે,
ગાવો આનંદે મંગળગીત અતિ હિતકારી રે;
માતા આયરલેન્ડથી આવીઆં જયકારી રે,
કરવા ભારતનો ઉદ્ધાર અતિ હિતકારી રે.
માતા સત્ય ખડ્ગ ધર્યું હાથમાં શુભકારી રે,
કરવા આસુરી શક્તિ સંહાર અતિ હિતકારી રે;
દયા, પ્રેમ, શૌર્ય ત્રિશળ લીધું શુભકારી રે,
શીખવ્યા સેવાના મંત્ર અતિ હિતકારી રે.
મા સ્વતંત્રતાની ઢાલ ધરી શુભકારી રે,
ઝૂઝવાને રણસંગ્રામ અતિ હિતકારી રે;
બંધુભાવની બંસી બજાવતાં શુભકારી રે,
લીધો અધાર ગામે આરામ અતિ હિતકારી રે.
વિપત્તિનાં વાદળ ફેડવા શુભકારી રે,
ફરી પગલાં ધરો અમ ધામ જય જયકારી રે;
માતા ઉજાળો મનનાં આંગણાં શુભકારી રે,
હરો હૃદયતિમિર અજ્ઞાન પાવનકારી રે.

શ્રીમતી સુલોચનાબહેન દેસાઈ

# જય જય વસંત યોગિની માત

જય જય વસંત યોગિની માત,

સેવા ધર્મ ઉપાસી માતા, સત્ય ધર્મની પ્યાસી મૈયા;
દયા ક્ષમાની મૂર્તિ તુજને વંદન વારંવાર—જય જય૦

હિન્દની ચેતનવંતી શક્તિ, બજવી સ્વતંત્રતાની બંસી,
જાગ્રત હિન્દ કર્યું તુજ ચરણે વંદન વારંવાર—જય જય૦

ભારત હિતની ભવ્ય વિધાતા, સત્ય બ્રહ્મ ગૂઢ જ્ઞાનની દાતા;
વિશાળ હૃદયે શુદ્ધ પ્રેમની, ઝળહળતી એ જ્યોત તુજને વંદન વારંવાર—જય જય૦

ૐકારના શાંતિ મંત્રે, વિશ્વશાંતિના જાપ જપ્યા તેં;
જીવન જીવી જગત જીત્યું તેં, અમર રહે આદર્શ મૂર્તિ તુજ વંદન વારંવાર—જય જય૦

શ્રીમતી સુગંધા હોરા

# જય વસંત યોગિની માત નમું

જય વસંત યોગિની માત નમું, શરણુ રહી નીત નામ જપું;
તુજ ગુણગાને જયકાર કરું—જય વસંત૦

તુજ સત્યપરાયણ શુદ્ધ પ્રેમની, મૂર્તિ સદા ઉર સ્થિર કરું—જય વસંત૦
સહુ ધર્મ ઉપાસક માત જગે, વિખ્યાત પુનિત તુજ નામ જપું—જય વસંત૦

દયા ક્ષમા શીલ જ્ઞાન ભક્તિ સહ, કર્મ યોગિની માત સ્મરું;
જગસેવા એ નિજ ધર્મ ગણી હે, માર્ગદર્શી તુજ શરણ ગ્રહું—જય વસંત૦

તુજ બ્રહ્મજ્ઞાન ને સ્વાર્થત્યાગનો, મંત્ર પ્રીતે પ્રખ્યાત સુણું;
સ્થિર દેશવિદેશે કીર્તિધ્વજા તુજ, ફરફરતી હું નીરખી ઠરું—જય વસંત૦

દીનજીવન ઉદ્ધારક તારક, જય જયકારે પ્રાણ પૂરું;
અમર કાય તુજ અમર ભાવના, અમર નામ નિષ્કામ ભજું—જય વસંત૦

શ્રીમતી સુગંધા હોરા



# ભગવતી શ્રી. બેસન્ટ આશાની આરતી

જય જય વસંત દેવી, જય જય શ્રીમાતા;
ભવ્ય શુદ્ધ તેજસ્વી, છબી તુજ વિખ્યાતી—જય જય શ્રીમાતા.
ભારતવાસી સમસ્ત, નીરખે અતિ કોડે;
મિણુભી પાદારવિંદે, હસ્ત શીભય જોડે—જય જય શ્રીમાતા.
દેહ વૈદેહી મધ્યે, ભારસે ભવ્ય ઝળકે;
આત્મા સ્ફટિક મૂર્તિમાં, સૂરજ કિરણ ચળકે.—જય જય શ્રીમાતા.
ધર્મ, જ્ઞાન, ને સત્ય, કરુણા, કોમળતા;
પરહિત, પ્રેમ, નિડરતા, આભૂષણ લસતાં.—જય જય શ્રીમાતા.
ભારત ભૂમિ, દિવ્ય, શુભ, મહિમાવાળી;
નિર્ગત, નિર્ધન, નિગ્રહિત, નિદ્રિત નિહાળી—જય જય શ્રીમાતા.
કંપિત હૃદયે તેની, વારે તું ધાઈ;
આત્મયજ્ઞ આરંભ્યો, અપૂર્વ જગમાંહી.—જય જય શ્રીમાતા.
કર્મયોગિની દેવી, અંતર તું શીતરી;
અરુણોદય દેખાયે, જાગૃતિ પ્રસરી.—જય જય શ્રીમાતા.
ઉત્સાહ મધુરાં પૂરતાં, ઘંટા વાજે છે;
સુગંધ પ્રસરી શબ્દો, જય જય ગાજે છે.—જય જય શ્રીમાતા.
ભારત રક્ષક અવનિની, પ્રતિનિધિ તું આવી;
ઝળહળ ઝળકિત હાવે, નિશ્ચય છે ભાવી.—જય જય શ્રીમાતા.
ધન્ય ધન્ય માતુશ્રી, અખંડ પૂજાજો;
તુજ પ્રભા ને પશ્ચિમ, સત્વરે સફળ થજો.—જય જય શ્રીમાતા.

સ્વ. શ્રી. મધુવચરામ ભાળવચરામ દેશા, સુરત.

# ભગવતી શ્રી. બેસન્ટ વિષે

( ગીતિવૃત્ત )

દિવ્ય અલૌકિક મૂર્તિ, તીવ્ર તિમિરહર વિમળ શશીતરણી;
દિવ્ય મધુર આલાપે, ચંચળ ચિત્તને સુખ શાન્તિકરણી.
દુષ્ટ અવિદ્યા તનુજો, દુર્ગુણ સમાજ ત્રાસકારી;
વિદારી તેના મર્મને, કુટિલ કલિના હસ્ત કલેશકારી.

અભય લસે ફેર કમળે, હૃદયકમળની સુવાસ વિસ્તરતી;
જીવભ્રમર દૂર ભમતા, પામે ભાવે થતા ઉદય સુમતિ.
જનમ મરણ ભયહારિણી, ભવજળ તારિણી કૃપાળુ વરદાઈ;
પરહિત વિમળ વિહારિણી, જીવહિતકારિણી પવિત્ર જગ આઈ.

પ્રતિદિન ઉજ્જવળ કીર્તિ, અધિક અધિક વિસ્તરે જગમાંહી;
ધારણ કરવા ધરણી, પરમ તેજ એ અશક્ત શરમાઈ.
દિગંતને ભેદીને, પાર જઈને પ્રકાશતો મહિમા;
વિલોકતા વિસ્મય થઈ, મહત જનોને જણાય નહિં સીમા.

ઉજ્જવળ વ્યક્તિત વસ્ત્રો, વિજળી છૂપીશું હરખાયે;
દિવ્ય અમૂલ્ય ગુણોમાં, આભૂષણથી સ્વરૂપ સુહાયે.
ધવલ પુષ્પના હારો, ચંચળ પરિમળ સદાય પ્રસરાવે;
ઉચરે ઝીણા સ્વરથા, અંતરે પરિમળ અધિક છુપાવે.

ધવળ હિમગિરિ કાન્તિ, યશના સ્પર્શે રૂડી વિશેષ લસે;
અસત્ય સંશયો ત્રાસી, શોધે છાના સ્થળો તિમિર વિષે.
વસંતવત્ સુખદાયી, નામ મધુર પણ વસંત છે ધારી;
સરસ્વતી શું પોતે, ઊતરી પૃથ્વી તણે અશુભહારી.

અગણ જીવોને એણે, ઉગારી લીધા રૂડી કૃતિ કરતા;
આંખ આપી અંધાને, સન્માર્ગે છે કીધા સુખે ફરતા.
જીવનપ્રવાહ સુધારે, નિવારતી તે ભૂંડા ત્રિવિધ તાપ;
ઓળખ આપ સ્વરૂપની, જીવનહેતુ બતાવતી આપ.

બીજ વિદ્યાનાં વેર્યાં, સંસ્થા વિધવિધ કરી ઉલ્લાસે;
અંકુરી છોડ થયા છે, નીરખે સુજનો હરખભર્યા આશે.
દુષ્ટ દ્વેષ ઈર્ષાને, નિંદાને પણ લેશ ન ગણકારી;
મિત્ર કર્તવ્યે અર્થીને, સમાન દૃષ્ટિ સદાય દૃઢ ધારી.

મૃતવત્ આર્ય ભૂમિને, પુનરપિ સજીવન તુજ વિણ કોણ કરે;
શોભે શ્રેષ્ઠ સુધર્મે, ધર્મભ્રષ્ટતા તણું તું કષ્ટ હરે.
હે ગુરુદેવ દયાનિધિ ! પરમ ગુરુ ' હે જગત્ તણા નાથ !
પ્રણમીને સાષ્ટાંગે, માગું વિનયે જુગલ જોડી હાથ.

શ્રી અન્નાદેવીનો, મહિમા રવિ સમ સદા વિજય પામો;
ધર્મધ્વજા ફરફરતા, જનહિતકારી સફળ થજો કામો.
અખંડ વિજયી રાખી, પ્રીતે રક્ષણ સદાય સહુ કરજો;
અભય શાન્તિપદ આપી, એના વિઘ્ન સકળ હરજો !

સ્વ. શ્રી. મધુવચરામ બળવંતરામ હોરા, સુરત

# ભગવતી શ્રી. બેસન્ટમાતા માટે પ્રભુપ્રાર્થના

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત )

શ્રી નરસિંહ સમર્થ વામન અને, પરશુ તણા ધારક,
કૌશલ્યાસુત રામ ગોકુળપતિ, સદ્ધર્મ ઉદ્ધારક,
જેને પ્રાણ પ્રિયા સમી લહિ તમે, રે પૂર્વથી પાળી છે,
પાદાબ્જો વક્ષ સ્થળે ધરી વડી, જેની પીડા ટાળી છે.
કીર્તિમંત, પવિત્ર, પાવન કરી, ને પુણ્યશાળી કરી,
જેની ઉજ્જ્વળ કીર્તિ વિશ્વ નિખિલે, દિગંતમાં વિસ્તરી,
જેનાં રમ્ય નદીતટો વન રૂડાં, ને ગિરિ ને કંદરો,
ભક્તિભાવથી તેથી સેવન કરી રીઝે તપસ્વી નરો.
દેવો, સિદ્ધ, ઋષિ જહિં નિવસતા, અદ્યાપિ એ કારણે,
સ્થાપી ભારત ભૂમિ તે પ્રભુ તમે, સદ્ધર્મ વિસ્તારણે,
જ્યાં મધ્યાહ્ન રવિ તણી ઝળહળી, જ્યોતિ પ્રતાપી અતિ,
વ્યાપ્યું તાંદ્ર તિમિર મૂર્છિત પડી, તે કાળની શું કૃતિ.
પાછી જાગ્રત ને સતેજ કરવા, ખાંતે પ્રયત્નો કરે,
માતા દેવી વસંત દિવ્ય સ્વરૂપી, કો શક્તિ સોહે ખરે:
સાષ્ટાંગે તમ પાયપંકજ મહીં, કોટી પ્રણામો કરી,
સાચા અંતરભાવથી વિનવીને, માગુ અમે શ્રીહરી,
ભારતવર્ષ હિતે સમર્પણ કીધુ, જેણે સદા જીવન,
દિધી મોકલી વ્યક્તિ કો તમતણી, સદ્લક્ષણે સંપન,
રક્ષા એની કરો, સદા વિઘ્નને, સંકષ્ટને કાપજો,
શ્રી વિજયી અખંડ જય બધાં, કાર્યો વિષે આપજો।

સ્વ. શ્રી. મધુવચરામ બળવચરામ દેસા, સુરત



# હરિકથા

## ઍની બેસન્ટ

### (ઇ. સ. ૧૮૪૭ની ૧લી તારીખે......)

— ગીત —

એક સોનેરી સંધ્યાયે રે, લંડન શહેરની માંય;
સ્વર્ગીય પરોણલો ઊતર્યો, સંસારમાં બાલિકારૂપે ગૃહમાંય.
એના ચક્ષુ ચમકારા રે, ગૂઢ ભાવો ભરેલા કળાય;
સ્વપ્નાઓ સેવતી જાણે, વિવિધ કંઈક કાર્યો કરવાને મ્હાય
મળી માત તાત જોડલી રે, રૂડી ઉછેરે "એની"ની કાય;
ભાગ્યે મળે કોઈક ભાગ્યશાળીને, ઉન્નત આત્મા કો જણાય.

---

સાહિત્યપ્રેમી પિતાની બુદ્ધિ તિક્ષ્ણ ધારી.
ભાષા કંઈક જાણે કળા શિખેલ ન્યારી;
તત્ત્વજ્ઞ વળી પૂરો ધર્માન્ધનો એ ચરો,
શૈલીનાં ગાન ગાતો મસ્તા થઈ ભારી.

---

તેની માતા પણ સર્વ કળામાં સપૂર્ણ હતી. "એની"ની પાંચ વર્ષની ઉમ્મર થઈ ત્યાં તો એ સુખનો સૂર્ય અસ્ત થયો. તે પિતાનું સુખ પરવારી ગઈ. પિતા પરલોક ગયા. તેની માતાના આનંદનો ઉદધિ આજે સૂકાયો. તે બેભાન પડી. જીવનનૌકા કેમ હંકારવી? સુકાની સિતારો અસ્ત થયો. આશાનો દીપક ઓલવાયો. સુખદુ:ખનો સાથી સાથ છોડી ગયો. ક્ષણનાં પણ વિરહ વેદના નહોતી અનુભવી. આજે અચાનક દુઃખનું આભ ફાટ્યું. એ કોમળ નારી ભાન ભૂલી . ...

## ગીત

એ ભાન ભૂલી નારી, એ ભાન ભૂલી નારી,
એનો પ્રિય પરલોક સિધાવે.

દફનાવા લઈ આવ્યા સર્વે, ભાન ન એને આવે,
અસીમ વેદના નિશભર સેવી, પ્રભાત નવીન લાવે;
કાળા ભમ્મર કેશો સફેદ, બદલાયા દેખાવે,
એનો પ્રિય પરલોક સિધાવે.

લિંગ દેહથી હતી સ્વામી સહ, કુમ્બર સ્થાન બતાવે;
ઊઠી પ્રભાતે શોધી કબ્બર, વિસ્મય સહુ એ ભાવે,
એનો પ્રિય પરલોક સિધાવે.

પાદરીનો સંદેશ પાઠવે, સ્વપ્નામાં જે કહાવે,
થોડા દિનમાં પુત્ર આપણો, દેહ તજી અહિં આવે,
એનો પ્રિય પરલોક સિધાવે.

---

બાલ્યકાળમાં એના મૃત્યુ જોઈને બાળા ડરી ગઈ. એના હૈયા પર દુઃખની ઊંડી છાપ પડી એક કુંભાર મૃત્તિકાના નરમ પિંડમાંથી વિવિધ આકારો બનાવે છે તેમ કોમળ હૃદયના બાળકના કુમળા હૈયા પર છાપ આપવી હોય તે આપી શકાય છે. પણ આ બાળકીએ તો બાલ્યકાળથી હૈયા પર દુઃખનો ભાર ભર્યો. જગત્ આખું તેને દુઃખમય લાગ્યું. વહાલો પિતા ગયો.- ભાવભર્યો ભ્રાતા ગયો. પછી એની રમવાની ઢીંગલીના નીકળતા "ચીંચીં" અવાજમાં પણ એને દુઃખની રાડો સંભળાતી હતી. તેની માતા એકલી અટૂલી નાર, સ્વામીની અને પોતાની ઈચ્છા બર લાવવા, બાળકોને કોઈ પણ ભોગે સારા સંસ્કારો આપવા થોડા પૈસા કમાવા હેરો નગરમાં ગઈ અને ગૃહને છાત્રાલય બનાવ્યું. એક માતા પોતાનાં બાળકો માટે શું શું સ્વાર્પણ નથી કરતી! પછી તો "એની" ઊછરતાં કળી વિકસી, પુષ્પરૂપે બની.

## ગીત

યૌવન વસંત આવી વિકસી સોહે કાય,
ભલભલા એ ભૂલ ભુલામણી મહીં અટવાય...
પણ અલિપ્ત વીર યુવતી લેશ ના લુભાય.
તરંગ એ તરુણીના ઈશુ મહીં સમાય...
દિવ્ય સ્વપ્ન, દિવ્ય જીવન, દિવ્ય કલ્પના કરાય,
કેમ સ્પર્શ થાય કુન્યવો, એ દિવ્ય કાય;
દુઃખની વેદનાની છાપ મનથી લેશ દૂર ન થાય.
"ગંદની બનું હું સેવિકા" એ ધ્યેય સ્હાય...

અઢારસો ને છયાશીમાં એક તરુણ પાદરી મિત્ર મળ્યો. યુવાની એ તો સાગરની ભરતી સમાન છે. બન્ને મિત્રો સાથે રહ્યાં ઘોડા ખેલવ્યા દર્યાં ફર્યાં. ઉત્તરે યુવાન પાદરીએ "એની" પાસે લગ્નની માગણી કરી. "એની" તો સાચી સેવિકા બનવાની આશા સેવતી, બીજાને સુખે સુખી બનવા સ્વપ્ના સેવતી. કદી પણ એવુ નો'તી કલ્પતી કે લગ્નજીવનનો આનંદરસ માણું. મનમાં મંથન જાગ્યું. એના હૈયામાંથી કોઈ દૈવી સ્વર એને સંદેશ દઈ રહ્યો કે "પાદરીની પત્ની બન. તને ધાર્મિક જીવન માણવાની અને સેવા કરવાની અમૂલી તક મળશે." અને એ સેવાની લાલચે લગ્ન થયાં જ્યાં પણ જિંદગી ઝેર સમાન લાગવા માંડી.

---

## ગીત

ઊડતુ એ પંખી! આશા ભર્યું પંખી,
એક પિંજરામાં પૂરાયે એનું જીવન હાય રૂંધાયે;
ધર્મરહસ્યો પિછાણવાને પુસ્તકમાં રત થાયે,
ગૃહજીવનના ઝીણા કાર્યોમાં જરી કસૂર થાય,
ત્યાં સ્વામી રોષે ભરાય.

સ્ત્રી પર નરનો સર્વ હક્ક છે પાદરી એ ઉર ચ્હાયે,
દીવાલ દિલની વધતી ચાલી સુખસાગર સુકાયે,
દિલ જળહળ જ્વાળા વ્યાપે.

અન્યાયી ને ઘાતકી પૂરો સ્વામી આ પરખાયે,
મૂંગો માર સહન કરતાં એ વીર નારી મુઝાયે,
કંઈ માર્ગ શોધવા ચ્હાયે.

ત્યાં ઇશ્વરે એને અંકે ન્હાની બાલિકા રમતી મૂકી; પણ હૈયાની હુતાશન સળગતી રહી. એ સંભારી રહી એના પાછલા દિવસો. "ક્યાં મારી અભિલાષા? ક્યાં સ્વપ્ન? ક્યાં સ્વાર્થી અને અન્યાયી પતિ? આ ન્હાની બાલિકાએ શું પાપ કર્યાં હશે કે બિમારીમાં પિડાઇ રહી છે? જ્યાં જોઉં ત્યાં અન્યાય! ઇશ્વર પરની શ્રદ્ધા પણ હવે મારી ડગમગી રહી છે. સ્વર્ગમાં રહી ઇશ્વર કંઇક ગરીબોના અને મારા દુ:ખો કેમ જોઇ રહ્યો હશે! ચાલી જાઉં? ક્યાં જઉં? આ રહી પેલી ક્લોરોફોર્મની શીશી! મને તે સુખને માર્ગે લઇ જશે. આ દુ:ખ ત્યાં નથી." (શીશી સૂંઘવા જતાં કોઇ દૈવી અવાજ અટકાવે છે.)

## ગીત

ઓ વીરનારી! વીરનારી! વીરતા તું ક્યાં વિસારે બીરુ શીદ જીવન હારે!
કુન્દન અગ્નિ સમીપ રહે તેમ મેલ બળે છે ત્યારે;
શુદ્ધ સ્વરૂપ જણાયા પછી એની કિંમત થાયે વારે.
પુષ્પની માળ વિવિધ રંગી કેવી સોહે દોર આધારે;
પ્રોવાયુ પોતાનું હૈયું પે'લાં પછી મૂલ અમોલાં ધારે.
દુ:ખ એ ભેટ અમોલ પ્રભુની દોરની દૈવી ડારે;
અંતર મંદિર ઊઘડે આતમ ઝાંખી થતી એ વારે.

એણે એ નાદ પીછાણ્યો-એના ભવિષ્યના ગુરુનો શીશા ફેંકી દીધી દુ:ખમાંથી સાચું સુખ મળે છે, તે અનુભવ લેવા નિશ્ચય કર્યો. પ્રભુની ખરી યોજનાની શોધ કરવા નક્કી કર્યું. અને એને અનેક મહાન કાર્યો કરવાને ભાગ્યશાળી બનાવનાર તે આ કટોકટીનો પ્રસંગ!

હરિકથાકાર શ્રીમતી કમળાબેન ઠક્કર

# હરિનો હંસલો

પરદેશથી ઊતર્યો આ હરિ ! મ્હારો હંસલો,
ભક્તિ ને જ્ઞાનની બે પાંખ રે, ઊડતો ઊડતો તે અહીં આવીયો

ચારો એ શુદ્ધ સાચાં મોતીડાંનો માગતો,
સરોવરિયું માનસની પાળ રે ઊડતો ઊડતો તે અહીં આવીયો.

કોણ લઈ જાય એને માનસ સરોવરે,
મોતીડાં ભખે મરાળ રે, ઊડતો ઊડતો તે અહીં આવીયો

ઉપર છે આભ અને નીચે છે ધરતી,
વચમાં પંખેરુ અટવાય રે, ઊડતો ઊડતો તે અહીં આવીયો.

સાચા તે સંત મ્હારા સાંભળ્યા આ દેશમાં,
લેતા એવા હંસની સંભાળ રે, ઊડતો ઊડતો તે અહીં આવીયો

'નર્મદ' લઈ જાય એને માનસ સરોવરે,
સાચા જો સંત મળી જાય રે, ઊડતો ઊડતો તે અહીં આવીયો.

પરદેશથી ઊતર્યો આ હરિ ! મ્હારો હંસલો,
ભક્તિ ને જ્ઞાનની બે પાંખ રે, ઊડતો ઊડતો તે અહીં આવીયો

નર્મદાશંકર ગણપતરામ ઠાકર

આવો મોંઘેરો હરિનો એક હંસલો ઊડતો ઊડતો ભારતની પરદેશી ભોમ પર આવી ચઢ્યો જ્ઞાન અને ભક્તિની બે પ્રબળ પાંખે ઊડતો ઊડતો કેવળ અજાણી ભોમ પર ઉપર આભ અને નીચે ધરતી ધારણ કરી અટવાતો ઊતર્યો અને તે શોધમાં છે—માનસ સરોવરિયાની પાળની અને શુદ્ધ સાચાં મોતીડાંના ચારાની ભારત તો સંતોની ભૂમિ, ત્યાં આવા હંસને માટે ઘણી જ સગવડ આધ્યાત્મિક પ્રગતિના દેશમાં હરિના આ પરદેશી હંસલાને આધ્યાત્મિક સામાજિક, કેળવણી વિષયક અને રાજકીય ધગશવાળા નિષ્ણાત સંતો મળ્યા. આ હતા સ્વ. ગોખલેજી, દાદાભાઈ નવરોજજી, દેશભક્ત તિલક અને ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયાજી આ સંતોની મદદથી આ હરિના હંસલાએ પોતાનું વિવિધદેશીય કાર્ય આરંભ્યું અને આશરે એક આખી પચીસીમાં તો ભારત અને પરદેશમાં અર્થાત્ પૂર્વ અને પશ્ચિમમાં પોતાની પ્રતિભાનો ડંકો બજાવ્યો પૂર્વનો આધ્યાત્મિક ચમત્કાર પશ્ચિમને દાખવીને બન્ને દિશાનો એવો તો સુમેળ સાધ્યો કે બન્ને દેશો પોતાને ધન્ય ધન્ય માનવા લાગ્યા તે હંસની જિંદગી ચાલી લગભગ ભારત અને પશ્ચિમની મહાપ્રજાઓની સુપ્રવૃત્તિઓનાં તમામ ક્ષેત્રો આવરી લીધાં

હિંદમાં 'થીઓસોફિકલ સોસાઈટી"ના દિગ્વિજયનો ડંકો વગાડયો હિંદના એક છેડેથી બીજા છેડા સુધી આધ્યાત્મિક જ્ઞાનની ફોરમ ફેલાવતાં ઠેઠ પશ્ચિમની પ્રજાઓ સુધી તે સુગંધી પહોંચાડી અને ત્યાંના જડવાદને જાગ્રત કરી આર્ય સંસ્કૃતિનાં આધ્યાત્મિક પિયૂષ પાયાં.

બનારસ સેંટ્રલ હિંદુ યુનિવર્સીટી સ્થાપી દેશની કેળવણીને એક અદ્વિતીય મરોડ આપ્યો "હોમરૂલ લીગ" સ્થાપીને હિંદના રાજકીય વાતાવરણમાં નવો જ યુગ સ્થાપ્યો અને પછી તો તેમને

મળ્યા મહાસંત પૂજ્ય બાપુજી મહાત્મા ગાંધીજી અને એ રીતે આવા સાચા સંતની સાંનિધ્યમાં તેમને પોતાને સેવાઓ કરવાની અનેક ઉજ્જવળ તકો સાંપડી અને તે સેવાઓએ ભારતના ઘરઘરમાં અજવાળાં કરી દીધાં અત્યારની ભારતની સ્વતંત્રતાના પાયામાં એ હરિના હંસલાનો મહામોટો પુરુષાર્થ છે પરદેશથી અત્રે આવી આ દેશ ઉપર અનેક અનહદ ઉપકાર કરનાર એ હંસલાનું નામ કેવળ ભારતમાં જ નહી પરન્તુ નવ ખંડમાં અમર રહેશે અને એણે પાથરેલી દિવ્ય જ્યોતિનાં દર્શન સત્પુરુષો સદાય કરશે.

અને એ હરિનો હંસલો તે કોણ?

માનવજાતિના સાચા ઉત્કર્ષ માટે પોતાના પ્રાણ પાથરનાર પરમવિદુષી જગત્પાવન પરમજ્યોત માતા એની બીસન્ટ!

ધન્ય એ નામ! ધન્ય એનાં કામ! ધન્ય એ પ્રેમળ જીવન!

તા. ૨૦ ફેબ્રુઆરી, ૧૯૪૮
સૌરાષ્ટ્ર સોસાયટી,
એલીસબ્રીજ—અમદાવાદ.

નર્મદાશંકર ગણપતરામ ઠાકર

(અમદાવાદ થીઓસોફિકલ સોસાઈટીમાં તા. ૨૧-૯-૧૯૪૭માં કરેલા હરિકીર્તન પરથી)

# માતૃવત્સલ "એની"

ફૂલવાડીમાં ફરતી અને ગીતો ગાતી દીકરી માતાથી જરા પણ અળગી ન પડે. કોઈવાર તો વત્સલ માતા ચીડાઈ જાય ને કહે કે 'એની, તને તો માદળિયા માફક મારા ગળામાં બાંધી રાખું તો છે.' ને પ્રેમાળ પુત્રી જવાબ આપતી 'મા, એમ કરે તો ઘણું સરસ!' બચપણના સુખી દિવસો પૂરા થયા. એની હવે મોટી થઈ.

શ્રી. પ્રાણલાલ ઉપાધ્યાય
(કિશોર વાચનમાળા, ભાગ ત્રીજો)



# ડૉ. ઍની બેસન્ટ

**આ**જથી સો વર્ષ ઉપર સને ૧૮૪૭ના ઑક્ટોબરની પહેલી તારીખે ઍની બેસન્ટનો જન્મ ઇંગ્લેન્ડમા થયો. તેમના પિતા તેમજ પતિના ઘરમાં ચુસ્ત ખ્રિસ્તિ ધર્મના વાતાવરણમાં તે ઊછર્યાં. નાનપણથી તેમને સત્યાન્વેષણની ટેવ પડેલી હતી. યુવાવસ્થામાં પોતાની અંગત કૌટુમ્બિક વિપત્તિને પ્રસગે તેમના હૃદયમા ધર્મ, ઈશ્વર, જગતનું નિયંત્રણ, ન્યાય, દયા, વગેરે બાબતનું ઊંડું મનોમન્થન શરૂ થયુ. સત્યપ્રિયતા, નિડરતાની મનોવૃત્તિ અને ગાઢ મનોમન્થનને અન્તે તે નાસ્તિકવાદ તરફ ઢળ્યાં. તે પછી તેમણે મજૂરો અને કામદારોના હકોના સંરક્ષણમા પોતાની શક્તિ ખર્ચવાનો નિશ્ચય કર્યો. એ જમાનામાં ઇંગ્લેન્ડમાં આ જાતના જાહેર કાર્યમા મિ. ચાર્લ્સ બ્રેડલો બહુ અગ્ર સ્થાન ભોગવતા હતા. પરંતુ બ્રેડલોના ખ્રિસ્તીધર્મવિરોધી અને સ્પષ્ટ રીતે નાસ્તિક મતોને લીધે ઇંગ્લાંડના તે વખતના સમાજમા એમને બહુ વજન મળી શક્યું ન હતું. છતા બ્રેડલોની વિદ્વત્તા, વક્તૃત્વશક્તિ, અસાધારણ ઉદ્યોગપરાયણતા અને કાર્યક્ષમતાને લીધે મજૂર અને કામદાર વર્ગમાં તેમની ભારે લાગવગ અને પ્રતિષ્ઠા હતાં. મિસિસ ઍની બેસન્ટ આ આગેવાન કાર્યકર સાથે જાહેર પ્રવૃત્તિમાં જોડાયાં. એમની સાથે કાર્ય કરતાં ઍની બેસન્ટની કાર્યશક્તિની ભારે પ્રગતિ થઈ. પોતે ઊંડો અભ્યાસ કરનાર, સત્યનિષ્ઠ અને નિડરપણે પોતાના વિચાર જણાવતાં હોવાથી, તેમજ વક્તૃત્વશક્તિ પણ સારી ખીલવેલી હોવાથી તેમણે મજૂરો અને કામદાર વર્ગ ઉપર સારો પ્રભાવ પાડ્યો. તે જમાનામાં ઍની બેસન્ટની માત્ર એક આંગળી ઊંચી થયેથી હજારો મજૂરોની મેદનીમાં શાન્તિ સ્થપાતી અને તેમના એક અવાજે હજારો કામદારો એકત્ર થઈ તેમના આદેશ ઝીલતા.

ધીમે ધીમે ઍની બેસન્ટે રાજકારણની સાથે ધર્મનો અભ્યાસ કરવા માંડ્યો. તે વખતે રશિયન ધર્મક્રાન્તિકાર મેડમ બ્લેવેટસ્કીના લેખો અને પુસ્તકોની યુરોપ, અમેરિકા તથા હિન્દમા પણ ભારે અસર થવા માંડી હતી. ઍની બેસન્ટે એ પુસ્તકોનો અભ્યાસ કર્યો અને મેડમ બ્લેવેટસ્કીની અસર તળે એ આવ્યાં. આગળ ઉપર એમણે પોતે હિન્દમા થીઓસોફીની સ્થાપના કરી અને એમનું અસાધારણ વ્યક્તિત્વ, સતત ઉદ્યોગ, વિદ્વત્તા, અપૂર્વ વક્તૃત્વશક્તિ અને સત્યશોધનની ધગશ તથા નિડરતાને કારણે પૃથ્વીના સર્વ દેશોમા થીઓસોફિકલ સોસાયટીની શાખાઓ સ્થાપન થઈ. થીઓસોફી એ 'વિશ્વધર્મ' છે એવુ એમના અનુયાયીઓનું માનવુ છે. એટલે સર્વ ધર્મના માણસો પોતપોતાના ધર્મમા રહીને પણ થીઓસોફીના વિશ્વધર્મના સિદ્ધાન્તોનું પાલન કરી શકે છે. તેમને કોઈ નવા ધર્મમાં દાખલ થવાની કે ધર્મપરિવર્તન કરવાની જરૂર રહેતી નથી. મિસિસ ઍની બેસન્ટે યુવાનીમાં ધર્મની બાબતમાં જે નાસ્તિક અગર અજ્ઞેયવાદની મનોવૃત્તિ દર્શાવી હતી તેમાં પ્રૌઢ વય થતાં ભારે પરિવર્તન થયુ અને મહાન ધર્મશીલ અને પરમાત્માના એક સાચા શુદ્ધ ભક્ત તરીકે એમનુ સર્વ જીવન વ્યતીત થયુ.

જે જમાનામાં મિસિસ બેસન્ટે હિન્દમા થીઓસોફીનો ઉપદેશ શરૂ કર્યો હતો તે જમાનામાં હિન્દમાં અંગ્રેજી અભ્યાસ અને અંગ્રેજ અધ્યાપકો તથા અંગ્રેજ અધિકારીઓ અને ખાસ કરીને

અંગ્રેજ મિશનરીઓના પ્રચારકાર્યને પરિણામે આપણા દેશના શિક્ષિત વર્ગમાં એક પ્રકારની લઘુતાની વૃત્તિ Inferiority Complex આવી ગઈ હતી, અને પ્રાચીન ધર્મ અને સંસ્કૃતિ પ્રત્યે અણગમો ઉત્પન્ન થયો હતો. મિસિસ બેસન્ટે તેમનાં વ્યાખ્યાનો અને લેખો તથા પુસ્તકો દ્વારા શિક્ષિત સમાજને સારી રીતે દર્શાવ્યું કે હિન્દની પ્રાચીન સંસ્કૃતિ, આધ્યાત્મિક જ્ઞાન અને ધર્મસિદ્ધાન્તો જગતના કોઈ પણ દેશ કરતાં ચઢિયાતાં છે, અને હિન્દુ સમાજનો એ અમૂલ્ય વારસો છે. મિસિસ બેસન્ટની આ સેવા બહુ મૂલ્યવાન છે. મિસિસ બેસન્ટના આ મહાકાર્યને પરિણામે થીઓસોફીના અનુયાયીઓમાંના કેટલાકમાં એક પ્રકારનું પ્રત્યાઘાતી વલણ આવ્યું અને પ્રાચીન એટલું બધું જ સારું એવી વૃત્તિ, પ્રાચીન જડ આચારો અને યજ્ઞયાગાદિ ક્રિયાકાંડોના બચાવની વૃત્તિ, ધર્મગ્રંથોના તાણીતાણીને બેસાડેલા મનફાવતા અર્થ વગેરે કેટલેક અંશે પ્રવર્ત્યું પરન્તુ એ સ્થિતિ ઝાઝો વખત ટકી શકી નહિં. કારણ કે મિસિસ બેસન્ટ પોતે હંમેશ પ્રગતિશાળી રહ્યાં હતાં, અને પ્રાચીન હિન્દુ સંસ્કૃતિના યથાસ્થિત સ્થાનનું જનતાને ભાન કરાવ્યા પછી તેમણે પોતાની હંમેશની સત્યનિષ્ઠા અને નિડરતાથી પ્રાચીન જડ રૂઢિઓ અને અનિષ્ટ બન્ધનોનો સામનો પણ એટલી જ સબળતાથી કર્યો. આપણા દેશની કેળવણીની પદ્ધતિમાં યોગ્ય ફેરફાર કરવા માટે અને તેને ધર્મ, ધાર્મિક વૃત્તિ તથા લલિત કલાની દૃષ્ટિ સાથે સંયુક્ત કરવાના હેતુથી મિસિસ બેસન્ટે બનારસ સેન્ટ્રલ હિન્દુ કૉલેજની સ્થાપના કરી. આગળ જતાં બનારસ હિંદુ યુનિવર્સિટી જેવી વિશાળ સંસ્થા જે અત્યારે આપણા દેશમાં શિક્ષણનું એક મુખ્ય કેન્દ્ર બની છે તે મહાન્ સંસ્થાનો પાયો આ સેન્ટ્રલ હિન્દુ કૉલેજથી નંખાયો હતો. કેળવણીના ક્ષેત્રમાં મિસિસ બિસેન્ટનો આ મહામૂલ્યવાન્ ફાળો છે, અને સમસ્ત હિન્દ તેને માટે આ મહાન સન્નારીનું ઋણી છે.

હિન્દનું પ્રાચીન ગૌરવ પ્રાપ્ત કરવામાં જે અન્તરાયો નડતા હતા તેમાં વિદેશી શાસન એ બહુ મોટું નડતર હતું એમ મિસિસ બેસન્ટની પ્રતીતિ થવાથી તેમણે રાજકારણમાં આગેવાની લીધી. ન્યુ ઈન્ડિયા અને કૉમન વીલ પત્રોની તેમની પ્રબળ લેખમાળા પછી તેમણે ‘હોમરૂલ લીગ'ની સ્થાપના કરી અને એ મહાપ્રયાસને પરિણામે સમસ્ત દેશમાં એક મહાઆન્દોલન ઉત્પન્ન થયું. આ મહાહિલચાલને અંગે મિસિસ બેસન્ટને જેલવાસ પણ વેઠવો પડ્યો પરન્તુ કોઈ પણ જાતના દમનથી ડરી જાય એવી આ મહાન્ સન્નારી ન હતી. જેલમાંથી બહાર નીકળ્યા પછી પણ પોતાનું કાર્ય તેમણે ચાલુ રાખ્યું. હિન્દના રાજકારણમાં તેમની મહાન્ સેવાથી ઉપકૃત થયેલી જનતાએ તેમને સને ૧૯૧૭માં કૉંગ્રેસના પ્રમુખ બનાવ્યાં હતાં.

મહાત્મા ગાંધીજીના સત્ય અને અહિંસાના સિદ્ધાન્તોનું સન્માન કરવા છતાં, અને એ મહાપુરુષ પ્રત્યે અત્યંત આદરભાવ સેવવા છતાં, ગાંધીજીની અસહકારની ચળવળને તો સંમત ન હોવાથી મિસિસ બિસન્ટે હિન્દના રાજકારણમાંથી નિવૃત્તિ લીધી. સત્યનિષ્ઠા—પોતે જેને સત્ય માર્ગ માન્યો તેને નિડરપણે વળગી રહેવાની તેમની ઉચ્ચ મનોવૃત્તિ—આમાં પણ સ્પષ્ટ જણાઈ આવે છે. ગાંધીજીનાં મંતવ્યો અને તેમણે શરૂ કરેલાં આંદોલનો દેશમાં એટલા પ્રબળ વેગથી વ્યાપી ગયાં હતાં, કે તેનો વિરોધ કરવો એ દેશદ્રોહ ગણાતો તેમ છતાં, જનતાનો વિરોધ અને નિન્દા વ્હોરી લઈને પણ, આ નિડર બાઈએ પોતાની દૃષ્ટિએ જે સત્ય માર્ગ જણાયો તેને જ વળગી રહેવાની અસાધારણ હિમ્મત બતાવી હતી. ગાંધીજીના રાજકીય સિદ્ધાન્તની યોગ્યાયોગ્યતાની ચર્ચા અહિં અસ્થાને છે. અમે મિસિસ બિસેન્ટના સત્ય માટેના નિશ્ચયનું અને નિડરતાનું દર્શન કરાવવા માટે જ આ હકીકત નોંધી છે.

આવી અસાધારણ શક્તિશાળી હિન્દને પોતાનો સ્વદેશ માનનારી હિન્દી સમાજના કલ્યાણની એકમાત્ર દૃષ્ટિથી જીવનની સર્વ પ્રવૃત્તિ જેમણે આદરી હતી એવી જગતમાં લગભગ અજોડ વક્તૃત્વ શક્તિ ધરાવનારી આ મહાન સન્નારીએ આપણા સમયના જગતની મહાન્ વિભૂતિઓમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે એ અસાધારણ શક્તિશાળી સ્ત્રીની શતાબ્દિ ઊજવાઈ છે એ યોગ્ય જ થયું છે મિસિસ બેસન્ટે ઉપદેશેલી અને પોતાના જીવનમાં પ્રત્યક્ષ કરેલી સત્યનિષ્ઠા નિડરતા, કર્તવ્યપરાયણતા પવિત્ર ઉન્નત જીવનનો આદર્શ અને આધ્યાત્મિકતાનો અમૂલ્ય વારસો હિન્દને, અને ખાસ કરીને થીઓસોફીના અનુયાયીઓને મળ્યો છે તે સાર્થક કરવાનો પ્રયત્ન કરવાનું આપણું સહુનું પવિત્ર કર્તવ્ય છે.

ગટુલાલ ગો. ધ્રુ

( ૧૧મી ઑક્ટોબર ૧૯૪૭ના જ્યોતિર્ધરમાથી )

# ડૉ. બેસન્ટ

શ્રીમતી એની બેસન્ટે જિન્દગીનાં ૪૦–૫૦ જેટલાં વર્ષો સુધી આ દેશની મહાન્ સેવા કરી છે વિલાયતમાં મિસ્ટર બ્રેડલા સાથે રહીને એમણે દલિતો અને પીડિતોની સેવા કરવાનું બીડું ઝડપ્યું ગુલામીમાં પતિત થયેલા આ દેશને પણ તેમણે શુભેચ્છાથી નવાજ્યો હિન્દુસ્તાનમાં આવીને તેમણે આર્ય સંસ્કૃતિનો પૂરો અભ્યાસ કર્યો અને હિન્દુ શાસ્ત્રો તથા હિન્દુ ધર્મનાં રહસ્યોને પ્રકાશમાં આણ્યાં. આર્ય સંસ્કૃતિનું તેમણે નવે સ્વરૂપે પુનરુત્થાપન કર્યું હિન્દની નવી પેઢીને પોતાના પૂર્વજોના વારસામાં રસ લેતી કરી, બધા ધર્મના સમન્વયનો સંદેશો સંભળાવ્યો

અશોક તથા અકબર પછી અને મહાત્માજીની પહેલાં ધર્મસહિષ્ણુતા, સર્વધર્મસમાનત્વ તથા બંધુભાવનો નાદ આ દેશમાં અને જગતમાં તેમણે ગુંજતો કર્યો હોમરૂલ લીગની સ્થાપના કરીને અને તેમાં પોતાની પ્રાણશક્તિ પરોવીને તેમણે કોંગ્રેસનો સ્વાધીનતાનો સંદેશો આમ જનતામાં પ્રસાર્યો કોંગ્રેસને એક ક્રિયાશીલ પ્રબળ સંસ્થા બનાવવામાં તેમનો ફાળો નાનોસૂનો ન હતો મહાત્માજીના આગમન માટે અને સંદેશ–સત્કાર માટે આ દેશને તૈયાર કરવામાં તેમનો તથા લોકમાન્યનો સંગીન હિસ્સો હતો

પશ્ચિમની સંસ્કૃતિના વિદ્યાપીઠો મારફત જે પ્રવાહો વેગભર આ દેશમાં ધસી રહ્યા હતા તેમને ખાળીને સ્વામી દયાનંદની માફક લોકોને સંસ્કૃતિનું નવું મૂલ્યાંકન શીખવ્યું અને પૂર્વજોના અમૂલ્ય વારસાથી પરાઙ્મુખ બનેલી પ્રજાને આર્ય સંસ્કૃતિ પ્રત્યે અભિમુખ બનાવી એ એમની આ દેશ પ્રત્યેની ભવ્ય સેવા તરીકે ચિરકાળ સુધી તાજી રહેશે હિન્દની પ્રજાને ઘડનારી અને તેને માટે પ્રાણ પાથરનારી જે અનેક વિભૂતિઓ આ દેશમાં થઈ ગઈ તેમાં શ્રીમતી એની બેસન્ટનું નામ સદાકાળ મોખરે રહેશે.

હિન્દમાં નાતજાતના ભેદભાવો દૂર થાય, પીડિતો અને શોષિતોનો અભ્યુદય થાય સમાનતા અને બંધુભાવની ભાવનાનો સત્કાર થાય તથા આમજનતા જાગ્રત અને સજ્જ થાય એ માટે એમણે આપેલો પયગામ મહાત્માજીએ ઝીલી લીધો અને તેમાં વેગ પૂરી આખરે આ દેશને આઝાદી સુધી પહોંચાડ્યો શ્રીમતી બેસન્ટની આ સેવાઓ માટે આ દેશના પ્રજાજનો ઋણી છે અને રહેશે

રાજકોટ, ૧૮–૯–૪૮. — બળવંતરાય મહેતા

# હિન્દની સંસ્કૃતિનાં પૂજક ડો. એની બેસન્ટ

ઈસ્વી સન ૧૯૦૦ની આસપાસનો સમય આત્મપરીક્ષા અને સ્વસુધારણાનો હતો.

ઈંગ્રેજ રાજદ્વારીઓએ આપણા પગ જ ભાંગી નાખ્યા હતા. "તમે ખરાબ, તમારો સંસાર ખરાબ, તમારો ધર્મ ખરાબ", "અમે તમારાથી ઘણા જ ચડિયાતા, અમે રાજ્ય કરીએ છીએ અને ઈશ્વરના સંકેતથી પશ્ચિમની પ્રગતિમાન્ સંસ્કૃતિનો તમારી સાથે યોગ થયો છે તે તમારા ઉદ્ધારને માટે છે એમ સમજો."

વળી આપણા આગેવાનો પણ પશ્ચિમના તેજથી અંજાઈ ગયા હતા. ધર્મ, સંસાર, ગૃહ, કેળવણી, રહેણીકરણી બધાંમાં પશ્ચિમની વાંદરિયા નકલ શરૂ થઈ હતી અને આપણા એકેએક રિવાજ અને માન્યતાઓ પર આપણા જ લોકો સખ્તમાં સખ્ત પ્રહાર કરતા.

એવામાં સ્વ. મિસિસ બીસેન્ટ આવ્યાં અને એમણે આપણાં ધર્મ, તત્ત્વજ્ઞાન, પુરાણ, પૂજાવિધિ અને સામાજિક રેહેણીકરણી સુદ્ધાંને વખાણવા માંડ્યાં.

હું એમની હિન્દ તરફની પ્રીતિથી મુગ્ધ થયો હતો અને પશ્ચિમનાં ઉપરચોટિયાં હિન્દના ખાસ જ્ઞાનીઓ ગણાતા વિદ્વાનો કરતાં મિસિસ બીસેન્ટ તરફ મને ભકિતભાવ પણ થયો હતો.

એમની વક્તૃત્વશક્તિ, જ્ઞાનની વિશાળતા અને ગહનતા, જુસ્સો, કવિદૃષ્ટિ એ બધાંથી મારા હૃદયને બહુ અસર થતી હતી.

એક રૂપિયાની કિંમતનું એમણે એક બાળમાસિક કઢાડેલું તે હું નિયમિત રીતે વાંચતો. એમાં શંકાના સમાધાનનો જે વિભાગ કઢાડેલો તે બહુ સરસ હતો

શ્રીકૃષ્ણની રાસલીલાનો એમણે જે ખુલાસો આપેલો તે મેં પહેલી જ વાર જાણ્યો. એમણે લખ્યું હતું કે જગતના તમામ ધર્મસાહિત્યમાં આત્મા પરમાત્માના યોગને શૃંગાર રસની ભાષામાં જ વર્ણવવા પડ્યાં છે. એવા મિલનને માટે લોકો પાસે બીજા શબ્દો નથી એટલો ઊંધા અર્થ પણ જગતમાં બધે જ કરાયા છે. પરંતુ વસ્ત્રાહરણમાં વર્ણવ્યા પ્રમાણે આત્માને તમામ આવરણોથી ખુલ્લો કરી પૂર્ણ નગ્ન કરીને જ ભગવાન્ સાથે યોગ સાધી શકાય અને શરદ્-પૂર્ણિમાની આહ્લાદક રાત્રીએ જ ગહન કુસુમકુંજમાં જ સૃષ્ટિસૌન્દર્યના એકાંતમાં જ શાન્ત, પવિત્ર સૌન્દર્ય પ્રાપ્ત કરીને જ આત્મા પરમાત્માની સાથે પ્રેમ ભક્તિથી મળી શકે.

આ ખુલાસાથી પુરાણ તરફ થતા બીજા પ્રહારોના પણ ખુલાસા હું કેટલાય કરી શક્યો અને આપણા દેશની પુરાણ માન્યતાઓ તરફ આદર ભાવથી જોવા લાગ્યો.

વસ્ત્રાહરણ અને રાસલીલા તરફ જે અનેક પ્રહારો થતા હતા તેના જવાબ ઉપરના ઉત્તરથી મને મળી ગયા અને પુરાણોની બીજી પણ ઘણી કલ્પનાઓ અને રૂપકોને હું આદરભાવથી જોતાં શીખ્યો

આપણો ધર્મ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોક્ત કહેવાતો હતો તે યથાર્થ છે એમ લાગ્યું.

મહાભારત અને રામાયણની પણ બાળઆવૃત્તિઓ સહેલી પ્રફુલિત ઈંગ્રેજી ભાષામાં મિસિસ બીસેન્ટે લખી હતી તે મને બહુ ગમી.

રામચંદ્રજીનું સ્થૂળ સ્વરૂપ હું મનમાં લાવવા તે દિવસથી પ્રયત્ન કરતો હતો અને એક સ્પષ્ટ સ્વરૂપ મિસિસ બીસેન્ટે રજૂ કરેલા આદર્શ રાજાનું ધ્યાનમાં બરાબર ગોઠવ્યું કે, તરત સ્વ. રાજા રવિવર્માના વડોદરાના લક્ષ્મીવિલાસ મહેલમાં ચીતરેલા ભીંતચિત્રમાં "પૃથ્વીમાં પેસી જતાં સીતા" એ ચિત્ર જોયું. એમાં રામલક્ષ્મણ હતા. બરાબર મેં ધ્યાનમાં જોયેલા રામલક્ષ્મણ જેવા જ મને એ લાગ્યા અને મિસિસ બીસેન્ટને મેં માનસિક પ્રણામ કર્યાં.

બનારસની સેન્ટ્રલ હિન્દુ કૉલેજ હવે તો મહાન્ સંસ્થા થઈ પડી છે, પણ એની સ્થાપના મિસિસ બીસેન્ટે કરી હતી.

રાજદ્વારી ક્ષેત્રમાં એ આવ્યાં અને એમની પ્રચારશક્તિ, વ્યવસ્થાશક્તિ તથા વક્તૃત્વશક્તિનો મહાસભાને ખૂબ લાભ મળ્યો.

હોમરૂલ લીગની સડક વગર મહાત્માજીની સત્યાગ્રહની ગાડી ગડગડાટ ચાલત નહીં એમ ખુદ મહાત્માજીને મેં કહેલું છે.

How India wrought for freedom હિન્દે સ્વતંત્રતા મેળવવા કેવા પ્રયત્નો કર્યા એ રાજકીય સાહિત્યમાં બીસંટ મૈયાની અમર કૃતિ છે.

કૉન્ગ્રેસમાં એ જોડાયાં પછી એમની તરફ મારો ભક્તિભાવ સોળે આને ખીલી ઊઠયો હતો.

અભ્યાસ, વ્યાખ્યાનમાળાઓ ગોઠવવાની યોજના, વક્તૃત્વશક્તિ, અંતઃકરણ પૂર્વક કામ કરવાની ટેવ, જ્ઞાન, ભક્તિ અને કર્મમાં ઓતપ્રોત જીવનપ્રવાહ એ બધાં મારા આદરના વિષયો થઈ પડયાં હતાં અને આજે પણ છે.

અડ્યાર જોતાં એ ભૂમિની તસુએ તસુ જમીન, સરસ્વતીનું મંદિર, કબીર વડ, લાયબ્રેરી વગેરે સ્થળો મને બીસેન્ટ મૈયાના સ્પર્શથી પવિત્ર થયેલાં લાગતાં હતાં અને જાણે મને બધાં કહેતાં હોય કે "અમે એમનાં સહોદર છીએ, સહોદર છીએ," એમ લાગતું હતું.

એમનાં ઘણાં પુસ્તકો મેં વાંચ્યાં છે. Young India જેવું આદર્શ સાપ્તાહિક કઢાવવાની તો હું જાણે હજી ઝંખના કર્યા કરું છું. મારો મનોમય કોષ, હું થીઓસૉફિસ્ટ નથી છતાં, બહુ પ્રમાણમાં એમનાથી પોષાયો છે. એમની એક છબી વર્ષો સુધી મેં અભ્યાસખંડમાં રાખી હતી અને હજી મારો ભક્તિભાવ એમને માટે પહેલાં હતો એવો જ છે.

એમના બધા વિચારો સાથે હું સંમત નહોતો. છતાં એ આદર્શ વ્યક્તિ હતાં એ વિષે મારા મનમાં કદી શંકા થઈ નથી.

હિન્દ મૈયાની જે અપૂર્વ સેવા એમણે કરી, એની સંસ્કૃતિનું ભવ્ય દર્શન એમણે કર્યું અને આપણને કરાવ્યું તે માટે શતાબ્દિના મહોત્સવને પ્રસંગે હું મારી રંક અંજલિ એમના ચરણે ધરું છું.

તા. ૧૩-૮-૪૭
પ્રીતમનગર
અમદાવાદ

ડૉ. હરિપ્રસાદ દેસાઈ

## ડૉ. બેસન્ટ અને તેમના ગુરુઓ



ચાર્લ્સ બ્રેડલૉ
(ડૉ બેસન્ટના રાજકીય ગુરુ)



મૅડમ બ્લૅવૅટ્સ્કી
(થીઓસોફિકલ સોસાયેટીના સ્થાપક)



કર્નલ ઑલ્કાટ
(થીઓ સોસા ના પ્રથમ પ્રમુખ)



ડૉ એની બૅસન્ટ
(થીઓ સોસા ના દ્વિતીય પ્રમુખ)
૧૯૦૭ થી ૧૯૩૩

# ડૉ. બેસન્ટના સાથીઓ



બિશપ લેડબીટર
(ડૉ. બેસન્ટના સાથી)



શ્રી જિનરાજદાસ
(થીઓસોફિકલ સોસાએટીના ચોથા પ્રમુખ)
૧૯૪૬થી



ડૉ. જ્યૉર્જ એરુન્ડેલ
(થીઓસોફિકલ સોસાયટીના ત્રીજા પ્રમુખ)
૧૯૩૪ થી ૧૯૪૫



શ્રીમતી રુકમિણીદેવી એરુન્ડેલ
(કલાક્ષેત્ર [illegible]ના સ્થાપક)
૧૯૩૬માં

# ब्रह्मवादिनी वासंती

શાન્તિનિકેતનમાં એક વાર દીનબંધુ શ્રી. એન્ડ્રુઝ સાથે મારી વાતચીત ચાલતી હતી. એમણે
: "હું તો અંગ્રેજ રહીને જ હિંદુસ્તાનના લોકોને માન્ય થાય એ ઢબે, એમની સેવા કરવામાં
નું છું. હું નથી હિંદુ થવાનો અને નથી એમનો ગુરુ બનીને એમને હિંદુ ધર્મનો ઉપદેશ આપવાનો.
ક અંગ્રેજ ખ્રિસ્તી, મનુષ્યપ્રેમને કારણે, જેટલી સેવા કરી શકે તેટલી કરી છૂટીશ. મારી મર્યાદામાં
ને સેવા કરું એ જ મને શોભે."

તે વખતે ભાષણનો પ્રવાહ તૂટે નહિ એટલા ખાતર આનો જવાબ મેં ન આપ્યો. પણ બીજે
વસે મેં એમને કહ્યું કે "સિસ્ટર નિવેદિતા, મિસિસ એની બેસન્ટ અને તમે ત્રણેય મહાન્ અંગ્રેજ
; રાજ્યકર્તાની જાતિના હોવા છતાં અમારી સાથે ભળ્યાં છો. ત્રણેની જીવનદૃષ્ટિ અને કાર્યપદ્ધતિ
ખી નોખી છે. ત્રણે વિષે હિંદુ સમાજને અસીમ આદર છે. અને હિંદુ સમાજે ત્રણેની સેવા, તેમની
શરતે, કૃતજ્ઞતા સાથે લીધી છે. હિંદુ સમાજને એ આવડે છે."

શ્રી. એન્ડ્રુઝ મારી વાત સાંભળીને ખુશ થયા. એમણે કહ્યું: 'હિંદુ સંસ્કૃતિની એ ખૂબી
ખરી."

મિસિસ એની બેસન્ટ જ્યારે હિંદુસ્તાનમાં આવ્યાં ત્યારે વિલાયતના લોકો સાથે ઝઘડો કરીને
આવ્યાં હતાં. એ ઝઘડો શો હતો એની આપણને પડી ન હતી. પણ પોતાના સિદ્ધાન્ત ખાતર આખા
સમાજ સામે થવાની હિંમત એમણે બતાવી એ જ આપણને માટે બસ હતું. હિંદુસ્તાનમાં જેટલા
અંગ્રેજો આવતા તેટલા કાં તો રાજ્યકર્તા થઈને, કાં તો ખ્રિસ્તી મિશનરી તરીકે, અથવા વેપારને
અર્થે આવતા. આપણી સામાજિક રૂઢિઓ વિષેનો તિરસ્કાર કેટલાક સંતાડી રાખતા, કેટલાક જાહેર
કરતા, જ્યારે કેટલાક એ વિષે તદ્દન ઉદાસીન રહેતા. એવા જમાનામાં હિંદુસ્તાનનાં ધર્મપુસ્તકોનો
શ્રદ્ધાયુક્ત અભ્યાસ કરી, અહીંની કેટલીક રૂઢિઓ પાછળ રહેલું ઊંડું રહસ્ય ઓળખી, એનો બચાવ
કરવો અને દુનિયાભરના લોકોને હિંદુ સંસ્કૃતિનું, શિષ્યભાવે, અધ્યયન કરવા માટે નોતરવા, એ કાંઈ
નાનું સરખું કામ ન હતું. કેળવાયેલા અસંખ્ય લોકો એમના શિષ્ય બન્યા કેટલાકોએ એમને માતા
તરીકે સ્વીકાર્યાં. હિંદુ લોકોએ સમાજસુધારો કઈ કઈ બાબતમાં કરવો જોઈએ એ વિષે જ્યારે એમણે
આત્મીયતા સાથે આપણા લોકોને કહ્યું ત્યારે કોઈને એ વિષે માઠું ન લાગ્યું.

એમણે ચલાવેલી થીઓસોફિકલ સોસાયટીએ આખી દુનિયામાં બધા ધર્મોનું અધ્યયન ચાલતું
કર્યું, એ પણ એક ભારે કામ થયું. મનુષ્યમાનસના ઊંડાણમાં ઊતરી તેની ગૂઢ શક્તિઓનું અધ્યયન
કરવા તરફ કેટલાક લોકો વળ્યા. એમાં કેટલાક ફાવ્યા, કેટલાક ન ફાવ્યા. થીઓસોફિકલ સોસાયટીના
કાર્યનું એ એક અંગ હતું. એમાંથી પણ સરવાળે દુનિયાને કંઈક લાભ જ થયો છે.

ઉલ્લે ઉલ્લે મિસિસ બેસન્ટે સ્વરાજની હિલચાલ પણ ચલાવી. કૃતજ્ઞ હિંદુસ્તાને એમને રાષ્ટ્રીય મહાસભાના અધ્યક્ષનું સ્થાન આપ્યું.

મિસિસ બેસન્ટ હિંદુસ્તાન સાથે એટલાં તો એક થઈ ગયાં હતાં કે એમની તમામ પ્રવૃત્તિઓનો લાભ હિંદુસ્તાનના લોકોને જ મળ્યો. કેળવણીની બાબતમાં સેન્ટ્રલ હિંદુ કોલેજ અને હિંદુ યુનિવર્સિટી આદિ જે હિલચાલો એમણે શરૂ કરી તે પંડિત માલવિયજી જેવાઓએ સાચવી લીધી. મિસિસ બેસન્ટે હોમરૂલ લીગની સ્થાપના કરી. તે આખી પ્રવૃત્તિ લોકમાન્ય તિલકના હાથમાં જાય એ અપરિહાર્ય હતું. થીઓસોફિકલ સોસાયટી દ્વારા એમણે જે કામ કર્યું, તે વાતાવરણ બાબુ ભગવાનદાસ, મૅડમ સોફિયા વાડિયા અને જિનરાજદાસ જેવાઓને મળ્યું; અને મિસિસ બેસન્ટની આખી પ્રવૃત્તિને નવું જ રૂપ આપ્યું. એમના માનસપુત્ર શ્રી. કૃષ્ણમૂર્તિ અને મિસિસ એની બેસન્ટે હિંદુ લોકોમાં જે આત્મવિશ્વાસ ફરી જાગ્રત કર્યો તે સ્વામી વિવેકાનંદમાં વિશેષ રૂપે પ્રગટ થયો. એની બેસન્ટે સર્વ ધર્મોનું અધ્યયન શરૂ કર્યું. એને ઠેકાણે ગાંધીજીએ સર્વ-ધર્મ-સમભાવ અને સર્વ-ધર્મ-મમભાવ સ્થાપિત કર્યો.

એની બેસન્ટ હિંદુસ્તાનમાં આવીને વસ્યાં અને હિંદુસ્તાનને એમણે સ્વદેશ તરીકે સ્વીકાર્યો, અને એમની આખી પ્રવૃત્તિ કૃતાર્થ થઈ ગઈ.

આપણે જ્યારે કોઈ સંસ્થા સ્થાપીએ છીએ ત્યારે સંસ્થાના સ્વભાવ પ્રમાણે એમાં કંઈક એકાંગિતા અને આગ્રહ આવવાના જ. એ બે તત્ત્વોને કારણે જ સંસ્થા ફૂલે છે, ફાલે છે અને પ્રભાવશાળી બને છે. એનું કાર્ય પૂરું થઈ જાય પછી એનું જોર પણ ઓછું થઈ જાય છે. ત્યાર પછી સંસ્થાઓ જો રૂપાંતર કરે તો એમને નવું ક્ષેત્ર મળે છે. તેમ ન કરે તોયે જે સિદ્ધ કર્યું તેનું યોગ-ક્ષેમ ચલાવવાની જવાબદારી સંસ્થા પર જ રહે છે.

હિંદુસ્તાને મિસિસ એની બેસન્ટને પોતાની શ્રદ્ધા અર્પણ કરી, મિસિસ એની બેસન્ટે હિંદુસ્તાનને પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું. પોતાની સર્વ શક્તિઓ વાપરી નાખ્યા પછી જ એમણે પોતાનો દેહ છોડ્યો.

ता. २-३-४९ काका कालेलकर



# ડૉ. એની બેસન્ટ અને શ્રી. કૃષ્ણમૂર્તિ

ડૉ. એની બેસન્ટનું જીવનચરિત્ર દુનિયાભરમાં જાણીતું છે. આ દેશ ઉપરનો એમનો ઉપકાર લાય તેમજ નથી. માત્ર એક જ બાબત વિષે લખવા ધારું છું કે જેની બધાને ખબર નહિં હોય. . બેસન્ટે અને બિશપ લેડબીટરે શ્રી. કૃષ્ણમૂર્તિને ઓળખી, કાઢયા. એમની પૂર્ણ ખાતરી હતી કે એઓ જગદ્‌ગુરુની પંક્તિએ પહોંચવાના. એવા હેતુથી એમણે સર્વ ગોઠવણો કરી. ઊંચી ઊંચી કેળવણી ાપી, મોટા મોટા માણસો અને સ્ત્રીઓ સાથે પરિચય ગોઠવ્યો. ઓર્ડર ઓફ ધી સ્ટાર ઈન ધ ઈસ્ટ ાઢયો, જેમાં દુનિયાના ઘણાખરા દેશોના સભ્યોની સંખ્યા લાખોની કરી. જ્યાં જ્યાં થીઓસોફિકલ ાોસાયટીનો વગવસિલો હતો ત્યાં એમના શિષ્યો અને પૂજકો તૈયાર કર્યા. લાખોનું ફંડ એમને સોંપી ાકાય એવી સ્થિતિ કરી. ઓમેનમાં ૫૦૦૦) એકરથી વિંટાયલો એક જૂના જમાનાનો રળિયામણો કલ્લો જેનું રાચરચીલું Period ની ખૂબસુરતિનું હતું તેની કીમતી ભેટ કરી. ત્યાં દર વરસે એ ઓર્ડરના સભ્યો સપ્તાહ ભરતા અને કૃષ્ણમૂર્તિનાં ભાષણો અને સંવાદો સાંભળવા દૂર દૂરના દેશથી ભેગા થતા. કૃષ્ણમૂર્તિની authority નો જમાવ બરાબર બંધાયો. પછી કૃષ્ણમૂર્તિના વિચારમાં ાકી થયું કે કોઈ પણ જાતની authority ખોટી છે અને તે ગુરુ તથા શિષ્ય બન્નેને બંધન-ારક છે, માટે તેને તોડવી જ જોઈએ. ડૉ. બેસન્ટને જણાવ્યું કે ૫૦૦૦) એકરની મિલકત પાછી આપવાનો છું. ઓર્ડર ઓફ ધી સ્ટાર ઈન ધ ઈસ્ટ કે, જેના કૃષ્ણમૂર્તિ પ્રમુખ હતા તે તોડી નાખવાનો છું. ડૉ. બેસન્ટને માઠું લાગ્યું અને એમને સમજાવવાના પ્રયત્ન કર્યા. પણ જ્યારે કૃષ્ણમૂર્તિને મક્કમ જોયા ત્યારે કહ્યું કે હું આમાં સમજતી નથી અને એમાં સંમત થઈ શકતી નથી, પણ તમને ઠીક લાગે તેમ કરો. આખી સોસાયટી અને ઓર્ડરના સભ્યોમાં હાહાકાર થઈ રહ્યો અને ઘણાએ ડૉ. બેસન્ટ આગળ ફરિયાદ કરી. તેનો એક જ જવાબ કે કૃષ્ણમુર્તિને સત્ય દેખાશે તે જ કરશે. મારા કરતાં એ વધારે જાણે છે. હું એને માનીશ. આ ઉપરથી કૃષ્ણમૂર્તિને માટે ડૉ. બેસન્ટને કેટલો ઊંચો ખ્યાલ હતો અને છેવટ સુધી ટકયો તે દેખાઈ આવશે. હાલ શ્રી. કૃષ્ણમૂર્તિ ઘણે વરસે લડાઈ ખતમ થયા પછી અમેરિકાથી આવી શકયા છે અને મુંબઈ, મદ્રાસ, બેંગલોર, પૂના, દીલ્હી અને બનારસમાં દરેક ઠેકાણે બેએક માસ ભાષણ અને સંવાદો આપે છે. જેઓ સદ્‌ભાગ્યથી આનો લાભ લઈ શકયાં છે તેઓ પોતાને કૃતાર્થ સમજી શકે. એમના શિક્ષણનું કેટલેક અંશે પાલન થાય તો એના સુખ અને શાંતિમય સંદેશાને પ્રોત્સાહન આ વિકટ સમયમાં મળે.

( authority=ઓથોરીટી=આપસત્તા )

સર ચુનીલાલ વી. મહેતા

# પ્રચંડ સ્ત્રીશકિતનાં પ્રતીક શ્રી. એની બેસન્ટ

જગતમાં અનેક મહાપુરુષો અને મહાન સ્ત્રીઓ થઈ ગયાં છે, તેની હરોળમાં બેસવાને સર્વથા લાયક મિસિસ બેસન્ટને ગણી શકાય સમાજના વહેણને ધાર્યા મુજબની દિશામાં વાળવાનુ સામર્થ્ય એ બઈ ધગવતાં ધર્મ અને નીતિના હલી ગયેલા પાયાને સુદૃઢ બનાવી મનુષ્ય જાતિનો ઉદ્ધાર કરવાનો જે ભગીરથ પ્રયાસ તેમણે આરંભેલો તેમાં ઘણે અંશે તેમણે સફળતા મેળવી હતી એ વાત નિ:સંશય છે એક જ વ્યક્તિના આત્મપ્રભાવથી સેંકડો મનુષ્યો આકર્ષાઈ તેમના ઉપદેશને ગ્રહણ કરતાં થયાં એ નાનીસૂની સિદ્ધિ નથી અને અજ્ઞાન અભણ ઘેટાંના ટોળા જેવો મનુષ્યસમૂહ નહિ પરંતુ સુશિક્ષિત, બુદ્ધિમાન અને સ્વતંત્ર વિચાર શક્તિવાળાં મનુષ્યોને પોતાના મતને અનુરૂપ કર્યા એટલુ જ નહિં પરંતુ પોતાને માટે તેઓમાં પૂજ્યભાવ, આદર અને ભક્તિ પ્રકટાવ્યાં આ સન્નારી જગતમાં પોતાનુ જીવ્યુ સાર્થક કરી ગયાં છે એ નિર્વિવાદ છે એમનો મત નહિં માનનાર પણ આટલી અંજલિ તો તેમને અર્પણ કરશે જ

હિંદુસ્તાનના લોકોનુ એમના પ્રત્યેનુ ખાસ ઋણ છે બ્રિટિશ પ્રજાની હકુમત નીચે દેશને પરતંત્ર્યની ધૂસરી હતી તે બિનકુલ અયોગ્ય છે અને Home Rule એટલે કે સ્વરાજ્ય આપણા દેશમાં હોવુ જોઈએ એ ભાવના પ્રકટાવી પોતાના ચેલાઓ મારફત દેશના સર્વ ભાગમા આ મંત્ર સમજાવ્યો આજે આ દેશ પરમુલકના શાસનમાંથી મુક્ત થયો છે અને તેમ થવામાં અનેક સ્ત્રીપુરુષોએ પોતાના ફાળા આપ્યા છે અને એ ધ્યેયને નજર સમક્ષ રાખી પ્રજાને આગળ વધવા પ્રેરણા આપી છે તેમાં મિસિસ બેસન્ટનુ સ્થાન જેવુ તેવુ નથી તેમની શતાબ્દિ ઊજવી તેમના અનુયાયીઓ પવિત્ર સુયોગ્ય ફરજ બજાવે છે ભવિષ્યમાં તેમનુ નામ અમર રહેશે

લેડી વિદ્યામહેન ર નીલકંઠ

# બંડખોર સ્ત્રીશકિત

હિન્દુસ્તાનમાં સામાન્ય રીતે પતિની આજ્ઞાકારી સતીઓની પૂજા થાય છે બંડખોર સ્ત્રીઓને માન આપવાની પ્રથા હજી નથી છે તે છતાં મધ્યકાલીન યુગમાં સિદ્ધાંતોના પાલન ખાતર પતિ અને સાસરિયાં સામે માથુ ઊંચકનાર અને એમની સાથે અસહકાર કરનાર મીરાંબાઈને પણ લોકોએ સન્માની હતી

શ્રી એની બિસેન્ટ એક એવાં પાશ્ચાત્ય મીરાંબાઈ હતાં જે જમાનામા દુનિયા પર પરાપૂર્વ ચાલતી આવેલી માન્યતાઓને વગર વિચારે કબૂલ કરી લેતી તે જમાનામાં શ્રી એની બિસન્ટે ધાર્મિક માન્યતાઓ સામે બળવો પોકાર્યો અલબત્ત એમના પાદરી પતિ એ સહન કરી શકે જ નહિ પણ સિદ્ધાંત વિરુદ્ધ નમતુ આપવાને બદલે ગૃહત્યાગને શ્રી એની બિસન્ટે સ્વીકારી લીધો એ જમાનામાં સૌ કોઈ એ—તેમની પોતાની માતાએ પણ—વખોડેલુ કૃત્ય અત્યારે તો આપણે વખાણની નજરે જ જોઈએ

પણ એની બિસેન્ટનો બળવો માત્ર અંગત લાભ પૂરતો નહોતો ઈંગ્લંડમાં કારખાનાંમા કામ કરનાર સ્ત્રીઓના હક માટે લડત ચલાવનાર અગ્રણીઓમાંનાં તેઓ એક હતાં દાખલામાં તો કમી ને

પગલે કામદારોના હક અને હડતાલોની વાતો સંભળાય છે. પરંતુ ૪૦ વર્ષ પર નહોતી જનતા જાગ્રત કે નહોતો કામદાર વર્ગ જાગ્રત. એવે સમયે એની બેસન્ટે ૧૯૦૭ની સાલમાં ઇંગ્લંડનાં દીવાસળીના કારખાનામાં કામ કરનાર સ્ત્રીઓના હક માટે લડત ઉપાડી અને અનેક વિરોધો, અવરોધો સહન કરી એને સફળતાથી પાર ઉતારી.

ઇંગ્લંડની સ્ત્રીઓને મતાધિકાર એક મોટી લડત પછી મળ્યો હતો તે જાણીતી વાત છે. એ મતાધિકાર હાલના જમાનાની નજરે તો સ્ત્રીઓનો જન્મસિદ્ધ હક છે. પણ વીસમી સદીની શરૂઆતમાં ઇંગ્લંડની પ્રજા અને નેતાઓ આ બાબતમાં ખૂબ રૂઢિચુસ્ત હતાં. જે સ્ત્રીઓએ મતાધિકાર માટે ઝૂંબેશ જગાવી તેમાં એની બેસન્ટનો ફાળો મોટો હતો. બીજી ઘણીએક ઇંગ્લિશ સ્ત્રીઓ માફક આ લડતમાં તેમણે કારાવાસ પણ વેઠ્યો હતો. એ સ્ત્રીઓની લડત સાચા સિદ્ધાંત પર રચાઈ હોવાથી એમને વિજય મળ્યો.

રૂઢિચુસ્ત ખ્રિસ્તી ધાર્મિક માન્યતાઓ સામે જેહાદ જગાવનાર એની બેસન્ટ માદામ બ્લેવેટ્સ્કીની અસર નીચે ધર્મમાં માનતાં થયાં. પણ એ ધર્મ આચારપ્રધાન નહોતો. થીઓસોફીની વિચાર–પ્રધાન માન્યતાઓ અને વિશ્વબંધુત્વમાં તેઓ શ્રદ્ધા રાખતાં થયાં. એ ધર્મના પ્રચાર માટે તેમને હિન્દુસ્તાન યોગ્ય ક્ષેત્ર લાગ્યું અને સ્વદેશ ત્યાગી આ દેશને જ પોતાનું વતન બનાવ્યું.

આપણા દેશમાં વસી તેમણે અનેક પ્રકારના કાર્યક્ષેત્રમાં પોતાની સેવા અર્પી. સ્વભાવથી જ તેઓ અન્યાય પ્રત્યે અસહિષ્ણુ હોવાથી તેમણે સામાજિક અને રાજકીય અન્યાયો દૂર કરવા કમર કસી. અંગ્રેજી અમલમાં અપાતા એકતરફી શિક્ષણની અસર નિવારવા માટે તેમણે બનારસમાં સેંટ્રલ હિન્દુ કૉલેજ અને અડયારમાં મોટી શિક્ષણસંસ્થાની સ્થાપના કરી. બાળલગ્નની ચક્કીમાં પીસાઈ જતી કન્યાઓને ઉગારવા તેમણે એ વિનાશકારી રિવાજ સામે મોરચા માંડ્યા. અસ્પૃશ્યતાનું કલંક નિવારવા તેમણે ખૂબ જહેમત ઉઠાવી. સ્ત્રીઓના ઉદ્ધાર માટે તો અથાગ પ્રયત્ન કર્યો. ખ્રિસ્તી મિશનરીઓએ હિંદ વિરુદ્ધ ચલાવેલા જૂઠાણાં ને ઝેરી પ્રચારનો સામનો કરી એમને ખુલ્લા પાડ્યા.

બ્રિટિશ સત્તા નીચે રુંધાતા પત્રકારિત્વના સ્વાતંત્ર્ય માટે તેમણે તનતોડ મહેનત કરી. તેમના તંત્ર નીચે ચાલતા અઠવાડિક 'ન્યુ ઇન્ડિયા' પત્રે દેશના અનેક યુવાનોને સ્વાધીનતાના પાઠ શીખવ્યા.

મહાત્મા ગાંધીજીના આફ્રિકાથી સ્વદેશ આગમનના આરંભકાળમાં એની બેસેન્ટની 'હોમરૂલ' ચળવળ દેશમાં ખૂબ જોરમાં પ્રવર્તેલી હતી. માત્ર શહેરોની નહિં પણ ગામડાંની જનતાને પણ જાગ્રત કરવી જોઈએ એ આજે રૂઢ થયેલી માન્યતા એની બેસન્ટે પ્રથમથી જ સ્વીકારી હતી અને ગ્રામ્ય પ્રજાને રાજ્યના જુલમો સામે જાગ્રત કરવા એમના અનુયાયીઓ ચોમેર ઘૂમતા હતા. હોમરૂલની ચળવળ માટે સરકારનો ખોફ વહોરી લઈ તેમણે જેલવાસ પણ સ્વીકારેલો. કૉંગ્રેસનાં તેઓ પ્રથમ સ્ત્રીપ્રમુખ ચુંટાયાં હતાં.

એમનાં સર્વ કાર્યોની સફળતાના પ્રતીક રૂપ એમનું વ્યક્તિત્વ હતું એમના સમાગમમાં આવનાર વ્યક્તિઓ તેમજ જનસમૂહને એ ખૂબ આકર્ષી શકતાં હતાં. એમની જોરદાર કલમ તેમજ ગ્લેડસ્ટન જેવા મહાન વક્તાએ વખાણેલી એમની વક્તૃત્વશક્તિ એ બે પણ એમના અનેરા વ્યક્તિત્વના જ સ્વરૂપ હતાં આવી એક પ્રતિભાશાળી સ્ત્રીશક્તિની શતાબ્દિ સમયે હિંદની સ્ત્રીઓ એમની સ્વાતંત્ર્યપ્રિયતા અને કર્તવ્યપરાયણતાનું અનુકરણ કરવા યત્ન કરે.

શ્રી. સરોજિની મહેતા

# શ્રીમતી બેસન્ટને શ્રદ્ધાંજલિ

સો વર્ષ પર લંડનમાં છમાં એકવીસ મિનિટે જે એક બાળકીનો જન્મ થયો એ ભવિષ્યમાં એક અદ્વિતીય વ્યક્તિ અને માનવસમાજની મહાન્ સેવિકા થવા સર્જાયેલી હતી. બીજાં અનેક મહાન્ સ્ત્રીપુરુષોની પેઠે એની બેસન્ટ પણ મહાન્, કીમતી ને પ્રસિદ્ધ જીવન ગાળવા માટે અવતરી તે વખતે એવા વાતાવરણમાં હતી કે તેથી તેને જોવાની કે જાણવાની કોઈને ય પડી ન હોય. એનું જીવનકર્મ, ત્યાગ અને સિદ્ધિનું એક લાંબું પ્રકરણ છે. એનું કાર્ય પ્રથમ તો ઇંગ્લંડમાં શરૂ થયું અને પછી હિંદમાં અનેક ક્ષેત્રોમાં ફૂલ્યું ફાલ્યું.

મિસિસ બેસન્ટનાં માબાપ મધ્યમ વર્ગનાં હતાં, અને તેમને કંઈ હમેશ મધ્યમ વર્ગનાં 'સુખ સમવડો મળતાં જ એવું પણ નહોતું. અને એના સામાન્ય વાતાવરણ ઉપરથી તો એવા કશાનીયે આગાહી થઈ શકે એમ નહોતી કે એમાંથી એક મહાન્ બુદ્ધિશાળી વ્યક્તિ ખીલી નીકળે. એ બચુકડી હતી ત્યારે જ એના પિતા ગુજરી ગયા અને બચપણમાં એનામાં કોઈ અસામાન્યતા અથવા તો મૌલિક બુદ્ધિનું દર્શન થતું નહોતું. એ તો સાધારણ માનવ હતી. બહુ બહુ તો મક્કમ નિશ્ચયની, પણ તદ્દન સાધારણ રીતની. આ બાળકી બૌદ્ધિક જિજ્ઞાસાના અગાધ મહાસાગરની સફરે ને ખંતથી તાગ કાઢવા માટે ઊપડશે એનો તો કોઈને સ્વપ્ને ખ્યાલ સરખોયે નહોતો. એને સિદ્ધિઓ પ્રાપ્ત થઈ છતાં એને જે અટૂલાપણું તથા કૌટુંબિક ને સામાજિક મુશ્કેલીઓ ભોગવવી પડી અને જ્યારે જ્યારે એણે પોતાનો માર્ગ ફંટાવ્યો ત્યારે ત્યારે લોકોમાં અપ્રિય થવું પડયું એ સ્વાભાવિક હતું, કારણ કે એનો તેજસ્વી અંતરાત્મા કેવળ પોતાનો વિરુદ્ધ મત ધરાવીને જ બેસી રહે એમ નહોતો, પરંતુ પોતાના મતાંતરોને બળથી પ્રગટ કરવાની પણ તેનામાં હિંમત હતી.

એમને વિષે મેં જે કંઈ વાંચ્યું છે તે ઉપરથી મારા મન ઉપર તો એવી છાપ પડી છે કે એ એક અદ્વિતીય વ્યક્તિ હોવી જોઈએ. બૌદ્ધિક ખોળ, શારીરિક સૌંદર્ય ને બળ અને માનસિક તાકાત, ભારે વ્યવસ્થાશક્તિ અને નીડરતા અને છતાંયે વ્યક્તિગત સંબંધોમાં લાગણીઓની કોમળતા એ બધાંમાં એ અસામાન્ય ને અદ્વિતીય જ હોવાં જોઈએ. એને માટે બીજો કોઈ યથાર્થ શબ્દ જ નથી.

પ્રસિદ્ધિ પામનાર અનેક સ્ત્રીઓનાં નામ ઇતિહાસમાં નોંધાયેલાં છે. પણ લગભગ એ બધાંયે ઉદાહરણોમાં તેમણે (જો તે કાળે માનવસમાજનું ભાવિ ઘડનારા કોઈ સમર્થ મનુષ્યમાં પોતાને વિષે રસ ઉત્પન્ન કરવાનું સદ્ભાગ્ય તેમને મળ્યું હોય તો) પુરુષો દ્વારા જ પોતાનું ધ્યેય સિદ્ધ કરેલું જણાય છે. ફક્ત ઓગણીસમી ને વીસમી સદીમાં જ સ્ત્રીઓ પોતાને હકે મહાન્ થઈ છે. એની બેસન્ટ તો પોતાનાં માનવબંધુઓનાં ભવિષ્યને બીજા દ્વારા નહિ પરંતુ પોતાના જ પ્રયત્નથી દોરનાર વિરલ સ્ત્રીઓ પૈકી એક હતાં, અને તે પણ તેમનામાં બૌદ્ધિક જિજ્ઞાસા અને હિંમત હતાં તેને લીધે જ નહિ, પણ તેમનામાં લખવામાં ને બોલવામાં સરસ્વતી વહેવડાવવાની ઈશ્વરદત્ત બક્ષિસ હતી, તે

હતું. એ સિદ્ધહસ્ત લેખિકા અને સબળ ને અસરકારક વક્તા હતાં. એ બોલતાં ત્યારે પોતાની આસપાસ એક તરેહનું વાતાવરણ ને પ્રકાશનું વર્તુલ સર્જી દેતાં અને એની જાદુઈ શક્તિમાંથી છટકી જવું મુશ્કેલ બનતું. તરવાર કરતાં વધુ તાતી વાણીવાળાં અને માનવહૃદયને હચમચાવી મૂકનાર મહાન વક્તાઓ પૈકીનાં એ એક હતાં. એમને સાંભળનાર એમના કુશળ હાથની માટી જેવા બની જતાં અને તેઓ એમને કોઈ એક મહાન કાર્યની સિદ્ધિ માટે ઘડી કાઢતાં. એમના એ ઇરાદાપૂર્વકના ઉપદેશમાં બધા સાથે સંમત થવું કે ન થવું એ તો દરેકની મરજીની વાત છે, પરંતુ એમની એ શક્તિઓને આપણાથી માન ને આદર આપ્યા વગર રહેવાતું જ નથી.

"માણસ જેવા વિચાર કરે તેવું બની જાય છે અને તે પોતાનો ભાગ્યવિધાતા છે." બીજાંની માફક એની બેસન્ટ માટે પણ આ વસ્તુ સત્ય છે. એમના વિચારોએ જ એમને બળવાખોર બનાવી દીધાં હતાં, અને તેણે જ તેમની બુદ્ધિ વિષયક જરૂરિયાતને અનુકૂળ થાય તેવા મિત્રો શોધી કાઢવાની પ્રેરણા આપી હતી; એમના વિચારોએ જ એમને જૂનું કોટડું છોડી નવીન પાંખો શોધવા માટે પ્રેર્યાં અને એ પાંખોએ જ એમને ઊંચે લીધાં અને નવા ને નવા પ્રદેશો જીતવા માટે હમેશાં વધુ ને વધુ ઉચ્ચ સ્થાને ઉડ્ડયન કરાવ્યું; એ કેવી ભવ્ય શક્તિ હતાં એનો ખ્યાલ હવે જ– આનાથી જ આપણને આવી શકશે. મેં તો એમને એક કે બે જ વાર જોયાં છે. એક વાર અમદાવાદમાં કોઈક હોલ કે થિયેટરમાં ભાષણ આપતાં અને કદાચ એક વાર મુંબઈમાં. પણ મને યાદ છે કે એ અમદાવાદ આવ્યાં ત્યારે આખા શહેરની જીભ પર એમનું જ નામ રમી રહ્યું હતું અને ભણેલા માણસો એમનાં ભાષણો સાંભળવા માટે તલપાપડ થઈ ગયાં હતાં.

એમના ચારિત્ર્યના બધા જ ઉમદા ગુણોમાં એમના જીવનનો સૌથી શ્રેષ્ઠ ગુણ તો મને બદમતો સામેની તેમની લડાઈ જ લાગે છે. કદાચ આ ગુણ એમના પિતા તરફથી એમનામાં ઊતરી આવ્યો હોય એમ બને. આ પવિત્ર નાસ્તિકતા–શંકાવાદ એની બેસન્ટમાં ઠેઠ જુવાનીથી જ હતી, તેને પરિણામે પવિત્ર ને કટ્ટર ધાર્મિક કન્યા નાસ્તિક ને સ્વતંત્ર વિચારક બની ગઈ અને પછી વળી બીજા નવા શ્રદ્ધા બેસે એવા ધર્મની શોધ કરવા માટે વળી પાછી પ્રેરાઈ. તેણે જ તેમને સાંપ્રદાયિક ધર્મમાંથી મુક્ત કરી માનવસેવાના બહોળામાં બહોળા ક્ષેત્રમાં મૂકી દીધાં. "એમના સમયની, જગતનું ધ્યાન ખેંચનાર, ત્રણ મહાનમાં મહાન્ સ્ત્રીઓમાંનાં તે એક હતાં,"–એમ ૧૮૯૧માં મિ. ડબલ્યુ. ટી. સ્ટેડે એમને વિષે કહ્યું છે. એમના યુગની એ એક અદ્ભુત વ્યક્તિ હતાં અને પોતાની રીતે એમણે દલિતોને માટે લડત લડી લેવાનો પ્રયત્ન કર્યો.

રાજા પ્રત્યેની વફાદારીના વાદ, દેહાંતદંડ, અસમાન જમીન વહેંચણી સામે અને સૌથી વધુ તો વિચારસ્વાતંત્ર્ય માટે એમણે હમેશાં ઝુંબેશ ઉઠાવી છે. જે કાળે લંડનનું છાપું એમ લખી શકતું કે, "પોતાને સ્વતંત્ર સ્વાર્થ અને ફરજો છે એમ માનવા માટે કોઈ પણ સ્ત્રીને ઉત્તેજન નહિ આપવું જોઈએ. ઈશ્વર અને કુદરતે સ્ત્રીનું અસ્તિત્વ એના પતિની સાથે જ સાંકળી દીધેલું છે." તેવે કાળે સ્ત્રીની પુરુષ સાથેની સમાનતા અથવા તો તે સિદ્ધાંત પરના સુધારાની હિમાયત કરનાર લોકપ્રિય ન જ બને એ સ્વાભાવિક છે. રીતરિવાજોની બદી ( Curse ) કે સામૂહિક ખ્યાલોને લીધે કંઈ સત્ય માટેની લડત શિથિલ પડતી નથી. એમણે ભારે મુસીબતોનો સામનો કર્યો, પોતાના અંગત જીવનમાં સામાજિક માનપાનોથી છૂટાં થતાં ખચકાયાં નહિ, અને પરંપરાગત ધર્મથી વિરુદ્ધ વિચાર કરનાર અને જ્યાં બદમતવાળા ધર્મો પૂર્ણ સામ્રાજ્ય ધરાવતા હતા ત્યાં સાબીતીનો આગ્રહ રાખનાર

સ્ત્રીએ, સ્ત્રીઓએ તો બાહ્ય આચરણ અમુક રીતનું જ રાખવું જોઈએ એવો આગ્રહ રાખનાર પાદરી પતિથી છૂટા થઈ નિરાધાર થવાનું જોખમ પણ વહોરી લીધું.

સંતો વિષેનાં દિવાસ્વપ્નો સેવનાર બાળક કે જેને એક વખત ધર્મ માટે સહન કરવાનો પ્રસંગ ન મળવાથી શોક થતો હતો તેને ત્યાર પછીના જીવનમાં પોતાના મતો માટે ખૂબ જ સહન કરવું પડ્યું અને એ સહેવામાં આનંદ મેળવ્યો. એમની બાલ્ય કલ્પનાઓ સુંદર સત્ય ઘટનાઓ બની ચૂકી. એક વાર બાઈબલની સુવાર્તાઓને સમજાવવા માટે ચાર ખાનાં દોરવા બેસનાર અને પરિણામે અસમાનતાઓ જ જડતાં વિષાદ પામનાર શોધક મને આશા છોડી દીધી, તેઓ સ્વજનોથી વિખૂટાં થઈ ગયાં અને જીવનને શંકાઓથી જ વિજયવંત બનાવી દીધું. આપણે ઘણાખરા જેને વિષે શંકા લાવતા જ ડરીએ તે વિષે તેમણે શંકા કરવાની હિંમત કરી. આપણે તો પેઢી દર પેઢીથી ચાલ્યા આવતા સિદ્ધાંતો અને માન્યતા પ્રમાણે જ ચાલ્યા કરીએ છીએ. ૨૬ વર્ષની ઉમ્મરે આપણામાંના ઘણાખરા પ્રમાણમાં વધુ સુખચેન અને સલામતીનું જીવન પસંદ કરીએ તે વખતે એમણે છૂટાછેડા લઈ નિરાધાર થવાની હિંમત કરી, જાહેર મતનો સામનો કર્યો અને પોતે જ જેને 'માન-ભર્યો ભૂખમરો,' કહ્યો હતો તેનો સ્વીકાર કરી લીધો. ત્યાર પછી તો વ્યાખ્યાનમંચો પર એમની વિજયી આગેકૂચ થવા માંડી, ત્યાં, લેંકેશાયરમાં થયું એમ એમના પર પથરા પડ્યા, બીજાં સ્થાનોમાં લોકોનાં ટોળાં તેમની પાછળ પડી ટીખળ કરવા લાગ્યાં, સંતતિનિયમના ચોપાનિયા માટે તેમના પર આરોપ ઘડવામાં આવ્યો, એનો ખટલો ચાલ્યો અને છેવટે હિંદી જનતાએ તેમને રાષ્ટ્રીય મહાસભાનાં પ્રમુખ અને થીઓસોફીની પ્રવૃત્તિનાં નેતા નીમી ભારેમાં ભારે માન આપ્યું. કેટલીક વાર શ્રીમતી બેસન્ટને અત્યંત ઊંડા ધાર્મિક સ્વભાવનાં 'આધ્યાત્મિક યાત્રી' તરીકે વર્ણવવામાં આવે છે.

એ અત્યંત હિંમતબાજ સ્ત્રી હતાં. પોતાનું મંતવ્ય બદલાતાં જ તે સ્પષ્ટ જાહેર કરતાં એ ખચકાતાં નહિ, પોતાના પતિ સાથેના છૂટાછેડા, ચાર્લ્સ બ્રેડલૉ સાથે જોડાવું અને પાછું તેનાથી અલગ થવું, પછી ફેબિયન સમાજમાં ભળવું, અને ફરી પાછો આખો પ્રવાદ જ બદલી નાખી શ્રીમતી બ્લેવેટસ્કીને શરણે જવું અને પોતાની વૃદ્ધાવસ્થામાં મહાત્મા ગાંધી જેવી વ્યક્તિનો પણ સામનો કરવો એ બધું એમની નૈતિક હિંમતના નિદર્શક છે. બીજી કોઈ સાધારણ વ્યક્તિ તો એકાદ પરિવર્તનના ભારથીયે ચગદાઈ ગઈ હોત, પણ તે તો એ સૌને પાર ઊતરી ગયાં અને જીવનના છેલ્લા દિવસો સુધી વિજયી જ રહ્યાં. સામાન્ય માનવીની આવી હિંમત નથી હોતી; પણ સાચે જ એ તો પ્રભુનું પસંદ કરેલું માનવ હતાં.

તે જેવાં હિંમતબાજ હતાં તેવાં નીડર પણ હતાં. એ ભારે યોદ્ધા પણ હતાં અને વિજયી થવાય ત્યારે જ જંપતાં. તેઓ ઝૂઝ્યાં અને જગતના ઝંઝાવાતો સામે ઊભાં રહ્યાં. પોતાની જાતે જ કાયદાના ખટલા લડ્યાં અને એક વાર હારી જાય તોએ એને વળગી રહેતાં ને છેવટે જીતતાં પણ ખરાં. કંઈ પણ મહેનત કરતાં એ કંટાળતાં નહિ; તેમ બીજાંને પણ કાર્યશીલ બનાવતાં. તેઓ મહાન્ નેતા હતાં. તેઓ પોતે તો હિંમતબાજ ને નીડર હતાં જ પણ તે ગુણો તેઓ પોતાના મિત્રો અને અનુયાયીઓમાં પણ પ્રેરતાં. તેઓ સૌ તેમનાં પ્રશંસક હતાં અને તેમને અનુસરતાં, કારણ કે તેમને ખાતરી હતી કે તે તેમને કદી છોડી નહિ દે અને નિરાશ નહિ કરે અને જ્યારે જરૂર પડશે ત્યારે મદદ કરશે. તેઓ સદા વિશ્વાસ પ્રેર્યા જ કરતાં, અને વધુ ઉચ્ચ ઉદ્દેશ તરફ તેમને દોરતાં અને જરૂર હોય ત્યારે આવશ્યક એવી બધી જ મદદ પહોંચાડતાં.

અનેક ઉન્નતિશીલ આત્માઓનાં એ સાચાં માતા હતાં પોતે જાતે જીવનના અનેક ઝંઝાવાતોમાંથી પસાર થયાં હોવાથી તેઓ બીજાનો જીવનવિગ્રહ ને મુશ્કેલીઓ સમજી શકતાં હતાં. તેથી વ્યક્તિગત પંબંધોમાં સાચે જ તે અત્યંત વિશ્વાસપાત્ર વ્યક્તિ હતાં અને સામેથી પણ વફાદારી મેળવી શકતાં અને મિત્રો તથા અનુયાયીઓ સહમત ન થાય તો પણ એમની વફાદારી કદી પણ ભૂલાઈ જતી નહિં. તેમાંના દરેકને એમ લાગતું જ કે એમના દિલમાં તેને માટે ખાસ સ્થાન છે જ. આવી વફાદારી પ્રગટાવવી અને બદલામાં તેવી જ આપવી એ નેતા માટે માત્ર આવશ્યક જ નહિં પણ એક દૈવી ગુણ છે. એની બેસન્ટ આજે જીવે છે, કારણ કે તેમના પરિચયમાં આવનાર વ્યક્તિઓના હૃદયમાં તે જીવી રહ્યાં છે

પણ શ્રીમતી બેસન્ટ નરમ ને લાગણીવશ જ નહોતાં. તેઓ જેટલાં દઢ મિત્ર હતાં તેટલાં જ નિષ્ઠુર વિરોધી થઈ શકતાં વિજયી બનવા માટે તેઓ ભારેમાં ભારે જહેમત ઉઠાવતાં તે પોતાની જાતને બીજાને હોમી દેતાં અચકાતાં નહિં.

શ્રીમતી બેસંટમાં ભારે વ્યવસ્થાશક્તિ હતી. તેઓ પદ્ધતિસર ને સુઘડતાથી કામ કરતાં અને જે કંઈ કાર્યને અડકતાં તેને શિલ્પીની ચતુરાઈથી પાર પાડતાં અસ્તવ્યસ્ત, ગંદું, નિરંકુશ અને વેઢિયું એવું એમને કદી જ ગમતું નહિં. એમના નાનામાં નાના કાર્યમાં પણ પદ્ધતિ ને સૌંદર્ય હોય જ. અને તેમની આસપાસનાં સૌ કોઈ આપમેળે એમની પદ્ધતિને અનુસરતાં થઈ જતાં અને તે પ્રમાણે ચાલતાં.

વિગતો પર પણ તેમની ઊંડી નજર રહેતી. વિગતોમાં ન ઊતરનાર કોઈ પણ નેતા તંત્ર ઊભું ન જ કરી શકે એની તેમને ખબર હતી. તેમને મન તદ્દન ક્ષુદ્ર કે બહુ જ મોટું એવું કશું જ ન હતું. એમની ચકોર દૃષ્ટિમાંથી કશું જ છટકી શકતું નહિં. દરેક વસ્તુ એની યોગ્ય જગ્યાએ જ મૂકવામાં આવતી અને યોગ્ય સમયે કરવામાં આવતી. તેઓ બહુ ઉતાવળિયાએ નહોતાં રહેતાં તેમ તેઓ જરાય સમય ગુમાવતાં પણ નહિ એક પળ માટે પણ વહેલાંમોડાં થતાં નહિં અને બીજામાં પણ એ ગુણની અપેક્ષા રાખતાં અફસોસ કે મોટા ભાગના હિંદીઓમાં આ ગુણનો અભાવ જ હોય છે. યુવકોમાં રહેલા પ્રાણને પણ તે પારખી શકતાં હતાં અને તેમને ઉત્તેજન આપવાના મોકાને વધાવી લેતાં માણસની અસાધારણતા શોધી કાઢવાની તેમની ખાસ દૃષ્ટિ હતી

શ્રીમતી બેસન્ટ ભારે પ્રવાસો પણ ખેડતાં આખી દુનિયાની તેમણે એક જ વાર નહિં પણ અનેક વાર યાત્રા કરી હતી. દરેક વર્ષે એ મુસાફરી કરવાનું ચૂકતાં નહિં અને અનેક નવાં મિત્રો ને તેમના કાર્યમાં જોડાનાર સહધર્મી આત્માઓને શોધી કાઢતાં. વ્યક્તિત્વ અને દૃષ્ટિમાં પૂરા જ રાજવંશી હોવાથી સૌ કોઈ તેમને મહાત્મા—અતિપુરુષ (Superman) જ ગણતાં. એકાગ્રતાની તેમનામાં ભારે શક્તિ રહેલી હતી અને કોઈ પણ સંજોગો અને વાતાવરણમાં એ પોતાનું કાર્ય કરી શકતાં. એમની શક્તિશાળી કલમ તલવાર કરતા વધુ પાણીદાર હતી અને આપણી ભાષામાં કહીએ તો "એમની જીભને ટેરવે સરસ્વતી રમતી હતી."

હિંદે જ ખાસ કરીને તેમનો વધુ આભાર માનવાનો છે. જે કાળે હિંદીઓનાં મગજમાં હિંદુ ધર્મ અને સંસ્કૃતિને વખોડી નાખી હલકું ગણી જોવાનું જબરદસ્ત મોજું ચારેકોર વ્યાપી રહ્યું હતું તે વખતે ડૉ. બેસન્ટે તેમને ફેરવી નાખ્યાં અને હિંદુ ધર્મ ને સંસ્કૃતિમાં જે સારાંશ ને સૌંદર્ય ભર્યાં હતાં તે તરફ જોતાં કર્યાં. પાશ્ચાત્ય પ્રચારના ભપકાએ અંધ કરી દીધેલી તેમની આંખો એમણે ઉઘાડી અને તેમના ઢરી જતા ઉત્સાહને ફરી ચેતવી દીધો.

# The Dazzling Pilgrim

Fresh and vivid as dawn itself is my recollection of the rapture that enhanced my lyric girlhood, when I first set eyes on Annie Besant, and heard her speak in the Muslim City of Hyderabad in fervent praise of Ancient Hindu Culture.

To my young romantic fancy, this dazzling pilgrim from the West, with the glamour of her radiant presence and the magic of her golden speech, seemed the living embodiment of all the brave and splendid Women of old Greek and Norse and Gaelic legend offering proud and joyous homage to the Eternal Genius of India.

To day, pondering over her incomparable devotion and her incalculable service to the Indian cause I can pay no finer tribute to her manifold greatness than to acclaim the sweet miracle wrought by her transcendant and transfiguring love for India, where by she who came into our midst a stranger has created for herself an honoured and legitimate place in the annals of the glorious and heroic women of our own race and tradition—

**Shrimati Sarojini Naidu**

# દેદિપ્યમાન યાત્રાળુ

મારા કવિત્વમય બાલ્યકાળના સંસ્મરણો પ્રભાતના સમય જેવાં હજી તો તાજાં અને તાદૃશ્ય છે કે જ્યારે મેં પ્રથમ એની બેસન્ટના દર્શન કર્યા અને મારા બાલ્યકાળનો આનંદ તેનાથી વધારો જોયો તે વખતે મેં તેમને હૈદરાબાદના મુસ્લિમ નગરમાં હિન્દની પુરાણી સંસ્કૃતિ વિષે પૂર્ણ ઉત્સાહ અને પ્રશંસાથી બોલતા પ્રથમ સાંભળ્યાં

તે વખતની મારી યુવાન અદ્ભુત અને રસિક કલ્પનાને આ પાશ્ચાત્ય દેશમાંથી આવેલ દેદિપ્યમાન યાત્રાળુ, તેમના ઉજ્જવલ વ્યક્તિત્વના ભભકા અને તેના સુવર્ણ રણકારવાળી વાણીથી, ગ્રીક અને નોર્સ અને ગેલીક પુરાણ કથાઓમાં વર્ણવેલા બહાદુર અને જવલંત લલનાઓનું જીવંત મૂર્તિમય સ્વરૂપ જણાયું.

આજે, તેમના હિન્દને માટેની અતુલ ભક્તિ અને અગણિત ગૌરવોનો વિચાર કરીને તેમની અનેકવિધ મહત્તાને ઉત્તમમાં ઉત્તમ અંજલિ એ જ આપી શકું કે તેમના અલૌકિક અને પરિવર્તનકારી એવા હિન્દ પ્રત્યેના પ્રેમથી જે અદ્ભુત અને મધુર ચમત્કાર થયો હતો તેની અને તેનાથી તેઓ કે જે આપણી વચ્ચે એક આગંતુકની માફક આવ્યાં હતાં તેમણે પોતાને માટે હિન્દની તવારીખમાં, આપણી જ પ્રજા અને ઇતિહાસની ભવ્ય અને વીર નારીઓમાં એક માનભર્યું અને ઉચ્ચ સ્થાન મેળવ્યું છે, તેની ઉદ્ઘોષણા કરવાની.

શ્રીમતી સરોજિની નાયડુ

# The Champion of the Oppressed

She was a Home ruler, and a passionate opponent of all injustice to weaker nations, so that she always found herself in opposition to the Government of the day. " Against war, against capital punishment, against flogging, demanding national education instead of big guns, public libraries instead of warships-no wonder I was denounced as an agitator, a fire-brand and that all orthodox society turned up at me its most respectable nose:

Shrimati Kamala Devi Chattopadhyaya.

( From :— " The Annie Besant Centenary book" page 233 )

# પીડિતોની વહારે ધાનાર

તેઓ હોમરૂલવાદી-સ્વરાજ્યવાદી હતાં. વળી તેઓ નબળા રાષ્ટ્રો પ્રત્યે ગુજરાતા અન્યાયના કટ્ટા વિરોધી હતાં. આથી કરી તેઓ તેમના વખતની સ્થાપિત શાસન પદ્ધતિ (government)ની વિરુદ્ધ જ પડતાં જણાતાં હતાં. "યુદ્ધની વિરુદ્ધ હોવાથી, દેહાન્તદંડની વિરુદ્ધ હોવાથી, ફટકા મારવાની સજા વિરુદ્ધ હોવાથી, મોટા દારૂગોળાઓ કરતાં રાષ્ટ્રીય શિક્ષણની હિમાયત કરવાથી, યુદ્ધ જહાજો કરતાં જાહેર પુસ્તકાલયોની હિમાયત કરવાથી મને નવાઈ નથી લાગતી કે હું એક લોકોને ઉશ્કેરનાર એક ઉત્સાહમાં આવી જઈ બધાં કાર્ય ઉપાડનાર વ્યક્તિ મનાઈ વખોડાઈ જતી. અને બધી રૂઢીચુસ્ત સમાજ પોતાને મોટા સમજી પોતાનું નાકનું ટેરવું ઊંચું કરી મારી વિરુદ્ધ પડતાં હતાં."

શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય.

('ધી એની બેસન્ટ સેન્ટીનરી બુક' માંથી, પાનું ૨૩૩)

# Artistic side of Dr. Besant

She used to say that the Revival of Indian art is one of the great things of the future, and that she felt sorry she could neither sing nor paint ! But she used to play the piano and C. W. Leedbeater, who had heard her, said to me, " If she was not a great statesman and orator, she could still be one of the greatest singers, actresses or pianists in the world " for, he said, " her knowledge of music is great, her voice is beautiful, and her touch on the piano was equal to any of the greatest pianists of the day. "

Shrimati Rukmini Devi,

( From " The Annie Besant Centenary Book " Pages 205-6 )

# ડો. બેસન્ટના જીવનની કલાત્મક બાજુ

તેઓ ઘણી વાર કહેતા કે ભવિષ્યને માટે હિન્દની કલાનું પુનરુત્થાન એ એક અગત્યની વસ્તુ છે. અને તેઓ પોતે ગાઇ કે ચીતરી શકતાં ન હતાં તે માટે તેમને દિલગીરી થતી હતી. પણ તેઓ પીઆનો તો વગાડી શકતાં હતાં. અને સી. ડબલ્યુ. લેડબીટર, કે જેમણે તેમને તે વગાડતાં સાંભળ્યાં હતાં તેમણે મને એક વાર કહ્યું હતું કે ' જો તેઓ એક મોટા મુત્સદ્દી અને વક્તા ન હોત તોય તેઓ દુનિયાના એક મોટામાં મોટા સંગીતકાર, અભિનયકાર કે પીઆનો વગાડનાર હોત," કારણ તે કહેતા કે "તેમને સંગીતનું જ્ઞાન સારું છે, તેમનો કંઠ સુંદર છે, અને તેમનો પીઆનો પરનો કાબુ આધુનિક યુગના મોટામાં મોટા પીઆનો વગાડનાર જેવો જ છે."

શ્રીમતી રૂક્મિણી દેવી.

("ધ એની બેસન્ટ સેનટીનરી બુક" પાના ૨૦૫-૬ માંથી)



# ડૉ. બેસન્ટની આધ્યાત્મિકતા

મિસિસ બેસન્ટના નામથી હિંદુસ્તાનમાં કોણ અજાણ્યું છે? તા. ૧૬ નવેંબર ૧૮૯૩ના રોજ એમણે આ દેશની ભૂમિ પર પ્રથમ પગ મૂકયો ત્યારથી મરણ પર્યંત એમણે આ દેશની સેવામાં અને તે મારફત જગતની સેવામાં પોતાનું સર્વસ્વ આપ્યું છે આ દેશની પ્રાચીન સંસ્કૃતિ અને એના ઉજ્જવળ અને ભવ્ય ઇતિહાસ વિષેનો એમનો પ્રેમ અને આદર અગાધ હતા, અને માનવતાની પ્રગતિ, જગતની શાંતિ, હિંદુસ્તાનના તત્ત્વજ્ઞાન દ્વારા તે અને હિન્દુસ્તાનની મારફતે જગત્ સ્વીકારશે એવો તેમને વિશ્વાસ હતો એ વિશ્વાસના પાયા ઉપર તેમનું હિન્દુસ્તાનમાં આવ્યા પછીનું તમામ કાર્ય થયેલું છે.

તા. ૧-૧૦-૧૮૪૭ના રોજ એઓ જનમ્યાં એમના પિતા અંગ્રેજ અને માતા આયરિશ હતાં. એ જમાનો દરેક રીતે જુદાં પ્રકારનો હતો. સમાજરચના, આચારવિચાર, રાજકારણ, અર્થશાસ્ત્ર, રીતરિવાજો વગેરે દરેક બાબતમાં એ જમાનાની માન્યતાઓ, ઘડતર અને વ્યવસ્થા તદ્દન જુદાં હતાં. એમાં ક્રાંતિની જરૂર હતી, પરંતુ હમેશ મુજબ એ જરૂર જોનારા બહુ જ થોડા હતા. અને જરૂર જોયા પછી એ ક્રાંતિ લાવવાને માટે વિચાર અને આચાર એ બંને માર્ગે પરિશ્રમ કરનાર એથીય ઓછા હતા એવી જે વિરલ અને મહાન્ વ્યક્તિઓ થઈ તેમાંના મિસિસ બેસન્ટ એક હતા. માનવની પ્રગતિમાં એમનો ફાળો ઠીક ઠીક ગણાય.

મિસિસ બેસન્ટ ૨૦ વર્ષની વયે એક પાદરીને પરણ્યા હતા અને તે જમાનાના ગૃહસંસારના—વિવાહિત જીવનના—સચોટ અનુભવો થયેલા. એમને એટલો બધો ત્રાસ વેઠવો પડેલો કે જિંદગીથી કંટાળી તેઓ એક વખત આપઘાત કરવા પણ નીકળ્યાં, પરંતુ પોતાની વિચારશક્તિ અને હિંમતથી એ નબળાઈનો માર્ગ છોડી દઈ તેઓ પોતાની નાની દીકરી સાથે ધણીના ઘરમાંથી બહાર નીકળ્યા. કૂવામાંથી તળાવમાં જ નહિં, પણ સાગરમાં દાખલ થયા, અને ત્યારથી તેમના જીવનનો પૂરેપૂરો વિકાસ થયો

તેમણે જે દુઃખ અનુભવ્યું જે જે કષ્ટ વેઠયાં તેનાથી સમાજસુધારાની તેમની વૃત્તિઓ દબાઈ જવાના બદલે સચોટ ઊભરાઈ અને બહુ જ મક્કમતાથી તેઓ પ્રયત્નશીલ થવા લાગ્યાં. પોતાના કાર્યની પ્રથમ તૈયારી તરીકે તેઓએ કેળવણી લીધી અને બત્રીશ વર્ષની ઉમ્મરે તેમણે લંડન યુનિવરસિટીની મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી! જીવનની યોજના કેટલી વ્યાપક અને તે માટે જરૂરી એવા નિશ્ચયનું કેટલું મોટું બળ, કે ઘર છોડી બહાર નીકળેલી એક જુવાન બાઈ સમાજ-સેવાના આદર્શ સફળ કરવા માટે પૂર્વ તૈયારી કરવા મેટ્રિક સુધી ભણી અને એ પરીક્ષા તેણીએ પસાર કરી!

એમણે ઈંગ્લાંડમાં જાહેરજીવનમાં સંસાર સુધારાની બાબતમાં, મજૂરની સ્થિતિ સુધારવાની બાબતમાં, ઘણી દિશાએ પ્રયત્ન કર્યો, અને કષ્ટો વેઠ્યાં. છેવટે ૧૯૦૭માં થીઓસોફિકલ સોસાયટીના પ્રમુખ કર્નલ ઓલ્કોટ ગુજરી ગયા ત્યારે પ્રમુખસ્થાને તેમની વરણી થઈ. ત્યારથી જો કે થીઓસોફી એ જ એમનું મુખ્ય કાર્યક્ષેત્ર બન્યું, તોપણ અનેક દિશામાં તેમની કાર્યપ્રવૃત્તિ ચાલુ રહી.

એમનું કાર્ય અને વિચારપ્રણાલિ જોતાં એવું સ્પષ્ટ થાય છે કે ધર્મ એટલે કે ઈશ્વરની ઉપાસના, ઈશ્વર વિષેનું જ્ઞાન, ઈશ્વર ઉપરની શ્રદ્ધા, ઈશ્વરને જાણવાનો માર્ગ; ઈત્યાદિ તમામ વસ્તુઓ અને મનુષ્યજીવનની સામાજિક, રાજકીય, ઔદ્યોગિક વગેરે શાખાઓ એ એકબીજાથી અલગ છે એવું એમણે કોઈ પણ દિવસે કલ્પ્યું જ નહોતું, અને સમગ્ર માનવજીવન માટે એ તમામની એકવાક્યતા એમણે કલ્પી હતી એટલું જ નહિં, પણ શાંતિમય અને પ્રાગતિક જીવન માટે એ એકવાક્યતા એમણે આવશ્યક માની હતી; અને તેથી જ તેમના કાર્યક્ષેત્રનો મુખ્ય વિભાગ થીઓસોફી હોવા છતાં પણ તેમણે વખતોવખત વિવિધ પ્રકારનાં કાર્યો ઉપાડ્યાં હતાં. થીઓસોફીનું કાર્ય સમાજના બીજાં કાર્યોથી અલગ અગર સ્વતંત્ર થઈ જ ન શકે એ માન્યતા સાથે રાજનૈતિક, ઔદ્યોગિક, શૈક્ષણિક વગેરે દરેક પ્રકારનાં કાર્યમાં થીઓસોફી—ઈશ્વર ઉપર શ્રદ્ધા, ઈશ્વર વિષેનું જ્ઞાન—તેમણે પાયારૂપે આવશ્યક માન્યું હતું શ્રી. શિવાજી મહારાજના ગુરુ સમર્થ રામદાસસ્વામીએ પણ એ જ વિચાર મહારાષ્ટ્ર આગળ મૂક્યો હતો. એ તો એમ કહેતા કે "જે ઈહલોકનો સામાન્ય પ્રપંચ (સંસાર) સચોટ અને સારી રીતે ન ચલાવી શકે તે પરમાર્થ શી રીતે સાધી શકવાનો હતો!" એક ઠેકાણે તેમણે કહ્યું છે, "જીવનમાં પ્રથમ વસ્તુ 'હરિકથા નિરૂપણ' છે." એટલે કે આસ્તિકતા એ જીવનનો પાયો છે. મિસિસ બેસન્ટના વિચારો ને કાર્યમાં આ જ વસ્તુ પ્રતીત થાય છે.

એ દૃષ્ટિએ જોતાં આપણે મિસિસ બેસન્ટનાં કાર્યો વિવિધ ક્ષેત્રોમાં વહેંચી શકીએ ખરા?

શું એમનું શૈક્ષણિક કાર્ય થીઓસોફીનું પણ નહોતું? એમનાં રાજનૈતિક કાર્યો સાથે થીઓસોફીને કાંઈ જ સંબંધ નહોતો? જો એમના વિવિધ કાર્યક્ષેત્રનો એકબીજા સાથે કાંઈ સંબંધ ન હોય તો એક જ વ્યક્તિએ શૈક્ષણિક, સામાજિક, રાજનૈતિક ઈત્યાદિ દિશાનાં અનેક કાર્યો કેમ ઉપાડ્યાં હશે? શું એમની પાસે ફાજલ સમય હતો તેથી? કે લોકોને રીઝવી પોતાનું મુખ્ય કાર્ય વધુ સારી રીતે ચલવવા માટેનો એ પ્રયાસ હતો? આ સવાલનો ઉત્તર હું તો સ્પષ્ટ રીતે નકારમાં જ આપું.

આપણે ગાંધીજીનો જ દાખલો લઈએ. એમનો કાર્યવિસ્તાર જીવનના દરેક ક્ષેત્રમાં હતો. ગુજરાતી જોડણીથી માંડી અટપટા રાજનૈતિક સવાલો સુધી દરેકમાં ગાંધીજી ઓતપ્રોત થઈ શકતા એટલું જ નહિં, પણ દરેક કાર્ય બરાબર આગળ ધપે તો જ સમાજનું નવસર્જન જોઈએ તે પ્રકારનું થાય એ એમની શ્રદ્ધા હતી. અને તેથી જ અનેક પ્રકારનાં કાર્યોને તેઓ રચનાત્મક (constructive) કાર્યો કહેતા. રચનાત્મક શબ્દમાં ઘણો અર્થ સમાયેલો છે. મિસિસ બેસન્ટના જીવનમાં પણ આપણને એ જ દેખાય છે એને જ સાચી "સર્વોદય" દૃષ્ટિ કરી શકાય જગતમાં વખતોવખત જે મહાન્ વ્યક્તિઓ સમાજને દોરવણી આપતી ગઈ છે તેમણે દરેક બાબતનો સર્વાંગી વિચાર કરી દોરવણી આપી છે. એ સર્વે સર્વોદય દૃષ્ટિવાળા જ હતા અને સર્વોદય દૃષ્ટિ એ જો આપણે વ્યક્તિની મહત્તાની કસોટી ગણીએ તો એ કસોટીએ મિસિસ બેસન્ટ બરાબર ઊતરે છે.

મિસિસ બેસન્ટનું વ્યક્તિત્વ આદર ઉપજાવે તેવું છે. આસ્તિકતાના પાયા ઉપર ઊભા રહી માનવસમૂહને તેઓ જોતાં, અને તેથી જનસેવા એ જ ઈશ્વરપૂજા એમ એમણે માન્યું. તેથી જ એમના હૃદયમાં માનવતા માટે અખૂટ પ્રેમ હતો. એ પ્રેમના ધગશે એમને ઝડપી બનાવ્યાં અને હિંમત અને ત્યાગ આપ્યાં. કોઈ પણ કાર્ય એ અડગ શ્રદ્ધા અને વિશ્વાસથી ઉપાડતાં અને પોતાથી બનતું કરી છૂટતા ભગવાને ગીતાજીમાં કહ્યું છે તેમ "मामनुस्मर युध्य च" અમર તો "सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज" એ એમની, કોઈ પણ કાર્ય કરવામાં વૃત્તિ હતી અને તેથી તેઓ પોતાની છાપ પાડી કાર્ય કરી શક્યાં

તેમની સ્મૃતિ હમેશ આપણને સ્ફુર્તિ આપતી રહેશે, અને એ સ્ફુર્તિ મેળવવાની બુદ્ધિ અને શક્તિ ઈશ્વર આપણને સૌને અર્પે એવી હું પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરું છું.

સેવાકુટીર,
મહારાષ્ટ્ર સોસાયટી,
અમદાવાદ.
તા ૨૮-૪-૪૯

શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર

# Annie Besant and the Revival of Religion in India

Mrs. Besant was one of those who like Gandhiji, could not be put in compartment. All things to them are interrelated, and religion, politics, art, industry, education, all are interrelated branches of the same Truth. Mrs Besant thorefore took as much part in politics as in the revival of Hinduism

C. Rajgopalachariar

# એની બેસન્ટ અને હિન્દમાં ધર્મનો પુનરુદ્ધાર

મિસિસ બેસન્ટ એ ગાંધીજીની જેમ એક એવી વ્યક્તિ હતાં કે તેમને એક જ વર્ગમાં ન મૂકી શકાય. તેવાઓને મન બધી વસ્તુ એકબીજા સાથે સંકળાયેલી છે; અને ધર્મ, રાજનીતિ, કલા, ઉદ્યોગ, કેળવણી એ બધાં, એક જ સત્યની પરસ્પર અવલંબી શાખાઓ જ છે. મિસિસ બેસન્ટે આ કારણસર હિન્દુ ધર્મના પુનરુદ્ધારની પ્રવૃત્તિ માટે જેટલો ભાગ લીધો તેટલો જ રાજકારણમાં લીધો.

સી. રાજગોપાલાચાર્ય

# સ્વર્ગસ્થ ડૉ. એની બેસન્ટ

ડૉ. એની બેસન્ટ હિંદુસ્તાનમાં વસ્યા બાદ દેવી તરીકે પૂજાતાં હતાં. એમને એકલા ગુજરાતમાં નહિં પણ આખા હિંદુસ્તાનમાં સૌ વસંતદેવી નામે ઓળખતા, અને હિંદુ ધર્મ પ્રત્યે એમની મમતા અને એ ધર્મ પર એમની શ્રદ્ધા જોઈ લોકો ધારતા કે પૂર્વ જન્મમાં પોતે હિંદુ જ હોવાં જોઈએ.

હિંદુ ધર્મનો ઉદ્ધાર કરવો અને હિંદુસ્તાન દેશને માનવતાના ધર્મ તરફ વાળવો એ એમની પાછલી જિંદગીનું ધ્યેય હતું. હાલ જેમ શ્રી. રામકૃષ્ણ ડાલમીયા આખા વિશ્વમાં ભ્રાતૃભાવ (Universal Brotherhood) પ્રસરાવવાનો ઝંડો લઈ નીકળી પડ્યા છે, તેમ અર્ધ શતાબ્દિ પર ડૉ. બેસન્ટ બહાર પડ્યાં હતાં. પૂર્વ કે પશ્ચિમ વચ્ચે કશો ભેદ કે કશું અંતર ન હોવું જોઈએ, અને હોય તો તે નાબૂદ કરવુ જોઈએ એ તેમના જીવનનું લક્ષ્ય હતું. અને તે સિદ્ધાંતનું પ્રતિપાદન કરવા પોતે હિંદુઓના પ્રાચીન ધર્મગ્રંથો (Ancient Scriptures)ના સિદ્ધાંતો પર મુખ્ય આધાર રાખતાં. જેમ મહાત્માજીએ રાજકીય વિષય (Politics)ને ધર્મમય (Spiritualise) કરી દીધો હતો, તેમ ડૉ. એની બેસન્ટે પણ કર્યું હતું. ઈંગ્લાંડમાં સ્વ. ચાર્લ્સ બ્રેડલોના પક્ષમાં રહી, પોતે રાજકીય પ્રશ્નો પરત્વે એક વખતે ઇગ્લાંડને ધ્રુજાવ્યું હતું, તે જ શક્તિ ઉપયોગમાં લઈ આપણા આખા દેશમાં— કાશ્મીરથી કન્યાકુમારી સુધી—એમણે ધાર્મિક બાબતો સંબંધે જાગૃતિ આણી દીધી હતી.

એમનામાં જે શક્તિ હતી તે એક રીતે દૈવી શક્તિ હતી એમ કહેવાય. અને તેથી જ એમને લોકો વસંતદેવી કહેતા. એમનાં ભાષણ સાંભળવાં એ જીવનનો એક લહાવો હતો. રૂપેરી ઘંટડીના રણકાર જેવો કાનને પ્રિય લાગે એવો અવાજ, અસ્ખલિત વાગ્ધારા, એમનો સાદો છતાં આકર્ષક લેબાસ, પડછંદ કાયા, ગૌર વર્ણ અને વયોવૃદ્ધતા; એ સઘળું જોતાં જ શ્રોતાવર્ગ અંજાઈ જતો, મુગ્ધ થઈ જતો, અને એઓ જે કાંઈ કહેતાં તે સોંસરું તેમના હૃદયમાં-ક્ષણ ભર તો—ઊતરી જતું. તેમનુ અંતઃકરણ તે સ્વીકારી લેતું. મેં એમને સાંભળ્યાં છે ને તેથી જ ઉપર મુજબ કહું છું. અને એ શક્તિ એમનામાં હોત નહિ તો હિંદુસ્તાનમાં પોતે થીઓસોફિકલ સોસાયટી સ્થાપી શકત નહિં, તેને સ્થાપી ફાલવી ફુલવી શકત નહિ, અને તેનો પાયો એવી મજબૂત રીતે ઘાલી શકત નહિં કે જેથી આજે શ્રી. જિનરાજદાસજી જેવા તેમના અનન્ય ભક્ત તેને ટકાવી તો શું પણ વિસ્તારી રહ્યા છે. હિંદુઓની સંસ્કૃતિના એમના જેવા થોડા જ પ્રશંસકો થઈ ગયા છે. પણ કેવળ પ્રશંસા કરી જ તેઓ બેસી રહ્યાં નથી; તેમણે તે પ્રશંસાને મૂર્ત સ્વરૂપ આપ્યું. બનારસની હિંદુ યુનિવરસિટી તે ડૉ. બેસન્ટનું એ દિશામાં સક્રિય કામ. એમના અનુયાયીઓમાં એકલા હિંદુઓ જ ન હતા; અન્ય વર્ણના પણ હતા; પારસીભાઈઓ પણ હતા.

હું ભાવનગર હાઈસ્કૂલ ને ત્યાંની શામળદાસ કોલેજનો ભૂતપૂર્વ વિદ્યાર્થી છું. અમારા પ્રિન્સિપાલ શ્રી. જમશેદજી નવરોજજી ઉનવાળા એમ. એ. નામે પારસી ગૃહસ્થ હતા. ફ્રેંચ, જર્મન, ફારસી, સંસ્કૃત વગેરે ભાષાનું જ્ઞાન હતું. તેઓ ચુસ્ત થીઓસોફિસ્ટ હતા. ડૉ. બેસન્ટ હિંદુ યુનિવરસિટી

સ્થાપી પોતે ત્યાં રહ્યાં, પણ બારે માસ ત્યાં રહેવાય એમ ન હતું. બીજી પ્રવૃત્તિઓ પર ધ્યાન આપવાનું હતું, એટલે શ્રી. ઉનવાળાને એ યુનિવરસિટીમાં પ્રિન્સિપાલ થવા માટે બોલાવ્યા અને તેઓ પણ તેમનો સુખન સ્વીકારી લાંબા વખતની ભાવનગરમાં કરેલી નોકરી છોડી તુરતાતુરત બનારસ ગયા અને અમને શ્રી. ઉનવાળા જેવા વિદ્યાર્થીપ્રિય અને બાહોશ શિક્ષકની ખોટ પડી.

જેમણે મદ્રાસ પાસે અડયાર જોયું હશે, ત્યાંનું મોટું પ્રાચીન વૃક્ષ, આશ્રમ પાસેથી વહેતી નદી, ગંજાવર પુસ્તકાલય વગેરે જોયાં હશે તેમને ડૉ. બેસન્ટની વ્યવસ્થાશક્તિ (Organising Power)નો ઊંચો ખ્યાલ આવ્યા વગર નહિ રહે.

પરદેશની કેટલીએ સ્ત્રીઓ—સિસ્ટર નિવેદિતા, મીરાં બહેન જેવીઓ—પરદેશી મટી જઈ અંતઃકરણથી હિંદુ બની ગઈ છે, પરંતુ તે સર્વેમાં ઊંચામાં ઊંચું સ્થાન અત્યાર સુધીમાં તો ડૉ. બેસન્ટે જ લીધું છે. ભવિષ્યમાં કોઈ બીજું નીકળી આવે તો જુદી વાત. આટલું જ નહિ પણ હિંદુસ્તાનના ઉદ્ધારકોની સંખ્યામાં એક અજોડ અને અનુપમ સ્થાન ડૉ. બેસન્ટનું છે, એની કોઈથી ના કહી શકાશે નહિ. શ્રી. ભગવદ્‌ગીતાનો એમનો અભ્યાસ ગાઢ હતો. તેમાં વર્ણવેલી વિભૂતિમાંની એક વિભૂતિ ડૉ. બેસન્ટ હતાં, એમ કહીએ તો ખોટું નથી.

મુંબઇ }
તાઃ ૬–૧૦–૧૯૪૮ } **શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**

## મિસિસ બેસન્ટને એક અંજલિ

૧લી ઓકટોબર ૧૯૪૭ના દિવસે પૂજ્ય ડૉ. બેસંટની જન્મશતાબ્દિ હિંદુસ્તાનભરમાં ઉજવવામાં આવી હતી. એ મહાન્ પુણ્યશાળી વિદુષી બાઈએ માનવકલ્યાણને પોતાના જીવનમંત્ર તરીકે સ્વીકાર્યો હતો. એમની દૃષ્ટિ એટલી વિશાળ હતી કે કોઈ પ્રકારની સંકુચિતતા તે સ્વીકારી શકતાં નહોતાં. માનવજાત જ તેમનું કુટુંબ હતું, જગત જ તેમનો દેશ હતો, વિશ્વધર્મ જ તેમનો ધર્મ હતો. એમણે અનેક પ્રશ્નોનો ઉકેલ કર્યો પણ તે આધ્યાત્મિક દૃષ્ટિએ જ, લૌકિક દૃષ્ટિએ નહિ; માટે જ એમણે કરેલાં નિરાકરણોનું મૂલ્ય ક્ષણિક નથી પણ સનાતન બની રહેલ છે. એક સ્ત્રીનો દેહ ધરાવવા છતાં એક મહાન્ સંસ્થા ન કરી શકે એટલું કાર્ય એઓ એકલાં કરી ગયાં. કર્મ, જ્ઞાન અને ભક્તિનાં તેઓ અવતાર સમાન હતાં. ભક્તિમાં વિલીન થઈ કે જ્ઞાનસાગરમાં ગરક બની તેઓ નિષ્ક્રિય બેસી રહે એવાં નહોતાં, પણ તેમનું જીવન પૂરેપૂરું કર્મપરાયણ હતું. તેઓ એક ધર્મમાં નહિ પણ અનેક ધર્મોમાં માનતાં. તેમનામાં ખ્રિસ્તી ધર્મમાં ઉપદેશેલો માનવપ્રેમ હતો, હિંદુઓનો સર્વેશ્વરવાદ હતો, જૈનોની અહિંસા હતી, ઇસ્લામની બિરાદરી અને જરથોસ્તી ધર્મની સત્યપરાયણતા હતી. આપણા દેશના ધર્મ, કેળવણી, કળા, સમાજજીવન, રાજકારણ વગેરે ક્ષેત્રોમાં તેઓએ અર્પેલી સેવાઓ અદ્વિતીય છે. એમના જેવું ચેતનવંતુ અને તેજસ્વી વ્યક્તિત્વ થોડાનું જ હશે. તેઓ એક અપ્રમિત લેખક અને અજોડ વક્તા હતાં અને જગતના અનેક દેશોમાં તેઓએ પ્રવાસ કર્યો હતો. આપણા દેશની પ્રાંતિક ભાષાઓથી તેઓ બિનમાહિતગાર હોવાથી અને તેઓનાં પુસ્તકો અને વ્યાખ્યાનો અંગ્રેજીમાં થતાં હોવાથી તેઓ હિંદના શિક્ષિત વર્ગને જ અસર કરી શકતાં. હિંદમાં ૮૮ ટકા જેટલી નિરક્ષરતા

હોવાના કારણે તેઓ જનસમાજને અંગ્રેજીમાં બોલી કે લખીને સ્પર્શ કરી શક્યાં નહિં. પરંતુ તેઓથી જે ન થયું, બલકે સ્વાભાવિક રીતે જ ન થઈ શક્યું, તે ગાંધીજીથી થયું. પરંતુ ગાંધીજીની પહેલાં હિંદના શિક્ષિતવર્ગને હચમચાવનાર મિસિસ બેસન્ટ જ હતાં એ સૌ કોઈ કબૂલશે.

એક યોગીનું પ્રધાન લક્ષણ એ છે કે તે બીજાઓનાં હૃદયમાં આધ્યાત્મિક જોશ અને સેવા-ભાવના પ્રકટાવે છે. મિસિટ બેસન્ટ માટે પણ સાચું જ કહેવાયું છે કે She made men—એઓએ સાચા સેવકો અને ભક્તો ઉત્પન્ન કર્યા છે. માત્ર પારસીઓનો જ દાખલો લઈએ. એમની જ આધ્યાત્મિક અસરથી અમારામાં મરહુમ જહાંગીર વીમાદલાલ પેદા થયા અને વર્ષો સુધી પોતાના જ્વલંત વક્તૃત્વ, પવિત્ર જીવન અને સેવા કરવાની ધગશથી તેઓ પારસીઓ ઉપર મહાન્ ઉપકાર કરી ગયા છે. કરાંચીવાળા શ્રી. જમશેદ મહેતા પણ ફરીફરીથી કહે છે કે તેમના જીવનમાં મુખ્ય પલટો આણનાર મિસિસ બેસન્ટ હતાં. એ પલટો કેવો છે તે દર્શાવવાની જરૂર નથી, કેમકે કરાંચીના એ મહાન્ સમાજસેવકના નામ અને કામથી સૌ કોઈ વાકેફગાર છે. સુરત અને મુંબાઈવાળા દસ્તુરજી ખુરશેદ દાબુ એક છટાદાર વક્તા, સમર્થ ધર્માભ્યાસી અને વિદ્વાન શિક્ષાગુરુ તરીકે બહુ જાણીતા છે, અને કોમ ઉપર તેમનાં લેખો અને વ્યાખ્યાનોની પ્રબળ અસર પડી છે, પરંતુ તેઓનાં જીવનઘડતરમાં થીઓસોફી અને મિસિસ બેસન્ટનો અગત્યનો ફાળો છે પ્રો. દારાબ ડી કાંગા વિજ્ઞાનના નિવૃત્ત અધ્યાપક છે. આ અતિ શાંત ભક્તપુરુષે અનેક વિદ્યાર્થીઓનાં ચારિત્રો ઘડયાં છે, પણ તેઓનું પોતાનું ચારિત્ર ઘડનાર થીઓસોફી અને મિસિસ બેસન્ટ જ હતાં. એવા તો અનેક દાખલાઓ માત્ર પારસીઓમાંથી જ આપી શકાય. જરથોસ્તી ધર્મના યુરોપી અભ્યાસીઓ જેવા કે ગાઈગર, ગેલ્ડનર, સ્પીગલ, વેસ્ટરગાર્ડ, હોગ, મોલ્ટન વગેરે વિદ્વાનો હતા અને ધર્મને લગતા ખુલાસાઓ આપતા; પરંતુ મિસિસ બેસન્ટ તો ભક્તિનો જોશ જગાવતાં અને ધર્મ પ્રત્યે આત્મામાં ધગશ ઉત્પન્ન કરતાં, જે કાર્ય માટે વિદ્વાનની નહિં પણ યોગીની જરૂર પડે છે. મિસિસ બેસંટના પ્રતાપથી ઘણા પારસીઓ ધર્મ, ધર્મક્રિયા અને ભક્તિમાં રસ લેતા થયા અને તેમના હૃદયમાં મંદ પડેલો અગ્નિ ફરી સતેજ થવા પામ્યો. આ મહાન્ સન્નારીએ દેશમાં લાખોનાં જિગરમાં સાચા ધર્મની જ્યોત જગાવી છે, લાખોનાં હૃદયમાં ઉત્કૃષ્ટ અને સેવાભાવી જીવન ગુજારવાની પ્રેરણા રેડી છે. મિસિસ બેસંટ બ્રિટિશ બાનુ હતાં પણ હિંદની મહાન્ સેવા કરી તેઓ આ દેશમાં અમર નામ મૂકી ગયાં છે.

અમદાવાદ.
૧૯-૬-૪૮

પ્રો. ફીરોઝ કા. દાવર



# ઍની બેસન્ટનું રાજકીય વ્યક્તિત્વ

[ તેમણે અનેકને નાસ્તિકતાના ગર્તમાં ડૂબતાં અટકાવ્યાં આ એક મહાન્ સિદ્ધિ કહેવાય. ]

મિસિસ ઍની બેસન્ટને વિષે વિચાર કરનારની નજર આગળ બે બાબતો ખડી થાય છે–તેમની રાજકીય પ્રવૃત્તિઓ ને તેમની ધાર્મિક પ્રવૃત્તિઓ.

મિસિસ ઍની બેસન્ટમાં સમાજવાદી માનસ હતું. જીવનમાં એક વખત તેઓ ઉગ્ર સમાજવાદી હતાં. આશરે ૧૮૮૩–૮૪નાં વર્ષોમાં ઇંગ્લંડમાં ફેબિયન સોસાયટી નામનું મંડળ અસ્તિત્વમાં આવ્યું તેમાં બર્નાર્ડ શૉ, સિડની વેબ્બ, સિડની ઑલિવર, ગ્રેહામ વૉલેસ ને મિસિસ ઍની બેસન્ટ સભ્યો હતાં. આ મંડળે તે વખતના ઇંગ્લંડના રાજકીય વાતાવરણમાં ઘણો ક્ષોભ ઉત્પન્ન કર્યો હતો. તેની અસરને લીધે નાનાં મોટાં ઘણાં ફેબિયન મંડળો અસ્તિત્વમાં આવ્યાં હતાં. તે મંડળો કાર્લ માર્ક્સની વિચારપદ્ધતિ સ્વીકારી રાજકીય આદર્શો ધરાવવામાં માનતાં હતાં અને દેખીતું જ હતું કે તે ક્રાન્તિકારી ધ્યેયો ધરાવતાં હતાં. તે મંડળો સ્વતંત્ર મજૂર પક્ષને મદદકર્તા હતાં.

હિંદુસ્તાનમાં મિસિસ ઍની બેસન્ટે સ્વાતંત્ર્યની લડતમાં આગળ પડતો ભાગ લીધો હતો તે સૌ કોઈને જાણીતી વાત છે. તેમણે હોમરૂલ–લીગનું નેતૃત્વ લીધું હતું અને ૧૯૧૭માં તેઓ કૉંગ્રેસનાં પ્રમુખ હતાં.

રાજકારણ તેમના જીવનની એક પાંખ હતી. તેની બીજી પાંખ ધર્મકારણ હતી. તેમના ધાર્મિક વિચારો હિન્દુસ્તાનમાં તેમજ દુનિયાભરમાં ઘણા જાણીતા છે. તેમણે Theosophyનો એટલે કે સામાન્ય ઈશ્વરવાદનો સુંદર પ્રચાર કર્યો હતો. ધર્મો અનેક છે, પણ ધર્મ એક છે. તમામ ધર્મોનાં સામાન્ય તત્ત્વો મળતાં આવે છે એ તેમના વિચારનું અગ્ર તત્ત્વ હતું. ભિન્ન ભિન્ન ધર્મના પંથોવાળા માણસો પણ આ વિચાર મુજબ એક જ મતનાં થઈ શકે અને થઈ શક્યાં, એ તે શિક્ષણનું ઉપકારક તત્ત્વ હતું તે તદ્દન સુવિદિત છે. હિન્દભરમાં તેમણે થીઑસોફીનાં અનેક સ્થળે મંડળો સ્થાપ્યાં અને અનેકને નાસ્તિકતાના ગર્તમાં ડૂબતાં અટકાવ્યાં આ એક મહાન્ સિદ્ધિ ગણી શકાય.

તેમનો વિચાર કરતાં આપણને રામકૃષ્ણ પરમહંસ કે મહાત્મા ગાંધીજી, રવીન્દ્રનાથ ટાગોર કે અરવિંદ ઘોષ જેવાંનાં નામો નજર આગળ ખડાં થાય છે જેમ આ વિભૂતિઓનાં જીવનમાં ઋષિજીવનની સાત્ત્વિકતા ને ધર્મબળ જોઈએ છીએ તેમ ઍની બેસન્ટમાં પણ તે તત્ત્વો આપણે કલ્પીએ છીએ ને તે સ્વાભાવિક રીતે જોઈએ છીએ.

તા. ૧૧–૯–૧૯૪૮

પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.

# એની બેસન્ટને સ્મરણાંજલિ

મિસિસ એની બેસન્ટનું નામસ્મરણ મને મારા બાળપણના દિવસોની યાદ આપે છે.

સન ૧૯૦૫માં હું નડીઆદની હાઇસ્કૂલમાં ભણતો હતો તે વખતે મારું દિલ ધર્મના પાકા સંસ્કારોથી રંગાયેલું હતું. સંતરામમાં શ્રી. જાનકીદાસ મહારાજ આવતા ત્યારે તેમની રોજની કથામાં હું હાજર રહેતો. શ્રીમદ્ ભાગવતના ૧૧મા સ્કંધના શ્લોકો તેમના શિષ્યો મીઠા સ્વરે લલકારતા અને તેના પર મહારાજશ્રી જે ધીર ગંભીર પ્રવચન કરતા તે વખતે હું જાણે કોઈ સંન્યાસીના મઠમાં બાળ શિષ્ય તરીકે જોડાઈ ગયો હોઉં એમ મને લાગતું.

બીજી પાસ મારા એક વડીલ મિત્રના સત્સંગને લીધે વડોદરાના નૃસિંહ આચાર્યના આશ્રમ તરફથી મહાકાળ, પ્રાતઃકાલ વગેરે માસિકો અને બીજું સાહિત્ય પ્રગટ થતું તે ઊંડી શ્રદ્ધાથી હું વાંચતો અને તેનું શ્રવણ મનન પણ કરતો.

વળી રોજ સાંજે અમારા હાટકેશ્વર મહાદેવમાં હું શ્રદ્ધાપૂર્વક દર્શન કરવા જતો અને બનતાં સુધી નડીઆદના મોટા કુંભનાથ મહાદેવમાં જઈ થોડો વખત ઈશ્વરભક્તિમાં નિમગ્ન રહેતો.

આ કાળ દરમિયાન એની બેસન્ટની સનાતન ધર્મ વિષે કાંઈક પુસ્તિકાઓ મારા જોવામાં આવી. તેમાં રસ પડ્યો તેથી વધારે મંગાવી અને તેમાં વધારે તલ્લીન થતો ગયો. જોતજોતામાં તે સાહિત્યની મને એવી લગની લાગી કે જેથી શ્રેયઃસાધકોનાં માસિકો વગેરે મને નીરસ લાગતાં થયાં. એક મિત્રે તે વખતે મને કહેલું તેમ "મારા આકાશમાં થીઓસોફી અને એની બેસન્ટના સૂર્યનો ઉદય થયો. એટલે આગળની રાત્રીમાં ઝગમગતા તારાઓનો અસ્ત થઈ ગયો."

સન ૧૯૦૭–૮માં હું અમદાવાદની ગૂજરાત કોલેજમાં હતો ત્યારે બેસન્ટના સાહિત્યની મોહિની ચાલુ રહી. પણ તેને સંતોષવાની ખરેખરી તક તો મને સન ૧૯૦૯માં મુંબઈ ગયા પછી જ સાંપડી. ત્યાં તે વખતે બેસન્ટનું સાહિત્ય ચોપાસ ખૂબ ફેલાયેલું હતું, એટલે તેમાં હું તરબોળ થઈ ગયો. તેમનાં જ પુસ્તકોને આધારે સનાતન ધર્મની પરીક્ષા તે વખતે ઠેર ઠેર લેવામાં આવતી હતી. તેમાં પણ હું એક વાર બેસીને પાસ થઈ ગયો. અમારા મંડળમાં બેસન્ટની ધર્મની ભાવનાઓની ખૂબ ચર્ચા થતી ને એકંદરે આર્યધર્મની જૂની અને નવી ભાવનાઓ વચ્ચે એક સર્વોત્તમ સમન્વય તરીકે અમને તે મોહિત કરતી.

જ્ઞાન અને ભક્તિના ઊંડા રહસ્ય પિછાનીને પણ બેસન્ટે કર્મમાર્ગ સ્વીકાર્યો હતો. તે અરસામાં તેઓ કાશીમાં સેન્ટ્રલ હિન્દુ કોલેજ ચલાવતાં હતાં અને એ સંસ્થા તરફથી એક માસિક પણ પ્રગટ કરતાં હતાં. એ માસિક "થીઓસોફિસ્ટ," બીજું મુખપત્ર અને એવાં બીજાં પ્રકાશનોની ચાતકની માફક હું દર મહિને રાહ જોતો અને મળતા વાર તે વાંચી કાઢતો.

તે વખતે બેસન્ટ ઘણી વાર દુનિયાની મુસાફરીએ જતાં ત્યારે તેમના પરદેશના પ્રચારહેવાલો વાંચીને અમે સાનંદાશ્ચર્યમાં લીન થતા.

બેસન્ટ દુનિયામાં એક સર્વોત્તમ ભાષણકાર છે એમ સાંભળેલું તેથી તેમનું જાતે દર્શન કરી, તેમને સાંભળવા હું તલપાપડ થઈ રહ્યો હતો. તે જમાનામાં તેમના ભાષણની ટીકીટો રખાતી અને છતાં મોટા મોટા સભાગૃહમાં એક પણ જગા ખાલી રહેતી નહિં. તે મુજબ મુંબઈમાં તેમનું ભાષણ થોડા વખતમાં જાહેર થયું ત્યારે હું પણ ટીકીટ લઈ ગેઈટી થીએટરમાં (આજના કેપિટોલમાં) તેમનું ભાષણ સાંભળવા ગયેલો. તેઓ ધર્મના કોઈ વિષય પર જ બોલ્યાં. શરૂઆતના થોડાં વાક્યો બરાબર સંભળાયાં નહિં. પણ પછી તરત જ જેમ તેમની ચમકદાર આંખો આખા હોલને અજવાળી રહી તેમ તેમના બુલંદ અવાજથી આખી નાટકશાળા ગાજી રહી. તેમનો એકેએક શબ્દ હું પીતો ગયો તેમ મારી તરસ વધતી ગઈ અને તેમની હંમેશની રીતિ પ્રમાણે ઉપસંહારમાં તેમણે કલ્પનાની ઝડીઓ વરસાવી ત્યારે તેમના તરફ ભક્તિભાવથી મારું દિલ ઊભરાઈ ગયું.

આર્યધર્મના મૂળ રહસ્યને મંદિરો ને મઠોમાંથી તેમજ વિધિવિધાનની આંટીઘૂંટીમાંથી મુક્ત કરી આ વીસમી સદીના દુનિયાના તખ્તા પર જે અપૂર્વ શ્રદ્ધાથી, અદમ્ય ઉત્સાહથી ને ઝળકતી પ્રતિભાથી તેઓ રજૂ કરતાં, તેનો જોટો ખરેખર મળવો મુશ્કેલ છે.

તેમના સંદેશ અને કાર્યમાં વધારે રસ પડતાં તેમનું જીવનચરિત્ર અને વિવિધ લખાણો પણ વાંચવામાં આવ્યાં. સત્યની શોધમાં તેમણે નાસ્તિકવાદ, બુદ્ધિવાદ, સમાજવાદ વગેરે અનેક સ્વીકાર્યાં હતાં. પેટ પાટા બાંધી ભયંકર ગરીબીમાં જીવન વિતાવ્યું હતું. તે દરમિયાન સેવાનાં અનેક કાર્યો કર્યાં હતાં ને અનેક લડતો પણ લીધી હતી ને છેવટે તેમણે મેડમ બ્લેવેટસ્કી ને કર્નલ ઓલકોટના ગૂઢ સંદેશમાં શાંતિ અને પ્રેરણા મળ્યાં હતાં—એ બધું વાંચતાં વાંચતાં તેમને ધાર્મિક તેમજ રાજકીય ગુરુ તરીકે પણ સ્વીકારી લેવાનું મન થયું.

સન ૧૯૧૪માં યુરોપમાં લડાઈ ફાટી નીકળી અને હિંદુસ્તાનના લાખો સીપાઈઓ અને કરોડો રૂપિયા તેમાં હોમાતા ગયા તે જોઈને બેસન્ટનું હૃદય બળબળી ઊઠયું. તેમને એમ થયું કે જો હિંદ ઈંગ્લાંડને આમ કટોકટીમાં મદદ કરે, તો ઈંગ્લાંડે પણ હિંદની સાચી વફાદારી પિછાની મૈત્રીનો હાથ લંબાવવો જોઈએ, અને તેને સાચું સ્વરાજ્ય આપવું જોઈએ. ત્યાંસુધીમાં બેસન્ટ કાશીની સમગ્ર સંસ્થા પંડિત માલવીયજીને સોંપી, કેળવણીના ક્ષેત્રમાંથી નિવૃત્ત થયાં હતાં. તેથી તેમણે મદ્રાસમાં મથક જમાવી દેશભરમાં હિંદુસ્તાન માટે "હોમરૂલ" મેળવવાને પ્રચંડ આંદોલન જમાવ્યું. સને ૧૯૧૫માં મુંબઈમાં કોંગ્રેસ મળવાની હતી તે ટાંકણે તિલક મહારાજને અપનાવી, "હોમરૂલ"નો નવો મંત્ર સ્વીકારવા તેમણે કોંગ્રેસના જૂના આગેવાનોને પડકાર કર્યો.

આ ચળવળની ધારી અસર મોટેરાંઓ પર ન જ થઈ પણ દેશભરમાં જુવાન વર્ગ સફાળો જાગૃત થયો. સન ૧૯૧૬માં બેસન્ટે 'હોમરૂલ લીગ'ની સ્થાપના કરી ત્યારે મદ્રાસમાં સર શિવસ્વામી આયર, સર સી. પી. રામસ્વામી આયર, અને શ્રીનિવાસ શાસ્ત્રીજીએ, મુંબઈમાં લોકમાન્ય ટિળક ને મિ. ઝીણાએ, સંયુક્ત પ્રાંતમાં સર તેજબહાદુર સપ્રુ ને પંડિત જવાહરલાલ નેહરુએ—અને બીજા પ્રાંતોના પણ જુવાન કાર્યકરોએ અને આગેવાનોએ બેસન્ટનો અવાજ ઝીલી લીધો. તેમણે દેશભરમાં ઠેર ઠેર પ્રચંડ સભાઓ ગાજતી ભાષણો કરવા માંડ્યાં ને અનેક પત્રો મારફતે તેમનો અવાજ ગામડે ગામડે પહોંચવા લાગ્યો.

સને ૧૯૧૭માં અંગ્રેજ જર્મનીની લડાઈ ઘણી જ કટોકટીની બની ગઈ હતી. તેથી બેસન્ટનો રાજકીય પ્રવાહ સરકારને ઘણો અળવડભરેલો ને જોખમભરેલો લાગવા માંડ્યો. પરિણામે તે સાલના જુન માસમાં બેસન્ટ અને તેમના બે સાથીદારોને ઉટાકામંડ ખાતે નજરકેદમાં રાખવામાં આવ્યાં. નવાઈની વાત તો એ થઈ કે આ હુકમ પસાર થતાં વેત જ હોમરૂલની નવી ચળવળ એટલા પુર જોશથી દેશભરમાં ફાટી નીકળી કે જેથી સરકાર ઓર પરેશાન થવા લાગી ને ત્રણ માસમાં જ તેમને છોડી મૂકવા સરકારે હુકમ કર્યો.

તરત જ બ્રિટિશ સરકારે હિંદને જવાબદાર રાજ આપવાની નીતિ જાહેર કરી તેથી બેસન્ટની લોકપ્રિયતા દેશભરમાં ઉંચે ઉછળી ટોચે પહોંચી. હોમરૂલનો નાદ ગામડે ગામડે લાખો ને કરોડો ખેડૂતોમાં પહોંચી ગયો. વળી તરત જ હિંદી વજીર મોન્ટેગ્યુ રાજકીય સુધારાની નવી યોજના ઘડવા આવી ગયા અને દેશમાં ફરવા લાગ્યા. કુદરતી રીતે મહાસભાનું પ્રમુખસ્થાન બેસન્ટને જ આપવામાં આવ્યુ. ખરેખર તે સાલ દરમિયાન બેસંટ જ દેશના ભાગ્યવિધાતા બન્યાં ને દેશનાં રાણી બની ગયાં।

સન ૧૯૧૮થી ગાંધીજીનો સિતારો રાજકીય જીવનમાં ચઢતો ગયો પછી બેસંટ ધીમે ધીમે વિસારે પડતાં ગયાં. પણ ગાંધીજીએ ગૂજરાતમાં રાજકીય જીવનનાં ગણેશ માંડ્યા ત્યારે લોકજાગૃતિની પૂર્વભૂમિકા બેસન્ટની હોમરૂલ ચળવળથી જ રચાઈ હતી ગાંધીજીએ તરત જ આ હકીકત પિછાની લીધી એટલું જ નહિં, પણ બેસન્ટની મુંબઈની સંસ્થાઓને પણ અપનાવી લીધી, અને એ રીતે બેસન્ટના કાર્ય પર ગાંધીજીએ મ્હોર મારી હતી.

શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક

If India is nearer the goal, it is due to your (Mrs. Besant's) strenuous efforts.

Lokamanya, B. G. Tilak.

("The Annie Besant centenary Book" page 249.)

જો હિન્દુસ્તાન પોતાના ધ્યેય પાસે ગયુ હોય તો તે તમારા (મિસિસ બેસન્ટના) અથાગ પ્રયત્નને આભારી છે.

("ધી એની બેસન્ટ સેન્ટીનરી બૂક." પાનું ૨૪૯.)

# ડૉ. બેસન્ટનાં સંસ્મરણો

"ઓર્ડર ઓફ્ ધી સ્ટાર ઈન ધ ઈસ્ટ"ની શાખા શરૂ કરવા જ્યારે ડૉ. બેસન્ટ કલકત્તા આવ્યાં હતાં, ત્યારે હું તેમને પહેલવહેલો મળ્યો હતો. આ સંબધમાં થીઓસોફિકલ હોલમાં સભા ભરવામાં આવી હતી. તે પ્રસગે સુપ્રસિદ્ધ એટર્નિ શ્રી. હીરેન્દ્રનાથ દત્ત વગેરે વકતાઓ એ સભામાં બોલ્યા હતા. એક અઠવાડિયા સુધી આ વિષયને લગતાં વ્યાખ્યાનો ચાલ્યાં હતાં. જો કે હું ઉપર્યુક્ત સંસ્થાનો સભ્ય ન હતો, પરંતુ એ સુયોગમાં હું ડૉ. બેસન્ટ સાથે ઠીકઠીક સપર્કમાં આવ્યો હતો. વિદ્યારૂપિણી, અદ્‌ભુત પ્રભાવશાળી, પ્રતાસપન્ન આ વિદુષી મહિલાના પ્રભાવથી અંજાઈ હું તેમના પ્રત્યે આકર્ષાયો હતો તેમની વકતૃત્વશક્તિ, ઓજસ્વી સ્વભાવ, ઉદાર હૃદય, ઊંડી સહાનુભૂતિ અને વિશેષ કરીને ભારત તથા ભારતીય આદર્શો પ્રત્યેનો તેમનો અદ્વિતીય પ્રેમ જોઈને હું મુગ્ધ બન્યો હતો. તે પછીથી અમે અવારનવાર પત્રોદ્વારા વિચારવિનિમય કરતા. પાછળથી તેઓ Theosophist માસિક, New India અઠવાડિક વગેરે પ્રકાશનો મને નિયમિત રૂપે મોકલતાં, તેમનાં તરફથી મને પુસ્તકો પણ પુષ્કળ મળ્યાં હતાં, તેમાં બિશપ શ્રી. લેડબીટરનાં પુસ્તકોનો પણ સમાવેશ થાય છે. આવી રીતે થીઓસોફીના સિદ્ધાન્તોનો મને સંપૂર્ણ ખ્યાલ આવે તેવી વ્યવસ્થા ડૉ એની બેસન્ટે કરી હતી.

એક ખાસ પ્રસંગનો ઉલ્લેખ કરીને આ સંસ્મરણો હું સમાપ્ત કરવા ઇચ્છું છું, કારણ કે હું તેમના ઘનિષ્ઠ સમ્પર્કમાં આવી શક્યો ન હતો. મારા પ્રત્યેનો તેમનો નિઃસ્વાર્થ સ્નેહભાવ કેવો ગાઢ હતો તે નીચેની હકીકત પરથી જણાશે ઈ સ. ૧૯૨૪માં હું ધારચુલા કરીને હિમાલયપ્રદેશના એક ગામડામાં રહેતો હતો. આ ગામડું આલ્મોડાથી લગભગ ૯૨ માઈલ દૂર ટિબેટ બાજુ છે અને ત્યાંથી ટિબેટ તદ્દન નજીક છે. માનસરોવરના યાત્રાળુઓ આ રસ્તે થઈને જાય છે, અને વચમાં ધારચુલા એક પડાવ ગણાય છે. ત્યાં ભોટીઆઓની વસ્તી સારા પ્રમાણમાં છે, તેઓમાં ધર્મપ્રચાર કરવા હું ત્યાં લગભગ એક વરસ રોકાયો હતો. જે સ્થળે હું રહેતો હતો તેનું નામ તપોવન છે ડૉ બેસન્ટે ત્યાં પણ મને પુષ્કળ પુસ્તકો, માસિકો વગેરે મોકલ્યાં હતાં. આશ્ચર્યચકિત થઈ જ્યારે હું તેમને લખતો કે આપ કેમ આટલાં બધાં પુસ્તકો, માસિકો વગેરે મોકલો છો, ત્યારે જવાબમાં તેઓ એમ લખતાં કે "હું જાણું છુ કે તમે ત્યાં જંગલમાં છો, સમાજથી દૂર છો, તેથી આ બધાં પુસ્તકો અને માસિકો તમને વાચનમાં બહુ ઉપયોગી થઈ પડશે, વળી હરતા ફરતા બીજા પરિવ્રાજકો પણ આવી ચડે, તેમને પણ એ ઉપયોગી થઈ પડશે આવા વિચારથી તમને હું આ બધું મોકલું છું. વિશેષ કંઈ જોઈતું હોય તો પણ જરૂર લખશો તો મોકલી આપીશ." કેવી લાગણી! કેવી સહૃદયતા!

પરંતુ ત્યાં પહાડમાં Experimental ટપાલવ્યવસ્થા હોવાથી તે ખૂબ જ અનિયમિત હતી, તેથી અઠવાડિક અને પાછળથી દૈનિક New India મને ભાગ્યે જ નિયમિત મળી શકતું એ ન મળે એટલે તરત એ સંબંધમાં હું તેમને જ સીધો કાગળ લખતો, કારણ તેઓ પોતાની અંગત

નકલોમાંથી આ બધું મને મોકલાવતાં. આશ્ચર્યની વાત તો એ છે કે દરેક વખતે તેઓ જાતે જ આવા સામાન્ય કાગળોનો પણ ઉત્તર આપતાં, અને તેના દરેક શબ્દમાં સહાનુભૂતિ અને સ્નેહ તરી આવતાં.

બધાને ખ્યાલ તો હશે જ કે તે વર્ષ દરમ્યાન તેઓ કોંગ્રેસનાં પ્રમુખ હતાં, હોમરૂલ લીગનાં અધ્યક્ષ તો હતાં જ; થીઓસોફિકલ સોસાયટીના પ્રમુખ તો પહેલેથી જ હતાં. આ સર્વ પ્રવૃત્તિઓ અંગે તેમને શિરે કેટલી જવાબદારીનો બોજો હોય તે સહેલાઈથી ખ્યાલમાં આવી શકે એમ છે, છતાં પણ મારા જેવા એક સાધારણ સંન્યાસી માટે—જે થીઓસોફિકલ સોસાયટીનો સભ્ય પણ ન હતો તેને માટે—આટલું બધું ધ્યાન તેઓ રાખતાં, અને આટલા બધા કામકાજમાંથી વખત મેળવી સામાન્ય કાગળનો જવાબ પણ જાતે જ લખતાં, એ શું આશ્ચર્યની વાત નથી?

એક વખત મારા એક કાગળનો જવાબ કલકત્તાથી મદ્રાસ જતાં તેઓએ ટ્રેઈનના ડબ્બામાંથી –વોલ્ટર સ્ટેશનેથી લખેલો પણ મને મળ્યો હતો અને તેમાં આટલી જ વાત હતી, "તમારો કાગળ મળ્યો, હું બહુ જ કામમાં ગુંથાયેલ છુ, જરા પણ વખત મળતો નથી; કોંગ્રેસ કાર્યપ્રચાર માટે મારે બહુ ફરવુ પડે છે. ઓફિસમાં તપાસ કરવા માટે હું કાગળ લખું છુ, કે તમને પત્રો નિયમિત કેમ મળતાં નથી; તે સાથે ટપાલખાતાને પણ લખું છુ કે જેથી કરીને તમને ટપાલ નિયમિત મળે. તમે પણ ટપાલખાતાને લખજો. એ જ,,આશિષ્."

(કાગળોના ઉતારા મારી સ્મૃતિ પરથી લીધા છે.)

શ્રી. રામકૃષ્ણ આશ્રમ
મણિનગર, અમદાવાદ ૮
તા. ૩૦–૧–૪૯

સ્વામી શ્રી. જપાનંદ મહારાજ

"Whatever progress the country has achieved is largely the fruit of her labours."

Dr. M. R Jayakar
("The Annie Besant centenary Book" page 246)

આપણા દેશે જે કંઈ પ્રગતિ સાધી છે તે મુખ્યત્વે તેમની મહેનતનું પરિણામ છે.

ડૉ. એમ. આર. જયકર
("ધી એની બેસન્ટ સેન્ટીનરી બૂક" પાનું ૨૪૬)

# ધર્મવિશ્વપૂજનીય માતા બેસન્ટ

મનુષ્ય માત્રની ધાર્મિક પ્રવૃત્તિ અનેક અમૃતબિન્દુઓના સિંચનથી થાય છે તથા કૃતજ્ઞ મનુષ્યો પોતાનું કલ્યાણ કરનાર અમૃતનિધિ રૂપ જે તે ધાર્મિક મહાવ્યક્તિઓને પોતાનો પ્રાણ સમજે છે તથા તે પોતાની વૃત્તિને વ્યક્ત કરતા અત્યંત આનંદિત થાય છે. પ્રત્યેક મનુષ્યની ધાર્મિક પ્રગતિની કથા કંઈક ન્યારી અવનવી તથા વિવિધ રંગબેરંગી હોય છે. અને તેથી એકને અમુક મહાવ્યક્તિ સર્વોત્તમ લાગે તો બીજાને બીજી મહાવ્યક્તિ સર્વોત્તમ લાગે એમ મતમતાન્તર થવાનો હમેશાં સંભવ ઊભો જ હોય છે. પરંતુ સ્વાભાવિકતા એ જ છે કે જે તે રોગ માટે જે તે ઔષધ બીજા રોગો અને બીજાં ઔષધો કરતાં જેને તેને માટે ઉચ્ચતમ છે જ. સમજદાર મનુષ્ય તે જ છે કે જે ગાયના કે વાઘના આકરિયા રમકડામાં નિર્દોષપણા કે ક્રૂરતાના ભ્રમમાં નહિં પડતાં માત્ર શકરાનું ગળપણ જ જોઈ બન્નેને સરખા પૂજ્યભાવથી અપનાવે છે. એ જ રીતે ધાર્મિકતા ગમે તે સ્થાનેથી ગમે તે ધાર્મિક મહાવ્યક્તિ દ્વારા જગતને કે વ્યક્તિને કે સમાજને પ્રાપ્ત થાય તો તે મહાવ્યક્તિ સંબંધે અંગત પરિચય ન હોવા છતાં, ધર્મને જીવનધ્યેય ઠરાવી જીવન જીવનાર માટે દરેક ધર્મમહાવ્યક્તિ માટે અત્યંત નમ્ર પૂજ્યભાવ સહિત કૃતજ્ઞતા પૂર્વક પ્રણામ નમસ્કાર જ યોગ્ય છે અને હોય છે જ. સર્વે નમસ્કારો છેવટે કેશવં પ્રતિ ગચ્છતિ અર્થાત્ આખરની જે એક સર્વનું કલ્યાણ કરનારી મહાશક્તિ છે તેને જ જાય છે. ધર્મપ્રિય મુમુક્ષુવર્ગના સર્વે મનુષ્યોનાં સદા સર્વદા વંદનીય તથા પૂજનીય એવાં થીઓસોફીના આત્મારૂપ, અજ્ઞાનધ્વાન્તદીપકારૂપ, પૂર્ણિમાના કૌમુદીરૂપ માતા એની બેસન્ટને મારા સહસ્ર વાર દંડવત્ પ્રણામ છે.

ધાર્મિક જીવનને ધ્યેય માનનાર અસંખ્ય વ્યક્તિઓ પૈકીનો હું પણ એક અલ્પમતિ છું અને મારી પ્રગતિકથામાં અદૃશ્યપણે પરંતુ જે અમૂલ્ય ભાગ માતા બેસન્ટે ભજવ્યો છે, તેની સ્મરણાંજલિ અર્પવાને આ શતાબ્દિ ઉત્સવ કરતાં બીજો વધારે યશસ્વી પ્રસંગ બીજો કયો હોય?

મારા ધાર્મિક જીવનમાં અનેક કલ્પનાઓ, માન્યતાઓ તથા મહાવ્યક્તિઓની ઉપદેશસ્મૃતિઓએ અમૃતસિંચન કર્યું છે. ઈશ્વરની માતૃભાવના તો જાણે મારી Twin sister—જોડિયા બહેન તરીકે મારી સાથે જ ઉતરી હતી. ઈશ્વર સાથે ભક્તનો માઈ-અર્ભક સંબંધ, અને તે સંબંધની બીજા અનેક પ્રકારના સંબંધો કરતાં ઉચ્ચતરતા એ જન્મથી જ જાણે હતાં મા-પુત્રનો સંબંધ ઉત્તમ તો જરૂર, પરંતુ તેમાં બેચેની, દર્દ તથા પ્રેમજ્વાલાની ભઠ્ઠીમાં શેકાઈને ઉજ્જવલ સૌટચ સુવર્ણ બનાવવાની ઉણપ ખરી. તે ઉણપ યશોદા-કહાન તથા રાધાકૃષ્ણના પ્રેમના આદર્શમાંથી પૂરી થઈ. કૈંકર્ય અર્થાત્ દાસાનુદાસભાવ શ્રી રામાનુજાચાર્ય તરફથી મળ્યા, જીવનમાં સેવાભાવનો ઉપદેશ ક્રાઈસ્ટ તરફથી મળ્યો, ભ્રાતૃભાવ મહમ્મદ પેગંબર તરફથી મળ્યો, કરુણામય જીવનનો પાઠ શ્રી બુદ્ધદેવે શીખવ્યો, આત્મવિસર્જનનું કિરણ ગોગગ પ્રભુએ આપ્યું, શરણાગતિભાવ શ્રી માઈસ્વરૂપ પરમ સદ્‌ગુરુ રામકૃષ્ણ પરમહંસે આપ્યું; જ્ઞાન, આત્મવિદ્યા, વિજ્ઞાન ગીતા દ્વારા શ્રી કૃષ્ણચંદ્રના ઉપદેશમાંથી મળ્યું.

ઈશ્વર-મનુષ્ય સંબંધે ઉત્કૃષ્ટ ભાવના, પ્રેમ, ભક્તિ, કૈંકર્યભાવ, સેવાભાવ, ભ્રાતૃભાવ, કરુણાર્પિતા, આત્મવિસ્મરણ, શરણાગતિ તથા ઉચ્ચ આત્મજ્ઞાન—સર્વ કાંઈની પ્રાપ્તિ થઈ, અર્થાત્ હવે માત્ર

એક કણિકા જ, પણ તે પ્રાપ્ત થઈ અને છતાંય સાંપ્રત કાલનું જીવન જીવતાં કંઈક બાકી રહ્યું લાગ્યું. જે એક અમૂલ્ય તત્ત્વ બાકી રહ્યું લાગ્યું તે તત્ત્વ મને ખાસ કરીને આર્યદેશને તથા કંઈક અંશે આખાયે જગતના ધર્મવિશ્વને (Religious world ને) માતા એની બેસન્ટે આપ્યું. તે તત્ત્વનું નામ દીધા પછી તો દરેક જણ "હા, તે તો ખરું સ્તો" કહેવા મંડી પડે, પરંતુ સાધારણ રીતે, જે લોકો સાચી ધાર્મિકતા માટે અંધારામાં બાથોડિયાં મારી રહ્યા હોય તેમના સિવાય બીજાઓની કલ્પનામાં આવી શકે એમ નથી. અને તે અમુક તત્ત્વ માટે હું માતા બેસન્ટનો શતધા ઋણી છું.

એ તત્ત્વ કયું ? અને એ તત્ત્વનો વિશ્વભર પ્રચાર કરનાર કોણ ? વિશ્વદષ્ટિ તથા માતા એની બેસન્ટ હું પોતે અનેક વર્ષોના અત્યંત સૂક્ષ્મ અને અનેક ધર્મોના, ધર્મપ્રણાલિકાઓના, ધર્માનુયાયીનાં જીવન તથા ચારિત્ર્યોના અભ્યાસને અંતે એ નિશ્ચય પર આવેલો છું કે વિશ્વનું કલ્યાણ ધાર્મિકતા સિવાય સિદ્ધ થાય એમ નથી. અને તે ધાર્મિકતા વ્યક્તિગત ધર્મો, જે નામશેષ બની ગયા છે તેનાથી સરળપણે સાધી શકાય એમ નથી. ધાર્મિકતા સિવાય દુનિયાનાં દુઃખનો આરો આવે એમ નથી. અને વૈશ્વિક તત્ત્વ સિવાયના ધર્મમાં પૂર્ણતા આવી શકે એમ નથી. આથી હું એક એવા વિશ્વધર્મમાં માનું છું કે જેમાં ઈશ્વરની માતૃભાવના, વિશ્વદષ્ટિ, પ્રેમ, સેવા, ભક્તિ તથા શરણાગતિ આ ૭ તત્ત્વોને જ સૌથી વિશેષ મહત્ત્વ આપવામાં આવ્યું હોય. આ ધર્મપ્રણાલિકા, સંપ્રદાય, ધર્મ ગમે તે અભિધાન નીચે, હું માઈધર્મ અનુસરી રહ્યો છું. આ ૭ તત્ત્વોને જીવનમાં ઓતપ્રોત કરતાં કેક મુક્તિ લગીનું કલ્યાણ થશે જ એમ હું માનું છું. અને તે માઈધર્મમાં જે વિશ્વદષ્ટિનું તત્ત્વ યોજાયું તેને માટે હું જીવન ભરનો માતા બેસન્ટનો જ ઋણી છું

નાની વયમાંથી જ હું માતા બેસન્ટનાં અનેક પુસ્તકનો અભ્યાસી હતો. મેં પૂના તથા અમદાવાદની થીઓસોફિકલ લોજમાં અનેક વર્ષો સક્રિય ભાગ લીધો છે. હું અનેક વર્ષો અનેક થીઓસોફિસ્ટ બહેનભાઈઓના નિકટ સંબંધમાં રહ્યો છું, પરંતુ સ્વતંત્ર વિચારણાનો સ્વચ્છંદી હોવાથી ચાલતા ચીલામાં ચાલનાર બની શકયો નથી. પરંતુ વિશ્વદષ્ટિનું અમૂલ્ય તત્ત્વ જે મને લાધ્યું છે, તેને માટે હું થીઓસોફિકલ સોસાયટી, તથા થીઓસોફિસ્ટ બહેનભાઈઓનો તથા તે તત્ત્વ જીવનમાં ઉતારવાની પ્રેરણા આપનાર માતા બેસન્ટનો ઋણી છું.

વિશ્વદષ્ટિનું મૂલ્ય સામાન્ય મનુષ્યો પૂર્ણપણે કરી શકે એમ નથી. ભક્તિ, પ્રેમ, સેવા, શરણાગતિ, આત્મજ્ઞાન, યોગ ઇત્યાદિ મોટા શબ્દોથી જે અમૃતધારા અંતરમાં છૂટે છે તેવી અમૃત–ધારા વિશ્વદષ્ટિ શબ્દમાં અનુભવાતી નથી. પરંતુ એ તત્ત્વના અભાવે જ જેટલા પ્રમાણમાં ધર્મા વતારી મહાત્માઓના પુરુષાર્થ ઊગી નીકળવાં જોઈએ તેટલાં ઊગી નીકળ્યાં નથી, એ તો નિર્વિવાદ જ. તોફાને ચઢેલા મોજાંથી ખળભળી ઊઠેલા તોફાની જડવાદભર્યા સંસારરૂપી સાગરમાં બિચારી ધાર્મિકતાહોડલી જ ખુડુંબુડું થઈ રહી છે; ત્યાં હાલકડોલક કરતી નૌકા પર ઉત્તમોત્તમ નર્તિકાઓ પણ હાથ જોડીને બેસી રહ્યા સિવાય બીજું શું કરવાની હતી ? વિશ્વદષ્ટિના અત્યંત સ્થિર અડગ પ્લેટફોર્મ વિના ભલે ઉચ્ચતર તત્ત્વો–પરંતુ લાચાર બની ગયેલાં તત્ત્વો–કંઈ જ કાર્ય કરી શકે એમ નથી. વિશ્વદષ્ટિનો પાઠ જો જગતને વહેલો મળ્યો હોત તો દુનિયાનો ઇતિહાસ, વિજયી બાદશાહોને હસ્તે રજપૂતાણીઓની થયેલી દુર્દશાથી કલંકિત થયો ન હોત એમાં મૂકીને મુસલમાન બનાવવાની ઝનૂની મૂર્ખતા કયા તત્ત્વના અભાવને લઈને ? નિરુપાયે લાચારીથી ખાદ્યપેયના બાહ્ય ધર્મ ખંડિત થતાં હિન્દુ ધર્મની પરમ અભિમાની ધર્મબહિષ્કારની ધિક્કાર વૃત્તિ કયા તત્ત્વના અભાવે ? મહાવિશ્વયુદ્ધ,

એટમ બોમ્બ તથા રાયટો કયા તત્ત્વના અભાવે ? આ તત્ત્વનો અભાવ મને દરેક ધર્મમાં દેખાઈ આવે છે. અને તેથી જ હું દરેક ધર્મને Individual Religion–વ્યક્તિગત ધર્મ નામ આપું છું. જરૂર ખૂણેખાંચરે, ઉધાઈ ખાઈ ગયેલાં અનેક થોથાં ઉથલાવતાં, "વિશ્વદષ્ટિ"નું તત્ત્વ દરેક ધર્મમાંથી મળી આવશે. Love Thy Neighbour–તારા પાડોશીને ચાહ–નો ઉપદેશ કે બ્રાહ્મણ તથા ચાંડાલ બન્ને પ્રત્યે સમદષ્ટિનો ઉલ્લેખ નથી એમ નહિં, પરંતુ વિશ્વદષ્ટિનું તત્ત્વ તેમાંથી તાણીતૂશીને ખેંચી કાઢીએ તો જ મળે એમ છે. આ તત્ત્વનો વ્યાવહારિક ઉપદેશ જેટલી મહત્તામાં થવો જોઈએ તેટલો થયો નથી. તે થયો હોત તો આજે વિશ્વનો રંગ જુદો જ હોત. મનુષ્યસ્વભાવ જરૂર પ્રવર્ત્યો હોત અથવા દુનિયા ધર્મવિહીન પણ રહી હોત. પરંતુ પરસ્પર ધર્મવેર તથા તિરસ્કારવૃત્તિ પર ધાર્મિકતાએ અગ્નિને બુઝાવી નાખનાર શીતલ વારિની જ ધારાઓ છોડી હોત. અથવા કશું નહિં તો નાદાન ધાર્મિકતાનો અત્યંત ક્રૂર શસ્ત્ર તરીકે દુરુપયોગ તો થયો ન જ હોત.

મારી પોતાની અત્યંત સૂક્ષ્મ તુલનામાં માત્ર એક "વિશ્વદષ્ટિ"નું જ તત્ત્વ માતા એની બેસન્ટને યાવચ્ચંદ્રદિવાકરૌ અમર કરી નાંખવાને પૂરતું છે. જો કે થીઓસોફી કાંઈ ધર્મ નથી છતાં પણ એ સંસ્થા દ્વારા માતા બેસન્ટે અમુક સ્વભાવની જાણે એક પ્રજા જ સરજી છે. વિશ્વદષ્ટિની સાથે જ સહિષ્ણુતા, સમદષ્ટિ, વિશાલ ભાવના, સજ્જનતા, સદ્‌ભાવ ઇત્યાદિ તેનો પરિવાર દરેક કુટુમ્બમાં અમુક એક પ્રકારની વિશિષ્ટ સંસ્કૃતિને જન્મ આપે છે. અને જનતાના શેનાનીયત તથા દૈવીશીસ્તના બન્ને તદ્દન નાના છેડા વચ્ચેના અત્યંત મોટા ભાગની જનતા તેનાથી જ સુખી થાય એમ છે.

માતા બેસન્ટના સમકાલીન અનેક સંતો થયા છે. તેમણે જરૂર પોતાના અમૂલ્ય જીવનનો ભોગ જગકલ્યાણ માટે આપ્યો છે, પરંતુ માતા બેસન્ટની કાર્યદક્ષતા, જ્વલન્ત ધર્મપ્રસારધગશ, જનસેવા, આત્મભોગ, કાર્યશક્તિ, વીરત્વ તથા સાહસિકતા કંઈક વિલક્ષણ જ હતાં.

તેમના પ્રત્યક્ષ પરિચયમાં આવવાનું સદ્‌ભાગ્ય મારું નહોતું. પરંતુ મારા દરેક ધાર્મિક કાર્યમાં હું તેમના પ્રખર જાજ્વલ્યમાન, પવિત્ર, કર્મપ્રધાન આત્માની આશિષ યાચું છું. ઘણી વાર સ્વપ્નમાં તેમની ભવ્ય મૂર્તિ મારી ઇષ્ટદેવના માઈના ચરણ પાસે બેઠેલી અને વિશ્વમાત્રનાં દુઃખી માણસો વતી માઈ પાસે કંઈ કંઈ વિશ્વને આશીર્વાદ આપવાની પ્રાર્થના કરતી હું જોઉં છું.

નિદાન અર્વાચીન કાલમાં, નવીન યુગમાં, પાશ્ચાત્ય સંસ્કૃતિથી રંગાયેલા નવા ભારત જીવનમાં હું "વિશ્વદષ્ટિ, સહિષ્ણુતા, વિશાલબુદ્ધિ" ઇત્યાદિ તત્ત્વોની અત્યંત જરૂર જોઉં છું. અને મારા જેવો કોઈ "સબ ઝાડોં કે પત્તે રોટી હો જાય, નદી કા પાની ઘી હો જાય, તો મંડા ઝબોલ ઝબોલ કે રોટી ખાવે" એમ ઇચ્છા કરે, અને માઈને પ્રાર્થના કરે કે એ જ મહાપૂજ્ય વ્યક્તિનો પવિત્ર આત્મા પુનર્જન્મ લઈ આપણી દુનિયાને દુઃખદરિયામાંથી ઉગારે તો તે જરૂર અયોગ્ય નહિં કહેવાય.

હું તો એટલું ઇચ્છું છું કે, થીઓસોફી એક સંસ્થા છે (ધર્મ નથી). તેને નવા વિશ્વધર્મના સ્વરૂપમાં ખીલવનાર વિશ્વધર્મસંસ્થાપક તરીકે માતા બેસન્ટ ભારતદેશમાં ફરીથી પોતાનો પુનર્જન્મ કરે અને આખાયે વિશ્વનું વિશ્વદષ્ટિથી ઉપદેશાયેલા નૂતન ધર્મથી પરમ કલ્યાણ થાય.

તા. ૨૨-૯-૧૯૪૭ શ્રી આયમાઈ ર. પોરુશિયા

મુંબઈ

# શ્રીમતી બેસન્ટનું અવતારકાર્ય

શ્રીમતી બેસન્ટે આપણા હિંદુ ધર્મની પુનઃસ્થાપનાના કાર્યમાં જે મહત્ત્વનો ફાળો આપ્યો છે તે જોતાં એમ કહેવું પડે છે કે તેમનામાં એક વિશિષ્ટ પ્રકારનું વિભૂતિમત્ત્વ હતું અને એના પ્રભાવથી જ તેઓ હિન્દુ ધર્મના ઉદ્ધારમાં બહુ અગત્યનો ફાળો આપી શક્યાં હતાં. એવા વિભૂતિમત્ત્વને લીધે, તેમનામાં જગન્નિયન્તા પરમેશ્વરનો અંશ તમારા અમારા કરતાં વધારે પ્રમાણમાં હતો એમ માનીએ તો તેમાં કાંઈ પણ ખોટું નથી. શ્રી ગીતાજીમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છેઃ **यद्यद्विभूतिमत् सत्त्वं श्रीमदूर्जितमेव वा। तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसम्भवम् ॥** જે પ્રમાણમાં વિભૂતિમત્ત્વ વધતું-ઓછું તે પ્રમાણમાં પારમેશ્વર અંશનું વધતા-ઓછાપણું.

સામાન્ય માણસોમાં ઈશ્વરનો અંશ રહે છે કે નહિં ? એવી શંકા અત્રે થઈ શકે છે.

તેનું સમાધાન અમારા શાસ્ત્ર પ્રમાણે આ છેઃ—ઈશ્વર સર્વવ્યાપી (Immanent), સર્વથી પર (Transcendent) અને અવિચલ (Changeless) છે, એ અમારા શાસ્ત્રોનો મૂલભૂત સિદ્ધાન્ત છે. તેને અનુસરીને વિચાર કરતાં વિશ્વમાંની દરેક વસ્તુ—ચલ, અચલ, સજીવ અને નિર્જીવ—માં પ્રભુ વસે છે, એમ ફલિત થાય છે. એટલે સર્વ કાળમાં, સર્વ સ્થળમાં, દરેક અણુમાં પ્રભુનો અંશ છે એમ માનવું જ પડે છે. તેથી પ્રત્યેક વસ્તુ પરમેશ્વરના અવતારરૂપ બની જાય છે, એ પણ સાચું છે. અમે માનીએ છીએ કે પ્રભુ પોતે સમગ્ર વિશ્વના રૂપમાં પરિણામ પામે છે. શ્રીશંકરાચાર્ય "**सौन्दर्यलहरी**" નામક સ્તોત્રમાં કહે છે "**मनस्त्वं व्योम त्वं मरुदसि मरुत्सारथिरसि त्वमापस्त्वं भूमिः**" ઇત્યાદિ (હે પ્રભો! તું મન છે, તું આકાશ છે, તું વાયુ છે, તું અગ્નિ છે, તું જળ છે, તું પૃથ્વી છે. ૪૦)

આ પ્રમાણે જોતાં દરેક માણસ 'અવતાર' છે એમ થાય, તે સાચું છે. પણ દુઃખની વાત એ છે કે 'હું અવતાર છું' એમ કોઈ વિરલા જ જાણે છે, તમે કે અમે તે જાણતા જ નથી. જ્યાં પ્રભુને જ માનવા કોઈ તૈયાર નથી ત્યાં પ્રભુના અવતારને કોણ માનનાર છે ? અસ્તુ, એ જરા વિષયાન્તર થયું.

દરેક માણસ જો 'અવતાર' હોય તો શ્રીરામકૃષ્ણાદિને જ શા માટે 'અવતાર' ગણવા ? એ પ્રશ્ન સાહજિક ઉદ્‌ભવે છે. તેનો ખુલાસો સહેલો છે. અગ્નિ સળગે ત્યારે તેના કણો બહાર ઊડે છે. બધામાં અગ્નિતત્ત્વ હોય છે. અગ્નિતત્ત્વ એટલે ઉષ્ણતા પ્રકાશ વગેરેનું અસ્તિત્વ. છતાંય તે કણોમાં વિવિધતા દૃષ્ટિગોચર થાય છે કેટલાંક નાના હોય, કેટલાંક મોટા હોય, કેટલાંક તત્કાળ અસ્ત પામે છે, કેટલાંક અમુક ક્ષણ જીવે છે. બધાયમાં ઉષ્ણતા અને પ્રકાશ સરખા પ્રમાણમાં ભાસમાન થતાં નથી છતાંય બધા અગ્નિકણ જ કહેવાય મનુષ્યોનું આ પ્રમાણે જ છે. બધામાં પરમેશ્વરનો અંશ છે એ ખરું; પરંતુ અમુકમાં તે અંશનું આધિક્ય હોય છે. જે માણસમાં પરમેશ્વરી અંશનું આધિક્ય તે 'અવતાર.' એ ઈશ્વરાંશનું આધિક્ય પણ વધતા-ઓછા પ્રમાણમાં હોય છે. તે પ્રમાણે અવતારોનો પણ તરતમ ભાવ સમજવાનો છે.

અમારા અવતારસિદ્ધાન્તનું આ અતિ સંક્ષિપ્ત સૂચન છે, પણ તેટલા ઉપરથી વાચકો મારો કહેવાનો આશય સમજશે, એમ ધારું છું. શ્રીમતી બેસન્ટમાં પરમેશ્વરી અંશનું અસ્તિત્વ સામાન્ય માણસો કરતાં વધારે પ્રમાણમાં હતું, એ વાતને કોઈ પણ નામંજુર કરશે નહિ. તેથી જ તેમને 'અવતાર' કહું તો તેમાં અતિશયોક્તિ નથી, એમ માનું છું.

પ્રભુના નાનામોટા અવતારો હમેશ થયા જ કરે છે. ઘણી વાર એમ બને છે કે એવી વ્યક્તિ જીવતી હોય છે ત્યારે તેના અવતારકાર્યને બહુજનસમાજ સમજી શકતો નથી, અને તેથી તે વ્યક્તિ 'અવતાર' તરીકે પૂજાતી નથી—બલ્કે ટીકાપાત્ર થાય છે. પશ્ચાત્કાળમાં તેના કાર્યનું મહત્ત્વ સમજાય છે અને તે પ્રમાણમાં તેનું 'અવતારીપણું' ધ્યાનમાં આવે છે સૂર્ય–પ્રકાશનું મહત્ત્વ સૂર્ય આથમ્યા પછી જ સમજાય છે. અસ્તુ

આ અવતારકાર્ય ત્રણ પ્રકારનું હોય છેઃ એક, સાધુપુરુષોને સંરક્ષણ આપવું; બીજું, દુષ્ટોનો નિગ્રહ કરવો; અને ત્રીજું, ધર્મની સ્થાપના કરવી. ભગવાન શ્રીકૃષ્ણે આ ત્રણે કાર્યો કર્યાં હતાં. બીજા અવતારી પુરુષોનાં ચરિત્રો જોઈએ ત્યારે દેખાય છે કે આ ત્રણમાંથી એક અથવા બે કાર્યો કરવા માટે જ તેઓ સર્જાયા હતા. શ્રીમતી બેસન્ટના જીવનકાર્યનો વિચાર કરતાં મને લાગે છે કે હિંદુ ધર્મના પુનઃસંસ્થાપનમાં મહત્ત્વનો ફાળો આપવો, તે તેમનું મુખ્ય અવતારકાર્ય હતું.

ઈ. સ. ૧૮૮૯માં તેઓ થીઓસોફિસ્ટ થયાં. તે અગાઉની એક શતાબ્દિ તે હિન્દુ ધર્મમાં એક મહાન્ ક્રાન્તિનો કાળ હતો. ખ્રિસ્તીઓનું હિન્દુસ્તાનમાં આગમન ઈ. સ. ૧૫૦૦થી શરૂ થયું હતું, પરંતુ ખ્રિસ્તી સંસ્કૃતિના પરિણામો ઈ. સ. ૧૮૦૦ પહેલાં જણાયાં નહોતાં. ઈ. સ. ૧૭૯૩માં નવેમ્બરની ૧૧મીએ એક અંગ્રેજ બેપ્ટિસ્ટ મિશનરી, વિલિયમ કેરી નામનો, કલકત્તા બંદરે ઊતર્યો. તે સંસ્કૃત અને બંગાળી શીખ્યો, અને ઈ. સ. ૧૮૦૦માં, કલકત્તાની કૉલેજ કે જેની લૉર્ડ વેલેસ્લીએ સ્થાપના કરી હતી તેમાં શિક્ષકનું કામ કરવા લાગ્યો. આરંભમાં મિશનરીઓના કાર્ય પરત્વે ઈસ્ટ ઇંડિઆ કંપનીનો વિરોધ હતો, પણ ઈ. સ ૧૮૧૩માં મિશન સ્થાપવામાં આવતી અગવડતાઓ દૂર થઈ. ત્યાં સુધી મિશનરીઓએ અમુક સ્થળે નિશાળો સ્થાપી હતી જ; પણ હવે, અગવડતાઓ દૂર થવાથી, તેમના કામને વેગ મળ્યો, અને 'જંગલી' 'અસંસ્કૃત' હિંદુઓને સુધારવાનું કામ ઝડપથી શરૂ થયું અંગ્રેજી શિક્ષણના પરિણામે પાશ્ચાત્ય વિચારોની અસર થવા લાગી. ધાર્મિક, સામાજિક અને રાજકીય બાબતોમાં આપણે પછાત છીએ એવી માન્યતા થવા લાગી. કેળવાયેલો વર્ગ અલ્પ હતો, પરંતુ વધારે ક્રિયાશીલ હતો. સમાજની સર્વાંગીણ પ્રગતિ સાધવાનો પ્રયત્ન કરવાનું કામ આ વર્ગે હાથમાં લીધું. સામાજિક અને ધાર્મિક સુધારાના પ્રયત્નો પ્રથમ થયા. રાજા રામમોહનરાયે બંગાળમાં પહેલ કરી. ઈ. સ. ૧૮૧૫માં તેમણે "આત્મીય સભા" સ્થાપી, જેમાં દર અઠવાડિયે ધર્મ, સમાજ અને શિક્ષણ વિષે ચર્ચા ચાલતી. ઈ. સ. ૧૮૧૯માં એ સભા બંધ થઈ. ઈ સ ૧૮૨૮માં 'બ્રહ્મસમાજ'ની સ્થાપના થઈ.

મુંબઈ બાજુમાં આ દિશામાં પ્રયત્નો જરા મોડા થયા. એમ કહેવાય છે કે ઈ. સ. ૧૮૪૫ના અરસામાં આ જાતની એક સંઘટના થઈ હતી. તેનું નામ "ગુપ્ત સભા" હતું. નામ પ્રમાણે જ કામ હતું. આ સભાના અહેવાલો મળતા નથી. તેનું કામ લાંબો વખત ચાલ્યું જણાતું નથી. ઈ સ. ૧૮૪૯માં "પરમહંસ સભા" સ્થાપન થઈ તેમાં ના. મ. પરમાનન્દ અને બીજા ગૃહસ્થો હતા. આનું કામ પણ ગુપ્ત રીતે ચાલતું હતું, પરંતુ ઈ. સ ૧૮૬૦માં કોઈએ સભાના કામનો ચોરીથી

મેળવી 'સભા'ને પ્રસિદ્ધિમાં મૂકી. તેના પરિણામે 'સભા' વિરુદ્ધ રોષ ઊભો થયો અને 'સભા'નો અસ્ત થયો. ઈ. સ. ૧૮૬૭ માં "પ્રાર્થનાસમાજ"ની સ્થાપના થઈ.

ઈ. સ. ના ૧૯મા શતકના "પહેલા સાત દસકા સુધીના સમયમાં જે અંગ્રેજી શિક્ષણ અપાયું અને જે મિશનરી પ્રયત્નો થયા તેની પ્રતિક્રિયા આ પ્રમાણે થઈ. સનાતન ધર્મના જે મૂળભૂત સિદ્ધાન્તો હતા તેને સ્વીકાર્ય ગણવામાં આવ્યા નહિ, અને ખ્રિસ્તી ધર્મ અને પાશ્ચાત્ય સંસ્કૃતિ, એ બેને મુખ્યતઃ અનુસરી, આપણા સમાજનો અને ધર્મનો સુધારો કરવાનો પ્રયત્ન થયો. પરંતુ આ પ્રયત્નોનું ક્ષેત્ર કેળવાયેલા વર્ગ પૂરતું જ મર્યાદિત રહ્યું હતું. સામાન્ય જનતામાં આવા વિચારોનો પ્રચાર બહોળા પ્રમાણમાં થયેલો જણાતો નથી.

ઇ. સ. ૧૮૭૦ પછી ધાર્મિક વિચારોના આંદોલનની દિશા બદલાઈ. ધર્મનો વિરોધ કરવાને બદલે ધર્મનો બચાવ કરવા તરફ પ્રવૃત્તિ થવા લાગી—અલબત, અમુક સુધારા સાથે. આપણો ધર્મ સર્વથૈવ ત્યાજ્ય નથી, કિંતુ તેમાં અમુક તત્ત્વો સર્વશ્રેષ્ઠ છે, અમુક મૂળ સિદ્ધાન્તોને કાયમી રાખી, બીજા સિદ્ધાન્તોમાં દેશ-કાલાનુસાર ફેરફાર કરી આપણા ધર્મને ટકાવી રાખવો જોઈએ—આ પ્રકારની વિચારપ્રણાલિકા શરૂ થઈ. ટૂંકમાં, ધર્મસંસ્થાપનના પ્રારંભિક કાર્યની શરૂઆત થઈ, અને તે માટે, જુદે જુદે સ્થળે જુદી જુદી વ્યક્તિઓ અવતરી. સ્વામી દયાનન્દ, રાધાસ્વામી, દેવગુરુ, વગેરેએ જુદા જુદા સમાજો સ્થાપી અમુક અંશમાં સુધારો કરી ધર્મને કાયમ રાખવાનો પ્રયત્ન કર્યો.

છતાંય આ બધા વિચારકો અમુક અંશમાં જૂના વિચારકોથી તદ્દન જુદા પડતા હતા, તેથી તેમના પ્રયત્નો સમાજને મોટા પ્રમાણમાં આકર્ષી શક્યા નથી. છતાંય આ નવા વિચારકોમાં દૈવી અંશ ન હતો એમ ન કહેવાય. ઈ. સ. ૧૮૭૦ સુધીમાં જે પ્રયત્નો થયા હતા તેથી સમાજમાં ધર્મ-વિમુખતા આવવાનો ભય હતો; તે ભયને આ નવા વિચારકોએ અટકાવ્યો અને લોકોમાં જૂના ધર્મ પ્રત્યે અભિરુચિ અને આભિમુખ્ય ઉત્પન્ન કર્યાં. જેટલા પ્રમાણમાં આ કાર્ય તેઓ કરી શક્યા તેટલા પ્રમાણમાં તેમણે ધર્મની સેવા કરી અને ધર્મના સંસ્થાપનમાં મદદ કરી એમ માનીને તેટલા પ્રમાણમાં તેમનું અવતારીપણું કબૂલ રાખીએ તો ખોટું શું!

આવા પ્રયત્નોના પરિણામે ત્રીજું આંદોલન શરૂ થયું, જેમાં જૂના ધર્મને સર્વથૈવ સ્વીકાર્ય માનવાની શિખામણ દેવામાં આવી. આના ઈતિહાસમાં બે નામો એકદમ આગળ તરી આવે છે. એક નામ શ્રીરામકૃષ્ણ પરમહંસનું અને બીજું શ્રીમતી એની બેસન્ટનું.

શ્રીપરમહંસજી વિષે લખવાનું આ સ્થળ નથી. શ્રીમતી બેસન્ટ વિષે લખવાની ખાસ આવશ્યકતા નથી. મારા વાચકો તેમના કાર્યસંબંધમાં સારી રીતે જાણકાર છે.

થીઓસોફીની સર્વસંગ્રાહક વૃત્તિ છે, તેના જુદા જુદા નેતાઓને જુદા જુદા ધર્મો પ્રત્યે પક્ષપાત જોવામાં આવે છે. શ્રીમતી બેસંટનો પક્ષપાત હિંદુ ધર્મ પ્રત્યે હતો. હિંદુઓમાં ધર્મવિષયક શૈથિલ્ય આવ્યું હતું તે સમયે એક અંગ્રેજી વિદુષીએ હિંદુ ધર્મની તરફદારી કરી અને તેની ઊંડી અસર થવા પામી, એ ઈશ્વરની ઇચ્છા વિના થયું નથી, એ મારી દૃઢ માન્યતા છે. પ્રભુએ તેમને આ કાર્ય માટે મોકલ્યાં હતાં. અમારા મહારાષ્ટ્રમાં સુપ્રસિદ્ધ ભક્તશ્રેષ્ઠ શ્રી તુકારામ કહે છે: **आम्हीं वैकुण्ठींचे वासी। आलों याची कारणासी ॥** (અમે વૈકુંઠના રહીશ, આ જ કાર્ય માટે આવ્યા છીએ.) આ પ્રમાણે શ્રીમતી બેસન્ટ પણ એક વિશિષ્ટ કાર્ય માટે જ અવતર્યાં હતાં.

પ્રો. એચ. બી. શિરૂ

# Dr. Besant's Knowledge

Mrs. Besant *eager to play her part, obtained in 1880 first class* certificate qualifying her as a lecturer under the science and art department on Inorganic Chemistry, Animal Physiology, General Biology, Botany, Acoustics, Light and Heat, Theoretic Mechanics, Magnetism and Electricity and Mathematics. She passed the First B. Sc. and preliminary Science examinations with honours in Botany in the London University. Though in the final examination she failed three times in practical chemistry which puzzled me not a little at the time, as I had passed a far more difficult practical chemical examination for teachers at South Kiensington.

( "The life of Annie Besant" By Geoffrey west, Page 103. )

# વિદુષી બેસન્ટનું જ્ઞાન

મિસિસ બેસન્ટે જીવનમાં પોતાનો ભાગ ભજવવા ૧૮૮૦માં, વિજ્ઞાન અને કલાના વિદ્યાપીઠના વિભાગ દ્વારા એક પ્રથમ કક્ષાનું પ્રમાણપત્ર મેળવ્યું કે જેથી તેમણે પ્રાણિજ ( Inorganic ) રસાયણશાસ્ત્ર, પ્રાણીનું શરીરશાસ્ત્ર, ( Animal Physiology ), સામાન્ય જીવનશાસ્ત્ર, ( General biology ), વનસ્પતિશાસ્ત્ર, ધ્વનિશાસ્ત્ર ( Acoustics ) સિદ્ધાન્ત વિષયક યંત્રશાસ્ત્ર ( Theoretical Mechanics ) પ્રકાશ અને ગરમી, ચુંબકત્વ ( Magnatism ) અને વિદ્યુતશાસ્ત્ર, અને ગણિતશાસ્ત્રના અધ્યાપક થવાની લાયકાત મેળવી. તેમણે પહેલી અને પ્રારંભિક બી એસસી. પરીક્ષા લંડન યુનિવર્સિટીમાંથી, વનસ્પતિશાસ્ત્રમાં માનદ રીતે ( with honours ) પાસ કરી. પરંતુ બી એસસી.ની છેલ્લી પરીક્ષામાં રસાયણશાસ્ત્રની પ્રયોગની પરીક્ષામાં ત્રણ વાર નપાસ થયાં, તેની મને તે વખતે બહુ નવાઈ લાગતી હતી. કારણ મેં શિક્ષકો માટેની રસાયણશાસ્ત્રના પ્રયોગની પરીક્ષા, કે જે એનાથી ઘણી વધારે અઘરી હતી તે સાઉથ કેનસિંગટનમાંથી પસાર કરી હતી.

( "ધ લાઈફ ઓફ એની બેસન્ટ" કર્તા જોફ્રે વેસ્ટ, પાનું ૧૦૩ )



ત્રણ નજર કેદીઓ શ્રીમતી ઍની બેસન્ટ શ્રી બી પી વાડિયા તથા શ્રી એરુન્ડેલ સાથે



થીઑસૉફિકલ સોસાઇટીના ત્રણ અગ્રણીઓ
ડૉ. બેસન્ટ, શ્રી જિનરાજદાસ અને શ્રી લેડબીટર

# સાધુચરિત ડૉ. (મિસિસ) ઍની બેસન્ટ

या देवी सर्वभूतेषु शक्तिरूपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥

( श्रीसप्तशती )

**ભાવાર્થ :** સર્વ પ્રાણીઓ (સ્ત્રીઓ)માં શક્તિસ્વરૂપે પ્રાકટ્ય પામેલ મહાન્ નારી જ્યોતિને આપણે નમીએ છીએ, નમીએ છીએ, નમી રહ્યા છીએ

## ૧ પ્રાસ્તાવિક

મહાન્ મનુષ્યોનાં જીવન વીજળીના દીવા જેવાં હોય છે, જેની પાછળ છાયા (તિમિર) હોતું નથી; હીરા જેવાં હોય છે, જેના વિવિધ પાસામાંથી નીકળતું તેજ અન્ધારામાં સવિશેષ ઝળકે છે; સ્વર્ગીય પારિજાતક જેવાં હોય છે, જે કરમાતાં નથી અને કુદરતના નિયમને અનુસરીને લાંબે કાળે તેમ બને ત્યારેય જેમની સુગન્ધ અમર રહે છે. આજ આપણે એક એવા વિરલ માનવ આત્માના પરલોકપ્રયાણ પછી તેનાં ઐહિક સત્કર્મોનું ગુણસ્મરણ કરીએ છીએ, જે જિન્દગી પરમ પ્રકાશભરી ઉજ્જ્વલ, સુવાસિત હતી અને જેમાં વિદ્યુત્ દીપનું તેજ, રત્નની સુદૃઢતા તથા પુષ્પની સુગન્ધ આપણે આજ પણ એવાં ને એવાં જ નિહાળી-અનુભવી રહ્યા છીએ અનેક વ્યક્તિઓનાં હૃદય મગજમાં એ દીપ્તિ ઉત્કર્ષક અધ્યાત્મજ્ઞાન પ્રેરી રહી છે, એ સુદૃઢતા મહાન્ આત્મશક્તિનું પોષણ આપી રહી છે, એ સૌરભ ઉચ્ચ કલ્યાણમાર્ગોનું નિર્દેશ કરી રહી છે પ્રાતઃસ્મરણીય ( મિસિસ ) ડૉ. બેસન્ટના ઐહિક જીવન તથા એમનાં જગદુપકારક સત્કાર્યોનો યત્કિંચિત્ ઉલ્લેખ કરવાનો આ લઘુ પ્રયાસ છે.

સંસારમાં જે અનેક મહાન્ સન્નારીઓનાં જીવન સુપ્રસિદ્ધ છે, તેમની સ્વલ્પ નામાવલી લઈએ તો તેમાં પણ-ખન્ના, *હાઇપેશિયા, મેટ કેથેરાઇન, જોન ઑફ આર્ક, ચાંદબીબી, પદ્મિની તથા લક્ષ્મીબાઈનાં વીરતાભર્યાં આત્મસમર્પણ, વિક્ટોરિયા, અહલ્યાબાઈ, મયણલ્લાદેવી, ફ્લોરેન્સ નાઇટિંગેલ તથા સિસ્ટર નિવેદિતાનાં લોકહિતાર્થ પરોપકાર્યો, અને માર્ગો, એસ્પેશિયા, માદામ ક્યુરી તથા માદામ બ્લાવેટ્સ્કીની મહાન્ જ્ઞાન-વિજ્ઞાન સિદ્ધિ સહજ દૃષ્ટિગોચર થાય. ડૉ. બેસન્ટ આ અગ્રવર્ગમાં જરૂર સ્થાન પ્રાપ્ત કરે એવી વિશિષ્ટ વ્યક્તિ છે.

* તા. ૨૮-૯-૪૭ના "ઇલસ્ટ્રેટેડ વીકલી ઑફ ઇન્ડિયા"માં શ્રી કાનજી દ્વારકાદાસનો ડૉ. બેસન્ટ વિશે સુન્દર અગ્રલેખ છે તેઓ જણાવે છે કે ડૉ. બેસન્ટે પોતાના એક પૂર્વજન્મમાં હાઈપેશિયારૂપે અવતાર લીધો હતો, એમ તેઓ માનતા હતા. હાઇપેશિયા પુરાણા મિસરમાં એક અસામાન્ય વિદુષી સ્ત્રી થઈ હતી, જેની જ્વલન્ત વિદ્વત્તા ત્યાંના જૂના વિચારના શાસ્ત્રીઓને અસહ્ય થઈ પડવાથી, ધર્માન્ધ પ્રજાજનોને તેઓએ ઉશ્કેરી તેનું ખૂન કરાવ્યું હતું!

એમના યૌવનપ્રારમ્ભનો કાળ બ્રિટનમાં અને યૂરોપમાં સ્થિત્યન્તરના (વિક્ટોરિયન કહેવાતા) મહાયુગનો અવાન્તર સમય હતો. સમર્થ લોકનેતાઓ, વકતાઓ, સાક્ષરો, લેખકો, કવિઓ, સુધારકો તથા પ્રચારકોની પ્રચંડ પ્રવૃત્તિઓ એ વખતે ચાલી રહી હતી. વિચારસ્વાતન્ત્ર્ય વિના વ્યક્તિ-સ્વાતન્ત્ર્ય નિર્વીર્ય છે, સર્વદેશીય વિજ્ઞાનપ્રાપ્તિ સિવાય નિર્યન્ત્રિત માર્ગે અપાતી કેળવણી સદોષ છે અને રાજ્યશાસનથી દબાયેલા પન્થોએ ધર્મપાલન, વિદ્યાપ્રસાર, વ્યાપાર, ઉદ્યોગ તથા બુદ્ધિ-પ્રબોધ પ્રજાના ઉદયમાન અસ્તિત્વમાં અવરોધક છે. આવા વિવિધબળવાન આન્દોલનો પ્રજાના વિચાર-જીવનમાં મન્થન કરી રહ્યાં હતાં. આ ક્રાન્તિ (ઉત્ક્રાન્તિ)ના ઉષ્ણ વાતાવરણ ભર્યા સમયે સાધુચરિત ડૉ. બેસન્ટનો જન્મ થયો—એમનો તારુણ્યકાળ ઉદિત થયો હતો.

## ૨. થોડુંક અંગત

ડૉ બેસન્ટ વિશે—અર્થાત્ એમનાં વ્યાખ્યાનો, એમના ગ્રન્થો, એમની ઉદ્યોગપૂર્ણ જિન્દગીના વિવિધ ધ્યેયો અને પ્રયત્નકેન્દ્રો વિશે—મને વિદ્યાર્થીસમયથી કેટલુંક જાણવાનું, કેટલુંક વાંચવાનું મળ્યું હતું × તે ઉપરથી ઘણો ભાવ હતો એ વખતે માદામ બ્લેવેટ્સ્કી તથા બિશપ લેડબીટર વિરુદ્ધ પણ મે થોડુંક વાંચેલું, જેની વિરોધી અસર પણ મને થયેલ; છતાં આ સમયના અન્તમાં જ ડૉ. બેસન્ટની નિન્દા કરનારાં લખાણોનો એક સંગ્રહ મને પ્રાપ્ત થયેલ, જેમાંના ક્રૂર આઘાતો મારા હૃદયને સ્પર્શી શકેલ નહિં; કારણ કે એવામાં જ મને સદ્ગતની Auto-biography (સ્વજીવનની કથા) મળેલી, જે એટલી આકર્ષક લાગેલ કે મેં તે નવલકથાની જેમ વારંવાર વાંચી હતી. આ પુસ્તકમાં ડૉ. બેસન્ટના જીવનનો માત્ર પૂર્વકાળ છે; છતાં તેમા મને તે સમયે પણ એમના અસામાન્ય પૌરુષ, સતત્ પરિશ્રમ, કર્તવ્યબુદ્ધિની સુદૃઢતા, સાધનાની એકાગ્રતા, રૂઢમાર્ગોની શુદ્ધિપૂર્વક વિચારણા, સર્વદેશીય જ્ઞાનની પિપાસા, નિર્બલ-અનાથને માટે સહાયભાવના તથા પ્રબલ આત્મબળ (જે ડૉ. બેસન્ટમા પાછળથી અતિ ઘણાં અભિવૃદ્ધ થયાં તે)નું સુન્દર દર્શન થયું હતું, જેની સચોટ અસર મારા હૃદય અને મગજ ઉપર થયા વિના રહી નહોતી.

આ પછી માદામ બ્લેવેટ્સ્કીનું સાહિત્ય પણ કાંઈક મને વાંચવા મળ્યું. Nightmare Tales એ નાનકડું પુસ્તક પ્રથમ હતું, જેમા મને આત્માના અપાર્થિવ સમ્બન્ધોની સહજ ઝાંખી થઈ (આ હું સ્મૃતિ માત્ર પરથી લખું છું.) અને તે પછી એમનો મહાગ્રન્થ Isis Unveiled નો થોડોક ભાગ મને વાંચવા મળ્યો. તે અરસામ હું matriculation (મેટ્રિક) ક્લાસમાં હતો. એટલે આપ જોઈ

× ભાઈશ્રી સખારામ ગણેશ પંડિત, એક તરુણ વિદ્યાર્થી મારી સાથે ઇંગ્લિશ છઠ્ઠાથી સાતમા ધોરણમાં અભ્યાસ કરતા હતા. તેઓના પિતાજી (સ્વ. શ્રીગણેશગોપાળ પંડિત) કદાચ થીઓસોફિકલ સોસાયટીના અમદાવાદમાં પહેલા જ સભ્યોમાંના હતી. એ પિતાપુત્ર બહુ ધાર્મિક અને આધ્યાત્મિક પુસ્તોના અભ્યાસી હતા ભાઈ સખારામના પરિચયથી મને થીઓસોફીના સાહિત્યનું પ્રથમ દર્શન થયું . . . આ ભાઈનો શ્રી. એસ જી. પંડિતનો ઇતિહાસ પણ રસભર્યો છે. તેઓ યુનાઈટેડ સ્ટેટ્સ (કદાચ થીઓસોફીના પ્રચારક તરીકે) ગયા. ત્યાં વસ્યા, પરણ્યા અને ત્યાંના એક સ્ટેટની સુપ્રીમ કોર્ટના એટર્ની (સોલિસિટર) થયા. પછી જ્યારે એ દેશના એક નવા ફેંસલા(અથવા કાયદા?)ને લઈને ત્યા વસેલ હિન્દીઓને ત્યાંની વસતિ માટે સાથે રહેવા નાલાયક ઠરાવવામાં આવ્યા, ઠેર ઠેરથી ત્યાના લગભગ સવાસો–દોઢસો કુટુમ્બોને હિન્દ પાછા મોકલવામા આવ્યાં, ત્યારે શ્રી પંડિતની લાંબી લડતને પરિણામે તેઓ તથા બાકી રહેલા સાઠ-પંચોતેર કુટુમ્બો એ કાયદ (અથવા કાયદા) માંથી મુક્ત થયાં હતા।

શકશે કે હું એ બૃહત્કૃતિનો સુયોગ્ય આસ્વાદ પામી શકું, એવી શક્તિ મારામાં ન હોય તથાપિ એ પુસ્તકનું આલેખન અને તેમાંની નોંધો તથા ઉતારા જોયા ત્યારે મને તળેટીમાંથી એક ગિરિરાજને જોઈએ, તેવી એ પરમ વિદુષી બાઈની (સારા અર્થમાં વાપરું તો) 'ભયંકર' સાક્ષરતાનો ખ્યાલ આવ્યા વિના રહ્યો નહિં. લગભગ અર્ધશતક ઉપર જોયેલ એ ગ્રન્થ પછીથી મારા વાચનમાં આવી શક્યો નથી, એ હું મારું દુર્ભાગ્ય સમજું છું.

ડૉ. બેસન્ટનાં પુસ્તકો તો મને કેટલાંક મળ્યાં તે વાંચ્યાં અને એમાંનું એક વહેંચ્યું પણ ખરું. એમનું Self and its Sheaths થી શરૂ કરીને કેટલુંક આધ્યાત્મિક તથા Hindu Ideals (જેની ડઝન ઉપરાન્તની નકલો મેં કૉલેજના તથા અન્ય વિદ્યાર્થીઓને ભેટ આપી હતી.) તથા How India Wrought for Freedom થી આરમ્ભીને એમનું સામાજિક તથા રાજકીય સાહિત્ય મેં સવિશેષ ભાવથી વાચ્યું હતું.

આ પહેલાં Idyll (અથવા Romance) of the White Lotus (કોઈ અજ્ઞાત લેખકનું થીઓસોફીની લાયબ્રેરીમાંથી મળેલ) પણ મને સુન્દર લાગ્યું હતું. આ સિવાય, W. T. Stead કૃત (અથવા પ્રકાશિત) Letters of Julia, અને Sir Oliver Lodge (કૃત એમના પરલોકવાસી પુત્રના સ્મરણમાં લખેલ?) એક ગ્રન્થ તથા એક ફ્રેંચ વિજ્ઞાનશાસ્ત્રી કૃત The Day after Death ઈત્યાદિ જે થોડુંક આધ્યાત્મિક સાહિત્ય મને વાંચવા મળેલ, જે અત્યન્ત મનનકારક, પ્રેરણાજનક, પરલોકની પ્રતીતિ આપનારું હતું, એ હું મારું સુભાગ્ય માનું છું.*

આજના વિષયનો પ્રારમ્ભ કરતાં પહેલાં આપની પાસે એક માફી ચાહું છું. આપ થીઓસોફિકલ સોસાયટીના સભ્યો છો, તેના સિદ્ધાન્તો અને મન્તવ્યો સ્વીકારો છો, અને સંભવિત છે કે એ મંડળની આગેવાન વ્યક્તિઓને ઈશ્વરી અવતાર રૂપે માનતા હો. આ લેખમાં મેં–મને દેખાયું તેમ–ગુણદોષનું અર્પણ મારા અંગત દૃષ્ટિબિન્દુથી જ કર્યું છે. બને ત્યાં સુધી કોઈ ભક્તહૃદયને ક્ષોભ થાય એવું આવવા દીધું નથી, તથાપિ લેખિનીસ્ખલનથી કદાચિત્ એમ થઈ જાય, તો તેમ અજાણપે જ થયું છે, એમ માની દરગુજર કરવા આપને મારી નમ્ર વિજ્ઞપ્તિ છે

બીજી પ્રાર્થના એ છે કે ડૉ. બેસન્ટ વિષે આપ ઘણું વધારે જાણો છો; એમની કૃતિઓ વધારે રસભાવથી આપે વાંચી છે, તેથી આપની સમક્ષ એ વિષયો ઉપર લખવાનું સાહસ આપના સદ્ભાવને લઈને જ કરું છું. આ લેખમાં અનેક ત્રૂટીઓ હશે, તથાપિ હું એ મહાન્ બાનુનો લાંબા સમયથી ગુણપ્રશંસક છું. અહિં લખ્યું છે તે ભક્ત દૃષ્ટિથી નહિં, પરન્તુ માત્ર સામાન્ય નિરીક્ષક દૃષ્ટિ દ્વારા જ એમનાં જીવન તથા વિચાર હું વિલોકી રહ્યો છું.

---

* આ પછી એવું જ એક મહદ્ભાગ્ય મને થીઓસોફીના પરમ સાત્વિક ભાઈશ્રી ભૂપતસિંહજી બારોટનાં નિકટ પરિચયમાં આવ્યા પછી મળ્યું. એમની પાસેથી હું ડૉ. બેસન્ટની અદ્યપૂર્તિવાળી આત્મકથા (Autobiography, bought up-to-date) અને શ્રીયુત શ્રીપ્રકાશલિખિત સંસ્મરણો તેમજ થીઓસોફીનાં કેટલાંક ઉચ્ચ માર્ગદર્શી પુસ્તકો તથા સામયિકો વાંચી શક્યો. સદ્ભાવી ભાઈ શ્રી પુમાનસિંહજી બારોટના અનુકૂલ્યથી મને Mrs. Besant : the Builder Of New India તથા Wake up India જેવું ઉદ્બોધક વાચન મળ્યું. અને ડૉ. મણિશંકર પુરોહિત પાસેથી થીઓસોફિસ્ટ માસિક પત્રના કેટલાક અંકો આદિ સાહિત્ય પણ મેં વાંચેલું એ માટે હું એ ભાઈઓનો બહુ ઋણી છું.

## ૩. વિદેશીઓ હિન્દમાં.

જે થોડા વિદેશીઓએ હિન્દમા લાંબો કાળ વસી મહત્ત્વની નોંધો કરી (મેગાસ્થનિસ અને યુયાનત્સંગ, અલબરૂની અને બર્નિયર આદિએ) જે આજ એ પુરાણુ ભારત વિષે જાણવાનું એવું પ્રધાન સાધન બની રહેલ છે; તથા જે કેટલાકે પ્રાપ્ત સાધનો એકત્ર કરી તેના ઉપરથી મધ્યકાલીન ભારતના ઈતિહાસ કાઢ રચ્યા છે (કર્નલ ટોડ, એલેક્ઝાન્ડર ફોર્બ્ઝ આદિએ) અથવા ભવ્ય ઉદ્‌બોધન તથા ઉચ્ચ ભાવના આપનારું સાહિત્ય આપ્યુ છે (ગ્રિફિથ્સ, સર એડવિન આર્નોલ્ડ, પ્રો. મેક્ષ્મ્યુલર આદિ)-તેમની મહાન્ સેવાઓથી જરાય ન્યૂન નહિ એવી ગૌરવવાન, હિન્દને માતૃભૂમિ બનાવીને તેના પરમહિતઅર્થે આજીવન પ્રયાસ કર્યા જ કર્યા હતા (સિસ્ટર નિવેદિતા, ડૉ. બેસન્ટ, ડૉ. એરુન્ડેલ, ફાધર એલ્વિન આદિ) એમની બૃહત્સેવાઓ છે.

ડૉ બેસન્ટના "જીવન તથા વિચાર વિશે કાંઈક" આપણે આલેખવાનું હોય તો જેમ એમની જિન્દગીનો પૂર્વરંગ અર્થાત્, સ્વાતન્ત્ર્યવીર ચાર્લ્સ બ્રેડલોની સાથેનું એમનું જીવન આપણે નિહાળવુ પડે, તેમજ થીઓસોફિકલ સોસાયટીમાં દાખલ થયા પછીની એમની જિન્દગીનો ઉત્તર, અથવા મહારંગ (જેમાં એ વિશાળ મંડળની પ્રગતિ અર્થેના તથા ભારત, જેને એમણે પાછળથી નિજ માતૃભૂમિ રૂપે સ્વીકાર્યો હતો, તેના સામાજિક તથા રાજકીય પુનરુદ્ધાર અર્થેના બૃહત્ પ્રયાસોથી પરિપૂર્ણ) આપણે વિલોકવો જ પડે.

એમણે જન્માવેલી Order of the Star in the Eastની અને Home Rule for Indiaની બળવાન પ્રવૃત્તિઓ સ્વલ્પ સમયમાં જે પ્રગતિ પામી અને સજીવ બની, તેનું એક મુખ્ય કારણ એની પાછળ નેતૃત્વ આપતો એ મહાન્ બાનુનો ચૈતનવન્તો જુસ્સો હતો. ડૉ. બેસન્ટમાં અસામાન્ય આત્મબળ, કાર્યદક્ષતા, પ્રેરણાશક્તિ, વિવેક (સારાસાર) બુદ્ધિ, સત્યપ્રેમ, સચ્ચારિત્ર્ય તથા આગેવાનીના પ્રખર ગુણો એવા અને એટલા સજીવ હતા કે એમને મળેલી થોડીક અર્ધ સફલતાઓ તથા નિરાશાઓના કારણ માટે આપણે ભારતનું કોઈક અજ્ઞાત પ્રારબ્ધ જ શોધવું પડે! જો કે દરેક બનાવને નિમિત્ત કારણ હોય છે, તેમ એનુંયે હશે તેનો સહજ નિર્દેશ આપણે આગળ કરીશું

## ૪. પૂર્વકાળ

ડૉ બેસન્ટનું જીવન આપને તો હસ્તામલકવત્ સુવિદિત છે; એટલે એ વિષે વિસ્તાર બિનજરૂરી છે. એ બાનુનું લગ્ન એક જૂના વિચારના પાદરીની સાથે થયું હતું, જે પુરાણ વિચાર-આચારમાંયે જાળવી રાખવા જેવુ કેટલુંક શુભ હોય, એવુ માનનારાના કરતાં પણ અધિક જૂના મતનો હતો: અર્થાત્ બાબાવાક્યં પ્રમાણમ્। એ એના વિચાર અને આચારની સર્વ સત્ત્વોને સ્થાને હતું!

હવે ડૉ. એનીબાઈ તારુણ્યકાળના ઉદયથી જ પ્રત્યેક કાર્યનું કારણ શોધનારાં તથા વ્યક્તિ-સ્વાતન્ત્ર્યનો પૂર આવેગ ધારણ કરનારાં હતાં. આવા યુગલના સંસારનું રસમયું સાહચર્ય લાગું જાય એમ સંભવ જ ન હતો! એમને એક પુત્રી થઈ, ત્યાર પછી તો એમણે કેવલ સ્વાવલમ્બથી જીવનનો નિશ્ચય કર્યો, અને પત્રકારીત્વમાં દાખલ થયાં. એમનામાં બુદ્ધિપ્રસાદ તેમજ લેખનશક્તિ તો મૂળથી હતાં, તે આ માર્ગે સ્વાભાવિક રીતે વિકાસ પામ્યાં.

આ સમયે ચાર્લ્સ બ્રેડલૉ નામે એક શુદ્ધ નિરીશ્વરવાદી; વ્યક્તિવિચારના પૂર્ણ સ્વાતન્ત્ર્યનો પક્ષવાદી, સમર્થ પ્રચારક તેમજ દલિત દુનિયાના ઉદ્ધાર અર્થે પ્રયત્નશીલ પ્રામાણિક નેતા હતો; તે (National Reformer કરીને) એક સામયિક પત્ર સંપાદિત કરતો હતો તેને ડૉ. બેસન્ટ મળ્યાં; અને એને પણ આ બાનુના જેવી વિલક્ષણ કાર્યદક્ષતાવાળી, ચપળ અને જાગ્રત, સેવાભાવી વ્યક્તિની સેક્રેટરી તરીકે જરૂર હતી. એટલે બ્રેડલૉને ડૉ. એનીબાઈની આવા કામ માટેની વિશિષ્ટ લાયકાત સહજ સમજાઈ. અને સ્વલ્પ સમયમાં એણે એવું—વિવિધ કર્તવ્યોથી પૂર્ણ, અનેક જવાબદારીઓથી ભરેલું, એ પત્રના ઉપતન્ત્રીનું તેમજ પોતાના સેક્રેટરી તરીકેનું—કામ આ યુવાન બાનુને સોંપી પણ દીધું. (જેને માટે કહેવાતા સેશ્વરવાદીઓ ચારિત્ર્યદૂષણની અનેક ખોટી અફવાઓ ચલાવી રહ્યા હતા, તે) હવે ડૉ. બેસન્ટ નિરીશ્વરવાદી બ્રેડલૉના સાથી થયાં, એટલે એમના મનાતા ધર્મનિષ્ઠ પતિજીએ ન્યાયાધીશીમાં ફરિયાદ કરી ને એમની બાલકન્યાની સંભાળ રાખવાને તેઓ નાલાયક છે, એવો નિર્ણય મેળવી, પુત્રીને તેમના કમજામાંથી લઈ લીધી; એટલું જ નહિં પણ પત્ની સાથેના લગ્નવિચ્છેદનો પણ ઠરાવ પ્રાપ્ત કર્યો! યુવાન એનીબાઈને પોતાના જૂના મતના, ધર્માંધ પતિથી છુટકારો થયો, એમાં તો કાંઈ ક્ષોભ નહોતો; પરન્તુ પોતાની બાલપુત્રીનો વિયોગ, એ ભારે શોકનું કારણ થઈ પડયું. કેમકે એમનાં હૃદયનું સ્વાભાવિક વલણ માતૃત્વભર્યું હતું. તથાપિ માનવીની જીવનનૌકા—નાની કે મોટી—સંસારના સતત વહન કરી રહેલ વિપુલ પ્રવાહમાં ખેંચાયે જ જાય છે; ત્યાં તે સ્થિર રહી શકે જ નહિં, એવો સૃષ્ટિનો અબાધ નિયમ છે. ડૉ. એનીબાઈએ પણ નિજ કર્તવ્યમાં સવિશેષ વ્યસ્ત થવા પરિશ્રમી બનીને, આવા દુઃખદ જખમનું સખત દર્દ ઓછું કરવા પ્રયત્ન કર્યો.

જગતમાં બહુધા વિલોકાયું છે કે સ્ત્રીઓમાં તેમ પુરુષોમાં sex–જાતીય ભાવ જેનો અર્થ સાધારણ રીતે Sensuality વિષયવાસના જ કરવામાં આવે છે તે પ્રબલ હોય છે. સંસારમાં વારંવાર માનવ વ્યક્તિઓનો ઘણો વ્યવહાર એ વૃત્તિને અનુસરીને જ દેખાય છે. અનેક દુષ્કર્મો, પાપો એવી કુપથગામી વાસનાને લઈને જ બને છે. આ ઘણાના અનુભવની કથા છે! આવી દુર્વૃત્તિ અથવા મલિન વાસનામાંથી બની શકતી મુક્તિ મેળવનાર પુરુષો વીરતા, મહત્ત્વાકાંક્ષા અથવા સાધુતાના પરમ ભાવમાં ઓતપ્રોત થયેલ હોય છે. સ્ત્રીઓને માટે પણ આ એટલું જ સત્ય છે. પરન્તુ એમનામાં એક વિશિષ્ટ ગુણ જો પૂર્ણ માતૃત્વનો હોય તો તેમનું જીવન એવી દુર્બુદ્ધિ, એવા દુષ્ટ વિચારમાંથી એ નિઃસંશય બચાવી શકે, એટલું જ નહિં પણ એવા મલિન, અધમ, ક્રૂર આક્રમણ સામે તે વિજયી પણ થાય. ડૉ. બેસન્ટમાં આગળ કહ્યું તેમ માતૃત્વભાવના હતી તે સમયના વહન સાથે ચક્રવર્તી બની અને એમની સઘળી મહાન્ પ્રવૃત્તિઓનું પણ એ ઊંડું મૂળ બની રહી હતી.

પોતાના બ્રેડલૉ સાથેના નિકટ પરિચયના પ્રસંગો સમ્બન્ધમાં પોતાની આત્મકથનીમાં ઉલ્લેખ કરતાં તેઓ પોતાની ચારિત્ર્યનિર્મલતા દર્શાવી નિર્ભયતાથી લખે છે કે "લોકોએ અમારા બંનેના સદ્ચાર માટે ઘણી અઘટિત વાતો ઉરાડી હતી!" છતાં એવા દુષ્ટ પ્રચારથી ભય પામીને પોતાના કર્તવ્યમાં મન્દતા દર્શાવવાનું એમણે કદી કર્યું નહિં. ડૉ. બેસન્ટ કેવળ સત્યનાં જ આનુષંગી હતાં, તેનું એક દૃષ્ટાન્ત અહિં જ રજૂ કરી દઉં છું. જ્યારે એમણે થીઓસોફિકલ સોસાયટીમાં દાખલ થવાનું સ્વીકાર્યું ત્યારે એ સંસ્થાની ભાવનાઓથી તદ્દન વિરોધી મન્તવ્યવાળો બ્રેડલૉ નાખુશ થાય, એ કુદરતી હતું. એટલે આ બનાવ જ્યારે એને ડૉ. એનીબાઈએ જણાવ્યો, ત્યારે પોતાનો (પોતાની બુદ્ધિ હૃદયનો) એ તિરસ્કાર કરતો હોય અથવા પોતાની એવું પગલું લેવા જેવી લઘુતા જ એ

જોતા હોય—એમ એ એટલું જ બોલ્યો: "That I was but a woman!" (મારામાં સ્ત્રીની જ ખામીઓ—સ્ત્રીની જ નબળાઈઓ છે!) અને એ પછી એમનો પ્રથમનો ગાઢ પરિચય ન રહી શક્યો; ન જ રહે એ તો દેખીતું હતું. આ હકીકત પણ એમણે આકર્ષક અને સરલ, નિર્દોષ સ્પષ્ટતાથી આલેખી છે

બ્રેડલો * પાર્લમેન્ટનો સભ્ય થવાને ઉમેદવાર હતો, અને એ જાણીતો નિરીશ્વરવાદી તથા વાણીસ્વાતન્ત્ર્યનો અને વિજ્ઞાનના (સંકુચિત નહિ પણ) સર્વદેશીય શિક્ષણ (જેમાં sexes ને લગતા જાતીય જ્ઞાનનો સમાવેશ થાય એવા)નો હિમાયતી હતો. એટલે પુરાણ વિચાર–વર્તન (સવિશેષ રાજદ્વારી વિષયોમાં)ના અનુયાયીઓ દેખીતી રીતે ભડકી જાય! આથી રાજકર્તા પક્ષ તેમજ દેશનાં સઘળાં પ્રતિરોધક બળોએ હાઉસ ઓફ કોમન્સનો મેમ્બર થાય તેનો ઉગ્ર વિરોધ કરી રહ્યા હતાં વધુમતિથી ચૂંટાયા પછી પણ એ નિરીશ્વરવાદી હોઈ, સભ્ય તરીકેના સોગન લઈ શકે નહિં, એ બહાને એની નિમણૂક રદ કરવામાં આવી. આમ કેટલીક વખત (ચાર–પાંચ વાર) બન્યું, છતાં ફરી ફરીને ચૂંટણી થતાં, એની વધુમતિ બહુ જોસથી વધતી જ ચાલી, એની સામે રાજવિરોધી હોવાના પણ આક્ષેપો મુકાયા, અને એને જેલમાં પણ રાખવામાં આવ્યો! આખરે, અનેક રીતે ત્રાસ આપ્યા છતા, એ પાછો ન હઠ્યો, ત્યારે પ્રધાનમંડળને કાયદામાં ફેરફાર કરીને પણ એનો સભ્ય તરીકે સ્વીકાર કરવો પડ્યો! ×

આ સઘળી લાંબી, કઠિનતાઓથી ભરપૂર અને વિશિષ્ટ નેતૃત્વની શક્તિની જરૂરિયાત વાળી લડતમાં ડૉ. બેસન્ટ જ એ સ્વાતન્ત્ર્યવીરના પ્રધાન સાથી અને લોકદળોના સરદાર હતાં. વળી આવી ઉગ્ર લડતના દરમિયાન, એમને વિચારસ્વાતન્ત્ર્યના અપ્રતિબદ્ધ પ્રચારની હિલચાલને અંગે જેલ અને કોર્ટોનો કડવો અનુભવ પણ લેવો પડ્યો હતો! અને છતાં એ સમયમાં, ટ્રેનો તથા ટ્રામોના લાંબા ટૂંકા પ્રવાસોમાં, બની શકે તેટલું વાંચીને, શિક્ષિકા તરીકેની લાયકાતની પરીક્ષા પણ એમણે પસાર કરી હતી! એટલી મોટી એકાગ્રતાની વિરલ શક્તિ તેઓ કેળવી શક્યા હતાં.

ડૉ. બેસન્ટમાં Crusader (ધર્મવીર) ની ધમક, શૂરાતન અને સાહસ પુષ્કળ હતાં વળી, અથાગ ખંત, ઉમંગ અને ધૈર્ય, તથા કર્તવ્યપાલન અર્થે સર્વસ્વ અર્પવાની એમની ભાવના અને તેને અનુકૂળ બળ એમનાં હૃદય–મગજમાં હતાં, તે વડે એ દિગ્વિજયી થવાને નિર્માયાં દીસતાં હતાં. છતાં એમનામાં માતૃત્વની મૃદુતા અને લાગણીવશતાયે પુષ્કળ હતા. ઉપરાન્ત અધ્યાત્મભાવ

* અહિં દર્શાવ્યું છે તેમ કેટલાક પ્રયાસો પછી બ્રેડલોને હાઉસ ઓફ કોમન્સમા પ્રવેશ મળ્યો અને એના પ્રબળ વ્યક્તિત્વનુ તથા એની દલીલો અને લખાણોનુ એટલુ ગૌરવ હતુ કે તરત જ પાર્લમેન્ટના આગેવાન સભ્યોમા એની ગણના થવા લાગી. એ પોતાને Member for India કહેવરામા અભિમાન લેતો, અને લાહોર કોન્ગ્રેસમા તેણે હાજરી પણ આપી હતી. જ્યાનું એનુ ભાષણ ઘણુ બોધક, પ્રેરક અને હૃદયસ્પર્શી હતુ. એણે કહ્યુ હતુ કે દરેક પ્રજામા રાજકીય સુધારા ઇચ્છનારાને પ્રથમ રાજદ્રોહી માનીને જેલમાં મોકલાય છે, તથાપિ અન્તે તો એ સુધારાઓનો સત્કાર થાય છે, અને એ જ મનુષ્યો સન્માનિત થાય છે. સભ્ય તરીકે દાખલ થવાની સાથે જ એણે એક ઇન્ડિયા બિલ રજુ કર્યું હતુ, જેથી ગભરાઈને પ્રધાનમંડળે કાઉન્સિલોમા સુધારા કરતુ અને પહેલી વખત જ લોકપ્રતિનિધિત્વ દાખલ કરતુ પોતાનુ એક બિલ નવુ જ પસાર કરી દીધુ હતુ! એની સેવાઓના સ્મરણમા લાહોરમા બ્રેડલો હોલ બાંધવામા આવ્યો છે. તે પછી એનુ અવસાન થયુ હોઇ આપણી પ્રગતિને મળતો લાભ તે સમયે અટકી ગયો હતો!

× હુ જાણું છું ત્યા સુધી, સોગન લેવાને બદલે solemn affirmation કરવાનો હક જે હિન્દમા પણ મળેલો છે, તે એ સખ્ત લડત તથા એના પરિણામ રૂપ કાયદાના ફેરફારને લઈને જ છે.

તથા આત્મ-સાક્ષાત્કારનાં આન્દોલનો પણ એમના ઉપર એવાં સર્વવિજયી બળથી, કદી કદી મહાનદીના પ્રચંડ પૂરની પેઠે ફેલાઈ જતાં કે તે સમયે એ પોતાનું અનુપમ આત્મત્વ તેઓ સમર્પી દેતાં ! માદામ બ્લાવેટ્સ્કીના પ્રથમ પ્રસંગમાં આવા આવેગનો જ અનુભવ નિહાળાય છે, જો કે પૂર્વ સંસ્કાર ઉદિત થયા તથા એમને થીઓસોફી તરફ એકાએક વાળ્યાં, એમાં આપણે ઉષ્ણ લાગણીવશતા તો જોઈશું જ, તથાપિ એવા જ કોઈ વિરલ પ્રભાવને લઈ ને જ પરમ ધાર્મિક પ્રવૃત્તિમાંથી એ સહસા હિન્દને સ્વરાજ્ય અપાવવાના મહાપ્રયાસ તરફ પણ વળ્યાં હતાં.

## ૫. જીવનપલટો

પ્રારબ્ધના અજ્ઞાત તથાપિ મહદુપકારક યોગથી, બેસન્ટ થીઓસોફિકલ સોસાયટીમાં ભળ્યાં; અને એ દ્વારા આપણી પવિત્ર ભારત ભૂમિ તરફ સવિશેષ આકર્ષાયાં. થીઓસોફિકલ સોસાયટીને ઉચ્ચ યોગ્ય ચલાવ્યે જવામાં, એનો પાયો સુદૃઢ કરવામાં, એના સન્દેશનો પ્રચાર જગત ભરમાં (અને હિંદમાં પણ એટલા જ, બલ્કે બધારે જોસથી) કરવામાં એમની સત્સેવાઓ મહાન્ છે, પરન્તુ તેટલી જ વિશાળ અને ઉપકારક એમની ભારત સમસ્તના ધાર્મિક, સામાજિક તથા રાજકીય ઉદ્ધાર માટેની ઉચ્ચ સત્સેવાઓ પણ છે. બનારસ હિન્દુ કોલેજ–ધાર્મિક શિક્ષણની સુયોગ્ય ઘટના અર્થેની સંસ્થા–ના સ્થાપક તથા હિન્દુ ધર્મના શાસ્ત્રો–સૂત્રો–સિદ્ધાન્તોને સરળ રૂપમાં ગોઠવી પ્રચલિત કરનાર તરીકે આગેવાન વિદ્વાનો તથા દેશનેતાઓમાં એમનું સ્થાન જેમ ગૌરવભર્યું છે, તેવું જ હિન્દની સામાન્ય પ્રજાજનતાને રાજદ્વારી પ્રવૃત્તિમાં પ્રચારકાર્યનો ઉપયોગી પાઠ આપવાનો સાચો પ્રારમ્ભ કરનાર થોડા દીર્ઘદર્શી અગ્ર નાયકોમાં પણ એમનું નામ તેમ જ કામ કીર્તિવન્ત છે.

થીઓસોફિકલ સોસાયટીનું અર્થાત્ તેનાં સંસ્થાપક તથા પ્રધાન સંચાલક—મેડમ બ્લાવેટ્સ્કી અને ઑલ્કોટ, ડૉ બેસન્ટ અને ડૉ એરુન્ડેલ × એમનું ઋણ ભારત ઉપર ઘણું મોટું છે. જે સમયે ખ્રિસ્તી પાદરીઓની હિન્દુધર્મવિરોધી હિલચાલ પૂર જોસમાં ચાલતી હતી, શાળામાં શિક્ષણ પામતા યુવાનોની પોતાના ધર્મ ઉપરની શ્રદ્ધા અતિ ક્ષીણ થઈ ગઈ હતી, અને આપણાં શાસ્ત્રો–પુરાણોને માત્ર કલ્પનાના તરંગો, અપાઠ્ય તથા અશ્લીલ વર્ણનોથી ભરપૂર, નિન્દ્ય ગ્રન્થો રૂપે પ્રચારકાર્ય ચોતરફ ચાલી રહ્યું હતું, તે સમયે, તેના પ્રત્યાઘાત રૂપે જે ચેતનવન્તાં નવીન બળો તેનો વિરોધ કરવાને આપણા દેશમાં વર્તમાન થયાં તેમાં સ્વામીજી શ્રી દયાનન્દ સરસ્વતી સ્થાપિત આર્યસમાજ, બાબુશ્રી બ્રહ્માનન્દ કેશવચન્દ્ર સેન દ્વારા નવજીવન પામેલ બ્રાહ્મસમાજ, અને માદામ બ્લાવેટ્સ્કીએ જનિત કરેલ થીઓસોફિકલ સોસાયટી એ મુખ્ય હતાં. આર્યસમાજ પ્રાચીન ભારતનાં જૂનામાં જૂનાં શાસ્ત્રો—કેવળ વેદોના જ વચનોને પ્રમાણ ગણતી, છતાં નવામાં નવી પ્રચારપદ્ધતિ, બંધારણ અને નિયમન સ્વીકારતી, Aggressive Hinduismની એક મહાન્ સંસ્થા છે, જે હિન્દુસંગઠન, અસ્પૃશ્યઉદ્ધાર તથા વિશેષતઃ વિધર્મમાં ગયેલને હિન્દુધર્મનો પુનરાશ્રય આપવામાં–શુદ્ધિને સત્કારે છે. તેનો વધારે વિસ્તાર પંજાબ અને યુક્તપ્રાન્તોમાં દેખાય છે. તેના જ જેવી મોટી લાગવગવાળી સંસ્થા બ્રાહ્મ-

× ડૉ. એરુન્ડેલનું દેહવિસર્જન હજી વાનું છે. અહિં એમની મોટી સેવાઓનું પણ સ્મરણ ઘટે છે. થી. સો. ને અંગે તો તેઓ સુન્દર કામ કરી જ રહ્યા હતા; પરન્તુ અન્ય માર્ગોમાં પણ એમના લખાણો, વિશેષ કરીને Conscience પત્રમાંયે, એમણે ભારત માતાની એકતા માટે જે દૃઢતાપૂર્વક લડત ચલાવી હતી, તેમાં શૌર્ય અને ઉદાત્ત, છતાં સદાગ્રહી એમના હૃદયભાવ તથા ઉચ્ચ આત્મત્વનું વિપુલ દર્શન હતું.

સમાજ છે, જેનું પ્રધાન કાર્યવર્તુલ પૂર્વ હિન્દ (બંગાળ)માં છે; પરન્તુ આ મંડળની ઉપયોગિતા, તેના વિભાગો થઈ જવાથી, અને એના સિદ્ધાન્તોમાં હિન્દુ હૃદયને અસર કરે એવું આત્મત્વ ઓછું હોવાથી–કેટલાક એને "Christianity without Christ !" કહેતા આવ્યા છે અને તેના આગેવાનોનો જુસ્સો, જે ગયા સૈકાના અન્તસમયમાં તથા કદાચ ચાલુ શતકના પ્રારમ્ભ કાળમાં હતો, તે મન્દ થઈ જવાથી, હાલ એનું નામ આપણે ત્યાં નથી દેખાતું, નથી સંભળાતું !

ભારતના ધાર્મિક સંસ્કારના પુનરુધ્ધારમાં બલવતી સહાય આપનાર મનાય એવી ત્રીજી મહા સંસ્થા થીઓસોફિકલ સોસાયટી છે એમાં પુરાણું હિન્દુ શાસ્ત્રોમાંનું ઉચ્ચ તત્ત્વ જાળવી રાખવાના–તેનો સુઘટિત પ્રચાર કરવાના જે પ્રયાસો ચાલુ છે, તેમજ એની દ્વારા પ્રકટ થયેલ–પ્રકટ થતું વિપુલ સામયિક અને ગ્રન્થસાહિત્ય તથા એના વિદ્વાન વક્તાઓનાં સર્વધર્મદોહનના સ્વરૂપમાં અપાતા ઉદાર વ્યાખ્યાનો ઉપદેશો, હિન્દના સકળ વિભાગોમાં પ્રોત્સાહક પ્રચાર કરી રહ્યા છે એણે સ્થાપેલી બનારસ હિન્દુ કૉલેજમાંથી જ આજની પ્રાગતિક, સુપ્રસિદ્ધ બનારસ હિન્દુ યુનિવર્સિટીનો જન્મ થયો છે. તથા એના પ્રમુખ ડૉ. બેસન્ટના વિરાટ આત્મત્વ દ્વારા હિન્દની રાજકીય પ્રગતિ પણ સુન્દર થઈ હતી, તથાપિ એના કાર્યક્રમમાં "More Light and Warmth less Heat and Strife ! " એ ભાવ વિશેષ હોવાથી,–એ હજી થોડા વિદ્વાનો, વિદ્યાર્થીઓનું જ મંડળ રહ્યું દીસે છે, જનતાના હૃદયમાં એનો પ્રસાર ઓછો જણાય છે. છતા આને અંગે એટલું સ્વીકારીશું કે આજ જુદાજુદા ધર્મવિચારકો–સંપ્રદાયપ્રચારકો પોતપોતાના ઉપદેશોના પત્રો, પુસ્તકો, જથ્થાબંધ ફેલાવતા હોઈ, લોકદૃષ્ટિનું કેન્દ્ર વહેંચાઈ ગયું છે, તેથી પણ એમ દીસતું હોય એ સંભવિત છે.

આ સિવાય માનવહૃદયનું વલણ સામાન્ય રીતે " તીખા તમતમતા " તરફ રહે છે ! એટલે જબરું રાજદ્વારી પ્રચારકાર્ય–જેમાં હિન્દને સહજ ( કદાચ ચમત્કારિક રીતે ! ) સ્વરાજ્ય આપવાની અને સ્વરાજ્યપ્રાપ્તિ એટલે તેનાં અનેક દુઃખદર્દોની શાન્તિ તથા આઝાદી એટલે " સંસારમાં સ્વર્ગ ! " એવાં સસ્તાં વચનોની પુષ્કળ લ્હાણી જે અત્યારે ચાલી રહી છે તેની આગળ સ્વાભાવિક રીતે સોસાયટીનાં આન્દોલનો—માત્ર નૈતિક, પારમાર્થિક, ઈશ્વર તરફ ગતિ દર્શાવતા—મોળાં લાગે, એમાં શક નથી. એટને લોકઉદાસીનતાનું એક મોટું કારણ તો એ દેખાય છે વળી આપણા દેશમાં Personal Godની ભાવના સાર્વત્રિક છે, તેનો ભક્તિભાવ ઉદ્બોધતી આગળ ઉલ્લેખેલી જે વિવિધ ચળવળ આજ ચાલી રહી છે, તે પણ આવી વૃત્તિનું એક બીજું કારણ હોય, તથાપિ પ્રજાને સારું, પ્રબોધક સાહિત્ય, સુન્દર પુસ્તકો, સામયિકોમાં આપવા ઉપરાન્ત લોકોને કેવળ વિના ખર્ચે ઉત્તમ સદ્બોધ આપવાનું, વિશુદ્ધ પ્રભુભક્તિ શીખવવાનું તથા આજીવન ઉપદેશકોની આદર્શ જિન્દગીઓનો ઉચ્ચ પદાર્થપાઠ દર્શાવવાનું અતિ સ્તુત્ય કાર્ય, જે આ મંડળ "વિના ત્વરાએ, તેમ વિના રોકાયે ' સતત કરી રહ્યું છે, તેનો એવા ઉદ્બોધન કાર્યમાં વિજય વહેનોમોડો પણ જરૂર નિશ્ચિત છે

## ૬ હિન્દમાં થીઓસોફિકલ સોસાયટી

માદામ બ્લાવેટ્સ્કીના દેહવિલય પછી ડૉ. બેસન્ટ સોસાયટીના પ્રમુખ થવાને નિર્માણ જ થયેલ, તે પ્રમાણે થાં, આ મોટી જવાબદારી ભરેલું કાર્ય—અને તેમપિ જે સમયે એ સંસ્થા દૃઢપાયે થઈ નહોતી ત્યારે—જેટલું ભારે હતું, તેટલાં જ આ મહાન બાનુ એને માટે સુયોગ્ય હતાં. આ પછીના

એમના જગતપ્રવાસો અને ભારતની મુસાફરીઓ, એમનાં વિવિધ વિષયો ચર્ચતા લેખો, વ્યાખ્યાનો તથા પુસ્તકો, એમની કમિટી મિટિંગો અને ઉપસંસ્થાઓનાં કામની આલોચના; આ સર્વ પ્રવૃત્તિ એટલી વિશાળ, એટલી સતત પરિશ્રમ માગતી, એટલી ઊંડી વિચારણાની આવશ્યકતાવાળી હતી કે એટલું તો કહી જ શકાય કે અન્ય પ્રમુખ દ્વારા સોસાયટીની આટલી બધી લાગવગ, આટલો મોટો વિસ્તાર ભાગ્યે જ થવા પામ્યો હોત ; અર્થાત્—रामरावणयोर्युद्धं रामरावणयोरिव । એ પ્રમાણે રામ અને રાવણ વચ્ચેનું વિકટ યુદ્ધ બીજા કોઈ વચ્ચે થઈ જ ન શકે એટલું સખ્ત હતું, એ તો સર્વજ્ઞાત છે. ડૉ. બેસન્ટની જગ્યાએ બીજો કોઈ પ્રમુખ હોત તો તે એમના જેટલી સાધના કે એમણે સોસાયટી માટે મેળવેલી સિદ્ધિની પ્રાપ્તિ ન કરી શકત.

એમનાં પુસ્તકોમાં, એમનાં વ્યાખ્યાનોમાં—જે ભાષા તેઓ વાપરતાં તે કઠીનમાં કઠીન વિષયને પણ સુગમ બનાવે એવી હતી. એમની વાણી, ગમે તેવા વિશાળ મંડળને છેડે પણ પહોંચી શકે એવી વ્યાપક છતાં હૃદયને આકર્ષી રહે એવી મોહક અને અસર કરે એવી ઘોતક હતી. જગતનાં મોટામાં મોટા વક્તાઓમાં પણ એમનું સ્થાન નિરાળું હતું. સામાન્ય રીતે સુસ્પષ્ટ અને નિયમિત, એમનું વ્યાખ્યાન એકાદ કલાક જ ચાલતું; અને તે દરમિયાનમાં એમનું જે વક્તવ્ય હોય, તે બધું પૂર્ણ કરી દેતાં. મારા લઘુ અનુભવ ઉપરથી કહું તો એમની વાણીની શુદ્ધતા, સરલતા, સંસ્કારિતા બહુ જ સુન્દર લાગતી. ભાષા ઉપરનો કાબૂ તો એમનો જન્મસિદ્ધ દીસતો; પરન્તુ હાથમાં લીધેલ વિષયની પણ એમની માહિતી વિપુલ અને સર્વદેશીય હતી. વળી, એમની એક વિશિષ્ટતા એ હતી કે હરકોઈ વિષયનો અભ્યાસ તેઓ તેનાં નિષ્ણાતોની સાથે રહીને કરતાં. એટલે તેઓ બોલવાનું શરૂ કરતાં ત્યારે એમનામાં ન તો કદીય ક્ષોભ દીસતો, ન તો ચર્ચાતા વિષયમાં અપૂર્ણતા દેખાતી.

એમનાં પુસ્તકો વિષે પણ એવું જ કહી શકાય. એમની કર્તવ્ય–તત્પરતાના સમ્બન્ધમાં ડૉ. બેસન્ટના નિકટ પરિચયમાં આવનાર બધાંય કહેતા કે પોતાનો જીવનક્રમ જાણે સંપૂર્ણ નિશ્ચિંત થયો હોય એમ તેઓ પોતાના હાથમાં લીધેલ વિષયો માટે તૈયાર રહેતાં. ગહનમાં ગહન ભાસતોને, નિર્જીવ લાગતી વાતોને પણ એમની પ્રાસાદિત લેખિની સહજ, સજીવ, સુગમ્ય બનાવી શકતી. થીઓસોફિકલ સોસાયટીનાં કેટલાંક મન્તવ્યો—મારા જેવા અલ્પબુદ્ધિ માનવને તો શું પણ પ્રખર વિદ્વાનોનેય-સંશયગ્રસ્ત કરે એવાં લાગ્યાં છે! તથાપિ ડૉ. બેસન્ટ જ્યારે એવા વિષયની પણ વાતો, ચર્ચા કરતાં, ત્યારે એમના સંસ્કારી આત્મત્વની આગળ, એમની સરલ, કેટલેક અંશે સ્વાનુભવસિદ્ધ સમજૂતીની આગળ શ્રોતાઓનો મતભેદ કે વિચારભેદ તત્કાલ તો દૂર થતો, એમ એક કરતાં વધારે વાર સાંભળ્યું —અનુભવ્યું હતું.

ડૉ. બેસન્ટના નેતૃત્વમાં અડચારનું સંસ્થાન જામ્યું; સુન્દર અભિવૃદ્ધિ પામ્યુ, બનારસ હિન્દુ કોલેજ સ્થપાઈ, સુદૃઢ થઈ, હિન્દુ યુનિવર્સિટીમાં ઉત્કર્ષક રૂપાન્તર પામી. અનેક લેખકો, વક્તાઓ, વિચારકો, કાર્યકર્તાઓ, એમના બુદ્ધિહૃદયની વિરલ પ્રેરણા પામી, મહત્ત્વની સેવા કરી ગયા છે—અદ્યાપિ કરી રહ્યા છે એમના સમારમ્ભો સર્વને આકર્ષણ કરતા. ત્યાં નિયમ અને સૌમ્યતા, વિરોધસહનતા અને પરસ્પર બન્ધુતા, એના આદર્શ દષ્ટાન્તરૂપ બનતાં, ઘણાને ઉદ્‌બોધક અને આધ્યાત્મિક ઉત્કર્ષની સાધનારૂપ થતાં, તથા જગત્ સમસ્તના કલ્યાણના ઉચ્ચ પન્થોની વિચારણા, પ્રેરણાના વિનિમયનું અનુપમ ધામ બની રહેતાં, એમ મારા એક સન્મિત્રનો પોતાનો અનુભવ એમણે કહેલ મને સ્મરણમાં છે. ડૉ. બેસન્ટનું માતૃસ્વરૂપ હવે પૂર્ણ વિકાસ પામ્યું હોઈ, તેઓ પોતે સર્વને નિજ-

સ્વજન–સન્તાનરૂપ નિહાળી, તેમના સંસારના પાથિવ વળગણુ ઓછાં થાય તથા એમનું ઉન્નત માર્ગે પ્રયાણુ સુગમ થાય, એમ તેઓ સહુને પ્રબોધતાં, સર્વનો આન્તર્ જ્યોતિ સાચો પ્રકાશ આપે એમ–દૈનિક કલ્યાણના ચિન્તન ઉપરાન્ત તેઓ વારંવાર પ્રાર્થના કરતાં, એમ કહેવાતું.

## ૭. હિન્દમાં હોમરૂલ પ્રવૃત્તિ

એમ મનાય છે કે પરાધીન પ્રજાઓને, તેની દલિત સ્થિતિમાં નથી સમજાતો સાચો ધર્મ, નથી કેળવાતું વિશુદ્ધ આત્મત્વ, નથી મળતું સ્વતન્ત્ર વાતાવરણ, અને નથી દેખાતો ખરો ઉદયમાર્ગ! જગત્ સમસ્તમાં જૂનામાં જૂની મહાપ્રજાઓ માત્ર બે જ છે જે અદ્યાપિ અનેક આક્રમણો સહન કરવા છતાં, સજીવન રહી શકી છેઃ ભારતની અને ચીનની. આ બન્નેનું સંરક્ષણ કરનાર એમનું સનાતન ધર્મપાલન છે. ચીનની પિતૃપૂજા તથા હિન્દનો ભગવદ્‌ભાવ, સર્વક્ષયમાંથી એમનો બચાવ થવાનું કારણ છે. તથાપિ ચીનમાં જેમ માન્ચુઓનું સ્વામીત્વ સૈકાઓ સુધી હતું, તેમ હિન્દમાં વિદેશીય રાજ્યસત્તા સૈકાઓના સૈકાથી છે! આનું પરિણામ એ આવ્યું છે કે એ બન્નેની સાચી ધર્મભાવના કુંઠિત, સંકુચિત થઈ ગઈ અને ગતાનુગતિક બની, લોકહૃદયને તેણે જે આધ્યાત્મિક અને ઐહિક બળપોષણ આપવું જોઈએ તે આપતી બંધ થઈ ગઈ છે. અર્થાત્ પ્રજાનો ઉદય (વિકાસ) ચાહનારને અને તેને અંગે પ્રયાસ કરનારને તો, તેની આર્થિક, ઔદ્યોગિક, સામાજિક, અરે! હૃદયની, મગજની પણ પરાધીનતા—જે વડે માનવતા ક્ષીણ બને છે અને અપ્રાગતિક રહે છે—તે હોય ત્યાં સુધી તેનામાં આચારનાં, વિચારનાં, જીવનનાં, ધર્મોનાં શુભ આન્દોલન પ્રેરવાં કઠિન બને છે. તેથી તે સર્વના કારણરૂપ રાજકીય પરાધીનતા દૂર કરવી એ જ ઇષ્ટ છે, એમ હરકોઈ વિચારશીલ નેતાને દીસે. આવી પરિસ્થિતિમાં, હિન્દહિતચિન્તનમાં અપૂર્વ રસ લેનાર, ભારતમૈયાને નિજ જનનીરૂપ ગણનાર, ડૉ. એસન્ટને પ્રથમ તો એ સર્વ પરાધીનતાના મૂળરૂપ રાજકીય પરાધીનતા દૂર કરવા જ પરમ આવેગ આવે, એ સમજી શકાય તેમ છે. તથાપિ પ્રજાસ્વાતન્ત્ર્યનો ઉચ્ચ આદર્શ હૃદયમાં સત્કાર્યા છતાં, કેવળ વક્તૃત્વને વશ થઈ "ધૂમાડાના બાચકા ભરાવવા" જેવી પૂર્ણ, નિર્બન્ધ સ્વતન્ત્રતાની આવેશભરી હવાઈ વાતો કરવાને બદલે, એ મહાન્ બાનુમાં વાસ્તવતા હતી; વિવેક (સારાસાર) બુદ્ધિ હતી; ભારતનું ભાવિ સારામાં સારી રીતે સધાય, તેની નિષ્પક્ષ વિચારણા હતી; તથા સૈકાઓની પરાધીનતામાંથી મુક્તિ મળ્યા પછીની, નૂતન સ્વતન્ત્રતા અનુભવતી (વૃદ્ધ પરન્તુ) અનુભવમાં તરુણ પ્રજાને અસહાય રહેવામાં તેના ઉપર શા શા કેવા કેવા–ભય ઝઝૂમી રહે, તેની સુયોગ્ય દૂરઅન્દેશી દ્રષ્ટનાશક્તિ હતી. તેને એમ લાગ્યું કે જો બ્રિટનની પરાધીનતામાંથી છૂટયા પછી, હિન્દનો સમ્બન્ધ એની સાથે મિત્ર રૂપે એક જ સામ્રાજ્યવર્તુલના સમાનતા ભોગવતા સ્વતન્ત્ર સભ્ય તરીકેનો રહે તો આ દેશને સ્વાવલમ્બી, અપ્રતિબદ્ધ વિકાસ માટે સ્થાન રહે અને પર–આક્રમણની ભીતિ સિવાય, પોતાની સંસ્કૃતિને અનુકૂળ ઉદય માર્ગે તે ગતિમાન રહી શકે. આ લાભ જેવો તેવો નહોતો; આથી ડૉ. એસન્ટે Home Rule for India (ભારતસ્વરાજ્ય)ની પ્રવૃત્તિના—Dominion Status (સાંસ્થાનિક દરજ્જા જેવું સ્થાન) બ્રિટિશ મહારાજ્યમાં હિન્દને પ્રાપ્ત કરાવવાને માટે—એમના પૂર્ણ બળથી ભારે, આન્દોલનો શરૂ કર્યાં.

અને તરત જ એમણે લોકજાગૃતિની દેશભરમાં એક બળવાન, જંગાવર હિલચાલ શરૂ કરી દીધી, જે પ્રકારની ચળવળ આપણી પ્રજામાં પ્રેરેલી જ હતી. પ્રાન્તિક પ્રચારો–એ સ્થાપના–તે પહેલાં

(બંગ ભંગ રદ કરવાના ઇત્યાદિ) થયેલા, પરન્તુ પ્રજા સમગ્રના હૃદયને સ્પર્શ કરતી, આપણા આખા સ્વદેશને ચેતના આપતી, એવી પ્રવૃત્તિ પહેલાં ભાગ્યે જ દેખાયેલ! અહિં ડૉ. બેસન્ટને પોતે બેડલો સાથે કરેલ પ્રચારકાર્યનો ઊંડો અનુભવ બહુ ઉપયોગી થઈ પડ્યો. અને એ વાત પણ સત્ય છે કે એમને તો સઘળું તન્ત્ર નવું જ ઊભું કરવાનું હતું; પાછળથી આવેલ દેશ–નેતાઓની પેઠે એવી કોઈ તૈયાર સંસ્થાનો લાભ લેવાનો નહોતો! છતાં આ વીર નારીએ થોડા સમયમાં ઘણું કરી નાંખ્યું!

નવાં સ્થાપિત કરેલ સંખ્યાબંધ હોમરૂલ (આ શબ્દને ડૉ. બેસન્ટે શહેરે શહેરમાં અને ગામડે ગામડે પણ પ્રચલિત કરી દીધો હતો; 'મેં' હાલોલના જેવા પછાત તાલુકાના દૂર આવેલ ગામડામાં પણ તે સાંભળ્યો હતો!) મંડળો દ્વારા, પોતે જાતે સંપાદિત કરેલ મોટા દૈનિક અને સાપ્તાહિક પત્ર મારફત, ભાષણો, લેખમાળાઓ, પત્રિકાઓ તથા પુસ્તકોની સહાય વડે; અનેક માર્ગોએ એમણે અતિ-માન કરેલી રાજકીય મુક્તિની પ્રવૃત્તિ વહન થવા લાગી ખુદ બ્રિટનમાં પણ એમની ભારે લાગવગના પરિણામે "હિન્દના મિત્રો"નો એક પક્ષ (જેમાં આમની સભાના મેમ્બરો પણ હતા) ઊભો થયો અને હિન્દી કોન્ગ્રેસ (મહાસભા) એમના નેતૃત્વમાં આવી ગઈ. થોડો સમય તો ડૉ. બેસન્ટ આ વિશાળ દેશના, તેની મોટી જનતાના એક જ પ્રધાન પ્રતિનિધિરૂપ દેખાવા લાગ્યાં. દેશના અન્ય રાજદ્વારી આગેવાનો એમને મળીને કામ કરતા જણાયા તથા બ્રિટિશ રાજ્યકર્તાઓય ગભરાયા! પ્રથમ જગદ્યુદ્ધનો આ સમય હતો.

એમણે તૈયાર કરેલું Home Rule for India બિલ (અથવા Dominion of India બિલ)* એમની પ્રેરણાથી, "હિન્દના મિત્રો" એ આમની સભામાં દાખલ કરાવ્યું અને અકલ્પિત પળમાં તે પસાર પણ થઈ ગયું! પરન્તુ રાજ્યકર્તાઓને એ કર્તવ્ય નહોતું, એ તો દેખીતું હતું. ડૉ. બેસન્ટ, જે ગવર્નરોનાં અને વાઈસરૉયનાં સન્માનિત મહેમાન થતા, તેમને રાજદ્રોહી ગણી કેદ કરવામાં આવ્યાં તથા એમની પ્રજાસ્વાધીનતાની હિલચાલ ગેરકાયદેસર ઠરાવવામાં આવી! આ અરસામાં હિન્દી વાઈસરૉય તરફથી યુદ્ધપ્રયાસને અંગે દેશના આગેવાનોનો એક મોટો દરબાર ભરવામાં આવ્યો હતો. જેમાં ગાંધીજી નિમન્ત્રિત હતા; તથાપિ તેમાંથી એ સમયનાં "ભયંકર રાજ્ય-વિરોધી" મનાતાં બે પ્રસિદ્ધ નેતાઓનો બોયકોટ હતો, જે લોકમાન્ય ટિળક અને ડૉ. બેસન્ટ હતાં! એ મહાન્ બાનુને કેદ તો કરવામાં આવ્યાં, તથાપિ એ પરિસ્થિતિ લાંબો સમય ચાલુ રહી શકી નહિં; કારણ કે જગત ભરનાં એમનાં અનુયાયીઓ, પ્રશંસકો, મિત્રોના અને વિશેષતઃ બ્રિટનમાંનાં એમનાં મિત્ર–સાથીઓના ભારે દબાણથી હિન્દી સરકારને અન્તે એમને મુક્ત કરવાં પડ્યાં, પરન્તુ પ્રજાનું તરલ માનસ હવે ધીમે ધીમે, સહેલાંસટ, મુદતબંધી, પૂર્ણ સ્વરાજ્યનાં જાદૂઈ વચનો ઉપર ફિદા થઈને, મહાત્મા મોહન-દાસ ગાંધીજીની આગેવાની નીચે જવા લાગ્યું હતું! આ નેતાને ડૉ. બેસન્ટની તૈયાર રાજકીય ચળવળની સંસ્થાઓનો જરૂર લાભ મળ્યો; છતાં એમના વિલક્ષણ માનસમાં આ મહાન્ બાનુએ ચેતનવન્તી બનાવેલી પરિસ્થિતિનો લાભ લઈ શકે એવું કાંતો ઓછું હતું, અથવા એ પળ કદાચ એમના હાથમાં આવી પણ ન હોય! એટલે લોકજાગ્રતિ જે થવા લાગી હતી, તેમાં વિશેષ બળ આવ્યું પણ બીજી તો અપૂર્ણતા જ રહી. પરિણામ એ આવ્યું કે ડૉ. બેસન્ટે પોતાની જિન્દગી રહી, ત્યાં સુધી એ દિશામાં પોતાના પ્રયાસ તો છોડ્યા નહિ; તથાપિ એ નવા લોકનેતાની સાથે એમની કાર્યપદ્ધતિમાં, એમની વિચારણામાં, એમના પ્રયોગોમાં તેઓ સંમત થઈ શક્યાં નહિં અને ભારતની સ્વરાજ્યપ્રાપ્તિની

* Common—wealth of India Bill=કોમનવેલ્થ ઓફ ઇન્ડિયા બિલ.

હિલચાલ નવા જ ધ્યેયથી, નવીન દૃષ્ટિબિન્દુથી ચલાવાતી દેખાઈ, તે હજી નવાં નવાં આક્રમણો અને ભયો સહન કરતી ચાલી જ રહી છે.

મહાત્માજીની મહાન્ પ્રચારશક્તિને પરિણામે હિન્દના સ્વાતન્ત્ર્યનો પ્રશ્ન જગત્પ્રસિદ્ધ બન્યો, તેમજ એમના એથીયે મોટા ભાગ્યબળથી બ્રિટનના રાજ્યકારણમાં મજૂરવર્ગ પ્રધાનપદે આવ્યો, જેને પરિણામે આજ આપણને સ્વરાજ્ય તથા સ્વાતન્ત્ર્ય જેવું મળ્યું દીસે છે. તથાપિ ડૉ. બેસન્ટના દીર્ઘદૃષ્ટિ તેમજ રાજકાર્યકુશળતા ગાંધીજીમાં ન હોવાને પરિણામે હિન્દના 'ભાગલા' પડ્યા, તથા હજી તો Dominion Status સ્વીકારાયું છે, છતાં એમના અનુયાયી રાજ્યધુરાધારી વર્ગની વિવિધ ત્રુટિઓ આપણી દૃષ્ટિ સમક્ષ તરવરે છે, જે ઓછી થતાં કેટલોક કાળ સ્વાભાવિક રીતે જશે જ એમ દરેક વિચારશીલ દેશપ્રેમીને લાગ્યા વિના રહેતું નથી !

## ૮ વિવિધ

આ મહાન્ બાનુ પ્રભુપ્રેરિત કાર્યો જ કરતા એમ તેઓ માનતા; અને મારા જેવો અલ્પમતિ પણ સત્કારે, એવું એમનું ઉચ્ચ જીવન હતું. અત્યારે આપણે દેશના રાજદ્વારી પક્ષના એક મોટામાં મોટા આગેવાનને પોતાના "અન્તઃકરણના અવાજ" ઉપર પોતાનાં મહાન્ કાર્યો અને એવી જ મહાન્ ત્રુટિઓ માટે અવલમ્બન રાખતા જોઈએ છીએ અને જગત્ તેમ માનતું પણ દેખાય છે; તો ડૉ. બેસન્ટ જેવાં સાધ્વીના એ મન્તવ્યનો સત્કાર, એ જ આપણું કર્તવ્ય હોય. શુદ્ધ નિરીશ્વરવાદમાંથી એમના જેવી બુદ્ધિપ્રસાદસમૃદ્ધ મહાન્ વ્યક્તિ સ્વલ્પ કાળમાં તે સમયમાં બહુ જાણીતા નહિં અને અભિવૃદ્ધિ પામવાને પ્રયાસ કરી રહેલ, તેમજ જેના ઉપર ઘણાની વહેમ દૃષ્ટિ હોઈ જેની પ્રામાણિકતા વિષે પણ કેટલોક સંશય હતો, તે અધ્યાત્મમંડળમાં સહસા પ્રવેશે તથા તેના અદૃશ્ય મહાત્માઓ સુધી માનવા લાગે, ત્યારે તો આપણે એમ જ માનવું પડે કે बहूनां जन्मनामन्ते ફલિત થતાં એમનાં પૂર્વ પુણ્યોએ એમને એ માર્ગે પ્રેર્યાં. બીજું કારણ શું હોઈ શકે ? સત્તાલોભ સહુને હોય; એવી સત્તા તો એમની બ્રેડલૉની સાથેની અથવા અન્ય વિશાળ પ્રવૃત્તિઓમાં પણ એમને પ્રાપ્ત હતી. તેઓ આલેખે છે કે એક સમયે ઉશ્કેરાયલાં લોકોના ટોળાને નિશાની માત્ર કરી હોત તો આખા હાઉસ ઑફ કૉમન્સને પણ તે તોડી નાંખત ! એટલે એ તો એમના વિવિધ બુદ્ધિખેડનમાં હરકોઈ પન્થે મળત. અર્થલોભ જો હોત, તો પાછળથી એમની પાસે આવેલ પૈસા જે એ છૂટથી બહોળે હાથે 'ખર્ચે' ગયાં, અને દેહવિલયસમયે (ઘણું દ્રવ્ય પ્રાપ્ત કરી શકે એવા સ્થાનમાં પણ પ્રમાણમાં) ઘણી ઓછી મિલકત રહી, તેમ કદીય ન બનત ! પરન્તુ એમને સર્વથા સત્કાર્યયોગ (વાઞ્છના) હતાં, જેની પાછળ એમણે આજીવન પ્રયાસ કર્યા જ કર્યા હતા.

ડૉ. બેસન્ટનું જીવન સાદું અને નિયમિત હતું. એક જગદ્વ્યાપ્ત મંડળના તેઓ પ્રમુખ હોવાથી કુદરતી રીતે, બહુ કાર્યગ્રસ્ત રહે; તથાપિ ધાર્યું કામ નિયત સમયમાં કરવાની એમણે ટેવ પાડી હતી એટલે આને અંગે આવશ્યક સતત જાગૃતિ એમના આચાર વિચારમાં ઓતપ્રોત હતી. એક પુરાણી આખ્યાયિકા છે કે એક સંતપુરુષને ઈશ્વરી ફિરસ્તાએ પ્રસન્ન થઈને વરદાન આપવા ઇચ્છ્યું. સંતે એક જ માગણી કરી કે "હું ન જાણું તેમ મારો પડછાયો જેના ઉપર પડે, તેનું કલ્યાણ થાવ !" હું ધારું છું કે ડૉ. બેસન્ટમાં પણ કોઈ એવું અલૌકિક આત્મતત્વ હતું, જેની સચોટ અસર તેમના નિકટ પરિચયમાં આવનાર સહુ પર થતી. ગાંધીજી માટે અને કેટલાક સાત્વિક આત્મઓજસ વિકસાવનાર સાધુ મહાત્માઓ માટે પણ એવું કહેવાય છે; એનું ય એવું જ કોઈ કારણ હોવું જોઈએ.

થીઆસોફિકલ સોસાયટીમાં પ્રવેશવાથી એમનું વિચારવર્તુલ, કર્મક્ષેત્ર સંકુચિત થયું મનાય, તથાપિ તે વિસ્તીર્ણ થયું. કેળવણીનું કાર્ય અભિવર્ધિત કરવા ઉપરાન્ત એ મંડળનાં સંમેલનો, એનું સાહિત્ય, એનાં મન્તવ્યો, એના સિદ્ધાન્તો, એનો કાર્યક્રમ એ સર્વને અંગે વિવિધ ચર્ચા, વિચારણા, સાધના, ઘણું ઘણું કરવાનું હતું, જેની પ્રધાન નેતા રૂપે સઘળી જવાબદારી એમને પોતાને શિર જ સ્વાભાવિક રીતે રહેતી. આ ઉપરાન્ત મંડળની ભાવિ જરૂરિયાતો તથા વિસ્તારને સહાયક નીવડે, તથા ભવિષ્યના જગદ્ગુરુ માટે આવશ્યક તૈયારી થાય, તે માટે એમણે Order of the Starનું* પણ સ્થાપન કર્યું હતું અને પાછળથી દેશની રાજકીય મુક્તિ તથા સામાજિક ઉન્નતિનું વિશિષ્ટ કામ પોતાના હાથમાં લીધા પછી, જો કે એમણે સોસાયટીને એક સંસ્થા તરીકે એમાં ભેળવી જ નહોતી તથાપિ સભ્યોએ રાજદ્વારી હિલચાલમાં ભળવું કે નહિં, એ તેમની ઇચ્છા-અનુકૂલતા ઉપર જ રાખ્યું હતું. એ મંડળના સભ્યોના મોટા ભાગે તરત જ એ દિશાની તટસ્થતા છોડી, એ પ્રવૃત્તિમાં પણ હાર્દિક રસ લેવા માંડ્યો હતો, એ એમના પ્રખર આત્મબળની, એમના બૌદ્ધિક પ્રભાવની ખૂબી હતી.

આવું સંસ્કારી જીવન પ્રભુપ્રેરિત જ હોય, છતાં તેનાથે સર્વ કાર્યમાં સફલતા ન હોય, એય કોઈ અજ્ઞાત, અગમ્ય, પણ ઈશ્વરી સંકેત જ હોવો જોઈએ, કારણ કે જિન્દગીમાં ધૂપછાંયના તરંગો કહો કે આક્રમણ કહો, પણ તે પ્રત્યેક માનવીના અનુભવમાં સર્વસામાન્ય છે, તેને આપણે વિજય પરાજયના રૂપમાં નહિં જોઈએ; તથાપિ જીવન ઉત્કર્ષની તૈયારી રૂપે એ અસાફલ્યોને તો માનવાં જ પડે અને તેને આત્માની ઊર્ધ્વ ગતિનાં આવશ્યક તત્ત્વો રૂપે સ્વકારીશું.

ડૉ. બેસન્ટની જિન્દગીમાંનાં આવાં થોડાંક દૃષ્ટાન્તો તરફ આપણે દૃષ્ટિપાત કરીશું. એમાંથી પણ કેટલુંક મહત્ત્વનું સમજવાનું મળે એમ છે :

(૧) બ્રેડલો, જેની સાથે કેટલાક સમય સુધી એમણે મહત્ત્વનું કામ કર્યું હતું અને જેની મિત્રતા તથા સહચારને લઈને એમને પોતાની પુત્રીનોય વિયોગ સહન કરવો પડ્યો હતો, તેની સાથેનો સમ્બન્ધ જે એમના થીઆસોફિકલ સોસાયટીમાં દાખલ થવાથી તૂટ્યો, એ પરિણામ ડૉ. બેસન્ટને તો જરૂર વિષમ લાગ્યું હશે.

(૨) એમના ઉત્તર જીવનની સઘળી પ્રવૃત્તિઓ (ધાર્મિક આન્દોલનોને પણ આપણે સામેલ કરીએ) ભારતના સાચા સ્વાતન્ત્ર્ય અને ખરી ઉન્નતિ અર્થે હતી, એ તો નિઃસંશય હતું. તથાપિ સામાન્ય જનતા તો શું પણ હિન્દીઓનો સુશિક્ષિત વર્ગ પણ તેના તરફ શંકાની દૃષ્ટિએ જોતો ! અર્થાત્ એમના પરિશ્રમને યોગ્ય વાતાવરણ પૂરું પ્રાપ્ત ન હતું.

(૨) બનારસ હિન્દુ કૉલેજનાં એ પોતે સંસ્થાપક તથા સંચાલક હતાં, છતાં જ્યારે એનું હિન્દુ યુનિવર્સિટીમાં રૂપાન્તર થયું, ત્યારે ખાસ એમનો જ બૉયકોટ થતો હોય એમ દેખાતું હતું ! એટલું ખરું કે એમને ડિ. લિટ્. (ડૉક્ટર આફ લિટરેચર)ની ડીગ્રી આપીને એ પૂર્વના મહા ઋણમાંથી મુક્ત થવાને યુનિવર્સિટીએ યત્કિંચિત્ પ્રયાસ કર્યો હતો, છતાં એમના લાંબા સમય સુધીના ઉક્ત બૉયકોટમાં ઈર્ષાની શંકાની ગંધ તો દેખાયા વિના રહેતી નથી !

(૪) હિન્દને સ્વરાજ્ય આપવાની એમની હિલચાલ, તેની માગણીઓની વાસ્તવિકતા વિષે કદાપિ મતભેદ રહે, છતાં તે મહાત્મા ગાંધીની માગણીઓ કરતાં વિશેષ સંભવિત, ઓછી ક્રાન્તિકારક હતી, એ તો જાણીતું છે, તેઓ તો ભારતને માટે સાંસ્થાનિક સ્વરાજ્ય (Dominion Status જેવું) ચાહતાં હતાં; પરન્તુ તાત્કાલિક પૂર્ણ સ્વરાજ્યને તો તેઓ આ દેશને માટે ભયાવહ જ માનતાં. આ પણ એમની

*Order of the Star in the east—પૂર્વનું તારક મંડળ

વિપુલ રાજકીય દીર્ઘ દૃષ્ટિનું પરિણામ હતું. અને એ માર્ગે આપણે વધારે સહેલાઈથી દેશના હાનિકારક 'ભાગલા' પડયા સિવાયનું, વધારે હિતકારક સ્વરાજ્ય જરૂર મેળવી શકાયા હોત, એમ છતાં દેશના બ્રિટિશ રાજ્યકર્તા ગાંધીજીના કરતાં ડૉ. બેસન્ટ ઉપર વધારે વહેમ રાખતા અને તેમના બંધારણ પૂર્વકના વિરોધને પણ ઘણી શંકાની દૃષ્ટિએ જોતા !×

(૫) ડૉ બેસન્ટનું Home Rule Bill સુન્દર, વિકાસમાન હતું, વિશાળ દૃષ્ટિથી ઘડાયેલું હતું. અને તેને પાર્લામેન્ટના કેટલાક સભ્યોનો સારો ટેકો હતો છતાં હિન્દી આગેવાનો (જેમાં મહાત્માજી પણ હતા) જેમણે આજની અક્ષમ્ય ત્રુટિઓવાળી યોજના સ્વીકારી છે, તેમનો ઉક્ત બિલનો મોળો, નિર્બળ સ્વીકાર જ હતો અને કોઈ કોઈ તરફથી તો વિરોધ પણ હતો. પરિણામ એ આવ્યુ કે હાઉસ ઑફ કૉમન્સમાં પસાર થયેલું એ બિલ અમલમાં આવવા ન પામ્યું !

(૬) આખો શ્રી. કૃષ્ણમૂર્તિનો * પ્રસંગ મારા જેવા મંડળ બહારના દૃષ્ટાને તો નિરાશાજનક જ દીસે ! ભાવિ જગદ્‌ગુરુરૂપે એમની પસંદગીથી Order of the Star in the East * વિખેરી નાંખવામાં આવ્યો; ત્યાં સુધીમાં ડૉ. બેસન્ટને કંઈક નિરાશાઓ પ્રાપ્ત થયેલ, જેમાંના એ છેલ્લા પગલાનો આઘાત તો એમના જેવા ઉષ્ણ લાગણીવાળા, વધેલી વયને લઈને મૃદુ હૃદયી થયેલને સખત હોય, એ સંભવિત છે

(૭) એ મહાન્ માનુને પોતાના મિત્રોના બચાવ અર્થે અથવા પોતાના કોઈ પગલા માટે મંડળમાં તથા બહાર સખત વિરોધ પણ સહન કરવો પડયો હતો. બિશપ લેડબીટરની અમુક પ્રત્યાઘાતી અથવા દૂષિત મનાતી સલાહ (ઉપદેશ) વિષે તથા ડૉ એરુન્ડેલે એક બ્રાહ્મણ કન્યા સાથે કરેલ લગ્ન વિરુદ્ધ ઘણું પ્રચાર કાર્ય થયું હતું, છતાં ડૉ. બેસન્ટ એ સ્નેહીઓને પડખે નીડરતાથી ઊભાં રહ્યા અને અન્તે સહુ શાન્ત થયું.

આવો જ એક ઉગ્ર વિરોધ એમણે ભાવિ જગદ્‌ગુરુ તરીકે શ્રી. કૃષ્ણમૂર્તિની પસંદગી કરી જાહેર કર્યા ત્યારે પણ ઊઠયો હતો, અને આ પ્રસંગે તો એમની સાથે આજીવન કામ કરી રહેલ બાબુ ડૉ. ભગવાનદાસ* પણ પ્રખર વિરોધીઓમાં હતા !

### ૯ સહજ સમાલોચના

ઘણા વર્ષો ઉપર, પહેલા જગદ્‌યુદ્ધના પ્રારમ્ભનાં વર્ષોમાં, Bibby's annual નામનું સુન્દર પ્રતિવાર્ષિક ઇંગ્લેંડમાં પ્રકટ થતું હતું. તેના એક અંકમા, એક રસભરી ઉચ્ચ ભાવનાત્મક કથા છે.

× હું ધારું છું કે માત્ર કેટલોક સમય જ.—સંપાદક

*, ડૉ બેસન્ટ કદિ શ્રી કૃષ્ણમૂર્તિ—કૃષ્ણજીને જગદ્‌ગુરુ માનતા ન હતા. 'Order of the Star In the East' પૂર્વના તારક સંઘ દ્વારા એમણે એટલું જ પ્રતિપાદન કરેલું કે શ્રી કૃષ્ણમૂર્તિ દ્વારા જગદ્‌ગુરુ ભગવાન મૈત્રેય પ્રગટ થશે. જગદ્‌ગુરુ મૈત્રેય, તે મહાવિભૂતિ, પાંચમી દીક્ષા પામેલા શરીરધારી મહાત્માઓ અથવા પૂર્ણ કે જીવનમુક્ત પુરુષોથી પર એવી, સાતમી દીક્ષા પામેલી મહાવિભૂતિ છે. જુઓ શ્રી લેડબીટરના "Masters and the Path" આદિ પુસ્તકો. શ્રી. કૃષ્ણમૂર્તિ પોતે જગદ્‌ગુરુ ભગવાન્ મૈત્રેયના વાહન છે કે નહિ એ આખો પ્રશ્ન ઉડાવી દે છે, પરંતુ મહાત્માઓ અને એથી મહાન્ અવતારી પુરુષોના અસ્તિત્વનો નકાર કરતા જ નથી. બલ્કે એ ગહન વિષયો પ્રત્યે મૌન જ સેવે છે. ભવિષ્ય જ બતાવશે કે કૃષ્ણજીએ, મૈત્રેય ભગવાનના વાહન તરીકે કામ કર્યું છે કે નહિ અને તે કેટલે અંશે સફળ થયું છે. શ્રી બાબુ ભગવાનદાસ પણ જગદ્‌ગુરુ મૈત્રેય ભગવાનના અસ્તિત્વમા માનતા હતા. પણ એમને દૈનિક જીવનમા આવવાની શું જરૂર પડે અને તેઓ શ્રી. કૃષ્ણમૂર્તિ દ્વારા પોતાનો સદેશો આપી શકશે કે કેમ એ વિષે શંકા સેવતા હતા. જો કે શ્રી. કૃષ્ણમૂર્તિ પોતે પણ શ્રી. બેસન્ટ, શ્રી. લેડબીટર, શ્રી. એરુન્ડેલ અને શ્રી. જિનરાજદાસ જેવા એક મોટા પુરુષ છે કે જે એમના પુસ્તકો અને વાર્તાલાપો વાંચવાથી અને વ્યાખ્યાનો સાંભળવાથી તરત જણાશે —સંપાદક

એક પુણ્યાત્માને પૃથ્વી ઉપર એના પુનર્ગમનનો પ્રસંગ પ્રાપ્ત થતાં વિશ્વનિયંતાની હજૂરમાં આણેલ છે. હવે એને શું થવું છે ? કેવી રીતે કામ કરવાની એની ઇચ્છા છે ?–એ વગેરે પ્રશ્ન થાય છે. તલવાર અને મુકુટ એને દેખાડીને સમજાવવામાં આવે છે કે મુકુટ એટલે પુરુષત્વ, તલવાર એટલે સ્ત્રીત્વ. એ રીતે સંસારના કર્મવિભાગો-કાર્યપદ્ધતિઓ એને દર્શાવાય છે એ આત્મા તો અન્તે તલવાર (સ્ત્રીત્વ)જ પસંદ કરે છે.

જો આવી કોઈ પસંદગી મહાન્ આત્માઓને પૃથ્વી પર આવતાં પ્રાપ્ત હોય, તો હું તો માનું કે ડૉ. બેસન્ટનો પવિત્ર આત્મા સ્ત્રીત્વ (તલવાર) જ સ્વીકારે. અત્યારની આપણી સામાન્ય (પ્રાકૃત) મનઃસ્થિતિમાં સ્ત્રીત્વ એટલે sex (જાતિ) એમ સાંભળીએ છીએ, પરન્તુ આપણે મહાન્ નારીઓનાં જીવન જોઈશું તો ઘણે અંશે સ્ત્રીત્વ એટલે શક્તિ અને કેટલેક મહત્ત્વને અંશે સ્ત્રીત્વ એટલે માતૃત્વ દેખાશે વળી, આપણી સામાન્ય સમજણમાં પણ આપણે સ્ત્રીત્વને sex (જાતિ) ની સાથે ભેળવી દઈએ છીએ ત્યારેય તેમાં પણ માતૃત્વભાવના તો ઊંડી રહેલી જ હોય છે,–જેનું દર્શન વહેલું કે મોડું થાય !

હિન્દુસ્તાનમાં ઊંચા પ્રકારની સ્ત્રીશક્તિનાં ત્રણ દિવ્ય સ્વરૂપ સ્વીકારાયાં છે : મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતી. અર્થાત્ બળ, સૌન્દર્ય, જ્ઞાન અથવા શક્તિ, સાધન સદ્બુદ્ધિ. આપણા દેશની આદર્શ નારીઓ સીતા, સાવિત્રી, અનસૂયા છે આ સહુમાં આપણે જ્વલન્ત સ્ત્રીત્વ, જેણે ભારતીય પ્રજાને આજ સુધી સજીવન રાખી છે, તેની પ્રતિમૂર્તિ જ નિહાળાય છે. આપણે કબૂલ કરીશું કે આપણું વર્તમાન સ્ત્રીત્વ નિર્બળ, નિઃસ્તેજ, અજ્ઞાન થતું ચાલ્યું છે. છતાં તેનામાં માતૃત્વના અમૃત વહેણ વહે છે ત્યાં સુધી એનું અકલ્યાણ છે જ નહિં. સામાન્ય સદ્ગુણોની દૈવી પ્રસાદી ધારણ કરતો ડૉ. બેસન્ટ જેવો પુણ્યાત્મા સ્ત્રીશક્તિ રૂપે આપણા ઉત્કર્ષ અર્થે મથી ગયો છે, અને જેનામાં એ ત્રિગુણાત્મિકા જગદમ્બાના ઉજ્જવલ ગુણો (ધર્મનિષ્ઠા, સુવ્રત અને વાત્સલ્ય) મૂર્તિમન્ત હતાં, અર્થાત્ વિશેષતઃ જે સાધ્વી બાનુંમાં આર્યનારીની સમાન જ માતૃત્વ દ્યોતક અને પોષક હતું, એમ છે (અને એવા અનેક સત્પ્રયાસો ચાલુ હોય,– હોવા જ જોઈએ,) ત્યાં સુધી આપણું ઉદ્ધારપંથગમન કોઈ રીતે રોકાવાનું નથી. સંભવિત છે કે અમુક પ્રસંગ અથવા સમય પૂરતું કદાચ અવરોધન દીસે, તથાપિ આપણી અમર ભારતમાતાનો અન્તે તો જય જ છે; એ તો નિશ્ચિત છે.

या देवी सर्वभूतेषु मातृरूपेणसंस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ।

ભાવાર્થ : સર્વ (પ્રાણીઓ) સ્ત્રીઓમાં માતૃરૂપે પ્રાકટ્ય પામેલ મહાન્ નારી જ્યોતિને આપણે નમીએ છીએ, નમીએ છીએ, નમી રહ્યા છીએ *

શ્રી. રામમોહનરાય જસવંતરાય દેસાઈ
(સુંદરીસુબોધના તંત્રી)

---

* શ્રીમાન્ મહોપાધ્યાય પંડિત દયારામ ખટાઉ ગંગાધર શર્મા જેવા સનાતની શાસ્ત્રી પોતાના "ગીતાર્થ પરામર્શ" (અષ્ટમ સોપાન-તૃતીયાધ્યાય વિચાર)-કર્મયોગ રહસ્યની મીમાંસામાં લખે છે કે "થીઓસોફિકલ મતનાં પ્રણેતા કે પ્રચારિકા, સ્વર્ગવાસિની, પાશ્ચાત્ય વિદુષી એની બેસન્ટે ગીતાજીના ભિન્નભિન્ન વિષયો પર પણ વ્યાખ્યાનો આપ્યા હતા, અને તે વ્યાખ્યાનો પુસ્તકરૂપે ઇંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ પણ થયા છે.

"કંઠમાં રુદ્રાક્ષમાળા ધારણ કરેલી સ્થિતિમાં વ્યાખ્યાનપીઠ પર આરૂઢ થઈને શ્રીકૃષ્ણ ભગવાનનાં જીવન પર રસીલી શૈલીમાં વ્યાખ્યાન કરતા તેમનું મેં અવલોકન કર્યું હતું."

(મુંબઈ, ગુજરાતી (પૃ ૨૧૦૭), તા. ૨૫-૧૧-૪૫)

## Dr. Besant's authorship

*It was rightly said of Annie Besant—and I who travelled with her* time and again all throughout India, can easily testify—that not a single day passed in her life, when she did not write *During her life-time she* undertook as many as 35 tours in all parts of the world and her literary out-put was enormous —362 books *and pamphlets, 18 periodicals* and 25 works written in collaboration with others

Sjt Kanji Dwarkadas

( From " A prophet's centenary " page 10 of The illustrated weekly of India " September 28, 1947 )

## ડૉ. બેસન્ટની મુસાફરીઓ અને ગ્રંથકારિત્વ

ડૉ. એની બેસન્ટને માટે સાચે જ એમ કહેવાય છે—અને હું કે જે એમની સાથે અવારનવાર આખા હિંદમાં મુસાફરી કરતો હતો, તે તરત પુરવાર કરી શકું—કે એમની જિંદગીમાં એવો એક દિવસ પસાર નહિ થયો હોય, કે જ્યારે તેમણે કંઈ ને કંઈ લખ્યું ન હોય એમની આખી જિંદગીમાં તેમણે દુનિયાભરમાં પાંત્રીસેક મુસાફરી કરી હશે અને તેમનો સાહિત્યનો ફાળો પણ મોટો હતો તેમણે પુસ્તકો અને ચોપાનિયા ( Pamphlets) મળી ૩૬૨ લખ્યાં છે તેમણે ૧૮ જેટલાં સામાયિકો કાઢ્યાં હતાં અને તેમણે પચીસેક ગ્રંથો બીજાઓ સાથે મળી [ જેવા કે લેડબીટર ] લખ્યા છે

શ્રી કાનજી દ્વારકાદાસ

[ 'એ પ્રોફેટ્સ સેન્ટીનરી'—એક પયગંબરની શતાબ્દિવાળા લેખમાંથી; ઈલસ્ટ્રેટેડ વીકલી ઓફ ઈન્ડિયા, તા ૨૮, સપ્ટેમ્બર ૧૯૪૭ના પાના ૧૦માંથી ]

# શ્રીમતી ઍસન્ટબાઈ અને જ્યોતિશ્ચક્ર

જે બ્રહ્માણ્ડમાં છે તે પિણ્ડમાં છે, એ અર્થ જેમાંથી ધ્વનિત થાય છે એવી એક કહેવત સંસ્કૃતમાં છે. એ જન્મકુંડલીને બરાબર લાગુ પડે છે. તેમાં જેમ આકાશમાં રહેલા ગ્રહોનું અને નક્ષત્રોનું પ્રતિબિંબ દેખાય છે, અને તેથી તે ગ્રહોની વિશિષ્ટ સમયની સ્થિતિનું જ્ઞાન થાય છે, તેવી જ રીતે, જન્મકુંડલીમાં મનુષ્યના બાહ્ય અને આંતર જીવનનાં તત્ત્વોનું પ્રતિબિંબ પડે છે, અને તે કારણે, તેના આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક જીવન વિષેનું જ્ઞાન કુંડલી ઉપરથી થઈ શકે છે, એ નિર્વિવાદ છે.

શ્રી. ઍસન્ટની કુંડલી નીચે પ્રમાણે છે.



સામાન્યતઃ એવો નિયમ છે કે મનુષ્યની કુંડલીમાં જે લગ્ન ઉદય પામે છે તે રાશિ, જેમાં વધારે ગ્રહો બેઠા છે તે રાશિ અને બુધચન્દ્રની રાશિ, આ ત્રણચાર રાશિઓના ગુણધર્મોનું સંમિશ્રણ જેમાં છે તેવી તે વ્યક્તિની દેહસ્થિતિ અને મનઃસ્થિતિ હોય છે. શ્રી. ઍસન્ટની કુંડલીમાં આ વસ્તુ વિશેષ રીતે જોવા મળે છે. મેષ રાશિ ઉદય પામે છે. કર્કમાં ચંદ્ર, ગુરુ યુતિમાં છે.-તુલામાં રવિ, શુક્ર, બુધ છે. ચરરાશિઓ ચારે કેંદ્રમાં છે અગિયાર ગ્રહોમાંથી આઠ ગ્રહો ચરરાશિઓમાં અને કેંદ્રસ્થાનમાં પડ્યા છે. લગ્નેશ જે રાશિમાં છે તેનો અધિપતિ પણ ચરરાશિમાં છે. શનિનું પણ આમ જ છે. ફક્ત એક નેપચૂન જ ચરરાશિના સંબંધમાં સીધી રીતે આવતો નથી. આ કુંડલીમાં આ પ્રમાણે ચરરાશિનું પણ પ્રાબલ્ય દેખાય છે ચરરાશિમાં જ ઉદય પામતો હર્શલ છે, તેથી આ ચરરાશિઓનો યોગ વધારે તીવ્ર બન્યો છે. લગભગ બધા ગ્રહોનો ચરરાશિ સાથે સંબંધ હોવાથી, તેમનામાં માનસિક અને બૌદ્ધિક ફેરફાર થયા જ કરતો હતો તેમના જીવનમા જે અનેક સ્થિત્યન્તરો થયાં હતાં તેનું આ મુખ્ય કારણ છે. નાસ્તિકવાદ, સામ્યવાદ (Fabian Socialism), ધર્મકારણ, રાજકારણ, સમાજ-સુધારણા, શિક્ષણસુધારણા, પત્રકારિત્વ વગેરે અનેક જાતની ચળવળ તેમણે કરી હતી. ચરરાશિ રજોગુણ-પ્રધાન હોય છે, તેથી ચરરાશિપ્રધાન વ્યક્તિઓ નિરાંતે બેસી રહે, એવું ભાગ્યે જ બને, છે.-- --

ચરરાશિમાં ઉદય પામવાની તૈયારીમાં હર્શલ છે. તે ચંદ્ર-ગુરુ સાથે કેંદ્રયોગ અને બુધ-શુક્રસાથે

પ્રતિયોગ કરે છે શ્રી. બેસન્ટના જીવન ઉપર હર્શલની ઘણી અસર થઈ છે. મહત્ત્વાકાંક્ષા, દૃઢ નિશ્ચય, ક્રાંતિકારી ફેરફારો તત્ત્વજ્ઞાન અને ગૂઢ વિદ્યા તરફ મનની અને બુદ્ધિની વૃત્તિ, વિચારોની મૌલિકતા અને નવીનતા વગેરે ગુણો હર્શલ દર્શાવે છે એ બધા ગુણો તેમનમાં મોટા પ્રમાણમાં હતા તે બધા જાણે છે.

જન્મ સમયે અશ્વિની નક્ષત્રનો ઉદય થતો હતો. એ દેવગણવાળું નક્ષત્ર છે. એ નક્ષત્ર લગ્નના આરંભે હોય, અથવા તેમાં રવિ, ચંદ્ર કે ગુરુ વિશેષતઃ કેંદ્ર–કોણમાં હોય તો તે માણસ મોટી પદવીને પ્રાપ્ત કરે છે અથવા પ્રખ્યાત થાય છે. શ્રી. બેસન્ટની કુંડલીમાં અશ્વિનીનો ઉદય થાય છે. સદ્‌ગત ગણકભાસ્કર નવાથેએ અશ્વિનીનક્ષત્રનું ફળ લખ્યું છે, તેમાં તે કહે છે.— ચચલ મન, હમેશ ફરવાવાળા, દીર્ઘપ્રવાસ કરવાવાળા, પરદેશમાં પ્રવૃત્તિ કરવાવાળા, બુદ્ધિમાન્, વિદ્વાન, મહત્ત્વાકાંક્ષી, પરોપકારી, રજોગુણમિશ્ર સત્ત્વગુણવાળા અને ધનવાન એ બધું શ્રી બેસન્ટને લાગુ પડે છે.

અશ્વિની એ મેષરાશિના અંગભૂત છે અને મેષના અધિપતિ મગળ છે, જે પૂર્ણ રજોગુણી છે. પણ મગળનો એ રજોગુણ અશ્વિનીમાં વધારે સત્ત્વમિશ્રિત હોય છે; કારણ અશ્વિની એ દેવગણનું નક્ષત્ર છે. એનો અર્થ એવો કે એ વ્યક્તિ પ્રવૃત્તિશીલ રહે જ; પણ તે પ્રવૃત્તિ સ્વાર્થમૂલક કે અન્યાયમૂલક હોતી નથી. કિંતુ તે પ્રવૃત્તિના મૂળમાં ધર્મ, ન્યાય, નીતિ, પરોપકાર વગેરે સદ્‌ગુણો રહે છે, આ કારણે, આ વ્યક્તિની પ્રવૃત્તિઓ લોકો માટે કલ્યાણકારક નીવડે છે

શ્રી. બેસન્ટની કુંડલીમાં, સાત્ત્વિક ગુણોનું આધિક્ય બતાવનાર બીજા સુંદર યોગો થયા છે. કર્કરાશિમાં ચંદ્ર–ગુરુની યુતિ છે. તેમાં પણ ચંદ્ર પુષ્ય નક્ષત્રનો છે, અને પુષ્ય એ દેવગણનું નક્ષત્ર છે. પુષ્યના ધર્મો આ છે: ઈશ્વરભક્ત, નીતિમાન્, પરોપકારી, જગતમાં કીર્તિ મળે તેવી પ્રવૃત્તિ કરનાર, ભોગી, ધનાઢ્ય, કાયદા–કાનૂનનું સારું જ્ઞાન ધરાવનાર, ઉત્તમ લેખક અને વિદ્વાન. પુષ્યમાં જો ચંદ્ર હોય તો એવી વ્યક્તિના ગુણધર્મો આ છે–મહાત્મા, લોકપ્રિય, સંપત્તિમાન્, રાજયોગી, પુણ્યવાન, અધિકારસંપન્ન અને દીર્ઘપ્રવાસ કરવાવાળા શ્રી. બેસંટની બાબતમાં એમાંથી ઘણુંખરું મળતું આવે છે તે સ્પષ્ટ છે. આવો જ બીજો એક સુંદર યોગ, સ્વાતિ નક્ષત્રમાં રવિ, શુક્ર અને બુધ, એ ત્રણ ગ્રહોની સ્થિતિ એ સ્વાતિ એ પણ દેવગણી નક્ષત્ર છે. 'સર્વોત્તમ ગુણોનું નક્ષત્ર' એમ એનું વર્ણન છે સ્વાતિના ધર્મો પુષ્યના જેવા છે, અને વધારામાં, એ નક્ષત્ર ક્ષમાશીલતા, સત્યપ્રિયતા, તુલનાત્મક દૃષ્ટિ, તત્ત્વજ્ઞાન તરફ વલણ ઇત્યાદિ ગુણો બતાવે છે. આવા નક્ષત્રમાં આત્મકારક રવિ, બુદ્ધિદર્શક બુધ અને કલા વગેરેનો કારક શુક્ર, ત્રણે એકત્ર થયા છે પુષ્ય–ચંદ્રયોગ માનસિક સાત્ત્વિકતા બતાવે છે, ત્યારે, સ્વાતિમાં રહેલા રવિ આત્માની ઉચ્ચકોટિની શુદ્ધતા, બુધ બુદ્ધિની વિશાળતા અને ગ્રાહક શક્તિ, અને શુક્ર વક્તૃત્વકલા અને બીજી કેટલીક કલાઓની સમૃદ્ધિ બતાવે છે આ પ્રમાણે આ કુંડલી સત્ત્વમિશ્ર રજોગુણ બતાવે છે. તમોગુણ પ્રમાણમાં બહુ અલ્પ છે.

આપણા પ્રાચીન ગ્રન્થકારોએ ચદ્રનક્ષત્રને અને ચદ્રરાશિને વધારે મહત્ત્વ આપ્યું છે; તો તે પ્રમાણે હવે જોઈએ.

જેના જન્મસમયે પુષ્યમાં ચંદ્ર હોય તેને માટે વરાહમિહિર આ ફળ લખે છેઃ– शान्तात्मा सुभगः पण्डितो धनी धर्मसंश्रितः पुष्ये। (એટલે પુષ્ય નક્ષત્રમાં જન્મ હોય ત્યારે તે માણસ શાંત, દેખાવડો, વિદ્વાન, ધનવાન્ અને ધર્મપરાયણ થાય છે.) (बृहज्जातक अ. १६, ५) કર્કરાશિમાં ચદ્ર હોય ત્યારે– आवक्रद्रुतगः समुन्नतकटिः स्त्रीनिर्जितः सत्सुहृद् दैवज्ञः प्रचुरालय क्षयधनैः संयुज्यते चन्द्रवत्। ह्रस्वः पीनगलः समेति च वशं साम्ना सुहृद्वत्सलस्तोयोद्यानरतः स्ववेश्मसहिते जातः शशाङ्के नरः ॥ बृ. जा. ७९ ४. (કર્કમાં ચન્દ્ર હોય ત્યારે જન્મેલો માણસ આવો હોય છેઃ– [illegible] પણ જલદી ચાલવાવાળો, કટિભાગ ઉન્નત હોય તેવો, સ્ત્રીજિત, સારા મિત્રો જેને છે તેવો,

ગૂઢ વાતો જાણનાર, ઘણાં મકાનોવાળો, ચંદ્રની જેમ ધનની ક્ષય-વૃદ્ધિ થાય તેવો, બહુ ઊંચો નહિં અને પુષ્ટગળું જેનું છે તેવો, સામોપચારથી વશ થાય તેવો, મિત્રો તરફ પ્રેમ રાખવાવાળો, પાણીનો અને બગીચાનો શોખીન.) શ્રી. બેસન્ટની બાબતમાં આમાંથી ઘણું સાચું દેખાય છે. ગુરુ-ચંદ્રયુતિનું ફળ વરાહમિહિર આ પ્રમાણે લખે છે.–**विक्रान्तं कुलमुख्यमास्थिरमतिं वित्तेश्वरं साङ्गिराः ।** (પરાક્રમી, કુલમાં શ્રેષ્ઠ, અસ્થિર બુદ્ધિવાળા અને ધનના સ્વામી; ગુરુ-ચંદ્રયુતિવાળો માણસ આવો હોય છે.) **(बृ. जा. ७४, २). जातः साधुजनाश्रयोऽतिप्रतिभानार्येण युक्ते विधौ। ( जातकपारिजात, ८, ३) दृढसौहृदो विनीतः स्वबन्धुसम्मानवर्धनेशश्च । गुर्विन्दोः शुभशीलः सुरद्विजेभ्यो रतो भवेत्पुरुषः ॥ (सारावलि)** આ શ્લોકોનો અર્થ ઉપરના વર્ણનમાં આવી ગયો છે. શ્રી બેસન્ટની કુંડલીમાં સપ્તમ સ્થાનમાં તુલા રાશિમાં ત્રણ ગ્રહો, રવિ, બુધ, શુક્ર બેઠા છે. બુધ-શુક્ર પાસેપાસે છે; રવિ થોડો દૂર છે. પણ એક રાશિમાં અને એક સ્થાનમાં જે ત્રણ ગ્રહોનો યોગ થાય છે તે અમુક વિશિષ્ટ ફળ આપ્યા વિના રહે નહિં. આ ત્રણ ગ્રહોના યોગનું ફળ **जातकपारिजात**માં આ પ્રમાણે આપ્યું છેઃ– **भानुज्ञासुरपूजितैर्मृदुतनुर्विद्यायशस्वी सुखी ।** (અ. ૮,૮) **सारावलि**માં આ પ્રમાણે લખ્યું છેઃ– **अतितप्तो वाक्कुशलो भ्रमणरुचिः प्रोषितो गुरुभिः । स्त्रीहेतोः संतप्तः शशिसुतभार्गवैः सहितैः ।** (સારાંશ : રવિ, બુધ, શુક્ર યોગ હોય ત્યારે માણસ મૃદુ શરીરવાળા, વિદ્યાવડે યશસ્વી, સુખી, બહુ તપી જાય-તેવા, બોલવામાં કુશળ, ફરવાનું ગમે તેવા, ગુરુઓના કામ માટે પ્રવાસ કરવાવાળા અને સ્ત્રી તરફથી તાપ થાય તેવા—એવા થાય છે.) પુરુષજાતિ વિષે આ છે તેથી '**स्त्रीहेतोः संतप्तः**' એમ લખ્યું છે. નારીજાતિ વિષે બોલવું હોય તો '**पतिहेतोः संतप्ता**' આ પ્રમાણે ફેરફાર કરવો જોઈએ. શ્રીમતી બેસન્ટના જીવનમાં આ વર્ણન સાચી વસ્તુસ્થિતિ બનાવે છે. આ વસ્તુસ્થિતિદર્શક બીજા અમુક યોગો છે; તે વિચાર અત્યારે કરવો નથી. બીજું પણ ઘણું કહેવા જેવું છે, જેમાં કેટલુંક અનિષ્ટ ફળ પણ આવે છે, તે બધો વિચાર અત્રે થઈ શકે તેમ નથી. પણ બીજી એક દૃષ્ટિથી, જ્યોતિષના અભ્યાસીઓને માટે આ કુંડલી વિચારવા જેવી છે, તેનું ફક્ત દિગ્દર્શન કરવા માગું છું. જેમ ગ્રહો ફળ આપે છે તેમ તારાઓ પણ ફળ આપે છે. એ વિશે સંશોધન થવાની અગત્ય છે. પ્રસ્તુત કુંડલીમાં એવા કેટલાક વિચારવા જેવા યોગો થાય છે.

દાખલા તરીકે ચંદ્ર પાસે વ્યાધ (Sirius) તારો છે, જે સર્વ તારાઓમાં અત્યંત પ્રકાશમાન છે. શ્રી. બેસન્ટે જગતમાં જે ખ્યાતિ મેળવી છે તેનો નિદર્શક આ ચંદ્ર-વ્યાધયોગ નહિ હોય? રોબ્સન પોતાના Fixed Stars and Constellations પુસ્તક (પૃષ્ઠ ૨૦૮)માં વ્યાધના ગુણધર્મો આ પ્રમાણે આપે છેઃ—It gives honour, renown, wealth, ardent faithfulness, devotion, passion and resentment, and, makes its natives custodians, curators and guardians, etc. ચંદ્ર સાથે આ તારો હોય તો તેનું ફળ Success in business, influential friends of opposite sex, favourable for the father, good health, beneficial changes in home and business છે. બીજો એક ધ્યાન ખેંચે એવો યોગ ચાર્ટું છે : દશમબિંદુના તદ્દન પાસે બીજો એક મોટો તારો છે તે અભિજિત્ આપણામાં પણ અભિજિત્ એ બહુ શુભ નક્ષત્ર ગણાયું છે. તેનું ગુણવર્ણન રોબ્સન આ પ્રમાણે કરે છે. (પૃ૦ ૨૧૬):—It gives beneficence, ideality hopefulness, refinement and changeability, and makes its natives grave, sober, outwardly pretentious and usually lascivious. બીજા એવા કેટલાક નક્ષત્રયોગો થાય છે, તે પણ વિચારવા લાયક છે.

પ્રો. એચ બી ભિડે

અષ્ટમ સ્થાન : તેમનો આવરદા લાંબો તેમજ શરીર તંદુરસ્તીવાળું હોય અને કોઈ પણ રાજરોગ તેમને હેરાન ન કરે.

ભાગ્ય : તેમને ભાગ્યનો રાજયોગ થયો છે, પરંતુ તેમનો ભાગ્યોદય જીવનના મધ્યભાગથી અનેક કષ્ટો વેઠ્યા પછી શરૂ થાય અને દુનિયામાં ઘણા જ ભાગ્યશાળી ગણાય. અને તેમની જે મનની મુરાદો હોય તે જીવનના અવસાન પહેલાં લગભગ બધી જ પૂરી થઈ જાય.

પિતા અને રાજસ્થાન : એમના પિતા ધર્મિષ્ટ, ગૌરવશાળી તેમજ ઘણા દેખાવડા હોવા જોઈએ. પરંતુ તેમને પિતાનું ઘણું લાંબું સુખ નથી રાજદ્વારની બાબતમાં સત્યાસત્યની લડાઈ એમને જીવન પર્યંત લડવી જ પડે, પરંતુ તેમને હાથે કોઈ પણ રાજદ્રોહનું કાર્ય થાય નહિં. રાજ પ્રત્યે પોતે વફાદાર રહે અને રાજાની પણ એમના પર મહેરબાની હોય, પરંતુ સામાજિક અને ધાર્મિક ઝઘડાઓને લઈને રાજ્યની સાથે ઝઘડામાં ઊતરવું પડે, અને કેટલીક વાર એમને રાજ્ય તરફથી સહન પણ કરવું પડે, પરંતુ આખર પોતે રાજ્યમાન્ય જ રહે.

લાભસ્થાન અને વ્યયસ્થાન : એમનું આખું જીવન ઘણા જ ભારે ખર્ચોમાં પસાર થાય. જેટલો એમને લાભ મળે એટલા જ પ્રમાણમાં અને કેટલીક વખત એથી પણ અધિક ખર્ચનું પાસું વધી જાય એટલે એમના જીવનમાં ઘણા મોટા લાભો તેમજ ઘણા મોટા વ્યય થવાનો યોગ છે

અમદાવાદ
તા. ૧૯-૮-'૪૮.

શ્રી. ઘનશ્યામ મુન્શી

---

## Annie Besant in her wheel of life

Three out of four cardinal houses are crowded with planets, grouped too in three cardinal signs, adding to their power for good or ill How significant this of the life that was before the little Annie Wood, in that year of her birth in England!

Helen Veale
("The Annie Besant Centenary Book," Page 156)

## એની બેસન્ટ એમના ભાગ્યચક્રમાં

ચારમાંથી ત્રણ કેંદ્રસ્થાનોમાં ઘણા ગ્રહો બેઠા છે અને તે ત્રણ ચરરાશિમાં બેઠા છે અને તેથી તેમની શુભ કે અશુભ ફળ આપવામાં શક્તિ વધે છે ઈંગ્લાંડમાં તેના જન્મ સમયે-વર્ષે એની વુડ (પાછળથી એની બેસન્ટ)ના ભાવિ જીવન માટે આ નિશાનીઓ કેટલી સૂચક હતી

હેલન વીલ
("ધી એની બેસન્ટ સેન્ટીનરી બુક" પાનું ૧૫૬)




ભગવતી બેસન્ટની હસ્તરેખા

Reproduced by permission from Language of the Hand by Cheiro
published by Herbert Jenkins Ltd

## નિરયન પ્રમાણે ડૉ. બેસન્ટનો ગ્રહયોગ




ડૉ. એની બેસન્ટની નિરયન પ્રમાણેની કુંડલી

ડૉ. એની બેસન્ટનો જન્મ નિરયન મીન લગ્નમાં થયો છે મીનનો માલિક બૃહસ્પતિ છે. તે દેવગુરુ હોઈ અને વળી કેન્દ્રગત પડ્યો હોવાથી ધર્મમાર્ગે અને સેવાપરાયણતામાં જીવન વ્યતીત થાય ત્રણ ગ્રહો સ્વગૃહી છે શાસ્ત્ર લખે છે કે—**त्रिसि॰ स्वस्थैर्नराधिप॰** ત્રણ ગ્રહો સ્વગૃહી હોઈ અનેક માણસો તેમને અનુસરે ધર્મસ્થાનેશ મંગળ સ્વગૃહી છે અને **अष्टाविंशतिर्मामे**—તે હિસાબે ડૉ બેસન્ટના હાથમાં "ધર્મનું રહસ્ય" નામક ગ્રંથ વર્ષ ૨૮ પૂરૂ થતા જ આવ્યો અને આ પુસ્તક વાંચ્યા બાદ જ પોતે ધર્મનું સત્ય રહસ્ય સમજ્યાં

વિદ્યાધિપતિ ચંદ્ર ગુરુથી યુક્ત થઈ બુધના ઘરનો રહ્યો છે, જે એમ સૂચવે છે કે એક વખત વિદ્યા છોડીને ફરી આરંભ કરાવે, અને તેના માટે વર્ષ ૩રનો જ યોગ આવે છે બુધ, ગુરૂ અને શુક્ર ત્રણેય ગ્રહો કેન્દ્રગત હોઈ એવુ સૂચવે છે કે અગાધ બુદ્ધિકૌશલ્ય, સેવાપરાયણતા અને ધર્મમય જીવન બની જાય. વળી દેશપરદેશમાં ખ્યાતિ મેળવાવે અને વળી આ ગ્રહો બ્રાહ્મણ ગ્રહો હોઈ તેઓશ્રી યવન પ્રદેશ કરતાં આર્યાવર્તની સેવા ઘણી જ કરે. પિતૃકારક ગ્રહ નીચાભિલાષી હોઈ પિતાનું સુખ પાંચ અગર સાત વર્ષે નષ્ટ કરે અને માતૃકારક ગ્રહ માતૃસ્થાને તેમજ ગુરુથી યુક્ત હોઈ માતાની સાથે જીવન સારી રીતે વ્યતીત કરવુ પડે. ચાર ગ્રહોની યુતિ આધ્યાત્મિક યોગ સૂચવે છે જો કે સૂર્ય સાથે રહ્યો છે જેથી સન્યાસિની યોગ ન બને, પણ ગૃહસ્થજીવનમાં રહી સેવા-પરાયણતામાં જ જીવન વ્યતીત કરવુ પડે પતિકારક શુક્ર નીચનો છે, વળી અસ્તનો પણ સંભવિત છે, જેથી દાંપત્યજીવન સુખી ન ગણાય. અને પંચમેશ સ્ત્રીગ્રહ હોઈ પ્રથમ પ્રજામાં પુત્રીરત્નનો યોગ સંભવે છે. આ પ્રકારે અવિશ્રાન્ત છતાં પરોપકારમય જીવન વીતાવે તેવી આ કુંડળી છે

શ્રી. હિંમતલાલ દ ભટ્ટ

# ડૉ. એની બેસન્ટના ગ્રહયોગ

**સ્વભાવ તથા શરીરસંપત્તિ :** એમનો સ્વભાવ ઘણો ચંચળ, દીર્ઘદૃષ્ટિવાળો પરંતુ કેટલીક વાર દ્વન્દ્વ વિચારોથી યુક્ત તેમજ તેને અંગે કેટલીક વાર અનિશ્ચિત પણ હોવો જોઈએ. પરંતુ જેમ જેમ દુનિયાનો અનુભવ મળે તેમ તેમ તેમના વિચારો પ્રૌઢ તેમજ નિશ્ચયાત્મક અને નિર્ણયો તાત્કાલિક કરી શકે એવા હોવા જોઈએ. નાનપણથી જ તેમનું શરીર સશક્ત અને દૃઢ હોવું જોઈએ અને એમને કોઈ જાતનો રાજરોગ કે ભયંકર રોગ થાય નહિં અને આવરદા પણ ઘણો જ લાંબો અને છેક સુધી શક્તિશાળી જીવન ગુજરી શકે તેવો હોવો જોઈએ.

**લક્ષ્મીયોગ :** લક્ષ્મીની બાબતમાં શરૂઆતમાં છેક ૪૦–૪૫ વર્ષ સુધી જોઈએ તે પ્રમાણે સારો યોગ નથી, પરંતુ પાછલી જિંદગીમાં જમીન, મકાન વગેરેનું સંપૂર્ણ સુખ છે. અને લક્ષ્મીના સંબંધમાં પણ હાથ તંગીમાં રહે નહિં અને કોઈ જાતની હાડમારી ભોગવવી ના પડે.

**પરાક્રમ :** ડૉ. એની બેસન્ટના ગ્રહ જોતાં તેઓ ઘણાં જ પરાક્રમી તેમજ દૃઢનિશ્ચયી હોવાં જોઈએ. તેઓ પોતે સ્વપરાક્રમથી જ દુનિયામાં માનમર્તબો, કીર્તિ, આબરૂ તેમજ દ્રવ્યસંપાદન કરે. ભાઈભાંડુની બાબતમાં જોઈએ તેટલું સુખ નથી.

**માતૃસ્થાન અને વૈભવ :** એમની માતા ઘણા સદ્‌ગુણી, ઉચ્ચ વિચારના, ધર્મિષ્ટ તેમજ પતિ-પરાયણ હોવાં જોઈએ અને તેમને માતાનું ઘણું લાંબું સુખ હોવું જોઈએ. ડૉ. બેસન્ટ જાતે ઘણા વૈભવી હોય અને પાછલી જિંદગીમાં ઘણો જ વૈભવ ભોગવે એવો ગ્રહયોગ છે.

**બુદ્ધિ અને સંતાન :** તેઓ પોતે ઘણા જ બુદ્ધિશાળી અને સ્વાભાવિક રીતે ઘણા શાંત સ્વભાવના હોય અને એમની બુદ્ધિ ચંદ્રની માફક સંપૂર્ણ મધ્યમાવસ્થામાં ખીલે, જેમ કે ચંદ્ર મહિનાના મધ્ય ભાગમાં ખીલે છે. પરંતુ એમની બુદ્ધિ તો દિનપ્રતિદિન પૂર્ણિમાના ચંદ્રની માફક સંપૂર્ણ ખીલતી જ રહે અને છેવટે અવસાન થાય ત્યાં સુધી પણ દુનિયાને ચકિત કરી નાખે. સંતાનની બાબતમાં એમને અલ્પ સંતાનયોગ છે, પુત્રપુત્રીઓનો યોગ છે.

**રોગ–શત્રુ :** તેમને આખા જીવન પર્યંત શત્રુઓનો સામનો કરવો પડે અને સ્વજાતિ અને પરજાતિના શત્રુઓથી એમને હેરાન થવું પડે અને ખોટી હરિફાઈઓમાં ઊતરવું પડે. રોગની બાબતમાં દેહસ્થાન તેમજ અષ્ટમ સ્થાનના ગ્રહો બલિષ્ટ તેમજ કેન્દ્રીય હોવાથી તેમજ શુભ હોવાથી ખાસ રોગના પંજામાં તેમને સપડાવું ન પડે. અને રોગ અને શત્રુઓનો કુદરતી નાશ થાય.

**લગ્ન :** લગ્ન બાબતમાં ગ્રહાગ્રહ યોગ જોતાં એક શુભ ગ્રહ કે જે સ્વગ્રહી અને ઊંચનો સપ્તમ સ્થાનમાં પડ્યો છે તેને લીધે મોડું પણ લગ્ન થાય પરંતુ સંપૂર્ણ ગ્રહણ યોગ હોવાથી લગ્ન ઘણું જ દુઃખદાયક તેમજ કંકાસમય નીવડે તેમના પતિનો સ્વભાવ ઘણો જ વણિકબુદ્ધિવાળો તેમજ દુષ્ટ હોય અને સ્વાર્થ સિવાય તેમને બીજું કંઈ પણ સૂઝે નહિં. એટલે એમનું લગ્ન-જીવન ઘણું જ દુઃખમય જાય લગ્ન થવાનું કારણ તો ફક્ત અમૂક શુભ ગ્રહને લઈને જ છે. નહિં તો આવા ગ્રહવાળા વૈધવ્યજીવન કે કૌમાર્યજીવન ગાળે.

And it is inevitable. Those who strive against it will be eliminated, for the will of the great Father must be wrought out. The rebellious, the haters, the inciters to strife, will be scattered among other nations, [among nations backward in evolution] where their unpleasant peculiarities may work less harm, when the union is accomplished, when the field is ready, then the Vaivasvata Manu will send hither the master intellects of humanity, to raise the people composed of the best elements of his race to a dazzling height of glory, & the great Āryan Empire will stand revealed

Annie Besant

ભગવતી બેસન્ટના હસ્તાક્ષરો

## ડૉ. એની બેસન્ટની જ્વલંત જીવન-કારકિર્દી—

### —જ્યોતિષ શાસ્ત્રની દૃષ્ટિએ

વિશ્વવિખ્યાત, મહાન્ વિભૂતિ ડૉ. એની બેસન્ટ જગતના એક આદર્શ કર્મયોગિની અને સેવિકા તરીકે સુપ્રસિદ્ધ થયાં! જુદાજુદા દેશોમાં ફરીને વ્યાખ્યાનો દ્વારા તેઓએ જનસમાજને ઉન્નતિના માર્ગે આગળ વધારવાને મહાન્ અને અતુલ પરિશ્રમ ઉઠાવ્યો. તેઓ ખરેખર દુનિયારૂપી નભોમંડળમાં એક મહાન્ તેજસ્વી તારક હતાં. મહાન્ પુરુષોના જીવન જો બારીકાઈથી તપાસીએ તો સમજાશે કે તેઓ પોતે અત્યંત વિટંબણાઓ અને અનેક સંકટો તથા મુસીબતો વેઠીને દઢતા પૂર્વક જનસેવા કર્યા કરે છે. તેવું ડૉ. એની બેસન્ટના જીવનમાં પણ માલમ પડે છે. તેઓની જીવન-કારકિર્દી અનેક પ્રકારની આધિ અને વ્યાધિથી ભરપૂર હતી. તેમ છતાં પણ પોતાની આધ્યાત્મિક શક્તિથી તેનો જબ્બર સામનો કરીને જનસેવા કરતાં અમરત્વને પામ્યાં. તો આવી આ મહાન્ વિભૂતિના જીવનમાં જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિએ કેવો પ્રકાશ ઉદ્ભવે છે તે પ્રસ્તુત લેખનો વિષય છે. જ્યોતિષશાસ્ત્ર એ ઘણો જ અગાધ વિષય છે અને તેના ઘણા પ્રકાર છે. અહીંયાં હું ત્રણ પ્રકારથી તેમના જીવનની કારકિર્દી અર્પણ કરીશ: (૧) સંખ્યાશાસ્ત્ર (Numerology), (૨) હસ્તરેખાશાસ્ત્ર (Palmistry), (૩) દસ્તાક્ષરશાસ્ત્ર. (Graphology).

પ્રથમ સંખ્યાશાસ્ત્ર દ્વારા જોઈએઃ—

તેમનો જન્મ તા. ૧-૧૦-૧૮૪૭. જન્મતારીખ. ૧ = ૧—સૂર્ય. જન્મમાસ—તુલાનો સૂર્ય-શુક્ર-૬. જન્મસાલ ૧૮૪૭ = ૨૦=૨-શુક્ર. (૧+૮+૪+૭ = ૨૦ = ૨) જન્મનામઃ ૩૭= ૧૦=૧—સૂર્ય

**ANNIE BESANT.**

૧૫૫૧૧૫ ૨૫૩૧૫૪

૧૭ ૨૦

૧૭ + ૨૦ = ૩૭ = ૧૦ = ૧.

ઉપર મુજબના આંક જોતાં તેમનાં જીવનમાં મુખ્યત્વે સૂર્ય અને શુક્ર ગ્રહો અગત્યનો ભાગ ભજવે છે.

**સૂર્ય** :—સ્વતંત્ર અને નવીન વિચારશક્તિ, ઉચ્ચ આદર્શ, દૃઢ નિશ્ચય અને જીવનમાં ઉચ્ચ કક્ષાએ પહોંચવાની તીવ્ર આકાંક્ષા સૂચવે છે. તેમજ મહાન્ કીર્તિ સંપાદન કરી શકે છે.

**શુક્ર**:—દયા, ઉદારતા, ધર્મમાં લીનતા અને જનતા તરફ માતૃભાવવૃત્તિ બતાવે છે. જનસમુદાય તેઓની આત્મશક્તિથી આકર્ષાય છે અને તેમની પાછળ ગાંડા થઈને ફરે છે. અને સાચે જ જ્યારે ડૉ. એની બેસન્ટ ભાષણો કરતાં ત્યારે કેટલાક લોકો તેમના ભાષણની અસરથી ગાંડા જેવા થઈ જતા અને તેમની સદા સેવા કરવા તત્પર થતા તેઓ પોતાની આજુબાજુ દરેકને સુખ પ્રાપ્ત થાય તેવી ઇચ્છાશકિત દર્શાવે છે, અને તે માટે તનતોડ મહેનત કરવાનો સ્વભાવ સૂચવે છે. સ્વભાવ નમ્ર હોવા છતાં કોઈ પણ પ્રકારના વિરુદ્ધ વાતાવરણને નમતું નહિં આપતાં અડગ નિશ્ચયથી લડવાની અપૂર્વ શકિત બતાવે છે. તેઓ રાગદ્વેષના કટ્ટર વિરોધી હોય છે, વગેરે ઉપર મુજબના ગુણો શુક્રની અસરથી ઉદ્ભવે છે.

હવે નામના નંબર ૧૭ અને ૨૦ માટે ઇંગ્લાંડના પ્રખ્યાત જ્યોતિષી કેરોએ ( Cheiro ) પોતાની ચોપડીમાં નીચે મુજબ લખ્યું છે:—

નં. ૧૭:—This is highly spiritual number and is expressed in symbolism by the 8-pointed Star of Venus—a symbol of " Peace and Love." It is also called " The Star of Magi" and expresses that the person it represents has risen superior in spirit to the trials and difficulties of his life or his career. It is considered a " Number of Immortality " and that the person's name " Lives after him. "

નં. ૨૦:—This number is called " The Awakening; " also " The Judgment. " It is symbolised by the figure of a winged angel sounding a trumpet, while from below a man, a woman, and a child are seen rising from tomb with their hands clasped in prayer.

This number has peculiar interpretation; the awakening of new purpose, new plans, new ambitions, the call to action, but for some great purpose, cause or duty. It is not a material number and consequently is a doubtful one as far as worldly success is concerned.

If used in relation to future events, it denotes delays, hindrances, to one's plans, which can only be conquered through the development of the spiritual side of the nature.

તથા ઉપરે તેમના નામના બન્ને નંબરો ભેગા કરતા ૧૭+૨૦=૩૭=૧૦ નંબર આવે છે, જેનું વર્ણન નીચે મુજબ છે :—

નં. ૧૦.—Symbolised as the " Wheel of Fortune." It is a number of honour, of faith and self confidence, of rise and fall, one's name will be known for good or evil, according to one's desires. It is a fortunate number in the sense that one's plans are likely to be carried out.

તેમના જીવનમાં ૧ અને ૪ નંબરના આંક બહુ અગત્યનો ભાગ ભજવે છે. તેમનો જન્મ ૧લી ઓક્ટોબરના થયો હતો.

| જન્મ તારીખ | | મહિનો | | સાલ |
|---|---|---|---|---|
| ૧ | + | ૧૦ | + | ૧૮૪૭ |
| ૧ | + | ૧ | + | ૨૦=૨૨=૪. |

ઉપર મુજબ જન્મ તારીખ, મહિનો અને સાલનો સરવાળો કરતા નંબર ૪ આવે છે.

સને ૧૮૭૩માં કાયદેસર છુટાછેડા લીધા તથા ખ્રીસ્તિ ધર્મનો ત્યાગ કર્યો, જે સાલનો સરવાળો ૧ આવે છે ( ૧+૮+૭+૩=૧૯=૧૦=૧ )

તા. ૧૦ મી મે ૧૮૭૪ની સાલમાં તેમની માતાનું દુઃખદ મરણ થયું તે તારીખનો નંબર પણ ૧ આવે છે.

સને ૧૮૮૯માં ૧૦મી મેને દિવસે મેડમ પી. બ્લેવેટ્સ્કી સાથે પ્રથમ મુલાકાત—તે મહિનાની તારીખનો આંક ૧ આવે છે.

સને ૧૮૯૪માં હિંદુસ્તાનમાં ભાષણ આપવાની પ્રથમ શરૂઆત કરી તે સાલનો નંબર ૪ આવે છે (૧+૮+૯+૪=૨૨=૪)

ઈ. સ. ૧૯૦૪માં બનારસમાં છોકરીઓની સ્કૂલ સ્થાપી (૧+૯+૦+૪=૧૪). આમાં ૧ અને ૪ નંબર સાથે આવે છે.

સને ૧૯૦૯માં લાંબામાં લાંબી ૪૫,૦૦૦ માઈલની મુસાફરી આખા વર્ષ દરમિયાન કરી. (૧+૯+૦+૯=૧૯=૧૦=૧)

ઇ. સ. ૧૯૧૩માં હિંદુસ્તાનની રાજ્યનીતિમાં ઝંપલાવ્યું (૧+૯+૧+૩=૧૪). આમાં ૧ અને ૪ નંબર સાથે આવે છે.

ઇ. સ ૧૯૧૪માં ૬૭ વર્ષની ઉમરે ફરીથી પ્રમુખ તરીકે થીઓસોફિકલ સોસાયટીમાં ચુંટાયાં. ઉપરનો સરવાળો કરતાં ૪ આંક આવે છે.

ઈ. સ. ૧૯૨૦માં ૭૩ વર્ષની ઉંમરે પૂ મહાત્મા ગાંધીજી સાથે ગંભીર મતભેદ પડ્યો. તે વખતે તેમની ઉંમરનો સરવાળો કરતાં ૭+૩=૧૦=૧ આવે છે.

ઈ. સ. ૧૯૩૦માં ઇંગ્લેંડની છેલ્લી મુલાકાત લીધી (૧+૯+૩=૧૩=૪) તેનો આંક ૪ આવે છે. તથા તે જ વર્ષમાં ઓક્ટોબરની ૧લી તારીખે તેમની પૌત્રી મીસ સીબીલ બેસન્ટના લગ્નમાં હાજરી આપી.

ઈ. સ. ૧૯૩૩માં સપ્ટેમ્બરની ૨૦ માએ ૮૬ વર્ષની ઉમરે તેમના જીવનનો અંતકાળ થયો. ૮+૬=૧૪ તે વખતે પણ ૧ અને ૪ આંક ફરીથી આવે છે.

### હસ્તરેખાશાસ્ત્રની દૃષ્ટિએ

પ્રથમ દૃષ્ટિ નાખતાં તેમના આંગળાઓ ગઠ્ઠાવાળા છે, જેથી આ પ્રકારનો હાથ અંગ્રેજીમાં "Philosophic Type" કહી શકાય. ગઠ્ઠાવાળી આંગળીઓ અત્યંત ચિંતનવૃત્તિની સૂચક છે અને સાથે સાથે અંગૂઠો પણ ઉત્તમ પ્રકારની કળા તથા કવિત્વશક્તિને પ્રદર્શિત કરે છે. આ પ્રકારનો હાથ આધ્યાત્મિક શક્તિમાં સફળતા મેળવવા માટે ઉત્તમ છે. તેમજ અત્યંત વિચારશીલ અને દરેક વસ્તુમાં ઊંડા ઊતરવાની તીવ્ર ઇચ્છા બતાવે છે.

બુદ્ધિરેખા આયુષ્યરેખામાંથી અલગ પડે છે તથા છેક સામી બાજુએ એક સીધી લાઈનમાં જાય છે, જે સ્વતંત્ર ચિંતન, સ્વશક્તિ, સ્વપરાક્રમ, સંયમ અને અનેકવિધ પારાવાર મુશ્કેલીઓનો સામનો કરવાની અથાગ શક્તિ સૂચવે છે. લાંબી અને સીધી બુદ્ધિરેખા તે ઉત્તમ બુદ્ધિ અને સમજની સમતોલતા અને અસીમ નિયમિતતા સૂચવે છે પોતાના સ્વતંત્ર વિચારો દ્વારા સમાજમાં કંઈ નવીન સુધારણા તથા નવીન પ્રકારની ધર્મભાવના બહાર પાડે છે. અને ખરેખર, તેઓએ બધા ધર્મોનાં મતમતાંતર છોડી દઈને સમાજસુધારક તરીકે પ્રસિદ્ધિ મેળવી. તેઓએ હિંદમાં પણ "હરિજનોના" ઉદ્ધાર માટે અનેક જહેમત ઉઠાવી અને હિંદુઓને આ પ્રકારના ભિન્ન ભિન્ન વાડાઓને છોડી દેવા તથા બધા ધર્મોનું એકીકરણ કરવા અસંખ્ય વાર પોતાનાં ભાષણો દ્વારા સૂચના કરી હતી.

આયુષ્યરેખા ઉત્તમ પ્રકારની અને લાંબી છે, જે ઉત્તમ શારીરિક તંદુરસ્તી બતાવે છે.

હૃદયરેખા છેક ગુરુના પહાડ સુધી જાય છે, જે લાગણીવશ અને પ્રેમાળ સ્વભાવની સૂચક છે. તેમ છતાં પણ હૃદયરેખામાં બુધ અને સૂર્યના પહાડ નીચે 'જવ'નો આકાર માલમ પડે છે તે અમુક પ્રસંગે અત્યંત ચિંતા તેમજ પોતાના કાર્યમાં પ્રસંગોપાત્ત નિષ્ફળતાનું પ્રતીક છે. તથા આંખની બિમારી પણ સૂચવે છે. આ હૃદયરેખા શનિના પહાડ નીચે બે ભાગમાં વિભક્ત થાય છે અને તેમનો એક ફાંટો બિલકુલ નીચે બુદ્ધિરેખા તરફ ઢળે છે, તે પ્રેમમાં અત્યંત નિરાશા અને પતિવિયોગની સૂચક છે. તેઓને લગ્નજીવનમાં અત્યંત નિરાશા સાંપડી હતી. તેમનાં લગ્ન ૨૦ વર્ષની ઉંમરે ઈ. સ. ૧૮૬૭માં થયાં હતાં. અને ૨૫ વર્ષની ઉમરે છુટાછેડા પ્રાપ્ત કર્યા હતા.

આયુષ્યરેખામાંથી ઘણી અસરરેખાઓ ગુરુના પહાડ સુધી ઊંચે જાય છે, જે અત્યંત મહત્ત્વાકાંક્ષાઓ અને જ્ઞાન મેળવવાની ઉત્કંઠા બતાવે છે, તેમજ ધાર્મિક લાગણીઓમાં વધારો કરે છે.

વર્ષ ૨૭માં ધનરેખા ઉત્તમ પ્રકારની દેખાય છે, જ્યાંથી તેમના જીવનમાં સ્વતંત્ર આજીવિકાની કારકિર્દીની શરૂઆત થઈ.

ગુરુના પહાડ પર પ્રથમ ગુરુની આંગળી નીચે ગોળાકારમાં ગુરુકંકણ—(Solomon's Ring) છે, જે યોગસિદ્ધિમાં અલૌકિક સફળતા સૂચવે છે.

સૂર્યની રેખા (Sun line) ચંદ્રના પહાડ પરથી નીકળી સૂર્યના પહાડ પર જાય છે. પણ તે સહેજ વાંકી છે, જેથી જીવનમાં અનેક નિષ્ફળતાઓ મળે તેમજ અસહ્ય કષ્ટ ઉઠાવતા અંતે વિજય મેળવી શકાય, જે તેઓના જીવનમાંથી મળી આવે છે. સૂર્યની રેખા સર્વાંશે ઉત્તમ પ્રકારની હોવાથી અસંખ્ય મહાન્ પુરુષોનો સમાગમ બતાવે છે તેમજ મહાન્ અને અમર કીર્તિ મેળવવાનું સૂચવે છે, જે બિલકુલ સત્ય જ છે.

ચંદ્રના પહાડ પર અનેક આડી સીધી લાઈનો પડેલી છે તે મુસાફરી સૂચવે છે. તેઓએ આખી દુનિયામાં પ્રવાસ કર્યો છે. યુરોપ, અમેરિકા વગેરે દેશોમાં તથા હિંદના ખૂણે ખૂણે ફરી તેમણે લોકોને તેમના ઉત્તમ વિચારો વ્યાખ્યાનો દ્વારા બતાવ્યા છે.

હવે છેવટે હસ્તાક્ષર (Graphology) દ્વારા જોઈએ.

તેમના હસ્તાક્ષરોમાંથી નીચે મુજબની ૧૧ વિશિષ્ટતાઓ માલમ પડે છે.—

(૧) પ્રથમ જોઈએ તો અક્ષરો એક જ સીધી લાઈનમાં તથા બધા સરખા અંતરે છે.

(૨) અક્ષરો પ્રમાણસર મોટા છે.

(૩) અક્ષરો એકબીજા સાથે સાંકળની માફક જોડાયેલા છે.

(૪) અલ્પવિરામ, પૂર્ણવિરામ વગેરે સંજ્ઞાસૂચક ચિહ્નો મૂકવાનું ભૂલ્યાં નથી.

(૫) કોઈ પણ ઠેકાણે ગુંચળા અથવા Forks or curls લગાવેલાં નથી.

(૬) અક્ષરો સહેજ જમણી બાજુ ઢળતા છે

(૭) 't' અક્ષરને બહુ જ ઊંચે ક્રોસ કરેલો છે.

(૮) 'H' અને 'n' 'U' ના રૂપમાં વંચાય છે.

(૯) 'W' 'E' અને 'A' નાં છેડા ગોળાકારમાં વાળેલાં છે.

(૧૦) અક્ષરોમા ઝડપ (speed) બહુ દેખાય છે.

(૧૧) છેલ્લે સહી (Signature) કરી છે તેનો પ્રથમ અક્ષર 'A' તથા 'B' વાંચનારને "આકર્ષણ" ઉત્પન્ન કરે તેવાં છે, તેમજ 'B' નું મોં ખુલ્લું છે. અને છેવટે નીચે સીધી એક લીટી લગાવેલી છે.

હસ્તાક્ષરશાસ્ત્રને અંગ્રેજીમાં "Graphology" "ગ્રાફોલોજી" કહે છે તે દ્વારા દરેક વ્યક્તિના જીવનનો ઇતિહાસ વાંચી શકાય છે. એમ કહેવાય છે કે, Handwriting reveals the Character of the man" તથા "Handwriting is the mirror of life" એટલે કે હસ્તાક્ષર માણસનું ચારિત્ર્ય ખુલ્લું કરે છે તથા તે મનુષ્યના જીવનની આરસી છે દરેક વ્યક્તિના પ્રત્યેક વિચારોનું પ્રતિબિંબ તેના હસ્તાક્ષરો દ્વારા પ્રગટ થાય છે.

હવે ઉપર જણાવ્યા મુજબ ૧૧ પ્રકારની વિવિધતા, જે ડૉ. એની બેસન્ટના હસ્તાક્ષરોમાં જોવામાં આવે છે તે દરેક પ્રકાર શું સૂચવે છે તે જોઈએ.

(૧) અક્ષરો સીધી લાઈનમાં તથા સરખા અંતરે છે તે તેમના સીધા, સાદા, સરળ સ્વભાવના સૂચક છે તથા અડગ અને દૃઢ નિશ્ચયબળ પણ બતાવે છે. એક પ્રકારે જીવનમાં નિયમિતતા તથા વ્યવહારકુશળતા બતાવે છે.

(૨) મોટા અક્ષરો તે ઉદારતા અને મનુષ્ય પ્રત્યે અત્યંત દયાની લાગણીના દર્શક છે. તેમજ પોતાના સઘળા પૈસા જનસેવા કાજે વપરાય છે એમ બતાવે છે. અને ખરેખર, તેઓ પોતાની સઘળી આવક જનકલ્યાણાર્થે વાપરતાં અને પોતાને જોઈતું ખપ પૂરતું જ વાપરતાં અને બને તેટલી જીવનની સાદાઈ તેઓ ચાહતાં.

(૩) અક્ષરો એકબીજા સાથે સંકળાયેલા છે, જે જીવનમાં અનેક સંકટો આવતાં ડરી નહિ જતાં હિંમતથી સામનો કરીને લીધેલું કાર્ય કોઈ પણ પ્રકારે સંપૂર્ણ કરવાની અવિરત શક્તિને સૂચવે છે.

(૪) સંજ્ઞાસૂચક ચિહ્નો જેવાં કે, અલ્પવિરામ, પૂર્ણવિરામ વગેરે મૂકેલાં છે તે અત્યંત કુશાગ્ર બુદ્ધિ તથા ઉત્તમ યાદશક્તિ સૂચવે છે, તેમજ ચોકસતા અને સાવધપણાની નિશાની છે. તેઓની યાદશક્તિ અત્યંત સારી હતી. એક વાર કોઈ પણ પુસ્તક વાંચ્યા બાદ તેઓ કદી પણ ભૂલતાં નહિં.

(૫) અક્ષરોને અનુપમ રીતે શોભાવવા માટે કોઈ પણ પ્રકારનાં ગુંચળા અથવા તો Forks or curls લગાવેલા નથી તે તેમના જીવનની સાદાઈ તથા ત્યાગમય અને સાધુમય જીવન ગુજારવાની ઈચ્છા પ્રદર્શિત કરે છે. આ પ્રકાર આધ્યાત્મિક શક્તિની પૂર્ણ ઉન્નતિ બતાવે છે તેમજ યોગવિદ્યામાં પણ સફળતા બતાવે છે. તેઓને બહારનો ઠાઠમાઠ અને ભપકો બિલકુલ અપ્રિય હોય છે તથા પ્રભુ પ્રત્યે અચળ શ્રદ્ધાને સૂચવે છે.

(૬) અક્ષરો જમણી બાજુ ઢળે છે તે મહાન્ આકાંક્ષાઓને સૂચવે છે.

(૭) 't' અક્ષરને બહુ જ ઉંચે ટોચ પર ક્રોસ કરેલો છે, જે માનસિક ગૂંચવણો સૂચવે છે.

(૮) 'H' અને 'n'—Uનાં રૂપમાં વંચાય છે, તે એક પ્રકારની ઉત્તમ રાજનીતિજ્ઞ બુદ્ધિને સૂચવે છે. તેઓએ રાજપ્રકરણમાં માથું મારીને હિંદુસ્તાનને આઝાદી અપાવવામાં મહાન્ ફાળો આપેલો છે. તેઓએ આઝાદીની ચળવળને અત્યંત વેગ આપ્યો હતો, જે કોઈથી અજ્ઞાત નથી.

(૯) 'W' 'E' અને 'a'ના છેડા—(Terminations) ગોળાકારમાં વાળેલા છે તે કવિત્વશક્તિને સૂચવે છે. આ પ્રકાર હિંદના મહાન્ કવિ અને "નોબલ પ્રાઈઝ"ના વિજેતા શ્રી. રવિન્દ્રનાથ ટાગોરના હસ્તાક્ષરોમાં વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. તેઓએ પણ તેમની જીવન-કારકિર્દીમાં નાનાં-મોટાં થઈને કુલ ૩૩૦ પુસ્તકો લખ્યાં છે, જે સૌને આશ્ચર્યચકિત કરે તેવું છે.

(૧૦) અક્ષરોમાં વધુ ઝડપ માલૂમ પડે છે, જે તેમની અતૂટ કાર્યશક્તિ અને મહાન્ પ્રવૃત્તિ-વાળું જીવન બતાવે છે, કે જ્યાં એક મિનિટની કિંમત પણ એક હીરા કરતાં પણ મોંઘી લાગે છે.

(૧૧) છેલ્લે એક વિવિધના તેમની સહી (Signature)માં છે તેમની સહીમાં 'A' 'B' અક્ષરો વાંચનારને આકર્ષણ ઉત્પન્ન કરે છે, જે તેમના ભાષણમાં આકર્ષણશક્તિ અજબ હતી, હજારો લોકો તેમના ભાષણ સાંભળવા આવતા અને કંઈક પ્રસંગોએ લોકો ભાષણથી ગાંડા જેવા પણ થઈ જતા તે બતાવે છે. તેમની વક્તૃત્વશક્તિ તો અજબ હતી. તથા 'B' અક્ષરનું મો નીચેથી ખુલ્લું છે, જે તેમના ખુલ્લા હૃદયને અને ચોખ્ખા અને સ્પષ્ટ સ્વભાવને સૂચવે છે. સહી કર્યા બાદ નીચે સીધી એક આડી લીંટી લગાવેલી છે, જે તેમના જીવનમાં સ્વતંત્ર રીતે કીર્તિના મહાન્ ઊંચા શિખરે પહોંચવાની તીવ્ર આકાંક્ષા સૂચવે છે, જે તેઓએ મેળવી પણ છે.

આ પ્રમાણે આપણે જોયું કે ડૉ. એની બેસન્ટ એક મહાન્ અસાધારણ વ્યક્તિ હતી, જેના વિષે લખવા બેસીએ તો અસંખ્ય પૃષ્ઠ ભરાતાં પણ અધૂરું રહે. તેઓએ પોતાનું જીવન જગતના અભ્યુ-દય માટે સમર્પણ કર્યું છે. તેમની સેવાઓ હિંદ તેમજ દુનિયાના સર્વ દેશોમાં અજોડ છે. તે સાધુ-ચરિત યોગિની અને વિશ્વવિભૂતિ ડૉ. એની બેસન્ટને મારા હજારો વંદન છે.

૨૯-૧૧-૪૮ — શ્રી. રસિકલાલ ઉમિયાશંકર શુક્લ.

# ડૉ. એની બેસન્ટનો જીવન-ઇતિહાસ—

## —તેમની હસ્તરેખા દ્વારા

શ્રીમતી એની બેસન્ટ જગતના એક આદર્શ કર્મયોગિની અને સેવિકા તરીકે સારાયે વિશ્વમાં સુપ્રસિદ્ધ થયાં છે. પૂ. મહાત્માજીનો વિજય અપૂર્વ છે તેમ ડૉ. બેસન્ટનો વિજય પણ નાનોસૂનો તો ન જ કહેવાય. બ્રિટને જો કાંઈ પણ ઉપકાર કર્યો હોય તો, તે આ મહાન્ તપસ્વિનીને જન્મ આપી અત્રે આપણા ભારતદેશમાં મોકલ્યાં તે છે. એમણે હિન્દુ સંસ્કૃતિનું સાચું દર્શન કરાવ્યું. બેસન્ટનું વ્યક્તિત્વ ભવ્ય હતું. તેઓ જન્મથી જ ક્રાંતિકારી હતાં.

હવે આપણે આ મહાન્ વિભૂતિનો જીવન-ઇતિહાસ તેમની હસ્તરેખા દ્વારા શું છે તે જોઈએ.

તેમના હાથની છાપ ઉપરથી જોતાં તે "Philosophic" or "Knotted" type નો છે, જેને "ગઠ્ઠાવાળો" પણ કહે છે. આ હાથ સામાન્ય રીતે લાંબો અને ખૂણા પડતો દેખાય છે. આંગળીઓમાંથી હાડકાં સ્પષ્ટ જણાય છે. અને આંગળાંઓના વચ્ચેના સાંધાઓ વિકાસ પામેલા તથા આંગળીઓનાં ટેરવાં ગોળ છે, જે બતાવે છે કે આ પ્રકારની વ્યક્તિઓમાં "અર્થપિપાસા" કરતાં "જ્ઞાનપિપાસા" વધારે પ્રદીપ્ત જોવામાં આવે છે. અને તેથી આર્થિક દૃષ્ટિએ આ લોકો વિજયી નીવડતા નથી. તેઓ માનવજીવનની પ્રકૃતિમાં અને પ્રકૃતિથી પર પરમ તત્ત્વના અભ્યાસી હોય છે. માનવપ્રકૃતિના દરેક અંગનું તેઓ પૃથક્કરણ કરે છે અને આધ્યાત્મિક જ્ઞાન તરફ આગળ વધે છે. તેમનામાં એક પ્રકારની ગહનતાની છાયા જોવામાં આવે છે. તેમનાં વિચારોમાં અને લખાણોમાં અભેદ્ય રહસ્યશીલતા તરવરે છે. આવી વ્યક્તિઓ જ્યારે ઉપદેશક હોય છે ત્યારે માનવ-હૃદય પર વ્યાવહારિક બાજુથી અસર ન કરતાં તેમના ઉપદેશમાં તરવરતી અગમ્ય ગહનતાથી ઊંડી અસર કરે છે. સાચે જ આ પ્રકારના દરેક ગુણો ડૉ. એની બેસન્ટના જીવન-ઇતિહાસમાં દેદીપ્યમાન પ્રકાશથી ઝળહળતા હતા. તેમનાં ભાષણોની શ્રોતાજન ઉપર ઊંડી છાપ પડતી તે એટલી હદ સુધી કે ક્યારેક તો કોઈ શ્રોતાજનોની આંખમાંથી અવિરત અશ્રુપાત વહ્યા કરતો.

આંગળીઓ છેડેથી ગોળ છે તે તેમની કવિત્વશક્તિને સૂચવે છે અને ધાર્મિક ભાવના વધારે પ્રબળ બતાવે છે. તેમજ આ પ્રકારની વ્યક્તિઓ ઇંદ્રિયો તરફ આકર્ષાવા કરતાં ઇંદ્રિયાતીત તત્ત્વ તરફ વધારે આકર્ષાય છે.

તેમના હાથમાં બુદ્ધિરેખા આયુષ્યરેખામાંથી અલગ પડે છે, જે સ્વતંત્ર વિચારશક્તિને સૂચવે છે, તેમજ તેમની તીવ્ર બુદ્ધિ, દૃઢતા, મહત્ત્વાકાંક્ષા, પ્રખર કાર્યશક્તિ અને નીડર સ્વભાવનું સૂચક છે. આ બુદ્ધિરેખા આખા હાથમાં બહુ જ લાંબે સુધી ગયેલ છે, જે તેમની અત્યુત્તમ દીર્ઘ દૃષ્ટિ બતાવે છે.

આયુષ્યરેખા બહુ બળવાન્ છે તેથી શરીર-તંદુરસ્તી ઉત્તમ બતાવે છે.

હૃદયરેખા છેક ગુરુના પહાડ સુધી જાય છે, જે લાગણીવશ અને પ્રેમાળ સ્વભાવનું સૂચક છે. તથા હૃદયરેખામાં બુધ અને સૂર્યના પહાડ નીચે "જવ" ('Island') નું ચિહ્ન જોવામાં આવે છે તે અમુક પ્રસંગે અત્યંત ચિંતા તેમજ પોતાના કાર્યમાં નિષ્ફળતાના પ્રસંગો બતાવે છે. તથા હૃદયરેખા શનિના પહાડ નીચે બે ભાગમાં વિભક્ત થાય છે અને તેમાંનો એક ફાંટો નીચે મગજ શક્તિની રેખા તરફ એકદમ ઢળે છે, તે પ્રેમમાં અત્યંત નિરાશાનું સૂચક છે. આ સાથે ધનરેખા પણ શુક્રના પહાડ પરથી નીકળે છે, જે તેમના જીવનની શરૂઆતમાં અનેક સંકટો અને મુશ્કેલીઓ બતાવે છે, તેમજ પ્રેમમાં નિરાશાનું સૂચક છે તથા પતિવિયોગ પણ બતાવે છે. તેઓએ ૨૫મા વર્ષે ફાયદેસરનાં છૂટાછેડા મેળવ્યા હતા. જ્યારે શુક્રના સ્થાન પરથી ધનરેખા નીકળે છે ત્યારે તે વ્યક્તિને સાંસારિક અને આર્થિક વિટંબણાઓનો જબરદસ્ત સામનો કરવો પડે છે. આ સાથે જો બીજી રેખાઓ જેમકે સૂર્યરેખા તથા બુદ્ધિરેખાઓ ઉત્તમ નહોતા તેથી જીવનરસ અત્યંત નિરાશામા વિલીન થાય છે. પણ બેસન્ટના હાથમાં બીજી રેખાઓ ઉત્તમ છે, જેથી જીવન-સંગ્રામમાં અતિ વીરતાથી ઝઝૂમતાં અંતે વિજયદેવીને પ્રાપ્ત થયાં તે સૌને વિદિત છે.

સૂર્યની રેખા ચંદ્રના પહાડ પરથી નીકળે છે તે સહેજ વાંકી છે, જેથી તેઓએ જીવનમાં અનેક સંકટોનો સામનો કર્યો અને નિષ્ફળતાઓને હઠાવીને છેવટે અભ્યુદયના શિખરે પહોંચ્યાં, તેમજ અસંખ્ય મહાન્ પુરુષોના સમાગમમાં આવ્યાં.

તેમના હાથમાં ચંદ્રના પહાડ પર અનેક આડી લાઈનો પડેલી છે, તે મુસાફરી દર્શાવે છે. તેઓએ આખી દુનિયામાં પ્રવાસ કર્યો છે. યુરોપ, અમેરિકા વગેરે દેશોમાં તથા હિંદના ખૂણેખૂણે ફરીને તેમણે તેમનાં મંતવ્યો વ્યાખ્યાનો દ્વારા દર્શાવ્યાં છે.

ગુરુના પહાડ પર પ્રથમ ગુરુની આંગળી નીચે "ગુરુકંકણ" "Soloman's Ring" છે તે યોગસિદ્ધિનું સૂચક છે આ ચિહ્નને અંગ્રેજીમાં "સોલોમન રિંગ" કહે છે. હૃદયરેખા અને બુદ્ધિરેખા વચ્ચે આવેલા ગુપ્ત જ્ઞાન સૂચક ચોકડી જેમ ગુપ્ત જ્ઞાન તરફ માનસિક વલણ સૂચવે છે તેવી જ રીતે આ રેખા ગુપ્ત શક્તિઓનો વિકાસ સૂચવે છે. જ્યારે હસ્તમાં ગુરુ કંકણ જોવામાં આવે છે ત્યારે તે વ્યક્તિને ગુપ્ત શક્તિઓની પ્રાપ્તિ થયેલી હોય છે.

આ પ્રમાણે તેમના જીવન-સાગરની નૌકા અનેકવિધ અથડામણો હઠાવતાં સામે કાંઠે સફળતા પૂર્વક આવી ગઈ અને ત્યાં તો તા. ૨૦મી સપ્ટેમ્બર ૧૯૩૩ના રોજ અકસ્માત તેમનો જીવનદીપ હોલવાઈ ગયો અને તેઓ પૂર્ણ ઐશ્વર્ય ધામમા બિરાજ્યાં. પણ તેમના જીવન-ઈતિહાસનો જ્વલંત ચિરાગ તો દિવસે દિવસે વધુ ને વધુ ઓજસથી ચિરંજીવી રીતે પ્રકાશે છે

આ પ્રમાણે આ વિશ્વવિખ્યાત મહાન્ વિભૂતિ ડૉ. ઍની બેસન્ટ કે, જેમણે સમગ્ર જીવન સમસ્ત જગતના કલ્યાણ અને ઉદ્ધાર માટે સમર્પણ કર્યું એવા "હિન્દ સેવા"ને મારાં કોટી કોટી નમ્ર પ્રણામ અને વંદન છે.

તા. ૨૮-૮-૪૯

શ્રી. કમલેશકુમાર
(પામિસ્ટ, એસ્ટ્રોલોજર એન્ડ આફોલોજીસ્ટ)

# આપણા વંદનીય લોકનેતા

હિન્દની આઝાદીની લડતને વેગ આપવાના કાર્યમાં વિદુષી એની બેસન્ટનુ સ્થાન દાદાભાઈ, ગોખલે અને તિલક જેવા આપણા નેતાઓની હરોળમા આવે છે. મહાસભાના ૬૦ વર્ષના ઇતિહાસમાં અનેક યુગો સ્વાભાવિક રીતે પડી જાય છે. રાષ્ટ્રીય જાગૃતિના એ ઇતિહાસમાં ૧૯૧૫-૧૯૧૮નાં વર્ષો દરમ્યાન પ્રગટી ઊઠેલી રાષ્ટ્રીય જાગૃતિને બેસન્ટયુગ તરીકે ઓળખવામાં કશો વાંધો આવે એમ નથી. ઇતિહાસનું તટસ્થ રીતે અવલોકન કરનારને ખ્યાલ આવે છે કે બેસન્ટયુગમા આવેલી જાગૃતિને પરિણામે ગાંધીજીનો માર્ગ ઠીક સરળ થયો હતો

ડૉ. એની બેસન્ટે હિંદમાં એમના જીવનની શરૂઆત ધાર્મિક, સામાજિક અને કેળવણી વિષયક પ્રવૃત્તિઓથી કરેલી એટલે જ એમણે જ્યારે રાજકારણમાં ઝંપલાવ્યું ત્યારે પ્રજાની જાગૃતિમાં એમણે અવનવુ ચેતન પ્રગટાવ્યુ. આપણી આર્યસંસ્કૃતિનાં તેઓ તેજસ્વી ઉપાસક હતાં. હિન્દની પ્રજામાં રહેલી ધર્મભાવનાને એઓ તરત ઓળખી ગયાં હતાં. પશ્ચિમની જડ સંસ્કૃતિના મૃગજળમાં આપણો શિક્ષિતવર્ગ કંઈક ભટકાયા કરતો હતો અને આપણું પ્રાચીન ધર્મતેજ વિલીન થવા માડ્યું હતું. એ વખતે થીઓસોફીની પ્રવૃત્તિએ આપણી ધાર્મિક જાગૃતિને સુંદર વેગ આપેલો. એમણે પ્રગટાવેલી ધર્મજાગૃતિ ક્રિયાકાંડ કે ધાર્મિક રીતરિવાજોમાં ખોવાઈ ગઈ ન હતી સમાજની અવદશાને દૂર કરવાની સામાજિક ઉન્નતિની અનેક પ્રવૃત્તિઓમાં એ ધર્મજાગૃતિના બળને ડૉ. બેસન્ટે સિંચિત કરેલું હતું સ્વાભાવિક રીતે એમની એ ધર્મપ્રવૃત્તિમાંથી આપણી પ્રજાના શિક્ષણને રાષ્ટ્રીય સ્વરૂપ મળવા માંડ્યુ બંગભંગની ચળવળે રાષ્ટ્રીય શિક્ષણનો યુગ શરૂ કરેલો તેમાં વિદુષી બેસન્ટે આગળ જતાં બહુ અસરકારક ભાગ ભજવેલો પરદેશી ગુલામી શિક્ષણની વિકૃતિને દૂર કરવા અત્યારની શિક્ષણ-પ્રવૃત્તિઓએ બહુ સંગીન કાર્ય કરી બતાવેલુ આથી વિદ્યાર્થીઓની જાગૃતિમાં પણ વિદુષી બેસન્ટ અને અધ્યાપક એરૂન્ડેલે સારો ફાળો આપેલો એ જ પ્રમાણે આપણા સમાજમાં પેઠેલા સડાને દૂર કરવા સામાજિક સુધારાની ઝુંબેશ પણ એમણે ચલાવેલી ભારત દેશને એમણે પોતાની માતૃભૂમિ તરીકે અપનાવ્યો હતો અને નિઃસ્વાર્થ સેવાભાવથી અને વિનમ્ર ભક્તિભાવથી ભારતીય પ્રજાના કલ્યાણમાં જ એમણે છેવટ સુધી પોતાની સર્વ શક્તિ ખર્ચેલી.

૧૯૧૫ની સાલમાં જ્યારે ડૉ. એની બેસન્ટે હોમરૂલ લીગની ચળવળ શરૂ કરી ત્યારે બહુ જ થોડા સમયમાં આખા હિંદમાં એમનો પ્રેરક સંદેશ ગાજતો થઈ ગયો દાદાભાઈ નવરોજી અને લોકમાન્ય તિલક જેવા આપણા ભડવીર રાષ્ટ્રનેતાઓએ એમની એ પ્રવૃત્તિને ખૂબ ઉત્સાહથી વધાવી લીધી. મહાસભાનું અંગ તે વખતે વિનીત મોડરેટ પક્ષના હાથમાં હતુ ડૉ. બેસન્ટે મહાસભામાં પણ નવુ ચેતન પ્રગટાવ્યું અને એમના જ પ્રયાસોને પરિણામે મહાસભામાં ઉગ્ર પક્ષ બળવાન થયો ગયો મહાસભાની પ્રવૃત્તિમાં ડૉ બેસન્ટનો બીજો મોટો ફાળો એ હતો કે મહાસભાનો સંદેશ એમણે ગામડે ગામડે પહોંચાડવાનો ભગીરથ પ્રયત્ન કર્યો—કેવળ મોટાં શહેરોમાં વર્ષમાં દશપંદર દિવસ મહાસભાના

અધિવેશન પૂરતી જ મહાસભાની પ્રતિષ્ઠા જણાતી. ડૉ. એની બેસન્ટે એ પ્રાસંગિક પ્રવૃત્તિને પ્રજા-જાગૃતિના સતત પ્રવાહમાં વહેતી કરી મૂકી. મહાસભામાં આ રીતે નવું ચેતન પ્રગટવા માંડયું એટલે બ્રિટિશ સરકાર ગભરાવા માંડી અને દમનના કોરડા વીંઝાવા માંડયા. ડૉ એની બેસન્ટે આ શરૂ થતાં દમનચક્રોનો નીડરતાથી સામનો કરવાની અમૂલ્ય કેળવણી પ્રજાને આપવા માંડી ડૉ. એની બેસન્ટની આ નીડર સેવાની કદર સરકાર તેમજ મહાસભાએ તરત જ કરવા માંડી. ૧૯૧૭માં જ્યારે મદ્રાસની સરકારે ડૉ. બેસન્ટને એમના બે સાથીઓ સાથે અટકમાં લીધાં ત્યારે મહાસભાએ પણ એ જ વર્ષના કલકત્તામાં મળનાર મહાસભાના અધિવેશનના રાષ્ટ્રપ્રમુખ તરીકે એમને ચૂંટી કાઢયાં. સરકાર આખરે થાકી અને થોડા જ વખતમાં ડૉ. બેસન્ટ અને એમના સાથીઓને મુક્ત કર્યાં.

ડૉ. બેસન્ટ રાષ્ટ્રનેતા જ કેવળ ન હતાં. એમણે કુશળ અને પ્રચારક પત્રકાર તરીકે પણ આપણાં વર્તમાનપત્રોમાં ભારે જાગૃતિ આણી મૂકી. તે વખતે એમનું દૈનિક 'ન્યુ ઈન્ડિયા' તેમજ સાપ્તાહિક 'કૉમન વીલ' ખૂબ જ લોકપ્રિય થઈ પડયાં હતાં. બન્ને પત્રો પર સરકારની તવાઈ આવેલી અને તેથી તો એ પત્રો પ્રજાની વધુ સેવા બજાવી શકયાં. કેવળ પત્રકાર તરીકે જ એમણે સેવા ન આપી, મહાસભાની પ્રવૃત્તિનું અને દેશની દુર્દશાનું સૌને સચોટ રીતે ભાન કરાવવા એમણે બે અમૂલ્ય ગ્રંથો પણ પ્રગટ કર્યાં. 'ઇન્ડિયા એ નેશન'× તેમજ 'હાઉ ઇન્ડિયા રોટ ફૉર ફ્રીડમ'*નાં પુસ્તકો શિક્ષિત વર્ગમાં તરત જ લોકપ્રિય થઈ પડયાં.

ગાંધીજીની અસહકારની પ્રવૃત્તિ શરૂ થઈ એટલે સ્વાભાવિક રીતે ગાંધીજીની દેશવ્યાપી લડતમાં મહાસભા વધુ ને વધુ સંકળાતી ગઈ. ડૉ. એની બેસન્ટે પ્રથમ તો સત્યાગ્રહની ચળવળને આવકારી લીધી હતી, પરંતુ પછી કેટલાક પ્રામાણિક મતભેદને લીધે એઓ ગાંધીજીની સત્યાગ્રહની પ્રવૃત્તિથી અળગાં રહ્યાં હતાં. આમ છતાં ગાંધીજી સાથેનો એમનો સંબંધ પ્રથમ જેટલો જ મીઠાશવાળો રહ્યો હતો. એઓ જ્યારે અડ્યારમાં હતાં ત્યારે એમની જ ઇચ્છાથી બાપુએ દેવદાસભાઈને એમને ત્યાં રેંટિયા-પ્રવૃત્તિનું શિક્ષણ આપવા મોકલેલા. સ્વરાજ્યની ઝંખના કરતાં કરતાં અને પોતાની જ માતૃભૂમિ તરીકે અપનાવી લીધેલ ભારતભૂમિ માટે છેવટ સુધી ભક્તિભાવ રાખતાં ડૉ બેસન્ટ ચાલ્યાં ગયાં ત્યારે દેશને એમની ખોટ સાલેલી. ડૉ. બેસન્ટ આજન્મ લડવૈયા હતાં અને પ્રજાનો પ્રેમ સંપાદન કરી સ્વાભાવિક રીતે એઓ નીડર લોકનેતા બની શકેલાં. આજે આપણે સ્વતંત્ર થયા તોય સ્વતંત્રતાના માર્ગે આગળ લઈ જતાં આપણા એ વંદનીય લોકનેતાને આપણે ભૂલી જતા નથી. શતાબ્દિ-ઉત્સવ પ્રસંગે એમના પુણ્યકાર્યના સ્મરણમાં ભક્તિભાવની અંજલિ આપણે આપીએ છીએ.

ગાંધી કુટીર-કરાડી
તા. ૮-૯-૪૮

દિલખુશ બ. દીવાનજી

× હિન્દ એક રાષ્ટ્ર.
* હિન્દે સ્વાતંત્ર્ય માટે કેમ પ્રયત્ન કર્યો.

# વિદુષી ડૉ. બેસન્ટની હિંદની સેવા

## —એક અંજલિ

એક નાના લેખમાં, જેઓ દીર્ઘાયુષ્ય ભોગવી લગભગ મરણ પર્યન્ત સતત પ્રવૃત્તિશીલ રહેતાં એમની અમુક એકએ ક્ષેત્રની કારકિર્દીનું યોગ્ય વિવેચન કરવુ એ પણ અશક્ય છે પણ આ તો એમની જવલંત કારકિર્દીની સમીક્ષા કે અવલોકન નથી, આ તો કેવળ એક પુણ્યાત્માને એક અંજલિ છે. એટલે એમાં તો એમની વિશાળ પ્રવૃત્તિના કેટલાક ભાગ તરફ આંગળી બતાવવા જેટલું જ છે.

હિંદના તે વખતના હજારો શિક્ષિત કે શીખતા યુવાનોને જેમ થયું હતું તેમ એમની રાજકીય કારકિર્દી દ્વારા જ મારું આકર્ષણ એમણે કર્યું હતું ૧૯૧૭ના જુલાઈ કે ઓગસ્ટનો એ દિવસ–ચોક્કસ તિથિ–તારીખ યાદ ન હોવા છતાં–અત્યારે પણ તાદૃશ્યપણે નજરે આવે છે કૉલેજના વર્ગમાં બેસવાનું છોડીને ભૂલેશ્વર આવી મંદિરના એક ઉપલા માળના ઝરૂખા ઉપર અમે કેવી રીતે ચઢી ગયા તે તો યાદ નથી, પણ તે જમાનાના, હાલની સરખામણીમાં તો ખૂબ શાંત અને તામસભર્યાં વાતાવરણમાં પણ સ્વરાજ્યની ત્રિમૂર્તિને (નજરકેદમાંથી છૂટીને આવી ત્યારે) અપાયેલા ભાવભીના સત્કારની યાદ આજે પણ એક જાતની હૃદયની ભીનાશ ઉપજાવે છે.

તે પછી એમને મુંબઈની ખાસ મહાસભાના દિવસોમાં જોયા–સાંભળ્યાં હતાં તે વખતે વિનીત વર્ગના નેતાઓ મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ યોજનાનો પ્રામાણિક અખતરો કરી જોવાની તરફેણમાં હતા, જો કે તેમને પણ એ યોજના ઘણી અધૂરી ને અસંતોષકારક લાગી હતી પણ વધારે તમન્નાવાળા અથવા ઉદ્દામપક્ષને તો એ યોજનામાં એક જ સારો અંશ લાગ્યો હતો—યોજનાને તોડી નાખવાની શક્યતા એ યોજનામાં જ હતી, એમ એમને લાગ્યું હતું ને તે શસ્ત્ર માટે જ યોજના સ્વીકારવી એમ આ ઉદ્દામપક્ષ કહેતો. ડૉ. એની બેસન્ટ આ બીજા પક્ષમાં હતાં અને પોતાની અસાધારણ વક્તૃત્વ શક્તિથી હજારો સાંભળનારાઓને તે પોતાના પક્ષના કરી દેતાં હતાં. તેઓ ભારપૂર્વક કહેતાં "Yes, by deadlocks we will win" અમે ચોક્કસ મડાગાંઠ ઊભી કરીશું ને તેથી જ ફાવીશું એ વાક્ય ઉચ્ચારતી વખતે પોતાના સમગ્ર મનોબળનો તેઓ ઉપયોગ કરતાં. તે પણ એક સ્મરણીય પ્રસંગ છે

અને આજે એમ કેમ ન કહેવાય કે આપણને સ્વરાજ્ય મળ્યું છે તેમાં ધારાસભામાં ઉપજાવેલી (Deadlocks) મડાગાંઠે પણ પોતાનો ભાગ ભજવ્યો જ છે? બીજા અનેક કારણોમાં એ પણ છે જ.

એમની રાજકીય સેવા આમ કેવળ નીડરપણે નજરકેદ થવામાં જ સમાયેલી ન હતી ઝડપથી વહી જતા ને પલટાતા આજના જમાનામાં તેની કિંમત ઓછી અંકાય, 'પણ તેમાં તો કિંમત આંકનારની સમગ્ર દર્શનની ઊણપ કારણભૂત છે તેથી કંઈ એ સેવા જાતે ઓછી થતી નથી ડૉ. બેસન્ટને માત્ર નજરકેદ જ કરવામાં આવ્યાં તેમાં તો જે જુસ્સાનો અને ગુસ્સાનો દાવાનળ સમસ્ત દેશમાં પ્રગટી નીકળ્યો હતો તે બતાવે છે કે એઓ કેટલાં શક્તિશાળી હતા ને એમની સેવા કેટલી અગાધ હતી

પણ રાજકીય કરતાંયે એમની વધારે સેવા તો ધાર્મિક ને આધ્યાત્મિક ક્ષેત્રમાં હતી—જો કે આવી સેવાનો ખ્યાલ તો થોડાને જ રહેતો હશે. તે વખતના આપણા ઘણાખરા દેશનેતાઓને અને તેમની અસરને કારણે આપણા અંગ્રેજી ભણેલા વર્ગને પોતાના ધર્મ પ્રત્યે એક જાતની સૂગ, અથવા સૂગ નહિં તો અવમાનના હતી. આપણામાં તે વખતે એક જાતની લાઘવગ્રંથી ( Inferiority Complex ) હતી. એ જ રસ્તે આપણો આગેવાન વર્ગ ચાલ્યાં કર્યો હોત તો જરૂર દેશને ભારે નુકસાન થાત. હિંદુધર્મ અને હિંદુસંસ્કૃતિ એટલે પાખંડી રૂઢિઓ અને અર્થવગરના તેમજ અહિતકારક વહેમો અને જડ માન્યતાઓનો, અચેતન પથરાનો ઢગલો એમ ત્યારે આપણામાંના 'આગેવાન' એટલે કે અંગ્રેજી ભણેલા વર્ગના ઘણા માનતા. પણ હજારો માઈલથી અને બહુમાન્ય–સુધરેલા–દેશથી આવેલાં અને દુનિયાના પંડિતોમાં, વક્તાઓમાં, બુદ્ધિમાનોમાં ને પ્રખર ચિંતકોમાં પણ આગળ પડતાં ગણાય એવાં એક યુરોપીય બહેનને હિંદુધર્મની કદર કરતાં એમણે જોયાં ત્યારે એમને એમની ભૂલ સમજાવા લાગી. અને ડૉ. બેસન્ટ માત્ર પુસ્તકો લખીને કે પત્ર કાઢીને કે ભાષણો આપીને જ બેસી ન રહ્યાં. એમણે તો એમની અનેક દેશોમાં ફેલાયેલી ધાર્મિક વિચારસરણીનું કેંદ્રસ્થાન હિંદને બનાવ્યું; અને સમસ્ત જગતમાં એ રીતે હિંદની પ્રતિષ્ઠા કરી. તેઓ પોતે હિંદમાં આવ્યાં તે આવ્યાં જ; પછી બીજે રહેવા ગયાં જ નહિં. વળી હિંદુધર્મના કેટલાંક લક્ષણોને વિચારમાં તેમજ આચારમાં એમણે એટલું પ્રમુખપણું આપ્યુ કે તેની અસર એમના અંગત અનુયાયીઓમાં જ નહિં પણ મિત્ર ને વિરોધી સર્વ પક્ષમાં ફેલાઈ. એવી અસર તો સદાય સૂક્ષ્મ હોય છે ને સર્વગામી હોય છે. જગત્ એવી અસરની કિંમત બહુ ઓછી આંકે છે—આંકી શકે છે, કેમકે તે સૂક્ષ્મ હોય છે એટલે કે ઝટ દેખાય નહિં એવી હોય છે. પણ તેથી જ તે ઘણી ઊંડી, વિશાળ ને દીર્ઘાયુષી હોય છે. જગત્ ન જાણે એવી રીતે એ એવી અસરથી રંગાય છે. હિંદના કેટકેટલાં યુવક યુવતીઓ–થીઓસોફિસ્ટ નહિં તેવાં પણ–ડૉ. બેસન્ટની એ સૂક્ષ્મ અસર તળે આવ્યાં હશે ને પોતાના જીવનમાં તેથી ફેરફાર થયો હશે તેનો હિસાબ કોણે કાઢ્યો છે ! ને કદાચ પણ કેવી રીતે ? વળી એ વર્તુળો તો વધ્યાં જ જતાં હોવાથી એ અસર તો ક્યાંની ક્યાં પ્રસરી હશે એનો ખ્યાલ સુદ્ધાં કેમ કરાય !

પણ જેમણે હિંદુઓને સાચા હિંદુ બનવાના અને સર્વ કોઈને હૃદયની વિશાળતા ધારવાના કેટલાક પાઠ શીખવ્યા તેવાં સન્નારી ઉપર, વિસ્મૃતિશીલ જનસમાજ ભલે યોગ્ય કદર ન કરે તો પણ, પ્રભુના આશીર્વાદ તો ઊતરે જ. અનેકોના જીવનમાં ચેતનદીપ સળગાવનાર અને હિંદને ગૌરવ અપાવનારને કદર–ભક્તિ–ભાવે માથું નમાવું છું.

હેમન્તકુમાર નીલકંઠ

# સાધ્વી બેસન્ટ

કેટલાક ખરાબ બનાવો પણ સારાને માટે જ થાય છે. એની બેસન્ટનો ઘરસંસાર જળી ગયો, પરંતુ તેથી જગતને તો લાભ જ થયો એટલું જ નહિં પરંતુ બેસન્ટના આત્માનો પણ ખૂબ જ વિકાસ થયો.

ઘર છોડ્યા પછી એ નાસ્તિક બને છે, સમાજવાદી બને છે, એમ અનેક રીતે ઝોલાં ખાતી, અનેક ઠેકાણે ભાગીને ભૂકો થઈ જવાની તૈયારી કરતી એની જીવનનૌકા મૈયા બ્લેવેટસ્કીને હાથ ચડી જાય છે. સંન્યાસીઓ, યોગીઓ મરણ પહેલાં મરી ચૂકે છે; જે દિવસે બ્લેવેટસ્કીના ચરણમાં એ

માથુ ઝૂકી દે છે તે દિવસે એ વ્યગ્ર આત્માને શાંતિ વળી જાય છે ને એનો પુનર્જન્મ થાય છે અને ત્યાર પછીનું જીવન એ સન્યાસિની એનીનું જીવન છે

આપણે વિભીષણને ચિરજીવ માનીએ છીએ. સાચી વાત છે વિભીષણવૃત્તિ અમર જ છે એમ ન હોત તો ક્લાઈવ, ડેલહાઉસી, કર્ઝન, વિલિંગ્ડન, ચેમ્બરલેઇન ને ચર્ચિલના જ દેશમાંથી એની, નિવેદિતા, એન્ડ્રુઝ કે મીરાંબહેન હિંદ આવી, હિંદમય બની હિંદુસ્તાનની સેવા ન કરત એક બાજુ રાવણરાજ્ય-સામ્રાજ્યશાહીવાળા બ્રિટિશરો, બીજી બાજુ તે જ દેશના હિંદસેવકો!!

જે દિવસે બેસન્ટ મૈયા હિંદ આવ્યાં એનો અર્થ એ કે આધુનિક સ્થિતિથી કંટાળેલી પાશ્ચાત્ય સંસ્કૃતિ હિંદમાં શાંતિ શોધવા આવી અને એ એને મળી પણ ખરી બેસન્ટ આચાર, વિચાર ને પોશાકમાં સાવ હિંદી જ બની ગયાં કેવળ ધાર્મિક ને સામાજિક ક્ષેત્રમાં જ નહિં, પરંતુ રાજકીય ક્ષેત્રમાં એમણે ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકાએ પહોંચી જઈ સેવા કરી જે દિવસે હિંદ ભયગ્રસ્ત હતું, સ્વરાજ નામ દેવું એ ગુનો ગણાતો તેવે વિષમ કાળે એ બાઈએ અન્યાય કરી રહેલા પોતાના દેશની સામે બળવો પોકાર્યો

એનીમાં જે બળવાખોર વૃત્તિ હતી તેને આ રીતે માર્ગ મળી ગયો

એમની પાસે વાચા અને કલા એ બે તો સારી પેઠે ઘડાયેલાં જ હતાં ઇંગ્લેંડમાં પણ એમણે રાજકીય ને સામાજિક ક્ષેત્રોમાં પ્રવૃત્તિ કરેલી હતી તે બધાનો ઉપયોગ એમણે હિંદને મુક્ત કરવા માટે કર્યો. મારા નાનપણમાં બેસન્ટને સાંભળવાના કેટલાક પ્રસંગો મને પણ મળેલા એ અસ્ખલિત વાણીપ્રવાહ એ ધગશ તથા વક્તૃત્વ પરનો અજાયબ કાબૂ એ બધુ આજે પણ યાદ આવતાં રોમાંચ થયા વગર રહેતો નથી એ બધુ આત્માના ઊંડાણમાંથી આવતું હતુ. સમગ્ર વસુધાને કુટુંબ માનનાર બેસન્ટથી એક મહાન્ દેશની ગુલામી સહી શકાય એમ હતી જ નહિં અને તેથી તેમણે કોઈ પણ હિંદી કરતાં વધુ ધગશથી સ્વરાજસાધના કરી ને એ હિંદનાં 'બેસન્ટ મૈયા' બન્યાં

એમણે 'હિંદે મુક્તિ માટે શું કર્યું ?' (How India Wrought for Freedom) એ નામનું બહુ અભ્યાસપૂર્ણ પુસ્તક લખ્યુ છે હિંદુસ્તાનના સમગ્ર ઇતિહાસના તેમજ ખાસ કરીને અંગ્રેજોની સામે હિંદે કરેલા સ્વાતંત્ર્યસંગ્રામના ઇતિહાસમાં એક અંગ્રેજ બાઈને હાથે લખાયેલા આ પુસ્તકના વાચન વગર હિંદના ઇતિહાસનો અભ્યાસ અધૂરો જ ગણાય એટલી ઉચ્ચ કોટિનું પુસ્તક એ છે તેવી જ રીતે 'એની બેસન્ટે હિંદની મુક્તિ માટે શું કર્યું ?' (How Mrs Besant Wrought for Indian Freedom) એવું પુસ્તક લખાવાની પણ જરૂર છે

પાછળથી એ રાજકીય ક્ષેત્રમાંથી ખસી ગયા અને કંઈક અંશે લોકપ્રિયતા ગુમાવી બેઠાં છતાંયે એમણે પોતાની રીતે છેવટ સુધી કામ કર્યાં જ કર્યું એ બાઈને હાથે હિંદનું અશુભ થઈ શકે એમ હતુ જ નહિં એમને મન તો માનવસમાજ જ એક કુટુંબ હતુ એટલે ધાંધલમાંથી બહાર ખસી જવા છતાંય જીવનના છેક અંતકાળ સુધી એ અનેક યાત્રીઓના પથપ્રકાશક દીપ રહ્યાં છે

હિંદની સેવા કરવા માટે અનેક અંગ્રેજ સ્ત્રીપુરુષો અત્યંત શુભ નિષ્ઠાથી હિંદ આવ્યાં, એ બધાંની સેવાઓ વિષે જરૂર એક ગ્રંથ રચવા જેવો છે એ બધાયમાં શ્રીમતી બેસન્ટનું નામ મોખરે રહેશે

કાળના અમાપ સાગરમાં સો વર્ષોના ગાળાનો કંઈ જ હિસાબ નથી, પરંતુ બેસન્ટનું જીવન ત્યાંથી ભવિષ્યની પ્રજા જરૂર તેમાંથી નવજીવન મેળવી રહેશે

ગુજરાત વિદ્યાપીઠ
તા ૧૫-૮-૪૮

શિવશંકર પ્રાણશંકર શુક્લ

# ભગવતી એની બેસન્ટ

૧૮૪૭ની પહેલી ઓક્ટોબરની સાંજે પાચ ને ઓગણચાલીસ મિનિટે જન્મીને ૧૯૩૩ના સપ્ટેમ્બરની વીસમી તારીખે બપોરના બરાબર ચારના ટકોરે જીવનલીલા સંકેલી લેનાર ભગવતી એની બેસન્ટના મહાન્ આત્માની ૮૫ વર્ષ, ૧૧ મહિના અને ૨૦ દિવસની જીવનલીલાનું પૃથક્કરણ કરીએ તો જીવનની તૈયારીનાં લગ્ન પૂર્વેનાં વીસ વર્ષ અને ૧૯૩૧ના જૂનમાં દાદરો ચડતાં ઠીચણ વાગ્યો ત્યારપછીના લગભગ પથારીવશતામાં ગયેલાં બેએક વર્ષ મળીને કુલ બાવીસેક વર્ષ બાદ કરતા બાકીના જીવનનાં બધા વર્ષો સતત સજાગ અને સક્રિય લડતમાં, અધ્યયન, અધ્યાપન અને અભ્યાસની કોટિઓ સર કરવામા, વાચન, વિચાર અને વર્તનના વિજયોમા અને એ વિજયોની સિદ્ધિ પાછળ યા એ દ્વારા જન્મતી પ્રચારપ્રવૃત્તિમા વીતેલા છે.

લગ્ન એમણે યથાર્થ પ્રભુતામાં પગલાં માડવા કરેલુ, પણ ભોળપણમાં પ્રભુના પાર્ષદ કલ્પેલા પાદરી પતિમા એમને જગતની સામાન્ય નારીઓને જોઈતો કામુક અને ધણીપણાનો શોખીન એવો ધણી જ મળેલો એ એમના જીવનનો પ્રથમ જબ્બર શારીરિક અને માનસિક આઘાત ગણાય. લડાઈના નિશાન ત્યારથી એમના જીવનમા ગડગડવા માડયા

બીજો જબરો આઘાત ત્યારપછી એમને એમની નાનકડી અને લાડીની પુત્રી મેમેલની માંદગી દરમિયાન પરમદયાળુ પિતા ગણાતા ભગવાનની દેખીતી નિષ્ક્રિયતાએ આપ્યો. એ આઘાત શુદ્ધ માનસિક હતો. એણે એમને જીવનમા વિચારશીલતા અને પ્રગતિના યુદ્ધમોરચે ધકેલ્યા. પણ સીધી લડત તો ૧૮૭૨માં એટલે લગ્ન પછી પાચેક વર્ષે એમણે આપી, જ્યારે પાદરીની પત્ની તરીકે પ્રભુ-ભોજનના વિધિમાં લેવો જોઈતો ભાગ લેવાની એમણે પોતાની નાસ્તિકતા પ્રત્યેની વફાદારીની ખાતર ના પાડી દીધી અને પતિદેવનો ખોફ વહોરી લઈ, ગૃહત્યાગની સજા સ્વીકારી લઈ, જુઆરું માડી કેવળ પોતાના પગ પર જ ઊભા રહીને સચ્ચાઈને ખાતર જીવનસંગ્રામનો સામનો કરી લેવાની એમણે કૃતનિશ્ચયતા દાખવી

શું કમાઈશ અને શું ખાઈશ, અથવા તો કેમ કમાઈશ અને વૃદ્ધ માતા તથા બાળકી સમેત ત્રણ જીવનુ પોષણ શી રીતે કરીશ એનો એમણે એ વખતે કશો જ વિચાર નહોતો કર્યો પ્રવૃત્તિશીલ, સ્વમાની યૌવનનો તરવરાટ અંધારામાં ભૂસકો મારવા તૈયાર હતો એણે એમ જ કર્યું, પણ દંભનુ જીવન જીવવાની, અવનત શિરે ચીલાચાલુ પત્ની થવાની અને રોટલા તથા દેખીતી આબરૂ ખાતર પોતાના સત્યાત્માના જીવનને કચડી નાખવાની એમણે ધસીને ના પાડી દીધી. દરમિયાન ૧૮૬૮ની સાલથી લેખનના એમણે ગભીર પ્રયત્નો કરવા માડયા હતા અને કેટલીક સફળતા પણ મેળવી લીધી હતી બીજી બાજુ લગ્નજીવન દરમિયાન જ પતિના સિબ્સીના ચર્ચની ખાલી પાટલીઓ સમક્ષ છૂપા ભાષણનો અખતરો કરી જોતાં એમણે પોતાની સુષુપ્ત પણ અદ્ભુત વક્તૃત્વશક્તિની શોધ પણ કરી લીધી હતી. આથી કલમ, કડછી ને બરછીને બદલે કલમ, વાણી અને વિચાર આ ત્રણ હથિયાર લઈને જીવનસગ્રામમા એ કૂદી પડયા

ગરીબોના વકીલ મિ. રોબર્ટ્સે એમને દરિદ્રનારાયણની સેવાર્થે ઝૂઝવાનો મત્ર આપ્યો હતો. મિ ચાર્લ્સ બ્રેડલોએ એમને વ્યક્તિના જ નહિ પણ જનતાના વાણી અને વિચારના સ્વાતંત્ર્યાર્થે ઝૂઝવાનો મત્ર આપ્યો અને ૧૮૭૫ની સાલથી એમણે સાચા સુધારક અને મુક્ત વિચારક તરીકે આખા વખતના પ્રચારક-ઉપદેશકનું જીવન જીવવા માંડ્યુ અનીશ્વરવાદના નકારાત્મક સ્વીકાર અને પ્રચારની

સાથે સાથે એમણે માનવવાદના સુભગ આગ્રહના સુંદર જોડાણુનો હકારાત્મક પ્રચાર પણ કર્યો. ચીલા-ચાલુ સમાજ અનીશ્વરવાદના એમના પ્રચારથી એટલો ચોંકી ઊઠયો કે એ પ્રચારના મૂલ્ય તરીકે એમને નીચમાં નીચ અપકીર્તિ સહન કરવાની, રોળાઓનો સામનો કરવાની અને છેવટે તો પોતાનાં પ્રિય બાળકો સાથેના મેળાપના હકનો ત્યાગ સ્વીકારવાનો એમના જીવનનો ત્રીજો જબ્બર આઘાત સહન કરવાની ફરજ પડી. લગ્નજીવનનો ત્યાગ એ વૈરાગ્ય તરફનું એમનું મોટું પગલું હતું; પણ બાળકોના દર્શનના અધિકારનો ત્યાગ એ તો વૈરાગ્યને પૂર્ણતા તરફ લઈ જનારું વિરાટ પગલું હતું. એમાંથી એ માનવીનાં બધાં બાળકોને પોતાના ગણવાના વિશાળતર પ્રેમની કેળવણી તરફ ઝૂક્યાં ને લંડનની સ્કૂલબોર્ડનાં સભ્ય થયાં.

ઈ. સ. ૧૮૭૫થી ૧૮૮૮ સુધી આમ એમણે ચીલાચાલુ ધર્મ, સમાજ અને રાજકારણની સામે લડાઈ કરી. ઈંગ્લાંડમાં અત્યારે સ્ત્રીપુરુષો વિચાર અને વાણીનું જે સ્વાતંત્ર્ય ભોગવે છે, ચર્ચોમાં જે ઉદારતા ને સહનશીલતા જણાય છે, નાસ્તિક એટલે અનીતિમાન જ એવું કાંઈ નહિ એવી માન્યતાનો જે ખુલ્લંખુલ્લા સ્વીકાર થયેલો છે અને રાજકારણમાં બ્રિટિશ સામ્રાજ્ય મોટે ભાગે સ્વતંત્ર અને સ્વાયત્ત પ્રજાઓનો રાષ્ટ્રસમૂહ બન્યો છે એના જશમાં શ્રી અની બેસંટ એક મોટાં ભાગીદાર છે.

સ્ત્રીઓના સમાનાધિકાર, સ્ત્રીઓને મતાધિકાર, સારાં ઘરો, નિશાળમાં નાસ્તો, મજૂરોના શોષણનું નિકંદન, સજાઓની સુધારણા, મૂંગાં પ્રાણીઓ પર કરાતી ડૉક્ટરોની પ્રાયોગિક શસ્ત્રક્રિયાદિના જુલમોનો વિરોધ, ટ્રેઈડ યુનિયનોનું સંગઠન, જમીનના કાયદાઓની સુધારણા ઇત્યાદિક એવી કોઈ આધુનિક સુધારણાની પ્રવૃત્તિ ભાગ્યે જ જોવામાં આવશે કે જેની સામે એમણે આંગળી ઊંચી કરી ન હોય, જેને માટે એમણે કંઈ લખ્યું કહ્યું ન હોય કે જેને માટે એમણે કંઈ સહન કર્યું ન હોય.

આમ દશ્ય જગતના વિવિધ કલ્યાણની પ્રવૃત્તિમાં ગળાબૂડ ગચેલાં રહેતાં રહેતાં એમને વિચાર-શીલતાએ, અભ્યાસવૃત્તિએ અને સત્યાન્વેષણની બુદ્ધિએ જીવનમાં એક પછી એક અનેક વાદોના આસ્વાદ કરાવતાં કરાવતાં છેવટે અદશ્ય જગતના સંશોધન તરફ ધકેલ્યાં અને ૧૮૮૯ની સાલમાં ભગ-વતી બ્લેવેટસ્કી મૈયાનો મેળાપ થતાં એ જ વર્ષની ૧૦મી મેને રોજ એમના વરદ હસ્તે દીક્ષા પામી એ થીઓસોફી અર્થાત્ બ્રહ્મવિદ્યાનાં ઉપાસક બન્યાં.

આ એમના જીવનમાં મોટામાં મોટી ક્રાંતિનો અવસર હતો એની પૂર્વે રાજકારણ એ એમની પ્રિયમાં પ્રિય પ્રવૃત્તિ હતી. પણ યોગિની બ્લેવેટસ્કી મૈયાએ આધ્યાત્મિકતાની પોતાની શિક્ષણપ્રક્રિયા પ્રમાણે જેનો એમને સૌથી વધારે પડી હતી એનો એમની પાસે સૌથી પહેલો ત્યાગ કરાવ્યો. શ્રી એની બેસન્ટે પોતે લખ્યું છે : 'એમણે સારું કર્યું. કારણ મારા પુરાણા કાચા વિચારો એને લીધે મૌનની અગ્નિપરીક્ષાએ ચડયાં.' આમ એ યોગાભ્યાસ તરફ વળ્યા ને યોગિની બન્યાં અને ગુરુદર્શન પામતાં ગુરણીપણ બન્યાં.

ઈ. સ. ૧૮૯૩માં શિકાગો ખાતે મળેલી ધર્મોની વિશ્વપરિષદમાં સ્વામી વિવેકાનંદે હિંદુધર્મનો ડંકો કર્યો ત્યારે ભગવતી બેસન્ટ ત્યાં મોજૂદ હતાં ત્યાં થીઓસોફીનો ડંકો કરવા ગયેલાં, ત્યાં ડંકો કરીને એ હિંદ આવ્યાં. એ લખે છે :-*

'ક્રમે ક્રમે હિંદમાં મેં હિંદના ભૂતકાળનો અભ્યાસ કર્યો, પ્રાચીન સમયમાં હિંદના લોકોનું સ્વાતંત્ર્ય કેટલું મહાન્ હતું એ મેં જોઈ લીધું. પંચાયત પદ્ધતિનું કામ મેં જોયું અને એ શાણપણથી ભરેલું લાગ્યું. વખતોવખત મેં રાષ્ટ્રજીવનના પ્રશ્નો પર વ્યાખ્યાનો આપ્યાં. ઈંગ્લંડમાં મેં વારંવાર એની હિંદ પ્રત્યેની ફરજોની અવગણા વિષે અને સામ્રાજ્યમાં ગંભીર પ્રજાઓના સ્થાન વિષે ભાષણો

* ૧૮૯૦, મે, થીઓસોફિસ્ટ પૃ. ૫૭૬-૭૦

કર્યાં......'હિંદની ધરતી પર મેં પહેલો પગ મૂક્યો ત્યારે મારો હિંદ પ્રત્યેનો પ્રેમ, એને થયેલા અન્યાયો વિષેની મારી સહાનુભૂતિ અને એણે જે કષ્ટો વેઠ્યાં છે એનું ભાન મારામાં એ માતૃભૂમિ પ્રત્યેની તીવ્ર ભક્તિમાં પરિણમ્યું. ત્યારથી હમેશાં હું એનાથી પ્રેરિત થયેલી છું. પરંતુ મારાં બધાં આરંભનાં વર્ષો પૌર્વાત્ય ધર્મના અને ખાસ કરીને હિંદુધર્મના ઉદ્ધારકાર્યમાં ગયાં. પછી આવ્યું કેળવણીનું કામ અને હિંદુ કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષની વ્યાખ્યાનપ્રવૃત્તિ, અને એમને સ્વદેશ પ્રેમ અને સ્વદેશભક્તિની પ્રેરણા પાવાનું કામ, અને મારા હિંદી મિત્રો સાથેના આંગ્લ હિંદીઓના ગેરવર્તનનો અનુભવ...એમ એમ આગળ જતાં હું એવા સમયમાં આવી પહોંચી કે જ્યારે મને લાગ્યું કે મારા દિલમાં જલી રહેલી જ્વાળાઓને વાણી દ્વારા વ્યક્ત થવાનો સમય આવી પહોંચ્યો છે.'

આમ પુનઃ શ્રી બેસન્ટ રાજકારણમાં પડ્યાં, પણ તે હિંદની આઝાદી પૂરતાં જ. હિંદની આઝાદીની લાયકાતનો સવાલ કરનારને એમણે ઈંગ્લંડના એવા સવાલ કરનાર રાજા ચાર્લ્સ પહેલાના અને ક્રોમવેલ ૪૦ ના શા હાલ થયા એ જ યાદ કરાવ્યું છે. 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક છે અને હું એ લઈશ' એ લોકમાન્યનો મંત્ર એમણે બીજા શબ્દોમાં પણ જોરશોરથી ભણાવીને હિંદીઓની અસ્મિતા જગાડી, જેલ વહોરીને દેહકષ્ટ સહન કર્યું અને હોમરૂલનો શબ્દ હિંદનાં ગામડાંઓમાં પણ ખૂણે ખૂણે ગાજતો કર્યો.

એમણે કૉમનવેલ્થ ઑફ ઈન્ડિયા બિલ ઘડીને હિંદી સ્વરાજ્યની પોતાની કલ્પનાને મૂર્ત સ્વરૂપ પણ આપ્યું હતું. અને હિંદીઓની સંમતિ મેળવી પાર્લામેન્ટમાં એને પેશ કરાવી પહેલા વાચનમાંથી પસાર પણ કરાવ્યું હતું, પરંતુ એ દરમિયાન હિંદમાં રોલેટનો કાળો કાયદો, જલિયાનવાલામાં જનરલ ડાયરે કરેલી કારમી કતલ, ઈત્યાદિ દમનનો જે દોર જામ્યો હતો અને એના પરિણામે મહાત્મા ગાંધીની આગેવાની નીચે સત્યાગ્રહ, સવિનય ભંગ અને અસહકારની જે ઝુંબેશ જાગી હતી અને સરકાર તથા પ્રજા વચ્ચે જે ગજગ્રાહ ઊભો થયો હતો તેની રસાકસીમાં એમનો એ ખરડો વિસારે પડી ગયો. રાજકારણમાં એ ગાંધીજીની વિરુદ્ધ પડ્યાં હોવાથી જીવનનાં છેલ્લાં વર્ષોમાં જનતામાં એ અપ્રિય થઈ પડ્યાં હતાં ને બધા બંધારણવાદી નેતાઓની જેમ હિંદી રાજકારણમાં પાછળ પડી ગયાં હતાં, પણ લોકોની તાળીઓની નહિ પણ પોતાને જે સાચું લાગ્યું એ જ આચરવાની જીવન ભરની આદત પ્રમાણે એ કદી પોતાના મનથી પાછાં પડ્યાં નહોતાં. એમના જીવનનો એ જ મહાનમાં મહાન્ વિજય છે અને પોતાની પાછળ જે સ્મરણલેખ કોતરવાનું એ કહી ગયેલાં એ પણ એ જ છે: 'એ હમેશાં સત્યને અનુસરવા મથ્યાં છે.'

એક બીજી પ્રવૃત્તિ જેમાં એ પાછાં પડેલાં મનાય છે એ શ્રીકૃષ્ણમૂર્તિનો× ભાવિ જગદ્‌ગુરુ તરીકેનો પુરસ્કાર કરવાની પ્રવૃત્તિ છે. એની પાછળ એમનો ૧૯૧૧થી માંડીને જીવનના અંત ભાગ સુધી ઘણો સમય ગયેલો છે. જગદ્‌ગુરુના અવતરણની તૈયારી કરતાં વર્ષોની મહેનતથી સ્થાપેલા તારકસંઘને શ્રીકૃષ્ણમૂર્તિએ પોતાને હાથે વિખેરી નાખેલો અને એમની ઘણી પ્રિયમાં પ્રિય થીઓસોફિકલ માન્યતાઓનો કાતિલ વિરોધ થતો એમણે જાતે જોયો છે. અને પોતાના વહાલામાં વહાલા સાથીઓને પણ એ પ્રવૃત્તિનો વિરોધ કરતા ને પોતાને છોડી જતા એમણે જોયાં છે.

શ્રી બેસન્ટની જીવનચર્યાનું એક લક્ષણ બાંધી બતાવતાં મિ. જ્યૉર્જ બર્નાર્ડ શૉએ એમની કટાક્ષમુખ વેધક શૈલીમાં લખ્યું છે:

'ટુ-ડે' નામક પત્ર બંધ થતાં હું મિસિસ બેસન્ટ સંપાદિત 'અવર કૉર્નર'નો મામલી નવલિકા-

× શ્રી. કૃષ્ણમૂર્તિની ભાવિ જગદ્‌ગુરુ નહિ પણ જગદ્‌ગુરુ ભગવાન્ મૈત્રેયના વાહન તરીકેની 'પૂર્વના તારક સંઘ' દ્વારા જાહેરાત કરવામાં આવી હતી. વિશેષ માટે જુઓ 'બેસન્ટ સ્મારક ગ્રંથ' પાનું ૭૯ . —સંપાદક.

લેખક બન્યો. એ સામાયિકની એક અસાધારણ આદત પોતાના લેખકોને એમના લેખનું મહેનતાણું આપવાની હતી! મને ભય છે કે બીક વેઠતા યુવાન પ્રચારકોને પ્રત્યક્ષ દયાદાનના માનભંગમાંથી બચાવી લેવાની અને રાહત આપવાની મિસિસ બેસન્ટની આ એક યુક્તિ હતી. એ અડંગ પરગજુપણાવાળી બાઈ હતી. અને સંભવતઃ આ નબળાઈ વિષેના મૌન મુક્ત કંઠોક્ત તિરસ્કારનું એ મારા પર વેર વાળતી હતી*

'પરાર્થે પોતાની નાણાં કોથળીનું મોં ઉઘાડું રાખવાની આ વૃત્તિનો હિંદના અનેક વિદ્યાર્થીઓને લાભ મળેલો છે. કોઈ ભિખારી એમને બારણેથી પાછો નહોતો જતો. મિસિસ રેન્સમ લખે છે કે 'જુવાન અને સશક્તને મારાં બાઈ કેટલીક વાર એકાદો એવો મર્માળો પ્રશ્ન પૂછતાં કે એઓ લજવાઈ શરમાઈને જાતે જ ચાલ્યા જતા. પણ વૃદ્ધ અને અશક્તને હમેશાં કાંઈ ને કાંઈ પ્રાપ્તિ જ થતી.' એક ઘરડો ભિખારી માંદગીનો વેષ કાઢીને પૈસા પડાવી જતો એની બદમાસી મિસિસ રેન્સમે નજરે જોઈ અને એમની આગળ પ્રકટ કરી ત્યારે પણ એ ફક્ત મરક મરક હસેલાં, અને બોલેલાં 'એ ઘરડો છે. ઘરડાને હું હમેશાં આપું છું.' મિસિસ રેન્સમ લખે છે :

'અમે એવી ભીડની વેળા ચાલતી હોય, બહાર નીકળતી વખતે કાંડા પર ભરત ભરેલા હિંદી રેશમની પોતાની નાનકડી થેલીને ભરવીને નીકળવાનું એ કદી ચૂકતાં નહિ. રસ્તે માગનારા ભિક્ષુકો માટે એમાં એ તાંબાના સિક્કા, પાઈ પૈસા રાખતાં ને એમાંથી જેને આપવું હોય તેને એ જાતે જ આપતાં; બીજાને એ વહેંચણ કરવા દેતાં નહિ, કારણ એમ કરવામાં આવે તો અંગત સંસર્ગ તો લૂંટાઈ જ જાય, ને?'

મિસ્તર એ. એચ. પિટરસનની ગણતરી પ્રમાણે મિસિસ એની બેસન્ટે જીવન દરમિયાન સ્વહસ્તે ૩૩૦ ગ્રંથો અને ચોપાનિયાં લખેલાં છે. ૨૫ ગ્રંથો એમણે બીજાઓની સાથે રહીને લખેલા છે. ૨૧ પુસ્તકો એમણે સંપાદિત કર્યાં છે અને આમુખ કર્યાં છે. અને ૧૨ સામયિકોનું સંપાદન સંભાળેલું છે. એમણે ૭ ભાષાંતરો કરેલાં છે જેમાંનું એક મૂળ સંસ્કૃત પરથી તૈયાર કરેલી શ્રીમદ્ભગવદ્ગીતાની ઉત્કૃષ્ટ આવૃત્તિ રૂપ છે. આ પુસ્તકોના વિષયો છે વિજ્ઞાન (રસાયણશાસ્ત્ર ભૌતિકશાસ્ત્ર, માનસશાસ્ત્ર, શરીરશાસ્ત્ર), અર્થશાસ્ત્ર, રાજકારણ, ઇતિહાસ, ધર્મ, તત્ત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર, કેળવણી અને થીઓસોફી.

એમનાં લખાણો અને ગ્રંથોના ગંજમાં સાહિત્યસ્વામીઓની અમર સિદ્ધિઓ શોધવા જનારને મોટા ભાગે નિરાશા સાંપડશે, કારણ એ સાહિત્યકાર નહોતાં; ધર્મોપદેશપ્રચારક અને પેગંબર હતાં. એમ છતાં મહાત્માજીની આત્મકથાની જેમ એક મહાન આત્માના સત્યના પ્રયોગોના મુક્ત વૃત્તાંત તરીકે એમની આત્મકથા હમેશાં રસપૂર્વક અને કેટલીક વાર ભક્તિપૂર્વક વંચાતી રહેશે. સર. સી પી. રામસ્વામી જેવા બુદ્ધિપ્રધાન જીવે ઈ. સ. ૧૯૩૪માં લખેલું છે : 'છેલ્લાં પચીસ વર્ષથી દર વર્ષે હું એનો નિયમિત પાઠ કરું છું!'

એમનું સારામાં સારું પુસ્તક કયું એના જવાબમાં એમના સાથી, મિત્ર અને આત્માર્થી લેડબીટર સાહેબે 'એન્શન્ટ વિઝડમ'નું × નામ લીધેલું છે. આત્માર્થીની દૃષ્ટિએ એ સાચું જ લખે છે. એ એમના ગ્રંથોમાંનું સૌથી મહાન અને ઉપયોગી પુસ્તક છે—ખાસ કરીને ગુપ્ત જ્ઞાનના એક સુસંકલિત શાસ્ત્રીય સ્વરૂપ તરીકે.'

વિદ્યાપીઠ

તા. ૧૬–૮–૪૮

ચુનીલાલ બારોટ

---

* જાન્યુઆરી ૧૯૩૩, થીઓસોફિસ્ટ પૃ ૪૭૮

× એનો 'પુરાણી પ્રજ્ઞા' નામે અનુવાદ થયો છે.—સંપાદક

# એની બેસન્ટની શતાબ્દિ

## (હિન્દીઓના હૃદયમાં બેસન્ટનું નામ કોતરાયેલું રહેશે)

હિન્દની પુણ્ય ભૂમિએ અનેક પવિત્ર આત્માઓ પેદા કર્યા છે. હિંદની ગૌરવવન્તી સંસ્કૃતિએ વિદેશીઓને આકર્ષ્યા છે. દોઢસો વરસ જુના લાંબા કાળ સુધી હિંદ બ્રિટનની પોલાદી એડી હેઠળ દબાયેલું હતું. માનવતાની દૃષ્ટિએ એ અકુદરતી અને પાશવી હતું. હિંદની ગુલામીની બેડીઓ તોડવાના ભગીરથ કાર્યનો પાયો નાખનાર, પરદેશી તંત્ર એ ગુલામીનું પ્રતીક છે—તેનું ભાન કરાવનાર એચ. ઓ. હ્યુમ અને સર વિલિયમ વેડરબર્ન હતા. એ કાર્યને વેગ આપવામાં મિ. સી. એફ. એન્ડ્રુઝ અને ડૉ. બેસન્ટનો ફાળો નાનોસુનો નહોતો. જન્મે અંગ્રેજ, સ્વભાવે આયરીશ અને સમર્પણથી તેઓ હિંદી હતાં. પહેલી ઓકટોબર ૧૯૪૭ ડૉ. એની બેસન્ટનો શતાબ્દિ દિન છે. ડૉ. બેસન્ટનું હિંદમાંનું જીવન એટલે હિંદના સર્વાંગી વિકાસમાં ડૉ. બેસન્ટે આપેલા ફાળાનો જ્વલંત ઇતિહાસ. ડૉ. બેસન્ટ સાચાં સંગ્રામી હતાં. ૧૮૭૯માં અફગાનીસ્તાન, ૧૮૮૧માં ટ્રાન્સવાલ, ૧૮૮૨માં આયર્લેન્ડ અને ત્યારબાદ ઈજિપ્ત અને ૧૮૮૫માં સુદાન માટેની તેઓ લડત લડેલાં. ૧૮૯૩માં ડૉ. બેસન્ટે હિંદમાં પગ મૂક્યો. વીસ વર્ષ બાદ એટલે લગભગ ૧૯૧૩–૧૯૧૪માં હિંદના રાજકારણમાં તેમણે ઝંપલાવ્યું. વ્યવસ્થિત અને બંધારણસરની ચળવળમાં તેઓ માનતાં હતાં. રાજકીય હેતુઓ પાર પાડવા વ્યવસ્થિત અને બંધારણસરની ચળવળ માટે કાર્યકર્તાઓ, સંસ્થા અને છાપું આવશ્યક હોઈ બેસન્ટે હોમરૂલ લિગની અને દેશભરમાં એની શાખાઓની સ્થાપના કરી 'ન્યુ ઈન્ડિયા' દૈનિક અને 'કોમનવીલ' અઠવાડિક છાપાંઓ પણ શરૂ કર્યાં. હજારો સ્ત્રીપુરુષો હોમરૂલ લિગમાં જોડાયા. ૧૯૦૫–૧૯૦૭ની બંગભંગની ચળવળથી જનતામાં રાષ્ટ્રીયતાની જે ભાવના જાગેલી તેને પોષણ મળ્યું. હોમરૂલ લિગના સિદ્ધાંતો તથા કાર્યક્રમના પ્રતિપાદન માટે બેસન્ટ દેશભરમાં ઘૂમતાં હતાં, ભાષણો આપતાં હતાં, લેખો લખતાં હતાં અને કોન્ફરન્સો ભરતાં હતાં. મોટે ભાગે બેસન્ટની ચળવળના પરિણામે હિન્દી મંત્રી મિ. મોન્ટેગ્યુને ૧૯૧૭ની સાલમાં હિંદને કેવા પ્રકારના રાજકીય સુધારાઓ આપવા જોઈએ તેની તપાસ કરવા હિન્દમાં આવવું પડેલું એમ કહીએ તો તેમાં કોઈ ખોટું નથી. ૧૯૧૭માં કલકત્તામાં ભરાયેલ કોંગ્રેસના પ્રમુખસ્થાને બેસન્ટ હતાં. ૧૯૧૪થી ૧૯૧૮ સુધી પ્રથમ વિશ્વયુદ્ધ ચાલેલું, છત્રીસ પ્રદેશો બ્રિટનની તરફ હતા અને ચાર જર્મનીના પક્ષમાં હતા. બેસન્ટની રાજકીય ચળવળના પરિણામે ૧૯૧૭માં હિંદી સરકારે તેમને નજરકેદ કરેલ. લોકમાન્ય તિલક લાંબી સજા ભોગવી ૧૯૧૪માં છૂટેલા. બંગાળના વિદ્વાન વક્તા સુરેન્દ્રનાથ બેનરજી સુધારાના કાર્યમાં ગુંથાયા હતા. ૧૯૧૫માં શ્રી. ગોખલેએ દેહત્યાગ કરેલો. મહાત્મા ગાંધી રાજકીય તખતા ઉપર એ સમયે આવ્યા. ૧૯૧૯માં અમૃતસરમાં ભરાયેલી કોંગ્રેસ મહાત્મા ગાંધીજીના હાથમાં ગઈ ત્યારથી બેસન્ટ લગભગ કોંગ્રેસમાંથી ફારેગ થયાં. રાજકારણમાં મતભેદો રહેવાના જ. પરંતુ રાજકીય વિચારોના ઘડવામાં રાષ્ટ્રીયતાની જાગૃતિમાં પરદેશી ધૂંસરી ફગાવી દેવામાં વખતો વખત જે જે વીરલ વ્યક્તિઓએ તેજસ્વી ફાળો

આપ્યા છે તેમનું હિન્દ ઋણી છે. ડૉ. બેસન્ટના મરણ સમયે ગાંધીજીએ જણાવેલું કે જ્યાંસુધી હિન્દ જીવત છે ત્યાંસુધી ડૉ. બેસન્ટે હિન્દની જે ભવ્ય સેવાઓ કરી છે તે સ્મૃતિ ઉપર જીવન્ત રહેશે. પંડિત જવાહરલાલ નહેરુએ એ સમયે પત્રકારોની મુલાકાતમા જણાવેલું કે વિશ્વયુદ્ધના કાળા દિવસો અને ત્યારબાદ સ્વતંત્રતાના સંગ્રામમાં બેસન્ટે જે ભાગ ભજવ્યો છે તે સદા યાદ રહેશે. રાજકારણમાં નહિં પરંતુ શિક્ષણ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન અને પત્રકારિત્વના વિષયોમાં પણ બેસન્ટનું સ્થાન હિમાલય સરખું હતું લગભગ સોએક ગભીર વિષયપ્રેરક પુસ્તકોનાં તેઓ કર્તા હતાં લગભગ વીસેક હજાર ભાષણો કર્યાં હશે, કરોડો માણસોના એ પ્રેરણાદાયી હતાં, 'રાષ્ટ્રીય સરકારના સ્વપ્નસેવી હતાં. શાંતિ અને સારી ભાવના યુક્ત નૂતન દુનિયાના એ શિલ્પી હતાં તેમની લેખન અને વક્તૃત્વકળા અજોડ હતાં. લાખ્ખો સ્રીપુરુષોને હચમચાવી મૂકયાં હતાં એમણે માટીમાંથી મર્દો ઘડયા હતા. તેમને ફાની દુનિયા છોડે આજ લગભગ ૧૬ વરસ થયાં પરતુ જુદા જુદા ક્ષેત્રમાં આરંભેલ કાર્યો સફળતા પામી રહેલ છે. હિન્દ પરદેશી ધૂંસરીમાંથી છૂટુ થયુ છે. આંતરરાષ્ટ્રીય સહકાર આપી અને મેળવી શકે છે. હિન્દુસ્તાનનું દુનિયાભરના દેશોમાં જે અનેરું સ્થાન હોવું જોઈએ તે પ્રાપ્ત થયું છે હિન્દના સર્વાંગી વિકાસાર્થે જે જે વ્યકિતઓએ નિસ્વાર્થ સેવાઓ અર્પી છે તેમની યાદ દરેક હિન્દીના હૃદયમા કોતરાયેલી રહેશે. ડૉ. બેસન્ટે પણ અવિરત નિષ્કામ સેવાઓ હિન્દના ચરણે ધરી હિન્દીઓના હૃદયમા અનેરું સ્થાન મેળવેલું છે

શ્રી. સારાભાઈ દલાલ

# Sjt. Subhas Bose—on Dr. Besant

In the opinion of every section of Indian thought, regardless of religion or politics, it was she who laid the foundation of all real and lasting union between the East and the West

(The Annie Besant Centenary Book, P. 244)

# શ્રીયુત સુભાષ બોઝ—ડૉ. બેસન્ટ વિષે

હિન્દના વિચાર કરતા જગતના દરેક ભાગના અભિપ્રાય પ્રમાણે,—ધાર્મિક અને રાજકીય મતભેદ બાદ કરતાં, વિદુષી બેસન્ટે જ પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સાચી અને કાયમ માટેની એકતા સાધવા માટે પાયો નાખ્યો છે

('ધી એની બેસન્ટ સેન્ટીનરી બુક' પાનુ ૨૪૪, પરથી)

# The Greatness of Dr. Besant

Dr. Besant was All-Things to all men for she was indeed a "Diamond Soul" with innumerable facets to her being.

She was a magnificent Leader who created men—not mere movements.

She was a wise Teacher who loved all for she understood all.

She was a great Inspirer who fanned in all the spark of greatness.

She was a far-sighted Statesman who strove to bring the future into the present.

She was the tenderest of Friends who nourished the weak and the ailing.

She was the dauntless Warrior who challenged everything in defence of Truth.

She was a wonderful Pioneer who suffered much to make others happy.

—Rohit Metha

(General Secretary, Indian Section, Theosophical Society.)

# ડૉ. બેસન્ટની મહત્તા

ડૉ. બેસન્ટ બધાં માણસો સાથે પોતાના જીવનના બધા પાસા પ્રગટ કરી શકે તેવાં હતાં, તેઓ ખરેખર એક હીરા જેવા આત્મા (Diamond Soul) હતાં કે જેમના જીવનને અનેક પાસા હતા.

તેઓ એક મહાન્ નેતા હતાં કે જેઓ માત્ર ચળવળો જ કરી જાણતાં ન હતાં પણ મનુષ્યોને ઘડી જાણતાં હતાં.

તેઓ એક ડાહ્યા ગુરુ હતાં, કે જેઓ બધાને ચાહતાં હોવાથી બધાંને સમજતાં હતાં.

તેઓ એક મહાન્ પ્રેરણાદાતા હતાં કે જેમણે બધામાં મહત્તાનો તણખો પ્રદીપ્ત કર્યો હતો.

તેઓ એક દૂરદેશીવાળાં મુત્સદ્દી હતાં કે જેમણે ભવિષ્યને વર્તમાનમાં આણવા પ્રયત્ન કર્યો હતો.

તેઓ એક કોમળમાં કોમળ હૃદયી મિત્ર હતાં કે જેમણે નબળા અને પીડિતની સારવાર કરી હતી.

તેઓ એક નિર્ભય અને અદમ્ય યોદ્ધા હતાં કે જેઓ સત્યના બચાવમાં બધાને પડકાર આપી શકતાં હતાં.

તેઓ એક અદ્ભુત નેતા (Pioneer) હતાં કે જેમણે બીજાને સુખી કરવાને પોતે જાતે ઘણું દુઃખ વહોરી લીધું હતું.

શ્રી રોહિત મહેતા.

(જનરલ સેક્રેટરી, ઇન્ડિયન સેક્શન, થીઓસોફિકલ સોસાયટી)

# કર્મયોગિની બેસન્ટ

જગતમાં આટલાં બધાં સ્ત્રીપુરુષો છે. તે પૈકી શતાબ્દિ કોની ઉજવાય છે? જેઓ દેહવાસનાથી પર હોય, લોકવાસનાથી પર હોય અને શાસ્ત્રવાસનાથી પર હોય, તેમની શતાબ્દિ ઉજવાય છે. ડૉ બેસન્ટ સવારનાં ચાર વાગે જાગતાં, રાત્રીએ અગિયાર વાગે સૂતાં. તેમણે દેહની કદી પરવા કરી નહોતી છતાં તેઓ સૂર્ય અને ચંદ્રની માફક નિયમિત કાર્ય કરતાં હતાં

તેમણે સત્યની શોધમાં કદી લોકપ્રિયતાની પરવા કરી નહોતી સત્યની શોધમાં એક સસ્થામાંથી બીજી સસ્થા તેઓ બોલતાં જતાં હતાં. તેઓ જૂના મિત્રને ત્યજી દેતાં હતાં, છતાં તેમને હમેશાં ચાહતાં હતાં. શાસ્ત્રના આધારથી તેઓએ કદી વહેમને માન્યા નથી. તેઓ શાસ્ત્રમાં કદી બદ્ધ થયાં નથી તેઓ ખ્રિસ્તી પાદરીની સ્ત્રી હોવા છતાં તે ધર્મની ખોટી માન્યતાને તેમણે સ્વીકારી નથી, એટલું જ નહિ પણ તેમણે દરેક ધર્મના શાસ્ત્ર ઉપર પ્રકાશ ફેંક્યો છે, અને આ રીતે દરેક ધર્મની તેમણે સેવા કરેલી છે. તેમના પુસ્તકોમાં ભગવદ્‌ગીતાનું અધ્યયન, યોગ, ઉપનિષદમા સમાયેલું જ્ઞાન વગેરે પુસ્તકો અનુપમ છે. તેમનું ખ્રિસ્તીધર્મના રહસ્યનું પુસ્તક, ઇસ્લામ ધર્મની ખૂબીઓનું પુસ્તક, થીઓસોફીની દૃષ્ટિએ જરથોસ્તિ ધર્મ—તે બધાં પુસ્તકો વાંચીએ તો આ તેમની દૃષ્ટિ તેમના નિત્ય જીવનમાં દેખાઈ આવે છે

ઈશ્વર તે સત્ ચિત્ અને આનંદ સ્વરૂપ છે જીવ તે તેનો અંશ છે તેથી જ્ઞાન, ક્રિયા અને ઇચ્છા તે જીવનો સ્વભાવ છે તેથી જીવને પ્રભુતા પામવાના ત્રણે સાધનો છે. કર્મ માટે મનુષ્યને સ્થૂલ દેહ, ઇચ્છા માટે વાસના દેહ અને જ્ઞાન માટે મનુષ્યને મન મળેલા છે આ ઉપરથી પ્રભુતા પામવાને જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ અને કર્મમાર્ગ યોજાયેલ છે. દરેક મનુષ્યમાં જ્ઞાન, ભક્તિ અને કર્મ દેખાય છે તેમાં એક પ્રધાનપદે હોય છે તો બીજા સાધનો ગૌણ હોય છે, પણ મનુષ્યને તે તે સાધનો દ્વારા પ્રભુતા પ્રકટાવવામાં સાધનભૂત થાય છે.

જ્ઞાનમાર્ગમાં પરમાત્માનુ સ્વરૂપ, વિશ્વસર્જન, જુદાં જુદા લોકો, કર્મ, પુનર્જન્મ, વિકાસક્રમના નિયમોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

ભક્તિમાર્ગમાં ભાવના દ્વારા પરંતત્ત્વનો સ્પર્શ થાય છે કર્મયોગમાં ઉચ્છૃંખલ ચિત્તના વિકારોને શમાવીને મનુષ્યજાતિની સેવા દ્વારા તેને પરતત્ત્વનો સ્પર્શ થાય છે

ડૉ બેસન્ટ એક કર્મયોગિની અને સન્યાસિની હતાં ડૉ બેસન્ટ જ્ઞાની હતાં અને ભક્ત પણ હતાં.

ડૉ. બેસન્ટના કર્મયોગનો વિચાર કરતાં, અત્રે શ્રીમદ્ ભગવદ્‌ગીતાના આચાર્ય શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે તેનુ સ્મરણ થાય છે.

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिक ।<br>
कर्मिभ्यश्चाधिको योगी तस्माद् योगी भवार्जुन ॥<br>
योगहीनं कथं ज्ञानं मोक्षदं भवति ध्रुवम्

તપસ્વી કરતાં, જ્ઞાનિ કરતાં, કર્મી કરતાં યોગી તે મહાન્ છે માટે તું યોગી થા. યોગ વિનાના મનુષ્યને મોક્ષ પ્રાપ્ત થતો નથી.

શ્રીમદ્ ભગવદ્ગીતામાં યોગની વ્યાખ્યા પણ આપેલી છે.

(૧) ચિત્તની વૃત્તિનો નિરોધ એટલે યોગ.

(૨) યોગ એટલે કર્મની કાર્યદક્ષતા.

(૩) યોગ એટલે સમત્વ.

(૪) દુઃખના સયોગનો વિયોગ એટલે યોગ.

શ્રીમદ્ ગીતાજીમાં કહેલું છે, કર્મનો ત્યાગ કરવાથી સિદ્ધિ મળતી નથી. કોઈ પણ મનુષ્ય કર્મ કર્યા વિના એક ક્ષણ પણ રહી શકતો નથી કર્મ તો અનાદિ છે, કારણ કે કર્મ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે અને પ્રકૃતિ અનાદિ છે. માટે આસક્તિ રાખ્યા સિવાય, અહંતા મમતા રાખ્યા સિવાય, ફળની ઇચ્છા રાખ્યા સિવાય, પ્રભુને અર્પણ કરીને સર્વ ભૂત પ્રાણી માત્રના હિતમાં રહીને મનુષ્યે કર્મ કરવાં.

માટે જ કહ્યું છે કે સંન્યાસયોગ કરતાં પણ કર્મયોગ ઉત્તમ છે; પરંતુ તેમાં કર્મ, વિકર્મ અને અકર્મમાં વિવેક કરવાનું કહેવામાં આવેલું છે.

ડૉ. બેસન્ટ ગીતામાં દર્શાવેલા સાચા અર્થમાં કર્મયોગિની અને સંન્યાસિની હતા એ તેમના જીવન સમસ્તના ખંડેખંડ તપાસી જોનારને જણાયા વિના રહેશે નહિં. એવી કર્મયોગિની–તપસ્વિની વીર વિભૂતિની શતાબ્દિના ઉત્સવ સમયે, તેમના ભવ્ય જીવનમાંથી પ્રેરણા લઈને આપણે સર્વ સાથે મળીને કૃય કરીએ, તેમની તેવી જ ઇચ્છા હતી. માટે તેમણે સર્વ ધર્મની પ્રાર્થના શરૂ કરી, માટે જ અડ્યારમાં સર્વ ધર્મના મંદિરો–બધા ધર્મો એક છે તેનો સૂર ગજાવતાં–ઊભાં કર્યાં છે. તેમાં ડૉ. બેસન્ટને કોઈ નિગૂઢ જગતનો નાદ પુકારી રહ્યો હોય તેમ લાગે છે. આજે ડૉ. બેસન્ટ જેવા આત્માની હિંદને અને હિંદ દ્વારા જગતને જરૂર છે, ત્યારે આપણે સર્વ તેના આત્મામાંથી પ્રેરણા લઈને બીજા દેશોને ડૉ. બેસન્ટનો પ્યારો સૂર સંભળાવીએ તેમાં જ સાચી કૃતકૃત્યતા છે.

આવા મહાન્ આત્માને મારા કરોડ વખત વંદન હો ! અને તેમના આત્મામાંથી જગતમાં શાંતિના સૂર પથરાય તેવી મારી ઇષ્ટ પરમાત્માને પ્રાર્થના છે.

શ્રી. વેણીશંકર ગો. ભટ્ટ

(ગુણસુંદરીના 'ડૉ. એની બેસન્ટ શતાબ્દિ સ્મારક અંક' ઑક્ટોબર ૧૯૪૭માંથી)

# ડોક્ટર એની બેસન્ટ

સને ૧૮૯૩ના નવેમ્બરની ૧૬મી તારીખે મદ્રાસ ઇલાકાના ટ્યુટિકોરીન બંદરે લંડનથી આવતી આગબોટમાં એક વ્યક્તિ હિન્દુસ્તાનને કિનારે ઊતરે છે. સ્થાનિક મહાજન એને એક માનપત્ર આપી સત્કારે છે, એના મહાન સ્વાર્થત્યાગની પ્રશંસા કરે છે. ઉત્તરમાં એ વ્યક્તિ કહે છે કે 'છીપ અને શંખલાઓ ફેંકી દઈને હીરામોતી સ્વીકારનાર સ્વાર્થત્યાગી કહેવાય તો મેં સ્વાર્થ તજ્યો છે જીવનમાં મને જે સત્ય શોધવાની તમન્ના હતી એ લાધ્યું છે એની પાસે મેં જેનો ત્યાગ કર્યો છે એની કશી વિસાત નથી.'

એ એક સ્ત્રી હતી. છેંતાળીશ વરસની એની ઉમ્મર હતી. યુરોપ અમેરિકામાં એક પ્રખર વક્તા તરીકે, જુસ્સાદાર લેખિકા તરીકે, જાહેર કાર્યકર તરીકે, એક સમયે પ્રખર નાસ્તિકવાદની, પછી સમાજવાદની અને હવે થીઑસોફીની પ્રખર હિમાયતી અને પ્રચારક તરીકે, એણે નામના મેળવી હતી. એનું નામ શ્રીમતી એની બેસન્ટ.

૧૮૪૭ના ઑક્ટોબરની પહેલી તારીખે લંડન શહેરમાં એનો જન્મ થયો હતો. સ્નેહાળ માતાપિતાની ગોદમાં એણે બાલ્યાવસ્થા પસાર કરી. એની નસોમાં પોણો ભાગ આઇરિશ અને પા ભાગ અંગ્રેજી લોહી વહેતું હતું. એના પિતાનું વુડની અટકથી ઓળખાતું ખાનદાન કુટુંબ જૂના કાળથી ઇતિહાસમાં ખ્યાતિ પામ્યું હતું.

ચાર વરસની ઉમ્મરે એનીએ પોતાનું સુખ ગુમાવ્યું. એનીની વિધવા બનેલી માતાનો પોતાના પતિ તરફનો પ્રેમ એટલો ગાઢ હતો કે સ્મશાનયાત્રા પહેલાં ઘરના જે ઓરડામાં પતિનું શબ પડેલું હતું ત્યાં એ બધ બારણે આખી રાત રુદન કરતી બેસી રહેલી. અને એના વદન પર સવારે નજર કરનારાઓએ જોયું કે ગઈ રાત્રે જે કેશ કાળા ભમ્મર જેવા હતા એ સવારે ઊન જેવા સફેદ બની ગયા હતા. સ્મશાનયાત્રા વખતે એ મૂર્છામાં પડી, અને સૂક્ષ્મ શરીરે પોતાના પતિની પાછળ એ કબ્રસ્તાન સુધી ગયેલી એ વાત, પછીથી સદેહે એ સ્થળે જઈને પતિની કબર ઓળખી બતાવીને એણે સાબિત કરી આપી હતી.

વિધવા અને ગરીબ માતાની સાથે એનીએ ઓગણીશ વરસ સુધીનું જીવન ગાળ્યું અને શાળાની કેળવણી લીધી. ભાવિ જીવન માટે અનેક ગુલાબી સ્વપ્નાંઓ સેવ્યાં. ઘરના ચોગાનમાં આવેલા બગીચામાં ઊભેલા એક ઝાડ પર ચડી કવિ મિલ્ટનના મહાકાવ્ય 'પેરેડાઈસ લૉસ્ટ' માંથી એ ફકરાઓ લલકારતી ત્યારે શયતાનની માફક, આખી દુનિયા સાથે એકલે હાથે યુદ્ધ કરવાના એને કોડ જાગતા.

ઓગણીશ વરસની વયે રેવરંડ ફ્રાન્ક બેસન્ટ નામના યુવાન પાદરી સાથે એનો મેળાપ થયો. પ્રેમમાં પડવાનો અનુભવ તો એનીને નહોતો, પણ લગ્નની માગણી એ તરછોડી શકી નહિ, અને એકાદબે અઠવાડિયામાં, ૧૮૬૬ની સાલમાં, એ પાદરી સાથે એણે લગ્નની ગાંઠ બાંધી.

૭ વરસ એ લગ્નજીવન નભ્યું. એ ૭ વરસમાં એનીએ લંડનમાં વસતા કંગાલોનાં દુ:ખી જીવન નિહાળ્યાં. માંદાઓ અને ગરીબોની સેવા કરતાં, મજૂર વર્ગના કંગાલ લત્તાઓ અને ઘરોમાં જીવાતું જીવન એણે જોયું. પત્ની તરીકે જીવનમાં એને શા શા અધિકારો હતા અને નહોતા એનો

એને ખ્યાલ આવ્યો. ખ્રિસ્તી ધર્મના આચાર્યનું જીવન જેણે સ્વીકાર્યું હતું એવા પતિના પોતાના તરફના બેપરવા, કઠોર અને તોછડા વર્તનનો કપરો અનુભવ થયો. ગૃહતંત્ર, સમાજતંત્ર અને સમગ્ર જગતના તંત્રમાં કંઈક ઊણપ છે એવું લાગવા માંડ્યું. લગ્નજીવને એને એક પુત્ર અને પુત્રી આપેલાં. નાની નિર્દોષ પુત્રીની એક સમયની ભયંકર માંદગી દરમ્યાન ઈશ્વરની દયા, શક્તિ અને અસ્તિત્વ માટે એને શંકાઓ ઉત્પન્ન થઈ. જીવન ક્લેશમય, દુઃખી અને ન જીવવા જેવું લાગ્યું. એમાંથી છૂટવાને માટે એક દિવસ તો ક્લોરોફૉર્મની શીશી લઈ જગત બહાર અમે ત્યાં ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો. એ ઘડીએ એક અવાજ સાંભળ્યો : 'ભીરુ ! નામર્દ ! શહીદ થવાનાં સ્વપ્નાંઓ સેવ્યાં અને થોડા સમયનું સંકટ સહી શકાતું નથી ?' શીશી હાથમાંથી ફેંકાઈ ગઈ.

પણ એની શંકાઓનું સમાધાન કોઈ ધર્માચાર્યે કર્યું નહિ. પાદરી પતિને નાસ્તિક સ્ત્રી ન પરવડે. ૨૬મા વર્ષે લગ્નજીવન છૂટાછેડામાં પરિણમ્યું. એ પછી માતાનું યે મૃત્યુ થયું અને તે સમગ્ર જગતમાં એકલી બની.

નાસ્તિકવાદનો પ્રખર પ્રચારક અને હિમાયતી, ગરીબોનો સદા જાગ્રત સેવક, સેંકડો માનવીઓના તિરસ્કાર અને હજારોના પૂજનને પાત્ર બનેલો ચાર્લ્સ બ્રેડલો એ કાળે ઇંગ્લાંડમાં એક મહાન લોકનેતા હતો. ઈશ્વર અથવા મૃત્યુ પછીના અસ્તિત્વમાં એને કશી શ્રદ્ધા નહોતી, પણ જેઓ પરમાત્મા અથવા પરલોકમાં માનતા હોય એમને માટે ત્યાં પહોંચવા સારુ એક પૂલ બનવા માટે એની કાયા હમ્મેશાં તૈયાર હતી. એ બ્રેડલોની એ સગાથી, મિત્ર અને મદદગાર બની બ્રેડલોના તંત્રીપણા નીચે પ્રકટ થતા 'નેશનલ રિફોર્મર' નામના પત્રની એ સહતંત્રી બની. પુષ્કળ વાંચ્યું, સતત લખ્યું, ભવિષ્યના દિવસોમાં દુનિયા ભરનાં અજોડ વક્તા તરીકે પ્રાપ્ત થવાની કીર્તિની શરૂઆત કરી, અને વ્યાખ્યાનો આપવા માટે ઇંગ્લાંડના એકથી બીજા છેડા સુધી અનેક વાર ફરી વળી. સખત અને સતત કાર્ય કરવાથી કોઈ મરી જતું નથી એ અનુભવ જીવનમાં સંઘર્યો, અને પૈસાને અભાવે બપોરનું ભોજન ન મળી શકે તો લેખન-વાંચનમાં ભૂખને ભૂલી જવાની ટેવ કેળવી.

મોટી બહુમતિથી પાર્લામેંટમાં ચુંટાઈને આવવા છતાં, ઈશ્વરના નામથી સોગંદ લેવાની ના-રાજીને કારણે પાછો ધકેલાનાર આ નાસ્તિક બ્રેડલો છેવટે સોગંદનામામાં કાયદેસર ફેરફાર કરાવીને આમસભામાં બેઠો એ વરસોનો ઇતિહાસ ખૂબ રસિક છે. એના અનુયાયીઓ હજારોની સંખ્યામાં હતા એ સૌ પર એનો કાબૂ ચમત્કારિક હતો આમ સભામાં બ્રેડલોની સામે તોફાન ચાલતું હતું. એને પોતાને ગિરફતાર કરવામાં આવ્યો હતો પોતાના નેતાને છોડાવવા માટે ઇંગ્લાંડના બધા ભાગોમાં પચાસ હજાર માણસોનું ટોળું આમ-સભાગૃહ તરફ ધસી આવતું હતું મિસિસ બેસન્ટ એ મકાનના ઉપલા પગથિયે ઊભાં હતાં. પોલિસ એ ટોળાને વિખેરી નાખવા મહેનત કરતી હતી. 'તમારાથી એ લોકો નહિં વિખેરાય,' એણે પોલિસ ઇન્સ્પેક્ટરને કહ્યું, 'આ મારા ઊંચા કરેલા હાથથી હું પાછા જવાની ઈશારત કરીશ તો માનવસાગર હટી જશે આગળ આવવાની સંજ્ઞા કરીશ તો આ મકાનના બે પથરાઓ પણ સાથે ઊભા નહિં રહે. પણ નેતાની એવી ઇચ્છા નથી. એટલે આ સમૂહને હું પાછો મોકલું છું' એની આંગળીના ઈશારે મેદની પીગળી ગઈ.

આ બધા ઝંઝાવાતો દરમ્યાન આત્મતત્ત્વની શોધ તો ચાલુ હતી નાસ્તિકવાદમાં એને કંઈક ઊણપ લાગવા માંડી 'માનવીમાં કંઈક એવું તત્ત્વ રહેલું છે કે જેને નાસ્તિકવાદ નથી સમજાવી શકતો. હજી કંઈક શોધવું બાકી રહે છે,' એવું એને અંતરથી લાગવા માંડ્યું.

૧૮૭૫માં થીઓસોફિકલ સોસાયટીની સ્થાપના ન્યુયૉર્કમાં થઈ ગયેલી. એના એક સ્થાપક મેડમ બ્લેવટસ્કીના લખેલા 'સિક્રેટ ડૉક્ટ્રીન' ( Secret Doctrine )ના બે ભાગ 'રિવ્યુ ઑફ રિવ્યુઝ'ના મશહૂર અને વિદ્વાન તંત્રી શ્રી. સ્ટેડ પાસે અવલોકન માટે આવ્યા. એમણે મિસિસ બેસન્ટને કહ્યું : 'મારા આ યુવાનો તો આ પુસ્તકથી ભડકે છે. તમે એનું અવલોકન લખી આપશો ? તમે જે કંઈક શોધી રહ્યાં છો એ આમાં હોવા સંભવ છે.' એ પુસ્તકો અવલોકન અર્થે વાંચ્યાં પાનાં પછી પાનાં, સેંકડોની સંખ્યામાં પાનાં, ફરતાં ગયાં અને આત્મા પર પડેલી અંધકારછાયાઓ ઓસરવાં માંડી. 'જેની શોધમાં હતી તે આ,' એવુ સમજાઈ ગયું. અવલોકન લખાયુ. મેડમ બ્લેવટસ્કી એ વખતે લંડનમાં હતાં. એમનું નિવાસસ્થાન શોધી કાઢ્યું. ચરણોમાં પડી એમને વીનવ્યાં : 'મેડમ બ્લેવટસ્કી ! મને આપની શિષ્યા બનાવો.'

૧૮૮૯નો એ બનાવ. ૧૮૯૧માં મેડમ બ્લેવટસ્કી લંડનમાં વિદેહ થયાં. એ બે વરસ દરમ્યાન એમની દોરવણી, એમના નિયમન અને શિસ્ત નીચે થીઓસોફીનું, એના સિદ્ધાંતનું, એના ભવિષ્યના કાર્ય-પ્રદેશનું મિસિસ બેસન્ટે ઘણું ઘણું શિક્ષણ લીધું, અને સમગ્ર જગતને આધ્યાત્મિક સંદેશ આપી, વિશ્વબંધુત્વને સત્ય અને વ્યવહારિક બનવાનું જે દેશ માટે ભાવિમાં નિર્માયેલું છે એવા હિંદુસ્તાનને અને એ દ્વારા જગતને, પોતાનું ભાવિ જીવન અર્પણ કરવાની ભાવના સાથે હિંદુસ્તાનને કિનારે એનીએ પગ મૂક્યો.

હિન્દુસ્તાન એમને કોઈ પૂર્વ જન્મોના પરિચયવાળી ભૂમિ લાગી. હિન્દુ ધર્મ, ગીતા અને ઉપનિષદો, એનાં મહાકાવ્યો, એ સર્વે સાથે એને પુરાણી મહોબ્બત હોય એવું એમને સ્મરણ થયું. પણ પ્રાચીન ગૌરવ અને મહત્તા ટકી રહ્યાં નહોતાં અને જડવાદ અને નાસ્તિકવાદનું જે મોજું યુરોપ અમેરિકા પર એ સમયે ફરી રહેલું હતું એની અસરથી એ ભૂમિ પણ મુક્ત નહોતી રહી એવો એમને ભય લાગ્યો. એમણે કહ્યું : 'હિન્દ મરી નથી ગયું. એ તો માત્ર સૂતેલ છે. એના સંતાનો સિવાય અન્ય કોઈ એને નહિં મારી શકે.'

સૂતેલ હિન્દને જાગ્રત કરવા માટે એની પુરાણી સંસ્કૃતિ અનુસારની કેળવણી એના બાળકોને અપાય એ પ્રથમ જરૂરિયાત લાગી. પવિત્ર કાશી ક્ષેત્રમાં એમણે નિવાસ કર્યો અને એજ સ્થળે, પોતાની કલ્પના અનુસાર હિન્દુ બાળકોને કેળવણી આપી શકાય એ માટે એક હાઈસ્કૂલ, એક કૉલેજ, એક કન્યાવિદ્યાલય અને એને લગતાં વિદ્યાર્થીગૃહો ત્યાં સ્થાપવા, માટે એક ભંડોળ એકઠું કરવા એમણે દેશના એક ખૂણાથી બીજા ખૂણા સુધી સફરો આદરી. હિન્દુસ્તાનની પ્રાચીન સંસ્કૃતિ પર વ્યાખ્યાનો આપ્યાં, અને લાખો રૂપિયા એકઠા કરી બનારસને આંગણે આ સંસ્થાઓ ઊભી કરી

એ સંસ્થાઓનો ગૌરવવન્તો ઈતિહાસ હિન્દની કેળવણીના ઈતિહાસમાં અનોખો આલેખાયેલો છે એને પોતાનું કેન્દ્ર બનાવી, એ પછીનાં વરસોમાં પ્રાતઃસ્મરણીય પંડિત મદનમોહન માલવીયાએ બનારસ હિન્દુ યુનિવર્સિટી ઊભી કરી. હિન્દુ યુનિવર્સિટીએ એમને ડી એલ. ની પદવી આપી

૧૯૦૭મા થીઓસોફિકલ સોસાયટીના આદ્ય પ્રમુખ કર્નલ ઑલ્કોટ વિદેહ થયા જગત ભરના પચાસ દેશમાં વિસ્તરાયેલા થીઓસોફિકલ સોસાયટીના સભાસદોએ એકમતે શ્રીમતી બેસન્ટને પ્રમુખ તરીકે ચૂંટ્યાં. સાત સાત વરસે એ ચૂંટણી ફરી કરવાનો નિયમ છે. ૧૯૧૪, ૧૯૨૧, ૧૯૨૮માં ફરી ફરી એમના પર એ પસંદગી ઊતરી

સોસાયટીના પ્રમુખનું હિન્દમાં નિવાસસ્થાન મદ્રાસ પાસે આવેલા સમગ્ર સોસાયટીના મુખ્ય

મથક અડ્યારમાં રહે છે એ વરસથી એમનો નિવાસ ત્યાં થયો. એ પ્રમુખપદની જવાબદારી અત્યંત ભારે હોય છે. ચારે ખંડમાં આવેલા એનાં ઉપકેન્દ્રો એને સંભાળવાનાં રહે, પ્રચાર માટે લાંબી લાંબી મુસાફરીઓ યોજવી પડે. આ બધી ફરજો એમણે બાવીશ વરસ સુધી એકધારી અદા કરી.

૧૯૦૯ની સાલમાં લંડનના કવીન્સ હોલમાં એમણે 'બદલાતું જગત્' (Changing World) એ વિષય પર ૭ વ્યાખ્યાનો આપ્યાં. એમના છેલ્લા વ્યાખ્યાનમાં, બદલાતી દુનિયાને નવો જીવન-સંદેશ આપવા માટે હંમેશા બનતું આવ્યું છે એમ, જગદ્‌ગુરુ ફરી થોડા સમયમાં આપણી વચ્ચે પ્રકટ થશે, એવી આગાહી કરી. આ ચોંકાવનારી આગાહીએ એમનાં મંડળોમાં અને જગતભરમાં કુતૂહલ, વિરોધ અને અશ્રદ્ધાનાં આંદોલનો પેદા કર્યાં. શ્રીકૃષ્ણમૂર્તિ નામના એક મદ્રાસી યુવાનના શરીરનો ઉપયોગ જગદ્‌ગુરુ કરશે એવું હિમ્મતપૂર્વક જાહેર કરી એ યુવાનને પોતાની નજર પાસે કેળવણી આપવાનું શરૂ કર્યું. એ યુવાનનો કબજો પાછો મેળવવા માટે એના પિતા નારાયણીઆએ એમની સામે કાયદેસર કામ ચલાવ્યું અને એ લડત ઠેઠ પ્રિવિકાઉન્સિલ સુધી લડીને શ્રીમતી એની બેસન્ટે પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. પૂર્વના તારકનો સંઘ—The Order of the Star in the East—નામની સંસ્થા સ્થાપી જગદ્‌ગુરુના આગમનમાં શ્રદ્ધા ધરાવનારાં હજારો સ્ત્રીપુરુષોને એ મંડળમાં સંકલિત કર્યાં. 'ક્રાઈસ્ટનું ફરી આગમન'નો સંદેશ દુનિયાના દેશે દેશમાં ઘૂમીને આપ્યો.

જગતને આધ્યાત્મિક સંદેશ આપવાનું કાર્ય હિન્દુસ્તાનને માથે છે, પણ એમ કરતાં પહેલાં હિન્દ આઝાદ બનવું જોઈએ. બ્રિટન અને હિન્દ સમોવડિયા ભાગીદાર તરીકે એક તંત્રમાં જોડાયેલા રહે એવી યોજના સાથે ૧૯૧૪ના વરસમાં હિન્દના રાજકારણમાં એમણે ઝંપલાવ્યું. 'કોમનવીલ' નામનું અઠવાડિક અને પછી 'ન્યુ ઈન્ડિયા' નામનું દૈનિક પોતાના તંત્રીપદે મદ્રાસમાં શરૂ કર્યાં. ૧૯૦૬માં સુરતની મહાસભામાં ઉદ્દામ અને વિનીત પક્ષો જુદા પડેલા એને ફરી એક કરવા માટે તનતોડ ઝહેમત ઉઠાવી. ૧૯૧૬માં લખનૌમાં મળેલી બેઠકમાં એ બધા પક્ષોને, દસ વરસે ફરી, કોંગ્રેસના વાવટા નીચે એકત્ર કર્યાં. હોમરૂલ લિગની સ્થાપના કરી દેશભરમાં સ્વરાજ્ય માટે પ્રબળ અને વેગવાન આંદોલનો ગતિમાન કર્યાં.

પ્રથમ વિશ્વયુદ્ધ ૧૯૧૪થી ૧૯૧૯ સુધી ચાલ્યું. યુદ્ધ ખતમ થાય કે તુરત હિન્દને યુદ્ધસેવાના બદલા તરીકે નહિં, પણ પોતાના અધિકાર અને આત્મનિર્ણયની રૂએ સાંસ્થાનિક સ્વરાજ્ય મળે એ માગણી માટે દેશભરમાં પ્રબળ આંદોલનો ઉત્પન્ન કર્યાં અને આગેવાન લોકનાયકોએ એમને તન-મન-ધનથી સાથ આપ્યો. ઇંગ્લાંડ આ તૈયારીઓથી ચોંકી ઊઠ્યું. મદ્રાસના ગવર્નર લોર્ડ પેન્ટલેન્ડે ડૉ. બેસન્ટને રૂબરૂ બોલાવી ઇંગ્લાંડ ચાલી જવાની સૂચના કરી. એમણે એનો અસ્વીકાર કર્યો એટલે મદ્રાસની સરકારે એમના બે સંગાથીઓ, ડૉ. એરૂંડેલ અને શ્રી. વાડિયા સાથે ઉટાકામંડમાં એમને નજરકેદ રાખ્યાં. એમની આ ગિરફતારી દરમ્યાન પોતાની જેલના ચોગાનમાં એમણે સ્વાધીન હિન્દનો પ્રથમ રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો. સરકારના આ પગલાં સામે એવો પ્રચંડ વિરોધ જાગ્યો કે ત્રણ માસમાં તેઓને મુક્ત કરવાં પડ્યાં.

'કોમન વેલ્થ ઑફ ઈન્ડિયા બિલ'ના નામવાળું, હિન્દ અને બ્રિટનની સમાનતા અને ભારતની આઝાદી માટેનું બિલ આમની સભામાં દાખલ કરાવ્યું. ૧૯૧૭માં કલકત્તામાં મળેલી કોંગ્રેસની બેઠકના પ્રમુખ ચુંટાયાં, અને એ પહેલાના કોઈ પ્રમુખને નહિં મળેલું એવું માન પામી દેશભરમાં દેવી સ્વરૂપે પૂજાયાં. એ પછીના વરસોમાં એ આંદોલનો પ્રબળ બનાવ્યાં

૧૯૨૦માં ગાંધીજીએ અસહકારની પ્રવૃત્તિ શરૂ કરી. એનો એમણે સખ્ત વિરોધ કર્યો. એમાં રહેલાં ભયસ્થાનો એમણે લોકોને વિગતથી બતાવ્યાં અને અસહકાર, સત્યાગ્રહ અને કાયદાભંગની ચળવળો અને લોકસમૂહને ઉશ્કેરવાની દિલચાલોનો, એ પછીના વરસોમાં, લોકપ્રિયતાના ભોગે, વિરોધના વંટોળનો સામનો કરીને, પોતાને જે સત્ય સમજાયું હતું એની ખાતર અને હિન્દુસ્તાનના ભાવિ કલ્યાણ માટે, વિરોધ કર્યો.

છેલ્લાં પચીસ વરસનો દેશનો ઇતિહાસ કહે છે કે ગાંધીજીની વિચારશૈલી અને કાર્યપદ્ધતિથી જુદા પડનારને જાહેર જીવનના કોઈ પણ ક્ષેત્રમાં, પોતાની રીતે કામ કરવાનું અશક્ય નહિં તો મુશ્કેલ તો બનેલું છે. શ્રીમતી એની બેસન્ટે સત્યને ખાતર, હિન્દ અને જગતના કલ્યાણને ખાતર, નીડરતાથી એ મુશ્કેલ કાર્ય ચાલુ રાખ્યું.

આજે હિન્દ આઝાદ થયું છે. પણ એ આઝાદી, સત્યાગ્રહ અને અસહકારનાં આંદોલનોના મુખ્ય પ્રણેતાને પણ હર્ષનો વિષય નથી. ડૉક્ટર એની બેસન્ટે યોજેલું સ્વરાજ્ય, જો એમની યોજનાને દેશ અનુસર્યો હોત તો, પંદર વરસ પહેલાં આવ્યું હોત, અને એ સ્વરાજ્યમાં હિન્દુસ્તાન એક અને અખંડ હોત. ૧૯૩૩ના સપ્ટેમ્બરની ૨૦મી તારીખે એમણે અડ્યારમાં, થોડા માસની માંદગી ભોગવીને ૮૬ વરસની વયે દેહ છોડ્યો. હોમરૂલના દિવસોમાં "હું વૃદ્ધ છું, પણ હિન્દને સ્વરાજ્ય મળે એ જોઈને જ જવાની છું," એવું એમણે ઉચ્ચાર્યું હતું. અને એમની યોજના મુજબ, સાચે સાચ આ આશા ફળીભૂત થઈ હોત.

હિન્દની આઝાદીમાં એમનો કેટલો અને શો હિસ્સો હતો એના સાચા સરવાળા બાદબાકી આજે નહિં મૂકાય; એ કાર્ય તો ભવિષ્યના કોઈ તટસ્થ અભ્યાસી માટે રાખીએ. ખૂબીની વાત તો એ છે કે આજે આ આઝાદીના અવસરે, એમની સેવાની યાદ પર પણ જાણે મનાઈહુકમ ફરી વળ્યો હોય એમ અણુછટકે જ એમનું સહેજ નામ લેવાય છે!

એ વ્યક્તિની જીવનસિદ્ધિઓ શી હતી! કયો પ્રકાશ એનો માર્ગ સદા ઉજાળી રહ્યો હતો? એનું નિત્ય જીવન કેવું હતું! એનો વારસો શો છે? આવા આવા અનેક પ્રશ્નો એની જીવનકથાનું નિરીક્ષણ કરતાં ઊઠે છે એનું પૃથક્કરણ કરવું એ સહેલું નથી.

માનવબંધુઓ માટે નિસ્વાર્થપણે જીવનસમર્પણ એ એમના જીવનની મહાન્ સિદ્ધિ હતી. પ્રભુએ માનવીને બક્ષેલી, પણ એ માનવીના અંતરમાં ગુપ્તપણે સૂતેલી શક્તિઓને એમણે જાગ્રત કરી સદા તેજોમય રાખી હતી એ એમની મહાન્ સિદ્ધિ હતી. મારી આરામગાહ પર ફક્ત એટલું જ લખજો: "એણે સત્યને અનુસરવા પ્રયત્ન કર્યો." (She tried to follow Truth) એ સત્યની નિરંતર શોધ એના જીવનની મહાન્ સિદ્ધિ હતી. થીઓસોફિસ્ટો માને છે કે આ જગતનું તંત્ર જીવનમુક્ત મહાત્માઓના એક શ્વેત મંડળના હાથમાં છે. એમાંના બે મહાપુરુષોની પ્રેરણાથી એ સોસાયટી સ્થપાઈ, અને એમની સતત દોરવણી એ સંઘની પાછળ છે. એ સમગ્ર શ્વેત મંડળ, અને એમાં, પોતાના ગુરુ તરીકે જેને સ્વીકાર્યા હતા, એ સૌનો પ્રકાશ એમનો માર્ગ દરેક પળે ઉજાળી રહ્યો હતો.

પ્રભાતના ચાર વાગ્યાથી રાતના દસ વાગ્યા સુધીના કલાકોની દરેક મિનિટ ઉપયોગી વાપરી આ બાઈએ એકધારું કામ લીધું છે. એમાંથી ફક્ત બે વખત આછો ખોરાક લેવા માટેના અને બે વખત આ-રામની માટેની થોડી ઘડીઓ બાદ જતી. રોજના અને એ પછીના દિવસોમાં દૈનિક પ્રવૃત્તિ ૧૮-૨૦ કલાક સંભાળતી, પણ એમણે કદી શ્રમ અનુભવ્યો નથી.

માન્ચેસ્ટરના ગીરદીવાળા જાહેર રસ્તાઓ પર યુવાવસ્થામાં એ નિર્ભયપણે ગાડી હાંકી શકતાં; સોસાયટીના પ્રમુખ થયા પછી અદ્યારના અઢીસો એકરના વિસ્તારમાં આવેલા બંગલાઓ, બગીચાઓ વગેરેની અંગત તપાસ માટે ઘોડા પર ઘૂમી વળતાં. ન્યુ ઇન્ડિયા પ્રેસમાં પહોંચવા અદ્યારથી મદ્રાસ હમેશાં જવું પડતું, એ માટે સિત્તેર વરસની ઉમ્મરે એ મોટર હાંકતાં શીખ્યાં હતાં. એનાં લખેલાં નાંનાં મોટાં પુસ્તકોની સંખ્યા ત્રણસો ત્રીસેક જેટલી છે. એમાં ગીતા, ઉપનિષદો, અવતારો, યોગ એના ગહન વિષયો પર પ્રકાશ નાખનારાં પુસ્તકો છે; લાખ્ખો વરસો પહેલાં જીવી ગયેલા માનવીઓની, આકાશી દફતરો વાંચી લખેલી જીવનકથાઓ છે; વિજ્ઞાનશાસ્ત્રીઓને નહિ સમજાયેલ વિજ્ઞાનના કોયડા ઉકેલનારાં પુસ્તકો છે; ફ્રાન્સમાં થયેલ વિપ્લવની કથાનાં વૃત્તાંતો છે; કેળવણી, માનસશાસ્ત્ર અને થીઓસોફીના અનેક દેશીય વિષયો પર અનેક ગ્રંથો છે. માનવજાતિને હિતકર એવો કોઈ વિષય એમાંથી ન મળે એમ ન માની શકાય. છેલ્લાં સો વરસમાં કોઈ એક વ્યક્તિએ જગતની પુસ્તકો દ્વારા આવી સેવા કરી નોંધાઈ નથી.

એક વક્તા તરીકે એ જમાનામાં એમનો જોટો જગતભરમાં મળ્યો નથી. એમનું એક કલાકનું ભાષણ ઓગણસાઠ મીનીટ અને સાઠ સેકન્ડમાં પૂરું થાય; સેકન્ડનો ફેરફાર એમાં ન હોય. એક પછી એક વાક્યો જાણે એની નજર પાસે સૂક્ષ્મ રીતે લખાઈને આવતાં હોય એવું ભાન એમને સાંભળતાં થાય. શ્રી. બિપિનચંદ્ર પાલ લખે છે કે 'અનેક વાર પ્રચંડ મેદનીને મંત્રવશ બનાવીને વાણીધારા રેલાવતી આ રમણીના ચહેરા પર મેં એક અપૂર્વ પ્રભાચક્ર જોયું છે; શરીર અને આત્માની તદાત્મ-દશા ચાલતી હોય એવું એ દૃશ્ય મને દેખાયું છે.'

એણે માટીમાંથી વીરપુરુષો સરજ્યા, સંગેમરમરને ટાંચીટાંચીને જીવતી મૂર્તિઓ બનાવી, સલેટાઓ પર સંજીવની છાંટી જાગ્રત કર્યાં, હજારોની જીવનનાવના સુકાની બન્યા, ખંડેખંડ પર ઘૂમીને અનેકની આત્મજ્યોત પ્રકટાવી અને જીવન્ત રાખી. અસંખ્ય સ્ત્રીપુરુષો, યુવાનો અને યુવતીઓનાં એ માતા હતાં, નેતા હતાં, વીરાંગના હતાં, પયગંબર હતાં.

૧૯૪૭ના ઓક્ટોબરની પહેલી તારીખે એમના આ પૃથ્વી પર આવ્યાને સો વરસ પૂરાં થાય છે. ચારે ખંડમાં એમની શતાબ્દિ ઉત્સવ નિમિત્તે મહાલો પ્રકટે છે.

ફરીથી શ્રી. બિપિનચંદ્ર પાલના શબ્દો ટાંકી એમને અંજલિ આપીએ. શ્રી. પાલ કહે છે :
"Whether one agrees with Mrs. Besant or not, one can not reasonably deny that she is made of the stuff of which the world's Prophets are made. She has the same purity of flesh, the same psysic powers, the same magnetic presence, the same fervour of spirit, the same gift of the tongue, the same powerful imagination and the same self-confidence and self-consciousness, that are the characteristics of the Prophets of the world. (Mrs Annie Besant-a Psychological Study, by Bipin Chandra Pal-pp. 47-48)

('જીવન-પ્રકાશ'ના ઓક્ટોબર ૧૯૪૭ ના અંકમાંથી)
કપિલભાઈ ઠક્કર એમ. એ.

# "અમ્મા"

પરમ પૂજ્ય માજીના સ્મારક અંક માટે બે શબ્દ લખવા અને આગ્રહ કર્યા કરવામાં આવ્યો છે, પણ જ્યારે જ્યારે લખવા વિચાર કરું છું, ત્યારે ત્યારે મારી પામરતા-લઘુતા-અલ્પતાનો ખ્યાલ આવ્યા જ કરે છે, મોટા ગજગજની હરોળમાં ચાલવા પ્રયત્ન કરતી એક નાનકડી કીડી એ મહાન્ પ્રાણીની મહત્તાનું શું વર્ણન કરી શકે ? નાનકડી આંખડી શું દેખી શકે ? નાનકડું મગજ શું માપી શકે ?

આપણા શાસ્ત્રકારોએ અવર્ણનીયને "નેતિ નેતિ" કહીને પોતાની અશક્તિ જાહેર કરી દીધી છે, તો કીડી જેવો અલ્પ પ્રાણી હું જગતની મહાન્ વિભૂતિને-અમ્માને-માજીને-ભગવતીને-અવર્ણનીય આલેખી સંતોષ માનું તો ? બસ કે સ્થૂળ શરીરમાં સ્થૂળ દૃષ્ટિએ અમ્મા જેવી બીજી પરમ વિભૂતિ જોઈ નથી, જાણી નથી. જગત્વંદ્ય પૂજ્ય ગાંધીજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કૃતકૃત્ય માનું, જગતવિભૂતિ ટાગોર ગુરુદેવને સો સો ભાવભરી અંજલિ અર્પી સંતોષ માનું, વિશ્વવિખ્યાત વિવેકાનંદને, યોગી અરવિંદબાબુને સહસ્ર નમસ્કાર, પણ યુગ-મહાયુગ-વિભૂતિ ડૉ. બેસન્ટને "નમો નમસ્તેઽસ્તુ સહસ્રકૃત્વઃ પુનશ્ચ ભૂયોપિ નમો નમસ્તે !"

ડૉ. હરસુખ વી. હોરા
સુરત

Human wealth and human power, human fame and human glory, these are only the things of the moment, unworthy of the eternal spirit, but art, which is the pursuit of Beauty, Religion which is the seeking after God, these are indeed the true ends of life; to them points our evolution, towards them our growth is tending

Annie Besant
('The Annie Besant Centenary Book', page 207)

માનવ વિત્ત અને વૈભવ, માનવ શક્તિ, માનવ કીર્તિ અને માનવ મહત્તા એ માત્ર ક્ષણજીવી છે અને તેને શાશ્વત આત્મા સાથે ખાસ સંબંધ નથી. પણ કળા કે જે દ્વારા સૌંદર્યની શોધ થાય છે, અને ધર્મ કે જેનાથી ઈશ્વર શોધાય છે તે જ ખરેખર જીવનના સાચા ધ્યેયો છે. આપણો વિકાસ તે જ તરફ જઈ રહ્યો છે, અને આપણી પ્રગતિ તે જ તરફ વળી રહી છે.

એની બેસન્ટ
('ધી એની બેસન્ટ સેન્ટીનરી બુક' પેજ ૨૦૭માંથી)

# Dr. Besant Centenary Celebrations.

As we all are aware that the centenary of that august personage of blessed memory–Dr. Annie–Besant has been celebrated during the months of September and October last * in four corners of the Earth with great solemnity and delightful enthusiasm at the instance of our most revered President C. Jinarajadas and his renowned colleague Shrimati Rukmini Devi.

Much has been said and written in respect of that splendid function in the shape of Lodge meetings, public lectures and entertainments, Hari Kirtans and Scout Rallies etc. participated in not only by members of the Theosophical society, but by many eminent persons of distinction well in the know of Dr. Besant's life in all aspects of her manifold varied activities, particularly in India which she adopted as her mother.–land and likewise our Surat Sanatan Lodge had also the fortune of celebrating the same auspicious occasion by the joint co-operation of the leading members of the Lodge and other well-known men from outside in the fields of Education, Politics, Law, Science, Religion etc.

Dr. Besant's life in her earlier days was, in her own words, very stormy, but after her advent in the Theosophical Society, having studied Madam Blavatsky's "Secret Doctrine" given to her by Mr W. T. stead, she could turn her own life to Peace, bequeathing the real essence of her occult spiritual learning to the world in general and India in particular and that debt of gratitude India will never be able to repay, even though that highly evolved Soul very naturally must be inquisitive and anxious to demand at least from all those whom, in the words of Rajaji, "She made men."

Let us therefore bestir ourselves to renovate and strengthen our Will Wisdom and Activity to yet emulate her and weave a handsome and enduring fabric of our life to be laid before that Shinning Soul and that will be our only and fitting homage to her.

N. N. DOTIWALA,
Sanatan Lodge Surat.

21-6-1948

* That is in 1947

# ડૉ. બેસન્ટનો શતાબ્દિ–ઉત્સવ

**આ**પણે બધા જાણીએ છીએ કે પુણ્યસ્મરણ અને ભવ્ય વ્યક્તિ ડૉ. બેસન્ટની શતાબ્દિ સપ્ટેમ્બર–ઑક્ટોબરમાં આખા જગતભરમાં 'પૂર્ણ' ગંભીરતા અને ઉત્સાહથી, આપણા પૂજ્ય પ્રમુખ શ્રી. જિનરાજદાસ અને એમના જાણીતા સાથીઓ જેવા કે શ્રીમતી રુક્મિણી દેવીના કહેવાથી, ઉજવાઈ છે.

એ શતાબ્દિ–ઉત્સવ સબંધી ઘણું લખાયુ અને કહેવાયું છે. તેને માટે થીઓસોફિકલ લૉજની સભાઓ, જાહેર વ્યાખ્યાનો, રંજન કાર્યક્રમો, હરિકથાઓ અને સ્કાઉટ રેલીઓ થયાં છે અને તેમાં માત્ર થીઑસોફિકલ સોસાયટીના સભ્યોએ જ નહિં પણ જાણીતા લોકનેતા, કે જેઓ ડૉ બેસન્ટના જીવનની વિવિધ પ્રવૃત્તિ–ખાસ કરીને તેમની હિંદ કે જેને તેમણે માતૃભૂમિ બનાવી હતી તેના સંબધીની પ્રવૃત્તિ–વિષે જાણતા હતા, તેમણે પણ સારો ફાળો આપ્યો છે.

તે પ્રમાણે સુરત થીઓસોફિકલ લૉજના આગેવાન સભ્યોને બહારની જાણીતી વ્યક્તિઓ–શિક્ષણ, રાજનીતિ, કાયદા અને વિજ્ઞાન અને ધર્મના ક્ષેત્રમાં જાણીતી વ્યક્તિઓ–નો સહકાર મેળવી, એ મંગળ પ્રસંગ ઉજવવાનું સદ્‌ભાગ્ય મળ્યું હતું.

ડૉ. બેસન્ટનું તેમના પૂર્વકાળનું જીવન–તેમના જ શબ્દોમાં કહીએ તો–ઝંઝાવાતોથી ભરેલું હતું. પણ પછી જ્યારે વિ. ટી. સ્ટેડે તેમને આપેલા 'સિક્રેટ ડૉક્ટ્રિન' (ગુપ્તદાન સંહિતા) કે જે મેડમ બ્લેવેટસ્કીએ લખ્યું છે તેનો તેમણે અભ્યાસ કર્યો, અને તેઓ થીઑસોફિકલ સોસાઈટીમાં આવ્યા ત્યાર પછી તેમના જીવનને શાંતિ મળી અને પછી તેમણે પોતાના ઐહિક અને આધ્યાત્મિક જ્ઞાનનો લાભ સમસ્ત જગત અને ખાસ કરીને હિંદને આપ્યો–તે દેવું હિંદ કદી પણ વાળી શકશે નહિં; જો કે તે મહાન આત્મા (તેમના ઉચ્ચ ભુવનો પરથી) તો જાણવાને આતુર જ હશે કે તે દેવું કોણ વાળી શકે તેમ છે; ખાસ કરીને, શ્રી. રાજાજીના શબ્દોમાં, તેમણે જેને સાચા માણસો બનાવ્યા છે (She made men) તેમની પાસેથી.

આથી આપણે આપણી ઈચ્છાશક્તિ, જ્ઞાન–પ્રજ્ઞા અને કાર્યશક્તિને પુનર્જીવન આપી બળવાન બનાવીએ અને તેમ કરી તેમના જીવનને વિશેષ વિભૂષિત કરીએ અને તે જાજ્વલ્યમાન આત્માને ચરણે એક સુંદર અને ચિરસ્થાયી અર્ધ્ય અર્પીએ. અને તે જ આપણી તેમના પ્રત્યેની વંદનાયુક્ત અંજલિ હોઈ શકે.

તા. ૨૧–૬–૧૯૪૮

શ્રી. એન. એન. ડાઠીવાલા
સનાતન લૉજ સુરત

Important as economics may be and are, behind economics lie men and women, and unless those men and women are trained into a noble humanity, economic schemes will fail as hopelessly as any political schemes can possibly do.

Annie Besant.

("The Annie Besant Centenary Book," page 222.)

અર્થશાસ્ત્ર ગમે તેટલું અગત્યનું હોય અને તે અગત્યનું છે જ, પણ અર્થશાસ્ત્રની પાછળ પુરુષો અને સ્ત્રીઓ હોય છે. અને જ્યાં સુધી તે સ્ત્રી પુરુષોમાં ઉમદા માનવતા કેળવવામાં ન આવે ત્યાં સુધી ગમે તેવી સારી આર્થિક યોજનાઓ પણ રાજકીય યોજનાઓની જેમ નિષ્ફળ જશે.

એની બેસન્ટ.

("ધી એની બેસન્ટ સેન્ટીનરી બુક" પેજ ૨૨૨ માંથી)

# કર્મયોગિની બેસન્ટ મૈયા

જીવનના દરેક ક્ષેત્રમાં પોતાના દેહનું બલિદાન આપી માનવસેવા કરનાર એ જગવિખ્યાત મહાન્ વિભૂતિ ડૉ. બેસન્ટનો જન્મ આજથી બરાબર સો વર્ષ પહેલાં ૧૮૪૭ના આકટોબરની પહેલી તારીખે ઇંગ્લાંડના પાટનગર લંડનમાં થયો હતો. બાળપણથી માંડીને વૃદ્ધાવસ્થા–મૃત્યુશય્યા પર્યંત તેમનું જીવન રોમાંચક ઘટનાઓથી ભરપૂર હતું. એ દુઃખદાવાનળમાં સળગતાં છતાં જગતને દીવાદાંડી રૂપ થઈ દુઃખ મુક્ત કરવા પ્રયાસ કરતાં હતાં.

એમની માતા આયર્લેંડનાં હતાં, અને પિતાનું મોસાળ પણ ત્યાં જ હોવાથી પોતાની જાતને ઇંગ્લિશ કહેવડાવવા કરતાં આઈરીશ કહેવડાવવાનું તે વધારે પસંદ કરતાં અને એમના જીવન ઉપરથી સૌ કોઈ જોઈ શકશે કે એમની નસોમાં આઈરીશ જુસ્સો વહેતો હતો.

**જીવનમાં સનકારઃ—** ૨૦ વર્ષની ઉંમરે તેમનું લગ્ન રેવરંડ ફ્રેન્ક બેસન્ટ નામના પાદરી સાથે કરવામાં આવ્યું હતું. એમનું પરિણીત જીવન બહુ જ દુઃખી નીવડયું. મૂળથી જ લડાયક સ્વભાવના એટલે એમનાથી કોઈ જાતનો જુલમ સહન ન થઈ શક્યો. પતિના જીવનની સંકુચિતતા અને એના ધર્માંધ વિચારો સાથે પોતાના ઉમદા અને ઉન્નત આદર્શો અને વિશાળ દૃષ્ટિબિંદુનો સમન્વય ન કરી શક્યાં. સત્યના ઉપાસકને જૂઠાણું તો ગમે જ નહિં. આથી જીવનનો આડંબર જવા દઈ એમણે પતિ સાથે છૂટા છેડા લીધા. એ કાળે છૂટા છેડા લેવા એ અત્યારના જેટલું સરળ ન હતું. જમાનાથી આગળ જવાનો સ્વભાવ એમનામાં ત્યારથી દેખાઈ આવે છે. પોતાનાં વહાલાં બાળકોને મૂકીને જવું એ માતૃહૃદયને કેટલું આકરું લાગ્યું હશે ? પણ સત્યના શોધકે એ પણ ન ગણકારતાં હૈયા ઉપર પથ્થર મૂકી જગતના સનકાર પ્રતિ પ્રયાણ આદર્યું.

**સેવાના માર્ગેઃ—**પછી તો તેમણે સમાજવાદ અને નાસ્તિકવાદમાં ઝંપલાવ્યું. મિ. ચાર્લ્સ બ્રેડલૉ સાથે એમને મૈત્રી થઈ, અને ઉભયે 'નેશનલ રિફોર્મર' ચલાવ્યું. સંતતિનિયમનના પ્રચાર માટે ચોપાનિયું કાઢ્યું. એના માટે એમને બહુ સહન કરવું પડયું.

**ધર્મ સામે બંડઃ—**એક સાચા ખ્રિસ્તી તરીકે લંડનની ગંદી ગલીઓમાં વસતા ગરીબ બાંધવોની સેવા એઓ બજાવતાં હતાં. ગરીબ અને તંગીમાં આવી પડેલા માનવબંધુઓ માટે એમના હૃદયમાં નિરંતર પ્રેમપ્રદીપ પ્રજ્વળતો હતો, અને એમની નિષ્કામ સેવા કરવામાં પોતાના જીવનનું સાફલ્ય માનતાં હતાં. તે ખરેખર નિરીશ્વરવાદી નહોતાં, પણ ખ્રિસ્તી ધર્મમાં જે જાતનો ઈશ્વર રજૂ કરવામાં આવતો તેવો ઈશ્વર તેમની કલ્પનામાં કદી ઊતરતો નહિં. આથી એમણે ખ્રિસ્તી ધર્મની પ્રચલિત માન્યતા સામે પડકાર ફેંક્યો. એ પડકાર નાસ્તિકતાનો નહોતો, પણ માત્ર માન્યતા ધરાવનાર નહિં પણ તે સમજનાર અને જીવનમાં ઉતારનાર ઉચ્ચ આધ્યાત્મિક હૃદયનો એ પડકાર હતો. એ માન્યતાઓમાં ધીમે ધીમે શ્રદ્ધા ઓસરતી ગઈ અને પરિણામે ખ્રિસ્તી દેવળનો ત્યાગ કરી એ સ્વતંત્ર વિચારક બન્યાં.

**પ્રકાશની ઝંખના** :–દુઃખ દાવાનળમાં જળતાં છતાં એમાં હિંમત આપનાર અદશ્ય દૈવી શક્તિ નિરંતર સહાયમાં હતી. એ શક્તિ એને વારંવાર પ્રોત્સાહન આપતી. એક વાર અસહ્ય દુઃખમાંથી મુક્ત થવા વિષપાન કરી જિંદગીનો અંત આણવાનુ એમને સૂઝયું. તે વખતે એ જ આંતરનાદ પોકારી ઊઠયો, એ જ દૈવી શક્તિ સહાયમાં આવી. એણે કહ્યું : "ધર્મને ખાતર પ્રાણ અર્પણ કરવાનાં સ્વપ્નાં સેવનાર આવા ભીરુ હોય?" તેમણે તરત જ એ ઝેરની પ્યાલી બારીએથી ફેંકી દીધી. સત્યની શોધમાં નિરાશા મળતાં એક વાર હતાશ થઈ 'નેશનલ રિફોર્મર' ની ઓફિસમાં બેઠાં હતાં. ત્યાં વળી પાછો એ અવાજ સંભળાયો : "સત્યને ખાતર સર્વસ્વનો ભોગ આપવા તૈયાર છે?" એમણે તરત જ હા ભણી. એમના મિત્રમંડળમાં પણ પછી તો એ બોધ આપતા કે "સત્યને ખાતર મરવુ સહેલું છે, જીવવું અઘરું છે. સાચો ધર્મવીર તો એ છે કે જે સત્યને ખાતર જીવે છે."

**જીવનપરિવર્તન** :–જે પ્રકાશ માટે તે વલખાં મારતાં હતાં તે પ્રકાશ છેવટે તેમને મેડમ બ્લેવેટસ્કીના પ્રખ્યાત ગ્રંથ "સિક્રેટ ડોકટ્રિન" માંથી મળવા માંડયો. આ પુસ્તક આપનાર "રિવ્યુ ઓફ રિવ્યુઝ'ના તંત્રી ડબ્લ્યુ. ટી. સ્ટેડ હતા એમને ત્યાં રિવ્યુ માટે આવેલા આ બે ગ્રંથો મિસિસ બેસન્ટને આપતાં એમણે જણાવ્યું કે, "તમારા સિવાય બીજું કોઈ આમાં ચંચુપાત કરી શકે તેમ નથી" પુસ્તક વાંચતાં જ તેમના મનમાં સત્યની ખોવાયેલી સંકલના તાજી થઈ અને એના લેખકને મળવા ઉત્કંઠા દર્શાવી મેડમ બ્લેવેટસ્કીને મળતાં જ એમનું જીવન બદલાઈ ગયું. સમાજવાદી મિત્રોથી એ વિખૂટાં પડ્યાં અને જે નવો પ્રકાશ લાધ્યો તેથી માનવજાતિની સેવા કરવા માટે તે વધુ મક્કમ થયાં.

મેડમ બ્લેવેટસ્કી સાથે સંબંધ થતાં તે તેમના ગુરુ મહાત્મા મોરિયાના સંબંધમાં આવ્યાં. આપઘાત કરતી વખતે તેમને ચેતવણી આપનાર આ જ મહાત્મા હતા એવી એમની ખાતરી થઈ ગઈ. આ દિવસ એમના જીવનમાં ધન્ય દિવસ હતો. તે નાસ્તિક મટી આસ્તિક થયાં. તેમણે પોતાનું તન, મન અને હૃદય થીઓસોફીને અર્પણ કર્યું. ૧૮૯૧માં મેડમ બ્લેવેટ્સ્કીનું મરણ થતાં તેમનું સઘળું કાર્ય ડૉ. બેસન્ટે ઉપાડી લીધું, અને ૧૯૦૭માં કર્નલ ઓલ્કોટ ગુજરી જતાં એઓ થીઓસોફિકલ સોસાયટીનાં પ્રમુખ ચુંટાયાં, ત્યારથી થીઓસોફિકલ સોસાયટીનું ગૌરવ ને વિસ્તાર વધ્યાં છે. અને થીઓસોફિસ્ટોએ એમને વારંવાર પ્રમુખ તરીકે ચૂંટી એમની સેવાની કદર કરી છે.

**ધર્મક્ષેત્રે** :—૧૮૯૩માં એઓ હિંદ પધાર્યાં અને હિંદને પોતાની માતૃભૂમિ બનાવી, પોતે તેની એક મહાન્ સેવિકા બન્યાં. પ્રથમ તો તેમણે ધર્મભાવનાની શુદ્ધિ અને જાગૃતિ કરવાનો પ્રયત્ન આરંભ્યો. હિંદુ, પારસી, જૈન, બુદ્ધ, શીખ, ઇસ્લામ વગેરે ધર્મોનો તથા ભગવદ્ગીતા, ઉપનિષદ, રામાયણ, મહાભારત, પાતંજલ યોગ આદિનો અભ્યાસ કર્યો અને તેનો મર્મ સમજાવવા વ્યાખ્યાનો આપ્યાં તેમજ પુસ્તકો લખ્યાં. આ રીતે એમણે ઘણા હિંદુ યુવાનોને હિંદુ ધર્મ પ્રત્યે માનબુદ્ધિ ધરાવતા કર્યાં, અને હિંદમાં પ્રવેશના જડવાદનો પ્રતિકાર કર્યો આ પ્રવૃત્તિના ભેગટના પ્રયત્નમાં થીઓસોફિકલ સોસાયટીમાં સર્વધર્મની પ્રાર્થના શરૂ કરી હતી અને સોસાયટીના મુખ્ય મથક અડયારમાં જુદા જુદા ધર્મનાં મંદિરો સ્થાપ્યાં હતાં.

**કેળવણીમાં** :—પરંતુ કેળવણી વિના ધર્મ સમજાતો નથી, અને કેળવણીની સંસ્થાઓમાં ધર્મ શિક્ષણ નહિં અપાય તો ઋષિઓની આ ભૂમિ જડવાદમાં ધસડાઈ જશે એમ તેમને ખાતરી થતાં. તેમણે બનારસમાં સેન્ટ્રલ હિંદુ હાઈસ્કૂલ, સેન્ટ્રલ હિંદુ કોલેજ અને સેન્ટ્રલ હિંદુ કન્યાશાળા સ્થાપ્યાં. તેને માટે ઠેર ઠેર જાહેર વ્યાખ્યાનો આપી સારું ફંડ એકઠું કર્યું. "સેન્ટ્રલ હિંદુ કોલેજ મેગેઝીન"

નામનું માસિક કાઢ્યું અને શાળા તથા કોલેજના અભ્યાસ સાથે ધાર્મિક શિક્ષણ માટે નવાં પાઠ્ય પુસ્તકો તૈયાર કર્યાં. સેન્ટ્રલ હિંદુ કોલેજ હિંદુ યુનિવર્સિટીને સોંપ્યા બાદ તેમણે થીઓસોફિકલ એજ્યુકેશન ટ્રસ્ટની સ્થાપના કરી. અડ્યાર, મદનાપલ્લી, કાનપુર, હૈદ્રાબાદ વગેરે સ્થળે શાળા અથવા શિક્ષણ અપાય તેવી વ્યવસ્થા કરી. ઈ. સ. ૧૯૧૭માં રાષ્ટ્રીય શિક્ષણને ઉત્તેજન આપવાની સંસ્થાઓ સ્થાપી અને તેને માટે રાષ્ટ્રીય યુનિવર્સિટી પણ ઊભી કરી, પરંતુ અનેક મતભેદ તેમ જ પૈસાના અભાવે તે ત્રણ વર્ષથી વધારે ન ચાલી શકી. છતાંયે કેળવણીનું ક્ષેત્ર વિશાળ કરવા અને કેળવણીમાં રાષ્ટ્રીય ભાવના લાવવા પોતાથી બને તેટલો ભગીરથ પ્રયત્ન ચાલુ રાખ્યો. બ્રહ્મવિદ્યા-આશ્રમ અને થીઓસોફિકલ વર્લ્ડ યુનિવર્સિટીની યોજના કરી. હિંદીઓ માટે બૉય સ્કાઉટ સંસ્થા દાખલ કરી.

**સમાજસુધારણા:**—કેળવણી અને ધર્મ ઉપરાંત સંસાર-સુધારણામાં પણ તેમનો અમૂલ્ય ફાળો હતો. સમાજભાવના પ્રકટ કરવા માટે હિંદનાં પુત્રપુત્રીઓનું મંડળ કાઢ્યું. Wake up India જેવાં પુસ્તકો પ્રકટ કરી, સુધારક હિલચાલ ચાલુ કરી હતી. ૧૯૧૭માં સ્ત્રીઓ માટે વીમેન્સ ઇંડિયન એસોસીએશનની સ્થાપના કરી. કર્નલ ઑલકોટે કાઢેલી અંત્યજ શાળાને સુદૃઢ કરી. સ્વદેશી ઉપર અનેક વ્યાખ્યાનો આપતાં. મજૂરસંઘની સ્થાપના પહેલવહેલી એમણે મદ્રાસમાં કરી. આ ઉપરાંત યુવાનો માટે યુથ લૉજ, યુથ લીગ વગેરે સંસ્થાઓ સ્થાપી. આ રીતે જગતમાં અત્યારે પ્રવર્તી રહેલા નવા વિચારોનો આચાર ઘણા સમય પૂર્વે મિસિસ ઍસન્ટે કર્યો હતો. નવીન વિચારને ઝીલવામાં ને આચરવામાં સદાયે એ અગ્રેસર જ રહ્યાં છે. જગત એમના વિચારે સમય જતાં સ્વીકારે છે ને આચરે છે.

**રાજકીય સ્વતંત્રતા ઉપર:**—રાજકીય ક્ષેત્રમાં પણ એમનો ફાળો નાનોસૂનો નથી. હિંદ ઉપર વર્તી રહેલા જુલમ સામે અવાજ ઉઠાવવાનું ૧૮૭૫માં તેમણે શરૂ કરેલું. ઇંગ્લાંડ, હિન્દ અને અફઘાનીસ્તાન ઉપર તેમણે એક પુસ્તક લખેલું. દાદાભાઈ નવરોજીને પાર્લામેન્ટની ઉમેદવારી વખતે ઇંગ્લાંડમાં મત મેળવી આપવામાં પોતાથી બનતું કરેલું.

૧૮૯૩માં હિંદ આવ્યાં તે પહેલાં પણ હિંદ વિષેના એમના વિચારો એમણે જણાવેલા તે એમના જ શબ્દોમાં આલેખીશ:-

"જે કાર્ય કરવાનું છે તેને માટે, જો કે હું પશ્ચિમમાં જન્મ પામી છું છતાં પણ, મારી ખરી માતૃભૂમિને હું વીસરી ગઈ નથી. મારો આંતર સ્વભાવ વાત્સલ્યભાવથી પૂર્વ તરફ વળે છે. ભાગ્યદેવી કૃપા કરશે તો હું હિંદમાં વિચરીશ અને આજે મનથી મળું છું તેમ સ્થૂળ શરીરથી તમને મળીશ. મારે મન હિંદ એ ખરેખર તીર્થભૂમિ છે. એના તત્ત્વજ્ઞાનથી પશ્ચિમની દુનિયાનું સઘળું તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થવા પામ્યું છે. હિંદ આધ્યાત્મિકતા અને સંસ્કૃતિની જનની છે. જ્યારે હું હિંદનો વિચાર કરું છું ત્યારે તેની પ્રાચીન ભવ્ય સ્થિતિનો વિચાર કરું છું; અત્યારની પતિત દશાનો નહિ!"

હિંદમાં આવીને તેમણે હિંદના પ્રાચીન કાળમાં હિંદીઓ જે પૂરેપૂરી સ્વતંત્રતા ભોગવતા હતા તેનો અભ્યાસ કર્યો. ઓગણીસમી સદીના છેલ્લા દશકામાં તેમણે ગ્રામ્ય-પંચાયતનો અભ્યાસ કરી, રાષ્ટ્રીય જીવન અને હિંદ પ્રત્યે ઇંગ્લાંડે બતાવેલી બેદરકારી વિષે ભાષણો આપ્યાં હતાં.

**મુક્તિ અને ઐક્યનાં દૂત:**—સુરત ખાતે થયેલ કોંગ્રેસનું ભંગાણ અને બંગભંગ તેમજ તેને અંગે ઉત્પન્ન થયેલી ભાંગફોડની હિલચાલ અને પોલિસના હાથે વિદ્યાર્થીઓને થતી હાડમારી જોઈ તેમનો આત્મા રાજકીય કાર્ય માટે તલસી રહ્યો. છેવટે તેમણે શ્રીયુત ગોખલે સાથે મળી પોતાના

કાર્યની રૂપરેખા દોરી અને સ્વતંત્રતા ખાતર પોતાની વાણીને વેગ આપી ભાષણો કરવા માંડ
૧૯૧૩ની શરૂઆતમાં 'કોમનવીલ' અઠવાડિક અને જુલાઈમાં 'ન્યુ ઈંડિયા' દૈનિક પત્ર ચાલુ કર્યુ
આ રીતે માતૃભૂમિની મુક્તિ માટેનું કાર્ય આરંભ્યું ૧૯૧૪ના ઓગસ્ટમાં મહાન્ વિગ્રહની શરૂઆ
થઈ અને હિંદને સ્વરાજ્યની હિલચાલ માટે તે યોગ્ય તક છે એમ સમજી તેમણે મદ્રાસ ખાતે ભરાયે
મહાસભાની બેઠકમાં પ્રથમ વાર હાજરી આપી વિનિમયના ઠરાવનું સમર્થન કર્યું. આ રીતે કોંગ્રેસ
દાખલ થઈ મોડરેટ અને એકસ્ટ્રીમિસ્ટોને, અને હિંદુ-મુસલમાનોને સહકારી બનાવવાનો અને હિંદને
જોઈએ છે તેની યોજના તૈયાર કરવાનો પ્રયત્ન શરૂ કર્યો. તેને પરિણામે ૧૯૧૬માં લખનૌ ખાતે મળેલ
સંયુક્ત મહાસભા અને મુસ્લીમ લીગે એક મળી ઘડી કાઢેલી કોંગ્રેસ-લીગ સ્કીમ પસાર કરવામાં આવ

હોમરૂલ લીગનું આંદોલન :—કોંગ્રેસમાં વધારે જીવન લાવવા માટે અને તેને સહાય કર
માટે તેમણે સપ્ટેમ્બર ૧૯૧૬માં હોમરૂલ લીગની સંસ્થા સ્થાપી આખા હિંદમાં સ્વરાજ્યની ભાવન
જાગ્રત કરી પ્રબળ આંદોલનો ફેલાવ્યાં. આથી તેમનાં પત્રો જપ્ત થયાં અને તેમને તેમના સાથી જી
એસ એરૂંડેલ અને બી. પી. વાડિયા સાથે મદ્રાસના ગવર્નર લોર્ડ પેન્ટલેન્ડે નજરકેદ કર્યાં. પ્રજાએ
એમની મુક્તિ માટે દેશવ્યાપી પ્રબળ આંદોલન જગાવ્યું અને તેથી સપ્ટેમ્બર માસમાં તેમને બિનશરતે
છોડી મૂકવામાં આવ્યાં ૧૯૧૭ની કલકત્તામાં ભરાયેલી મહાસભાનાં તે પ્રમુખ ચુંટાયાં અને તેમન
આગેવાની નીચે કોંગ્રેસ એકાદ અઠવાડિયા માટે કામ કરનારી નહિ પણ વર્ષભર કામ કરનારી
સંસ્થા થઈ પડી. હિંદી વજીર મિ. મોન્ટેગ્યુ અને ચેમ્સફર્ડે સુધારાની યોજના ઘડી અને તે જુલાઈ
૧૯૧૮માં બહાર પડી. દેશમાં ત્રણ પક્ષો પડ્યાઃ મોડરેટો, હોમરૂલરો અને એકસ્ટ્રીમિસ્ટોના મતભેદ
તીવ્ર થયા. ૧૯૧૯માં ડેપ્યુટેશન મોકલવા સંબંધી મતભેદ પડતાં હોમરૂલનું સુકાન તેમને બદલે ગાંધીજીએ
લીધું અને હોમરૂલ લીગને સ્થાને સ્વરાજ્ય સભા તરીકે તે ઓળખાવા લાગી. ૧૯૨૦ સુધી તે
કોંગ્રેસની સાથે રહી કામ કરતાં હતાં, પણ ૧૯૧૯ પછીની સત્યાગ્રહની હિલચાલ અને ૧૯૨૦ની
અસહકારની હિલચાલ વિરુદ્ધ મત ધરાવતાં તેઓ ૧૯૨૦ની કલકત્તાની બેઠક પછી મહાસભામાં ભાગ
લેતાં બંધ થયાં. પણ એ હિલચાલ બંધ થયા જેવી થતાં બેલગામ, મદ્રાસ, કલકત્તા વગેરે કોંગ્રેસ
બેઠકોમાં પાછાં હાજર થઈ, પોતાના કોમનવેલ્થ બિલને બેચી લઈ નેહરુરિપોર્ટને કોંગ્રેસનો ટેકો
અપાવવા અને કોંગ્રેસની એકતા માટે ફરી પાછો ભગીરથ યત્ન કર્યો નેહરુરિપોર્ટ મંજૂર થયો, પણ
ત્યારબાદ બીજે વર્ષે કોંગ્રેસે પૂર્ણ સ્વરાજ્યનો ઠરાવ પસાર કર્યો અને નેહરુરિપોર્ટ રદ કર્યો, એટલે
તેઓ લીબરલોની સાથે જોડાઈ કામ કરવા લાગ્યાં પરંતુ જ્યારે હિંદી સરકારે કોંગ્રેસની કાર્યવાહક
સમિતિને કાયદાવિરુદ્ધની સંસ્થા તરીકે જાહેર કરી ત્યારે, પોતે હિંદથી ૭ હજાર માઈલ દૂર હોવા
છતાં પણ, પોતે સમિતિની પડખે ઉભાં છે, એમ જાહેર કરી તે વખતના કામચલાઉ ઉપપ્રમુખને
પોતાની સેવા તારથી અર્પણ કરી. આમ તેઓ પોતાના જીવનના અન્ત સુધી એક યુવકના જુસ્સાથી
હિંદની મુક્તિ માટે કાર્ય કરી રહ્યાં હતાં.

સત્યના ઉપાસકઃ—સત્યની શોધ અને સત્યનું અનુસરણ તેમના જીવનનો મુખ્ય મંત્ર હતો
આને લીધે તેમને પોતાનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં અનેક ગાઢ મિત્રો ગુમાવવા પડ્યાં છે. પણ એ બધાના
ભોગે તેઓ સત્યને વળગી રહ્યાં હતાં.

તેમની હિલચાલ ચાલુ પરિસ્થિતિને અવલંબીને નહિ પણ ભાવિની દૃષ્ટિથી ચાલતી હતી. અને
તેથી કદાચ તાત્કાલિક વિજય ન મળે તો તે હતાશ થતાં નહિ પરંતુ એમાંથી માર્ગ કાઢી નવેસરથી
તેટલા જ બળથી ફરી કાર્ય શરૂ કરતાં અને એક સ્ત્રી હોવા છતાં પણ હિંમતભરી વીરતા દાખવતાં.

આમ ડૉ. બેસન્ટ એક પરદેશી બાઈ હોવા છતાં પણ માનવપ્રેમ અને આધ્યાત્મિક: દેશ–હિંદ તરફની ભક્તિથી પ્રેરાઈને હિંદને તેમણે પોતાનું જીવન અર્પણ કર્યું હતું. અને ધર્મ, સમાજસુધારણા, યુવકપ્રવૃત્તિ, મજૂરપ્રવૃત્તિ, કેળવણી, રાજકારણ અને આધ્યાત્મિક જેવાં અનેક ક્ષેત્રોમાં તેમણે શક્તિશાળી દોરવણી આપી હતી. આવી આ વીર વિભૂતિની શતાબ્દિ આપણે પહેલી ઑક્ટોબરના દિવસે ઊજવીએ છીએ. એ ઉજવણીમાં ડૉ. બેસન્ટની યાદમાં આપણે 'એરૂન્ડેલ–મોન્ટેસોરી ટ્રેનીંગ સેન્ટર' અને કલા તથા શિક્ષણની પ્રવૃત્તિઓ ઉપાડીએ છીએ, પરંતુ તેમની શતાબ્દિની સાચી ઉજવણી તો આપણે આપણા જીવનને એમના જીવનના રંગથી રંગીને કરી શકીએ. એમનામાં રહેલા ક્યા સદ્‌ગુણોને આપણા જીવનમાં અપનાવવા જોઈએ તે ગાંધીજીના જ શબ્દોમાં જોઈએ.

"ડૉ. બેસન્ટના મહાન્ સદ્‌ગુણો જેવા કે દૃઢતા, સાદાઈ અને આત્મસંયમ વગેરે ખીલવો. દુનિયાના મહાન્ વક્તાઓમાંના તે એક છે, કારણ કે તે જે માને છે તે જ તે બોલે છે, અને જે બોલે છે તે જ પ્રમાણે વર્તે છે. પોતાની ખાતરીભરી માન્યતા માટે તેમનામાં હિંમત છે અને પોતાના શબ્દોને હંમેશાં કાર્યમાં મૂકે છે. તેમના અચળ નિશ્ચય અને જીવનની સાદાઈનું અનુકરણ કરો. તેમનું સામર્થ્ય અને અદમ્ય ઇચ્છાશક્તિ—કે જે સ્વરાજ્ય લાવશે—તે હાંસલ કરો. આ સદ્‌ગુણો સિવાય હિંદ સ્વરાજ્ય માટે લાયક નથી. હિંદની શૃંખલાઓ દૂર કરો, અને પછી જ આપણે આપણું ધ્યેય પ્રાપ્ત કરી શકીશું. ડૉ. બેસન્ટના જીવનમાં ધર્મ વણાઈ ગયો છે અને તેમણે ધર્મ અને રાજકારણ વચ્ચે સેતુ બાંધ્યો છે. ધર્મ વગરનું સ્વરાજ્ય કંઈ કામનું નથી. હિંદને માટે નિંદ્રામાંથી જગાડનાર ડૉ. બેસન્ટ છે."

**પ્રા. શ્રીમતી ઇન્દુમતી મહેતા**



# ડૉ. એની બેસન્ટ

## (તેમની શતાબ્દિ વખતે લખાયેલો લેખ)

[ પૃથ્વી ઉપર પ્રભુતાની ઝાંખી કરાવનાર, પરમાર્થ અને ત્યાગના પાઠો શીખવાડનાર, મનુષ્યને પ્રભુ—પંથે વાળનાર, તેને માનવપ્રેમમાં તરબોળ કરનાર કર્મયોગિની ડૉ. બેસન્ટને આપણાં વંદન. ]

આ દુનિયામાં જન્મ લેનારા જીવોમાં કુદરતની યોજનાને સમજીને તે પ્રમાણે કાર્ય કરનારા અને તે યોજનામાં પોતાનું તન, મન, ધન અને સર્વસ્વ અર્પણ કરનારા બહુ જ થોડા હોય છે, તેમાંના એક મહાન્ જીવ એ ડૉ૦ એની બેસન્ટ હતાં, જેમને બેસન્ટ મૈયા, વસંત માતા, એની બેસન્ટ, 'માજી' કે 'અમ્મા' ના વહાલસર્યાં નામથી લોકો પિછાણતાં હતાં. એ મહાન્ વ્યક્તિનો જન્મ તા. ૧લી ઓક્ટોબર ૧૮૪૭માં થયો હતો. એટલે આજે એમના જન્મદિવસને બરાબર સો વરસ પૂરાં થયાં છે, અને જો કે આજે ડૉ૦ બેસન્ટના નામથી ઓળખાતું શરીર હાજર નથી, છતાં તે શરીરનો ઉપયોગ કરનાર આત્મા તો આપણી સાથે જ છે. માટે એ શુભ દિવસે આપણી ફરજ છે કે એ મહાન્ વ્યક્તિને ઘણા પ્રેમથી, માનથી અને આભારભરી લાગણીથી યાદ કરી, તેમને પગલે ચાલવાના ઊંચ વિચારો કરીએ, અને થોડે અંશે પણ તેમના ગુણો જીવનમાં ઉતારવાની કોશિશ કરીએ ડૉ. બેસન્ટ જેવી એક મહાન્ વ્યક્તિની જિંદગીની મહત્તા અને તેમણે કરેલી સેવાઓનું માપ એક નાના લેખમાં તો શું, પણ એક નાના પુસ્તકમાં પણ કરવું અતિ મુશ્કેલ છે.

જેનામાં સંગીત પારખવાની સહેજ પણ શક્તિ હોય તે જ સાચા સંગીતની પ્રશંસા કરી શકે. જે થોડી પણ ચિત્રકળા જાણતું હોય તે જ કોઈ મહાન્ ચિત્રકારના ચિત્ર આગળ ઊભો રહીને તેની સુંદરતા પિછાણી શકે. તેમજ જેનામાં મહત્તા, વિશાળતા, ઉદારતા અને વિશ્વદૃષ્ટિ ખીલી હોય તે જ ડૉ. બેસન્ટ જેવા જીવોને સમજી શકે અને તેને યોગ્ય અંજલિ આપી શકે.

દુનિયા જે નર કે નારીને મહાન્ ગણે છે તેમાંના કોઈ પોતાના દેશની, કોઈ ધર્મની, કોઈ ન્યાતની, કોઈ કેળવણીની, કોઈ રાજકારોબારની, કોઈ સમાજસુધારાની સેવા કરી જાય છે. પણ ડૉ. બેસન્ટે તો કુલ મનુષ્ય જાતની સેવામાં દરેકે દરેક ક્ષેત્રમાં ઝંપલાવ્યું હતું, અને એ બધાં માટે અત્રે લંબાણથી લખાય તેમ નથી માટે ટૂંકમાં એમની જીવનકથાનો થોડો જ ભાગ જોઈશું.

એમના પિતા અંગ્રેજ અને માતા આયરીશ હતાં. તે વખતે ઘણાં લોકો અંધ શ્રદ્ધાથી ધર્મ પાળતાં હતાં. તેવા જ વાતાવરણમાં એઓ પણ ઊછર્યાં હતાં. અને વીસ વરસની ઉંમરે એક જૂના વિચારના પાદરી સાથે એમનો વિવાહ કરવામાં આવ્યો. ધર્મને નામે ચાલતા ઢોંગો તરફ ડૉ. બેસન્ટને અભાવ હતો, અને સત્યની શોધમાં એમનું જિગર તલસી રહ્યું હતું. પોતાની દીકરીની ભયંકર માંદગી વખતે એમના મનમાં એક જાતની શંકા, મૂંઝવણો અને પ્રશ્નો ઊભા થયા. એક નિર્દોષ બાળક શા

પાપને લીધે એટલું બધું દુઃખ ખમતું હશે, ઈશ્વરનો એવો કેવો ન્યાય હશે, વગેરે વિચારોથી એમના જિગરમાં જબરદસ્ત યુદ્ધ ચાલી રહ્યું. આંધળી શ્રદ્ધા ડગવા લાગી છેવટે નાસ્તિક બન્યા, દેવળમાં જવાનું છોડી દીધું, પાદરીઓ માટે માન ન રહ્યું, ક્રિયાકાંડમાં ન માનતાં. આવા વિચારો એમના પાદરી પતિને રુચ્યા નહિં એટલે એમને ઘરમાંથી કાઢ્યાં. બાળકોનો કબજો પિતાએ રાખ્યો તેથી તેમને પુષ્કળ દુઃખ થયું. સત્યની શોધમાં એઓ બહાર પડ્યાં પુષ્કળ દુઃખ ખમ્યું. તેમજ અનેક દુઃખીઓના દુઃખમાં રાહત આપનાર રાહબર પણ બન્યાં. સમાજસેવાના ક્ષેત્રમાં પડ્યાં લંડનના Slumsમાં કામ કરતી છોકરીઓના જીવનમાં સુધારો કરવા, તેમજ ફેક્ટરીઓમાં કામ કરતા કામદારો માટે લડતો લડ્યાં અને તેમના જીવનમાં થોડે અંશે પણ એશઆરામ મળે એવી સગવડ કરાવી આપી. ગરીબ વર્ગની સ્ત્રીઓ ફક્ત બાળકોના જન્મ આપનાર મશિનો નથી અને તેમની જિંદગી કચડાઈ જવી ન જોઈએ, એવા વિચારથી બર્થ કન્ટ્રોલ (સંતતિનિયમના) માટે કાંઈક જ્ઞાન આપનારા ચોપાનિયા છપાવ્યાં, જે માટે પુષ્કળ હડધૂત થયાં. ચાર્લ્સ બ્રેડલો એમના મિત્ર હતા, તેમની સાથે મળીને ગરીબ નિરાધારોને અન્યાય અને જુલમોમાંથી છોડાવવામાં તેમજ 'ફ્રી થોટ'ની ચળવળને આગળ ધપાવવા એમણે ઘણો આગેવાનીભર્યો ભાગ ભજવ્યો, અને તેમ કરતા અનેક સંકટો સહન કર્યાં. પણ હજી જે સત્યની શોધમાં તેઓ હતાં તે જડ્યું ન હતું, તે માટે નિરાશ થઈ વિચાર કરતાં હતાં, તેટલામાં તેમના કાન પર અવાજ પડ્યો કે "સત્ય જાણવાને માટે સર્વસ્વનો ભોગ આપવા તૈયાર છો ?" "હા, તૈયાર છું, પ્રભુ," એમ તરત જ જવાબ આપ્યો.

થોડા દિવસ પછી મેડમ બ્લેવેટસ્કીના હાથનું લખાયેલું પુસ્તક 'સિક્રેટ ડૉક્ટ્રિન' રીવ્યુ કરવા માટે એમને સોંપાયું, જે વાંચતાં જ એમને લાગ્યું કે જે સત્ય તેઓ શોધી રહ્યાં હતાં તે સત્ય એ દિશામાંથી મળે તેમ છે. તેઓ ૧૮૮૯માં થીઓસોફિકલ સોસાયટીમાં જોડાયાં અને મેડમ બ્લેવેટસ્કીને હાથે ખૂબ ઘડાયાં. ૧૯૦૭માં તેમને થીઓસોફિકલ સોસાયટીનું પ્રમુખસ્થાન મળ્યું અને ૨૦મી સપ્ટેમ્બર ૧૯૩૩માં તેમણે દેહ છોડ્યો ત્યાંસુધી એ સોસાયટીના પ્રમુખ તરીકે એમણે એટલી બધી કીમતી સેવાઓ કીધી છે, કે તે ગગનમાંના તારા જેટલી અસંખ્ય છે, અને તેનું બયાન વિસ્તારીને થઈ શકે તેમ નથી. હિંદમાં પગ મૂકતાં જ એમણે જોઈ લીધું કે હિંદની ખરી મહત્તા ધર્મો, કેળવણી, સંસ્કૃત વગેરેથી ગણાવી જોઈએ, તેને બદલે હિંદના લોકો પશ્ચિમની નકલ કરતા હતા અને જડવાદમાં ઘસડાઈ જતા હતા. સર્વ ધર્મનો પોતે અભ્યાસ કરીને જગતના તમામ ધર્મોમાં નવી જાગૃતિ લાવ્યાં. બૌદ્ધ, હિંદુ, જરથોસ્તી, ખ્રિસ્તી, મુસ્લિમ વગેરે ધર્મોમાં માનનારાઓને તેઓના પોતાના ધર્મમાં રહેલું સાચું રહસ્ય સમજાવ્યું અને પોતાના ધર્મ માટે ગમરૂર થઈ, પોતપોતાના પેગંબરના શિક્ષણ પ્રમાણે વર્તવાને અને ખ્રિસ્તી પાદરીઓના શિક્ષણથી દોરવાઈ જઈને વટલાઈ નહિં જવાને સમજાવ્યા. આજે પણ ઘણા જણ કહે છે કે "જો હું આગળના કરતા વધારે સારી રીતે મારો ધર્મ સમજ્યો હોઉં, અને આગળ હતો તે કરતા વધારે સારો હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તી કે જરથોસ્તી બન્યો હોઉં, તો તે ડૉ. બેસન્ટને આભારી છે એમના શિક્ષણથી મારા ધર્મ તરફ મને વધારે ઊંચી આસ્થા આવી છે." એમ કહેનારા આજે પણ માનથી, આભારથી એમને યાદ કરે છે.

હિંદની ભવ્યતાનું ભાન કરાવનાર પણ ડૉ. બેસન્ટ હતાં તેમણે બાળલગ્નો અટકાવ્યાં, સ્ત્રીઓને પોતાનું સ્ત્રીત્વ જાળવીને જે હક્કો મેળવવા જોઈએ તે અપાવવા તનતોડ મહેનત કરી, સ્ત્રીઓમાં નવી જાગૃતિ લાવ્યાં સ્ત્રીઓને સારી રીતે કેળવવાથી જ હિંદનો ઉદ્ધાર થશે એમ માનતાં હતાં, તેથી સ્ત્રીઓને વાચકની કેળવણી, જેમાં રાંધણકળા, સીવણ અને ભરતકામ, જેમાં રંગોળી મેળવણી કળામય

રીતે કરતાં આવડે, જેથી આંખો અને લાગણીઓ કેળવાય તેમ જ ચિત્રકળા, સંગીત, આરોગ્યના નિયમો, ખોરાકમાં રહેલા ઉત્તમ તત્ત્વોની સમજણ, સાદુ વૈદું, નરસિંગ, ફર્સ્ટ એડ, ઘરને લગતી કેળવણી, હિસાબ રાખવાની સમજણ અને શારીરિક કેળવણી વગેરેનો સમાવેશ થવો જોઈએ એમ કહેતાં હતાં અને પોતે જે શાળાઓ સ્થાપી હતી તેમાં એ જ પ્રમાણે બાળાઓને કેળવતાં. પોતાના કપડાં તેઓ પોતે જ ગૂંથતા, તેમજ ઘરમાં કોઈ પણ પરોણા રહેવા આવે, ત્યારે વહેલાં ઊઠીને પોતાને હાથે કોફી વગેરે બનાવી તે પોતાને હાથે જ લઈ જઈને આપતાં.

૧૫મી ઓગસ્ટ ૧૯૧૫માં એમના ગુરુ તરફથી સૂચના થઈ કે તેમણે રાજકીય બાબતોમાં રસ લેવો અને હિંદને છૂટાપણું અપાવવા ચળવળ શરૂ કરવી. હાલમા હિંદને સ્વતંત્રતા મળી છે, અને આઝાદી દિન ૧૫મી ઓગસ્ટ ૧૯૪૭માં ખૂબ ધામધૂમથી ઉજવાયો છે એ એક નોંધ લેવા લાયક બનાવ છે. પણ ભુલાવુ જોઈએ નહિં કે એ ચળવળનો પાયો નાખનાર, દેશમા એ વિષે જાગૃતિ કરાવનાર, હિંદને પોતાની માતૃભૂમિ તરીકે ચાહનાર, પોતાની શૈચામા ઊંચી સર્વ શક્તિઓ હિંદ માતાને ચરણે ધરનાર આ ગોરી ચામડીવાળાં, વિલાયતમાં જન્મ લેનારાં, ડૉ. એની બેસન્ટ હતાં હિંદ માટેની એમની અમૂલ્ય સેવાઓની પ્રશંસા કરતા સરોજીની નાયડુ બોલ્યાં હતાં કે "Homage to her whose radiant spirit rekindled India's faith in her own ideals and destiny." તેઓ કોંગ્રેસમાં જોડાયા, તેનું પ્રમુખસ્થાન લીધું, હોમરૂલની ચળવળ ચલાવી 'કોમન વીલ' અને 'ન્યુ ઈંડિયા' પત્રો મારફતે હિંમતથી પોતાના વિચારો દર્શાવ્યા, અને એ બધાના બદલામાં થોડા વખત માટે ડૉ. જ્યોર્જ એરુંડેલ અને મિ. બી. પી. વાડિયા સાથે નજરકેદ પણ થયાં હતાં. ગાંધીજીની અસહકારની ચળવળ સામે એમણે ભારે ઝુંબેશ ઉઠાવી હતી, છતાં ગાંધીજીના સાધુજીવન માટે એમને ઘણું માન હતું. હિંદ અને બ્રિટનની એકતામાં તેઓ માનતાં હતાં, અને એમણે ઘડેલું *Commonwealth of India* નામનુ *Bill* જો એક વારના વાંચનમાંથી આમ સભાએ પસાર કર્યું હતુ તેને જો હિંદવાસીઓએ ટેકો આપ્યો હોત, તો હિંદમાં પાછળથી જે લોહી રેડાયાં, અને ટુકડા થયાં તે સિવાય વગર અને ભાગલા પડયા વગર હિંદને સ્વતંત્રતા મળી ચૂકી હોત.

કેળવણીના ક્ષેત્રમાં પણ તેમણે જેવો તેવો ફાળો આપ્યો નહોતો. લંડનના ક્વીન્સ હોલમાં ઘણાં સારાં અને જોરદાર ભાષણો આપતાં, ત્યારે હોલનો ખૂણેખૂણો ભરાઈ જતો. દરેક ભાષણ વખતે માણસ દીઠ એકેક ગીની ફી રાખતાં. તે સર્વ પૈસા હિંદમા લાવી કેળવણીના કાર્યોમાં વાપરતાં. અનેક સ્કૂલો અને કોલેજો કાઢી તેમા ધર્મને લગતું શિક્ષણ પણ આપતાં. સેન્ટ્રલ હિંદુ કોલેજ સ્થાપી તે પાછળથી હિંદુ યુનિવર્સિટી થઈ. તેમણે અનેક થીઓસોફિકલ શાળાઓ પણ સ્થાપી હતી

એઓ કહેતાં હતા કે "દરેક બાળક ફક્ત શરીર ને મન નથી પણ આત્મા છે, તેનામાં રહેલી છૂપી શક્તિઓ બહાર કાઢવી એ ખરી કેળવણી છે, નહિ કે તેના મગજમાં જે ગમે તે ભરવું." દરેક હિંદી જુવાન દેશનો સારો નાગરિક બને, હિંદના ખરા સરકાર સમજતો થાય, આત્મશ્રદ્ધા અને ગૌરવવાળો થાય અને પોતાના પગ ઉપર ઊભો રહી શકે એવી કેળવણીને તેઓ સાચી કેળવણી સમજતાં. જેમ એક માળી પોતાના રોપાઓ અને છોડવાઓને કેળવીને ઉછેરે તેમ દરેક વિદ્યાર્થી માટે કાળજી રાખતાં અને તેમના હાથ તળે શીખનારા તેમજ કાર્ય કરનારા દરેક તેમને 'અમ્મા' કે 'માજી'ના વહાલભર્યા નામથી બોલાવતાં. એમના પ્રેમથી, શ્રદ્ધાથી, પ્રેરણાથી અનેક જણને એમણે ઊંચા માર્ગે દોરવ્યા છે. એમ કહેવામાં આવ્યું છે કે "તેમણે મનુષ્યો ઘડયા." "She made Men."

તેઓ એક મહાન લેખક હતાં. ત્રણસોથી વધુ પુસ્તકો અને ચોપાનિયાનો અમૂલ્ય ખજાનો તેમો

મૂકી ગયાં છે અને એ પુસ્તકો દ્વારા જે કીમતી જ્ઞાનની રોશની ફેલાવી ગયાં છે, તેનો ઉજાસ જન્મો-જનમ સુધી કુલ જગતના મનુષ્યને અજ્ઞાનના અંધકારમાંથી રોશનીના માર્ગ ઉપર લાવવા માટે તેમજ મન અને આત્માનો ખોરાક પૂરો પાડવા માટે અતિશય ઉપયોગી થઈ પડે તેવાં છે.

વળી તેઓ એક સારાં વક્તા હતાં. જેઓ એમને સાંભળવાને ભાગ્યશાળી થયાં હતાં તેમનું કહેવું છે કે "બેસન્ટ માતા ભાષણ આપે ત્યારે જાણે નાયગરાનો ધોધ વહેતો હોય એમ શબ્દો નીકળે. તેમની વાણી પવિત્ર ગંગાની માફક માણસોને ઊંચા ભુવન ઉપર લઈ જઈ પાવન કરતી, અને એ વાણીનું પાલન કરીએ, જીવનમાં ઉતારીએ તો જરૂર જીવનપલટો થયા વિના ન રહે." વળી એમના સમાગમમાં જે આવતા તે એમ માનતાં કે તેમના વાતાવરણમાં બેસવું એટલે પ્રભુના મકાનમાં બેઠાં હોઈએ અથવા હિમાલય, ગિરનાર કે એવા કોઈ પવિત્ર પહાડ ઉપર હોઈએ એવી શુદ્ધ અને પવિત્ર લાગણી અનુભવીએ, અને ત્યાં જ બેસી રહેવાનું મન થાય, કારણ તેઓ એક યોગિની અને આત્મજ્ઞાની Occultist હતાં અને તેથી જ રાજકીય બાબતોમાં, સાયન્સને લગતા પ્રયોગોમાં અને બીજી અનેક બાબતોમાં એમણે જે ભવિષ્ય ભાખ્યું હતું તે આજે સાચું જ પડ્યું છે. બેસન્ટ માતા એટલે કૃષ્ણની બંસરી, મોરલીધરની મોરલી, સરસ્વતીની વીણા. એમણે જ્યારે દેહ છોડ્યો ત્યારે સરોજીની દેવીએ અંજલી આપતાં કહ્યું હતું કે, "Dr. Besant was a combination of Parvati, Laxmi and Saraswati. Parvati for power, Laxmi for love and Saraswati for wisdom."

પૃથ્વી પર પ્રભુતાની ઝાંખી કરાવનાર, સેવા અને સ્વાર્થત્યાગના પાઠો શીખવાડનાર, મનુષ્યને પ્રભુ પંથે વાળનાર, સત્ય અને સ્વતંત્રતાની દેવી, કર્મયોગીની ડૉ. એની બેસન્ટને આજે એમની શતાબ્દિના મહાન્ પ્રસંગે આપણા અંતરનાં અનેક વંદન હો!

શ્રીમતી મહેરાં આર. ધાલા

('જામે જમશેદ' બુધવાર તા. ૧લી ઓક્ટોબર ૧૯૪૭ માંથી)

## Dr. Besant The Forerunner

She is the Forerunner of the new age of which already the prominent feature is the emergence of woman to power in all aspects of public service.

Margaret E. Coasins

(From "The Annie Besant Centenary Book" P. 149)

## ડૉ. બેસન્ટ એક પુરોગામી

તેઓ (ડૉ. બેસન્ટ) નવા યુગના પુરોગામી જેવાં હતાં. એ નવા યુગનો મુખ્ય ધ્વનિ એ હતો કે સ્ત્રીઓ જાહેર સેવામાં બધા પ્રદેશોમાં સત્તામાં આવશે; એમ અત્યારથી જ જણાય છે.

માર્ગરેટ ઈ. કઝિન્સ

(ઉપલા ઉતારાનું ભાષાન્તર)

# ડૉ. બેસન્ટ અને કો-ફ્રીમેસનરી

માનવજાતિ માટે ડૉ. બેસન્ટે પોતાનું સમગ્ર જીવન અર્પણ કર્યું હતું. એમની સેવાઓ અમાપ છે. જીવનનાં સર્વ ક્ષેત્રોમાં એમણે અનુપમ દોરવણી આપી છે. ધર્મ, શિક્ષણ, સમાજ અને રાજકારણમાં એમણે આપેલો પ્રજ્ઞાનો પ્રકાશ આજે પણ આપણા અંધકારને અજવાળી શકે એમ છે. વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, કલા અને યોગજીવન સંબંધી પણ એમનો ફાળો અપૂર્વ છે. એઓ એક પ્રખર ગુપ્તવિજ્ઞાની પણ હતાં અને કુદરત અને મનુષ્યમાં રહેલાં અદૃશ્ય બળોનો એમને પાકો અનુભવ હતો. પ્રભુતાના આરોહણ અને અવરોહણના માર્ગો એમને સુપરિચિત હતા. અલ્પ જણાતો મનુષ્ય પણ ક્રિયાકાંડ દ્વારા પ્રભુના મહાકાર્યમાં યથાશક્તિ ભાગ લઈ શકે છે, એમ એઓ સ્વાનુભવથી જાણતાં હતાં, અને તેથી જ "આંતરરાષ્ટ્રીય કો-ફ્રીમેસનરી"ની સંસ્થાની સ્થાપના અને પ્રેરણા દ્વારા એમણે સમગ્ર માનવજાતિ અને ખાસ કરીને નારીજગત્ ઉપર અમૂલ્ય ઉપકાર કર્યો છે.

ફ્રીમેસનરી નામે એક ખાનગી સંસ્થા હજારો વર્ષોથી જગતમાં ગુપ્તપણે કાર્ય કરી રહી છે. એનો મૂળ ઇતિહાસ મિસરની સંસ્કૃતિ જેટલો જૂનો છે. માનવજીવનની શુદ્ધિ અને સંસિદ્ધિની એ એક અજોડ સંસ્થા છે. જગતમાં જડવાદનાં બળો વધતાં એનું આધ્યાત્મિક સ્વરૂપ ઝાંખું થવા લાગ્યું. એના સભ્યો ખાનપાન, મોજમઝા અને સત્તાપ્રાપ્તિ પર વધારે ધ્યાન આપવા માંડયા. પરિણામે એનું ખરું માહાત્મ્ય ઓછું થઈ ગયું અને સામાન્ય લોકો એને 'ભૂતખાના'ના નામથી ઓળખવા લાગ્યા. ખરી રીતે કોઈ પણ મેસોનિક લોજ એક ભૂતખાનું નહિ પણ બન્ધુભાવ પ્રકટાવવા મથતું એક પ્રભુ-મંદિર છે. ફ્રી-મેસનરી એ તો માનવવિકાસનો 'અનુસ્નાતક અભ્યાસક્રમ' રજૂ કરે છે.

પ્રાચીન મિસરની જે સંસ્થામાંથી 'ફ્રી-મેસનરી'નો જન્મ થયો છે, તે સંસ્થામાં તે કામમાં પુરુષો તેમજ સ્ત્રીઓને પણ સરખું સ્થાન આપવામાં આવતું હતું. પરંતુ પાછળથી કોઈ પણ કારણને લીધે મેસનરીમાં સ્ત્રીઓને દાખલ કરવાનું બંધ કરવામાં આવ્યું. ફ્રી-મેસનરીનો પ્રધાન હેતુ ભ્રાતૃભાવની ખીલવણી છે, અને એનું પ્રધાન કાર્ય માનવજાતિનું એક સુન્દર મંદિર રચવાનું છે, છતાં એણે માનવજાતિના લગભગ અડધા ભાગને એ પુણ્યકાર્યમાંથી કેમ બાતલ રાખ્યો, એ બરાબર સમજી શકાય એમ નથી. નારીજાતિ પ્રત્યે થયેલો આ અન્યાય અનેક સંસ્કારી સ્ત્રીપુરુષોને ખૂંચતો હતો. યૂરોપમાં સ્ત્રીજાતિ જાગૃત થતાં અનેક રીતે, અનેક સ્થળેથી એ અન્યાય સામે પડકાર શરૂ થયો.

ફ્રાન્સમાં 'લે લીબર પેન્સ્યુર' નામના મેસોનિક લોજે ઈ. સ. ૧૮૮૨ના જાન્યુઆરીની તા. ૧૪મીએ ત્યાંની એક પ્રસિદ્ધ લેખિકા અને વક્તા મેડમ મેરિયા ડીરાયમીને ઇરાદા પૂર્વક દાખલ કરી. આથી મેસોનિક સંસ્થામાંથી એ લોજનો બહિષ્કાર કરવામાં આવ્યો, અને લગભગ ૧૧ વર્ષ સુધી મેડમ મેરિયા માત્ર નામનાં જ 'મેસન' રહ્યાં પણ ડૉ. જ્યોર્જ માર્ટિન નામના એક ઉત્સાહી અને નિપુણ મેસને મેડમ મેરિયાને મેસનરી સંબંધે ખૂબ પ્રોત્સાહન આપ્યું, અને બીજી સ્ત્રીઓને પણ મેસનરીમાં

દાખલ કરવા સૂચવ્યું. આથી મેડમ મેરિયા ડીરાયલીએ ઈ. સ. ૧૮૯૩ના માર્ચની તા. ૧૪મીએ ફ્રાન્સની કેટલીક સ્ત્રીઓને ફ્રીમેસન્રીનું રહસ્ય સમજાવ્યું, અને તેઓને તેમાં દાખલ પણ કરી. પરિણામે ઈ. સ. ૧૮૯૩ના એપ્રિલની તા. ૪થીએ ફ્રાન્સમાં 'ઇન્ટરનૅશનલ કો-ફ્રી-મેસન્રી' નામે સંસ્થાની સ્થાપના થઈ. આ સંસ્થામાં પુરુષોની જેમ સ્ત્રીઓને પણ દાખલ થવાની છૂટ આપવામાં આવી.

આ સંસ્થાની સ્થાપના થવાથી સ્વાતંત્ર્યપ્રેમી અનેક વ્યક્તિઓને અપાર આનંદ થયો, અને નારીજાતિ પર થતા અન્યાયનો પડદો ચિરાવા માંડ્યો. સ્વાતંત્ર્યભૂમિ ઇંગ્લાંડમાં એનો પડઘો પડ્યો. ડૉ. એરંડેલના માસીબા, મિસ ફ્રાન્સિસકા એરંડેલ પારીસ જઈને આ નવી સંસ્થામાં દાખલ થયાં. કો-ફ્રી-મેસન્રીમાં દાખલ થનાર એઓ પહેલાં જ અંગ્રેજ બાનુ છે.

ડૉ. બેસન્ટની સ્વાતંત્ર્યની ઉપાસના તે સમયમાં જગતભરમાં જાણીતી હતી. મિસ ફ્રાન્સિસકા એરંડેલની ભલામણથી અને ક્રિયાકાંડગોત્રના મહર્ષિ મહાત્મા રૅકોગ્ઝીની પ્રેરણાથી ડૉ. બેસન્ટને પણ એ નવી સંસ્થામાં દાખલ થવાની ઇચ્છા થઈ. એમણે લન્ડનના પોતાના વિશ્વાસુ તથા સુપરિચિત સાથીઓને આ નવીન પ્રવૃત્તિની વાત કરી. ઇંગ્લાંડમાં પણ એ સંસ્થાની શાખાઓ સ્થાપવા માટે સહકાર આપવા આતુર એવી મિત્રમંડળી એમણે પસંદ કરી. પછી એ બધાંને લઈને ડૉ. બેસન્ટ પારીસ ગયાં. એમાં મિસ ફ્રાન્સિસકા એરંડેલ ઉપરાંત કૅપ્ટન અને મિસિસ લૉઇડ, ડૉ. જ્યૉર્જ એરંડેલ, શ્રીમતી ઉરસુલા બ્રાઈટ અને એરંડેલ બ્રાઈટ પણ હતાં. તે કાળે ત્યાં ડૉક્ટર અને મિસિસ માર્ટિન નામે ફ્રેન્ચ દંપતિ અગ્રેસર કો-મેસનો હતાં. ઉભય અત્યંત માયાળુ અને મધુર સ્વભાવની વ્યક્તિઓ હતાં. ફ્રી-મેસન્રી માટે એમનો ઉત્સાહ અદ્‌ભુત હતો. ઇંગ્લાંડ સુધી નવી સંસ્થા ફેલાશે અને ડૉ. બેસન્ટ જેવી જગપ્રસિદ્ધ વ્યક્તિનો એને ટેકો મળશે, એ વિચારથી એમને અપાર આનંદ થયો. એમણે ડૉ. બેસંટનો અને એમની મિત્રમંડળીનો ઊંડા આદરભાવથી ખૂબ સત્કાર કર્યો, અને સૌને મેસન્રીની પહેલી, બીજી અને ત્રીજી ડીગ્રીમાં દાખલ કર્યાં.

આ નવી સંસ્થામાં ડૉ. બેસન્ટ ઈ. સ. ૧૯૦૨માં દાખલ થયાં. એના સ્થાપકોએ ડૉ. બેસન્ટને મેસન્રીની તેત્રીશે ડીગ્રીઓ આપી અને આખા બ્રિટિશ સામ્રાજ્ય માટે આ સંસ્થાનું વડપણ પણ તેમને આપ્યું. ઇંગ્લાંડ આવીને ડૉ. બેસન્ટે ૧૯૦૨માં 'હ્યુમન ડ્યુટી' (માનવ ધર્મ) નામની શાખાની સ્થાપના કરી. સ્થાપનાવિધિમાં ભાગ લેવા માટે પારીસથી માર્ટિન દંપતિ પણ આવ્યાં હતાં. દિવસો સુધી પ્રૅક્ટિસ મિટિંગો ચાલી અને નવી શાખાનું કાર્ય શરૂ થયું. ડૉ. બેસન્ટ એ નવી શાખાના પ્રથમ પ્રમુખ થયાં અને મિસ બ્રાઈટ મંત્રી બન્યાં.

ડૉ. બેસન્ટે આ નવી પ્રવૃત્તિમાં વીજળી વેગે કાર્ય શરૂ કર્યું. સ્થળે સ્થળે નવી શાખાઓ નીકળવા લાગી. ઈ. સ ૧૯૦૪માં ડૉ. બેસન્ટે પુણ્યતીર્થ કાશી ક્ષેત્રમાં આ સંસ્થાની પહેલી શાખા સ્થાપી અને તેને 'ધર્મલૉજ' એવું સૂચક નામ આપ્યું. ધીરે ધીરે એ નવી સંસ્થાના આદર્શો જગતભરમાં ફેલાઈ ગયા અને ફ્રાંસ, ઇંગ્લાંડ, બેલ્જીઅમ, સ્કૉટલૅન્ડ, હૉલૅન્ડ, સ્વીટ્ઝર્લૅન્ડ, નૉર્વે, અમેરિકા, દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલૅન્ડ અને હિન્દમાં પણ આજે એની અનેક શાખાઓ કાર્ય કરી રહી છે, જગતની અનેક સ્ત્રીઓ એમાં દાખલ થઈ છે. વળી કેટલીક સ્ત્રીઓ તો મેસન્રીની તેત્રીશે ડીગ્રીઓ મેળવવાને ભાગ્યશાળી થઈ છે.

ડૉ. બેસન્ટે મેસન્રીના પ્રાચીન ક્રિયાકાંડમાં નવું જ પ્રાણસિંચન કર્યું-વિધિઓ રૂપી જડ ખોખામાં પ્રજ્ઞા રૂપી વીજળીનો પ્રકાશ રેડ્યો. જીવન અને સેવાની ધગશથી કોઈ પણ સભ્ય એની

ઊંચી ડીગ્રીઓ મેળવી શકે છે. ભૂમિકાવાર શિક્ષણનું રહસ્ય ડૉ. બેસન્ટે નવી રીતે સભ્યોને સમજાવવા માંડયું. એમણે પોતાના અવિરત જીવન અને શિક્ષણથી આ નવીન સંસ્થાના મૂળમાં સત્યની ધગશ-ભરી ઉપાસના, વીર (ક્ષાત્ર) ધર્મનું પ્રબળ આન્દોલન, મમત્વભર્યો ગાઢ બન્ધુભાવ, ઉત્સાહપૂર્ણ ઊંડો રહસ્યવાદ, અહંમમત્વરહિત સંપૂર્ણ સ્વાર્પણભાવ, નિર્મળ આત્મપ્રભાની પારદર્શકતા અને પ્રબળ શક્તિશાળી આત્મગૌરવ રેડયાં છે. પરિણામે આજે કો-ફ્રી-મેસનરી જગતભરમાં એક ચેતનવંતી સંસ્થા બની ગઈ છે. ડૉ. બેસન્ટે વાવેલા એ વિશાળ વટવૃક્ષની શાખાએ શાખાએ માનવ પંખીઓ પ્રભુના પૂરા સામર્થ્ય અને સૌન્દર્ય સ્વરૂપની ઉપાસના કરી રહ્યાં છે. સૈકાજૂનો અન્યાય દૂર થતાં આ સંસ્થા દ્વારા, પોતાનું ગૂઢ શક્તિસ્વરૂપ ખીલવીને, વિશ્વની નારીઓ "સંસારમાં સ્વર્ગ"ની મનોહરતા પ્રકટાવે, અને ભાનભૂલેલો માનવ સમાજ મેસનરીનો મર્મ અને પોતપોતાના વિશિષ્ટ ધર્મ-કર્મ સમજે એવી મહેચ્છા અને ભાવના ભર્યું જીવન એ જ ડૉ. બેસન્ટનું સાચું સ્મરણ અને સન્માન છે.

અમદાવાદ
તા. ૧૭-૨-૪૯

ભૂપતરાય ગોપાળજી મહેતા

# Dr. Besant as Comason

The four corners of her educational ground-plan were-*Spiritual Culture* through the student's own faith; Physical Culture through indigenous system, *National Culture through the student's mother tongue*, international culture through English-always from bases towards culminations.

James H. Cousins.
( "The Annie Besant Centenary Book" page 179 )

# ડૉ. બેસન્ટ—કોમેસન તરીકે

તેમના (ડૉ. બેસન્ટના) કેળવણીના પાયાના ચાર ખૂણાઓ આ રીતના હતા: તેનો આધ્યાત્મિક વિકાસ શિષ્યની પોતાની આત્મશ્રદ્ધાથી; તેનો શારીરિક વિકાસ દેશી પદ્ધતિથી; તેનો રાષ્ટ્રીય વિકાસ શિષ્યની માતૃભાષા દ્વારા; અને તેનો આન્તરરાષ્ટ્રીય વિકાસ અંગ્રેજી દ્વારા, આ પ્રમાણે તેઓ હંમેશ પાયાથી ટોચે જતાં હતાં.

જેમ્સ. એચ. કઝન્સ.
( ઉપલા ફકરાનો અનુવાદ )



ડૉ. બેસન્ટ કો-મૅસનના પોશાકમાં



ડૉ. બેસન્ટ સ્કાઉટ કમિશ્નર તરીકે

# ડૉ. એની બેસન્ટ અને હિન્દી સ્કાઉટિંગ

જગમાં ખ્યાતિ પામેલાં ઘણાંય મહાન્ સ્ત્રીપુરુષોની ખ્યાતિ તેમનાં એક બે વિશિષ્ટ કાર્યોને જ આભારી હોય છે. શ્રી. બેડન પાવેલની વિશ્વખ્યાતિ માત્ર તેમની એક સ્કાઉટ શિક્ષણની યોજનાને આભારી છે. પણ જગતમાં એવી કેટલીક ગણીગાંઠી વ્યક્તિઓ છે કે જેમણે માનવજાતના જીવનની અનેક બાજુને સ્પર્શતી વિધવિધ શુભ પ્રવૃત્તિઓને જમાવી છે અને ફેલાવી છે. તેમાંય માનવની માનવતાને સંસ્કારતી, ખીલવતી અને વિકાસતી સંસ્કાર-પ્રવૃત્તિઓ જેમણે ઉપાડી છે તેવાં તો બહુ જ વિરલ છે. ડૉ. એની બેસન્ટ તેમાંના એક છે.

એમના જીવનને હીરાની માફક અનેક પાસા છે. અને તે દરેક પાસામાંથી એમના તે તે ક્ષેત્રને લગતાં મહાન્ કાર્યોની આપણને ઝાંખી થઈ શકે એમ છે. આપણે અહિં માત્ર કેળવણી-શિક્ષણના પાસાનો વિચાર કરીએ. તેમાંય તે પાસાના માત્ર એક ખૂણાનું જ દર્શન કરવા પ્રયાસ કરીએ.

તેમણે બનારસની અપૂર્વ સેન્ટ્રલ હિન્દુ કૉલેજ જેવી સંસ્થા હિન્દને ચરણે ધરી, પણ તે પૂરતું નહોતું. ધરમૂળની રાષ્ટ્રીય કેળવણીની-પૂર્વ અને પશ્ચિમનાં ઉત્તમ તત્ત્વોના સુમેળવાળી કેળવણીની -દેશને જરૂર હતી. અને તેની ખરી શરૂઆત કરનાર પણ ડૉ. બેસન્ટ હતાં. તે અંગે S. P. N. E.- 'રાષ્ટ્રીય શિક્ષણોત્તેજક સંસ્થા' કાઢી ઠેરઠેર શાળાઓ અને કૉલેજો સ્થાપી. અડયાર-મદ્રાસ ખાતે નેશનલ યુનિવર્સિટી પણ સ્થાપી. એ પોતે વિશ્વવ્યક્તિ હતાં એટલે સારાયે વિશ્વમાંનો જે ઉત્તમ વસ્તુ હોય તેને પોતાના શિક્ષણ ક્ષેત્રમાં સમાવતાં. બહારના રંગઢંગ અને દેખાવમાં તેમજ આંતરની ભાવના અને ઊંડાણમાં—ઉભય બાબતમાં એમની યોજના સાંગોપાંગ આર્યસંસ્કૃતિને દ્યોતક અને પોષક હતી.

આજનું રાષ્ટ્રીય સ્કાઉટ જગત્ એમનું ઓછું ઋણી નથી. અને જનતાને એનો સંપૂર્ણ ખ્યાલ તો હજી બે એક દાયકા પછી આવશે કે જે વખતે લોકોને દરેક વસ્તુને તટસ્થતાથી જોવાનું પ્રાપ્ત થશે. હિન્દુસ્તાનમાં સ્કાઉટ ચળવળ ચાલે એ અંગ્રેજ સરકારને બહુ ઠીક લાગતું નહિં. ધારાસભામાં બિરાજતા આપણા દેશનેતાઓ સ્કાઉટ પ્રવૃત્તિ દાખલ કરવા માટે જે જે માગણીઓ કરતા અને ઝુંબેશ ઉઠાવતા તેને ઉતારી પાડવામાં આવતી. હિન્દનાં બાળકો મૂર્ખ અને આળસુ છે- 'Indian lads are foolish and lazy' તથા 'શાસક કોમના બાળકો માટે જ સ્કાઉટિંગ યોજવામાં આવ્યું છે': આવાં બહાનાં કાઢીને પ્રયત્નો પર ઠંડું પાણી રેડવામાં આવતું. ડૉ. બેસન્ટને હિન્દી બાળકોનો-યુવક યુવતીઓનો-બહુ જ સારો પરિચય અને જાત અનુભવ હતો. તેથી તેમને હિન્દી યુવકોની ઉચ્ચ શકયતા માટે શ્રદ્ધા અને આદર હતાં. એટલે તુમાખી સરકારને પડકાર આપવા પોતે તત્પર હતાં; તેવામાં એક ખરું નિમિત્ત મળી આવ્યું. મદનપલ્લી કૉલેજમાં પ્રિન્સિપાલ શ્રી. જે. એચ. કઝિન્સની દોરવણી નીચે સીલોનના એક ઉત્સાહી રોવર સ્કાઉટ શ્રી. જી. પી. આર્યરત્ને કૉલેજમાં એક સ્કાઉટ ટ્રુપ ઊભું કર્યું. તે ટ્રુપે પોતાની નિપુણતાથી અને સેવાપરાયણતાથી તે પ્રદેશની

જનતાનો આદર અને વિશ્વાસ મેળવ્યાં. એટલે તેને રીતસર નોંધાવવા—રજિસ્ટર્ડ કરાવવા માટે લંડનની બૉય સ્કાઉટ સંસ્થાને અરજી કરી. (હિન્દમાં તે વખતે કોઈ સ્કાઉટ સંસ્થા નહોતી.) પણ બેડન પૉવેલે તે અરજી નામંજૂર કરી. કારણ બતાવ્યું કે હિન્દમાં બ્રિટિશ અધિકારીઓની સંખ્યા એટલી થોડી છે કે તેઓ હિન્દમાંની સ્કાઉટ પ્રવૃતિ ઉપર દેખરેખ રાખી શકે એમ નથી, તેથી સ્કાઉટિંગની શરૂઆત કે વિસ્તાર હિન્દમાં શક્ય નથી. ડૉ. બેસન્ટને આ વાતની ખબર પડતાં જ સલ્તનતના આશરે ફાલતી-ફૂલતી આ પ્રવૃતિને, અવગણીને, પડકાર રૂપે પોતે જ એક સ્વતંત્ર Indian Boy Scouts—I. B. S. A. નામે સંસ્થા ઊભી કરી અને તેનું સર્વાંગી હિન્દીકરણ કર્યું. બહારની ટબછબ કરતાં ભાવનાની અંતર બાજુમાં જ મોટો ફેરફાર કરવાનો હતો. વચનમાં 'સ્વદેશ' શબ્દ મૂક્યો, રાષ્ટ્રગીતમાં 'જનગણમન' અને 'વંદેમાતરમ્' અપનાવાયાં. સદ્ગત શ્રી. ટાગોરજીના આ મહાન્ ગીતને દેશભરમાં જાણીતું અને ગવાતું કરવાનું પુણ્ય ડૉ. બેસન્ટની સ્કાઉટ સંસ્થાને ભાગે જાય છે. આજ તો એ ગીતને જ રાષ્ટ્રની સાચી ભાવના પોષનાર તથા રાષ્ટ્રગીતને શોભે એવા રાગ, સૂર અને લયવાળા ગીત તરીકે 'હિન્દી રાષ્ટ્રગીત', રૂપે પંડિત શ્રી. નેહરુજીએ અપનાવ્યું છે. જોતજોતામાં આ નવચેતન અને નવજીવન આપનારી પ્રવૃત્તિએ યુવક જનતામાં રહેલી શૌર્ય અને સેવાની શક્તિઓને બહુ જ ઉમદા રૂપમા પ્રકટાવી દીધી અને પુરવાર કર્યું કે તાલીમ અને તક મળે તો હિન્દી યુવક યુવતી બીજા કોઈ પણ દેશનાં યુવક યુવતી કરતાં ચારિત્ર્ય, આરોગ્ય, નિપુણતા અને પરોપકારની બાબતમાં સહેજ પણ પાછળ પડે એવાં નથી. આ I. B. S. (આઈ. બી. એસ.) ની સફળતાથી પ્રેરાઈને દેશમાં સ્કાઉટિંગની બીજી સંસ્થાઓ ઊભી કરવાની પ્રેરણા અને હિંમત બીજામાં આવ્યાં. ૧૯૧૭થી ૧૯૨૦ના ચાર વરસના ગાળામાં હિન્દી સ્કાઉટિંગે દેશના યુવક જગતમાં જાગ્રતિ આણી. ૧૯૨૦માં હિન્દી સેક્રેટરી મિ. મોન્ટેગ્યુ જ્યારે હિન્દમાં આવ્યા ત્યારે એની આંખ ઊઘડી. શ્રી બેડન પૉવેલને હિન્દ તેડાવ્યા અને ડૉ. બેસન્ટ ઐક્યનાં અને વિશ્વબંધારણનાં હિમાયતી હતાં, એટલે સંસ્થાના હિન્દીકરણને પૂર્ણતઃ અપાનાવવાની શરતે, પોતાની પ્યારી I. B. S. (હિન્દ બોય સ્કાઉટ) સંસ્થા બેડન પૉવેલની સંસ્થા સાથે ભેળવી દીધી. મહાનુભાવોની મહત્તા તેમની નમ્રતા વડે જ શોભે છે એ જગતને જોવાનું મળ્યું. જોડાણ થયા પછી ડૉ. બેસન્ટે જગતના ચીફ સ્કાઉટ—સ્કાઉટિંગના આદ્ય પ્રણેતા સર બેડન પૉવેલના હસ્તે સ્કાઉટિંગની દીક્ષા લેવાનું સ્વીકાર્યું. મદ્રાસ ખાતે I. B. S. ની મોટી રેલી ભરાઈ હતી. વળી એક આદર્શ હિન્દી સ્કાઉટ ગામડું પણ મોટા વિસ્તારમાં ઊભું કરવામાં આવ્યું હતું. હજારો સ્કાઉટોની અને સદ્ગૃહસ્થો અને સન્નારીઓની મધ્યમાં ડૉ. બેસન્ટ પોતે I. B. S. નાં સ્થાપક અને રક્ષક હોવા છતાં બેડન પૉવેલ પાસે દીક્ષા લેવા ઉત્સુક હોય એ એમની શુભનિષ્ઠા, કાર્યપરાયણતા અને નિર્ભર સરળતાનો પૂરાવો હતો. જેણે હિન્દી યુવકોને ઉતારી પાડ્યા હતા, તેને જ પોતે જાત મહેનતથી ખરી ખાતરી કરાવી, હિન્દી જનતા માટેનો સાચો ખ્યાલ આપ્યો અને પછી તેને જ હાથે પોતે નમ્રતાથી દીક્ષા લેવાનું સ્વીકાર્યું. પણ ત્યાંય એ તો સર્વોપરી મહાન જ હતાં એમ ખુદ બેડન પૉવેલ પોતાનાં 'સ્મરણો—Memoires' માં લખે છે. "Several ideas regarding the magnitude of the function entered my mind that a Lady so well known all over the world and having great influence over the youths of India, is now going to be invested by me, and my mind wandered and I could not myself remember the words of the scout promise. However Mrs. Besant was shrewd to recognize my dilemma, rose nobly to the occasion, with all the ability of a trained

theatrical prompter, she gave me the cue, whispered the words to me which I then roared out in ringing tones, with as much confidence as if I hade never faltered. Thanks to this initiation by Mrs. Besant"

"આ પ્રસંગની મહત્તાને લગતા કેટલાક વિચારો મારા મનમાં આવ્યા કે આખી દુનિયા ઉપર પ્રખ્યાતિ પામેલાં અને હિન્દની યુવકજનતા ઉપર જેનો ભારે પ્રભાવ છે એવાં બાઈ આજ મારી પાસે દીક્ષા લેનાર છે અને મારું મન ચકડોળે ચઢ્યું. અને સ્કાઉટ પ્રતિજ્ઞાના શબ્દો હું પોતે યાદ ન કરી શક્યો તો પણ મિસિસ બેસન્ટ ચકોર હતાં, તે મારી મૂંઝવણ પારખી ગયાં અને બહુ ઉમદા રીતે તેમણે અવસર સમાલી લીધો. રંગભૂમિના એક કુશળ સૂચનકાર તરીકે તેમણે મને દોર આપ્યો. તેઓ ધીરેથી શબ્દો મને કહી સંભળાવતાં, અને હું તે જ શબ્દો જાણે સહેજે કદીયે ગૂંચવાયો ન હોઉં એવી અદાથી ગાજતા અવાજે તાણીને બોલતો. મિસિસ બિસેન્ટથી થયેલા આ વિધિક્રમ માટે ઉપકાર." આ ઘટના ઉભયને શોભારૂપ છેઃ એકને એમાંથી સૌજન્ય પૂર્વક દઢતાથી તરીપાર ઊતરવામાં સહકાર આપવા માટે અને બીજાને તેનો આવો જાહેર એકરાર કરવાની ખેલદિલી માટે.

આજના હિન્દના સ્કાઉટ જગતને એમણે સ્કાઉટિંગની આપણી પુરાણી ભાવના સ્પષ્ટ કરી બતાવી, તેના સાહિત્યને પણ વિકસાવ્યું. The Indian Scout 'ધી ઈન્ડીઅન સ્કાઉટ' નામે માસિક પત્ર શરૂ કર્યું. I. B. S. ના ચીફ કમિશ્નર શ્રી એફ. જી. પીઅર્સે જ્યારે તે માસિક પત્રની યોજના રજૂ કરી અને વાર્ષિક લવાજમ રૂા. ૫) રાખવાની દરખાસ્ત મૂકી ત્યારે એમણે સ્મિત વદને કહ્યુંઃ "ના, માત્ર એક જ રૂપિયો રાખીએ, જેથી તેનો બહોળો ફેલાવો થાય. આપણો હેતુ જનતાને રસ લેતી કરવાનો છે, ભલે તેથી આર્થિક ખોટ આવે. બન્યું પણ તેમ જ તે અંગ્રેજી પેપરની થોડા જ વખતમાં ગ્રાહકસંખ્યા ત્રણ હજારની થવા પામી હતી. તેઓ હંમેશ નાના ફાળામાં અને નાના લવાજમમાં જ માનતાં; ઘણી વાર કહેતાં કે એક ધનિક સખી ગૃહસ્થ ફાળામાં એક સામટા એક હજાર રૂપિયા આપીને આપણને સરળતા કરી આપે તે કરતાં હજાર જણ એકેક રૂપિયો આપે એ ઉત્તમ છે.

સ્કાઉટિંગ જેવી બીજી યુવકપ્રવૃત્તિઓ પણ તેમણે ઊભી કરી પોષી હતી. 'સન્સ એન્ડ ડૉટર્સ ઑફ ઇન્ડિયા, 'રાઉન્ડ ટેબલ' તથા 'સ્ટૉલ્વર્ટ મૂવમેન્ટ' મારફત યુવક અને યુવતીઓમાં સચ્ચારિત્ર્ય, સંયમ, સહકાર અને સેવાના સંસ્કારો સિંચ્યા છે. બેડન પોવેલે સ્કાઉટિંગની યોજનામાં કિંગ આર્થરના 'રાઉન્ડ ટેબલ'ની સંકલનાનો આધાર લીધો છે. તેમાં નાનો બાળક જેમ પહેલો 'પેજ' બને અને 'સ્કવાયર'ને અનુસરે; તે પછી તે 'સ્કવાયર' બને અને એક 'નાઇટ'ને અનુસરે, તે જ પ્રમાણે સ્કાઉટિંગમાં બાળક પહેલો ૭ વરસની ઉંમરે કબ 'બટુક' બને, તે પછી ૧૨ વરસે 'બાલવીર' બને અને છેવટે તે અઢાર વરસની ઉમરે 'રોવર-યુવકવીર' બને. 'રાઉન્ડ ટેબલ' સંસ્થામાં જે વસ્તુ માત્ર વિધિવિધાન દ્વારા ભાવના રૂપે પોષાતી, તે વસ્તુઓ સ્કાઉટિંગની યોજનાબદ્ધ તાલીમ દ્વારા વ્યવહારુ રીતે વિચાર ઉપરાંત આચારમાં મુકાતી.

ડૉ. બેસન્ટને પોતાને સવારના ૪થી તે મોડી રાત સુધી સતત કામમાં રોકાયેલાં રહેવું પડે એટલાં બધાં કામોના ઢગ પડ્યા હોય છતાંયે સ્કાઉટના હરકોઈ નાના કે મોટા કાર્યમાં પોતાનો સહકાર આપતાં, મુકરર કરેલી છેલ્લી ઘડીએ પણ આવી જતાં—પછી ભલેને તે સ્કાઉટ પ્રતિજ્ઞાની દીક્ષાવિધિ હોય કે રેલી હોય કે કેંપ ફાયરનો હળવો વિનોદી પ્રસંગ હોય. પણ તે સર્વમાં તે પ્રવચન અને આશીર્વચન આપી જતાં. પ્રૌઢ હોવા છતાં, સામાન્ય પ્રણાલિની બહાર જઈને આ સદાનાં યુવાન

બેયા સ્કાઉટના હિન્દી ગણવેશના પ્રતિકરૂપ લીલો ફેંટો માથે બાંધતા, ઓનરરી ચીફ કમિશ્નર તરીકેનો ચંદ્રક તથા જાંબલી સ્કાર્ફ ગળે પહેરતા અને ચપળતા પૂર્વક સ્કાઉટની સલામ આપતાં. મુંબઈ ખાતેની ઓલ ઈન્ડિયા જામ્બુરી વખતે આ મહાન્ સન્નારીએ વખતોવખત હાજરી આપીને તથા સ્કાઉટવીરો તથા કાર્યકર્તાઓ સાથે હળીમળીને આ હિલચાલને ભારે ગૌરવ અને માન આપ્યાં હતાં. એ દૃશ્ય જ અનેકને પોતપોતાની સ્કાઉટ ફરજ બજાવવા તત્પર બનવામાં ભારે પ્રેરણા આપતું હતું. ૧૯૨૫ની જ્યુબીલી કન્વેન્શનના મહાન પ્રસંગે પણ અડયાર ખાતે પોતાને ભરચક વ્યવસાયો હોવા છતાં રાતે સ્કાઉટોના કૅંપ ફાયરમાં પોતે પોતાના સ્કાઉટ વેશમાં હાજરી આપવાનું ચૂકેલાં નહિં; ૧૯૨૯ની વર્લ્ડ જાંબૂરીમાં ગયેલા હિન્દી સ્કાઉટો જ્યારે એમને વંદન કરવા લંડનમાંના એમના મુકામે ગયેલા ત્યારે પણ પોતે ફેંટાવાળા પોતાના સ્કાઉટ પોશાકમાં બહાર આવીને સૌ સાથે હસ્તધૂનનની આપલે કરેલી એટલું જ નહિં પણ હિન્દની મહત્તા અને હિન્દની પુરાણી સ્કાઉટ ભાવના વિષે ઉદ્‌બોધન કરેલું અને હિન્દી સ્કાઉટિંગનો વિજય ઇચ્છેલો તેમજ 'જનગણમન'નું પોતાનું અપનાવેલું હિન્દી રાષ્ટ્રગીત સંઘમાં ગાવાનું સૂચન કરેલું, અને પોતે પણ આદર અને અદબપૂર્વક સાથમાં ગાયેલું.

'સ્કાઉટનું વચન વિશ્વાસપાત્ર છે' એ સૂત્ર આ 'સ્કાઉટ અમ્મા'એ પોતાના વર્તનથી જીવન-પર્યંત સિદ્ધ કરી બતાવ્યું છે. એઓ સામાને ખ્યાલ ન હોય એવો વિશ્વાસ તેના પર મૂકતાં અને તેની ક્ષતિઓને ખમી લઈને તેને વધુ ને વધુ વિશ્વાસપાત્ર કેમ બનવું એ પોતાના મૂક વર્તનમાત્રથી શીખવતાં. ઈરાદા વગરની ભૂલોને એ ભૂલ જ ન ગણતાં. એમની આ શ્રદ્ધા અને વિશ્વાસ રાખવાની જાહેર આદતનો ઘણાંએ તાત્કાલિક ગેરલાભ ઉઠાવ્યો હશે, પણ એમની ઉદારતા, ક્ષમાશીલતા તથા માનવહિમ્મતા ઉપરની અડગ શ્રદ્ધાને લઈને તે જ વ્યક્તિઓએ સચ્ચાઈ અને સરળતાનો રાહ કાયમને માટે પકડેલો એવું ઘણુંય બન્યું છે. કદાચ ઠપકો આપવો પડે તો તે સ્પષ્ટ અને સચોટ હોય, પણ તે સામાની માનહાનિરૂપે તો ન જ હોય—ઊલટું તેને તેની ઉચ્ચતાના સૂચકરૂપે હોય. બીજામાં અવિશ્વાસ કરવામાં એ તેનામાં રહેલી આત્મિક દિવ્યતામાં—પ્રભુત્વમાં અવિશ્વાસ કરવા જેવું ગણતાં, અને તેટલા માટે એવા અવિશ્વાસને બદલે બીજી મુસીબતો વેઠી લેવાનું પસંદ કરતાં.

સ્કાઉટિંગ પરત્વેની એમની ભાવના અને શ્રદ્ધા ખુદ બેડન પોવેલની ભાવનાથી પણ ચઢી જાય એવી હતી બેડન પોવેલને સ્કાઉટિંગની કિંમત બાળવીરમાં ઉમદા નાગરિકત્વ પેદા કરીને, દેશને અને સામ્રાજ્યને તે ઉપકારક થઈ પડે એટલી હશે, જ્યારે ડો. બેસન્ટ સ્કાઉટિંગ દ્વારા યુવકને આંતરરાષ્ટ્રીય બંધુતા અને સેવાનો એક વ્રતધારી માનવ બનાવવા ઉપરાંત જગતના સાંસ્કૃતિક અને આધ્યાત્મિક પ્રવાહો માટે અનુકૂળ વાતાવરણ અને ભૂમિકા રચનાર દેવદૂત તરીકે તૈયાર કરવાની દૃષ્ટિવાળાં હતાં. થીઓસોફીના સિદ્ધાંતોને બાળપ્રજા બાળપણથી પોતાના જીવનવ્યવહારમાં સ્વભાવરૂપે અમલમાં મૂકતી થાય એવી એમાં પૂરેપૂરી શક્યતા છે એની એમને ખાતરી હતી.

હિન્દી સ્કાઉટોને કૂચ દરમ્યાન પગ મેળવી ગાતાં ચાલવામાં મદદરૂપ થાય એવાં ભાવવાહી, જોસીલા સ્વરનાં અનેક અંગ્રેજી કૂચગીતો તૈયાર કર્યાં છે અને કરાવ્યાં છે. તેઓ જેમ અપૂર્વ અને અજોડ વક્તા અને લેખક હતાં, તેવાં જ તેઓ સુમધુરકંઠી ગાયક હતાં તેમજ કવિ પણ હતાં. પણ જગતની જરૂરિયાતોને હિસાબે એમણે પોતાની ગાયનવિદ્યાને અને કવિત્વને બહુ અવકાશ ન આપ્યો. કારણ એમનું દરેક કાર્ય નિજના આનંદ કે શોખને માટે હતું જ નહિં, પણ જગતને શેની જરૂર છે તે સમજી તે રીતે 'તૈયાર થઈ' મદદ કરવાના ઉદ્દેશથી જ પ્રેરાયેલું હતું.

આ તો માત્ર એમનાં અનેક ક્ષેત્રોમાંની અનેક પ્રવૃત્તિઓમાંથી માત્ર શિક્ષણક્ષેત્રની એક સ્કાઉટ પ્રવૃત્તિનો અમુક નાનકડો અંશ જ અવલોકવાનો અહિં આશય રાખ્યો છે. ૧લી ઑક્ટોબરનો દિવસ અડયાર ખાતે ખાસ કરીને બહુ જ મંગલમય અને આનંદોત્સાહથી ભરેલો બની જતો. પ્રભાતના પહોરમાં અડયારવાસીઓની એક હારની લાંબી લાંબી કતાર લાગી જતી. મોટે ભાગે દરેકના હાથમાં ફૂલ તો હોય જ. સઘળે ગંભીર, મૂક શાંતિ હોય. લોકોનો મંદ પગરવ જ માત્ર સંભળાય. અમ્મા રેશમી સાદાં વસ્ત્રોમાં અને રૂપેરી વાળથી ઋષિમુનિની ઝાંખી કરાવતાં સ્મિત વદને 'સ્થાપકોનાં બાવલાં'ની પીઠિકા ઉપર ઊભાં રહેલાં હોય. ત્યાંથી પસાર થતી દરેક વ્યક્તિ ભક્તિશ્રદ્ધાના ભારથી લદાયેલ અને નમી ગયેલ દશામાં તેમના ચરણને સ્પર્શવા જતી, ત્યાં તો અમ્માના કોમળ હાથ તેમને તેમ કરતાં રોકતા અને આશિષપૂર્વક, સંદેશપત્રિકાનું સુંદર પૅકેટ તેને આપતા, એટલે તે વ્યક્તિ જાણે પોતે જ કોઈ ફૂલરૂપ હળવી બનીને શાંતિ અને આનંદમાં તરબોળ થઈ ગઈ હોય એમ અનુભવતી. આ દૃશ્ય જોવાનું તથા અમારી નેશનલ યુનિવર્સિટીના આંગણે અમારી પર્ણકુટીના ફૂલમંડપમાં બિરાજેલાં એ માતાના ચરણ આગળ બેસીને 'જય બિસેન્ટ, જય બિસેન્ટ માત હમારી' દિલરૂબા સાથે ગાવાનું સદ્ભાગ્ય અમને મળ્યું હતું. ધન્ય એ દિવસો!

પરાધીન દેશમાં હરઘડી પલટાતી મનોદશાને લઈને વસ્તુઓનું સાચું મૂલ્યાંકન ન થાય એ બનવા જોગ છે. પણ હવેના સ્વાધીન ભારતવર્ષમાં ધીમે ધીમે લોકોના મનની સ્થિરતા જામતી જશે, ત્યારે સ્મૃતિપટ પર મૈયાનાં આદરેલાં કાર્યો તરી આવતાં તેની અદ્ભુત અસરો અને પરિણામો સમજવાની અને પિછાનવાની અને કદર કરવાની સુબુદ્ધિ જાગશે. પણ લોકોમાં તે જાગે કે ન જાગે તે તરફ હમેશ ઉદાસીન રહેતાં આવ્યાં હતાં. જેમના આદેશ અને પેગામનો અમલ કરવો એને જ જેણે જીવનકાર્ય ગણ્યું હતું, તેમની અમીદૃષ્ટિ અને સુઅભિપ્રાય મળે એમાં જ તેમણે જીવનસાફલ્ય માન્યું હતું. પછી આ મહામૈયાને લોકમત સાથે ઝાઝી નિસ્બત શી? પાયામાં દટાયેલા પથ્થરો હમેશ લોકદૃષ્ટિથી જેમ બહાર તેમ લોકસ્મરણમાંથી પણ બહાર રહેવા સર્જાયેલા છે. પણ એ પાયા પર જે ઇમારત ઊભી છે, તેના માલિકને-વિશ્વનાથને તથા પાયા રચનાર કારીગરને-વિશ્વકર્માને તેની પૂરી કદર છે એ ઓછું છે? સાચાં કર્મયોગિનીને એ જ પૂરતું છે!

ગુણવંતરાય ભટ્ટ



# સંસ્મરણો

મિસિસ એની બેસન્ટે હિંદુસ્તાનની ભૂમિ ઉપર સને ૧૮૯૩માં પગ મૂક્યો અને સને ૧૮૯૬ની સાલમાં હિંદની સંસ્કૃતિ જાળવવા અને તેની પૂર્વસ્થિતિ પ્રાપ્ત કરવા કાશીમાં 'સેન્ટ્રલ હિંદુ કૉલેજ' સ્થાપી—જેને પાછળથી હિંદના જ કાર્ય માટે મિસિસ બેસન્ટે 'બનારસ હિંદુ યુનિવર્સિટી'ની સ્થાપના માટે પંડિત માલવિયાજીને સોંપી દીધી તે ઉપકાર પ્રદર્શિત કરવા યુનિવર્સિટીએ શ્રી બેસન્ટને ડૉક્ટરની પદવી અર્પણ કરી

(૧) ડૉક્ટર બેસન્ટના વિષે ઘણું ઘણું લખાયું છે, પણ તેમના જીવનની કૂંચી અને ધ્યેય તેમના ગુરુદેવને સત્યનો સાક્ષાત્કાર કરવા પોતે સમર્પિત થયાં હતાં તે હતું તેમના લગ્નજીવનની ગંભીર મુશ્કેલીઓ વખતે ગુરુદેવે ધ્યાન ખેંચ્યું હતું. જ્યારે તે ઈશ્વરના અસ્તિત્વમાં પણ માનતાં નહોતાં, એથીસ્ટ હતાં, અને ગુરુદેવને જાણતાં પણ નહોતા, અને સત્યના સાક્ષાત્કાર માટે જ્યારે તેઓ અથાગ પરિશ્રમ કરતાં હતાં, ત્યારે તેમના ગુરુનો અવાજ સંભળાયો : 'સત્યના સાક્ષાત્કાર માટે જે કંઈ હોય તેનો ત્યાગ કરવા તેઓ તૈયાર છે?' તેણે જવાબ આપ્યો 'હા, ગુરુદેવ' અને તે પછી તેમના હાથમાં મેડમ બ્લેવટ્સ્કીનું મહાન્ પુસ્તક જે પ્રસિદ્ધ થવાનું હતું તેનું અવલોકન કરનાર કોઈ ન મળવાથી મિ. ડબલ્યુ. ટી. સ્ટેડ 'રીવ્યુ ઑફ રીવ્યુઝ'ના તંત્રીએ તે પુસ્તક તેમના તરફ મોકલાવ્યું અને તે વાંચતા વાંચતાં તેની અંદર રહેલ ગુપ્ત જ્ઞાનની તેને પ્રતીતિ થતાં તેણે મેડમ બ્લેવટસ્કીને શોધી કાઢ્યાં અને તેની શિષ્યા થયાં

(૨) ડૉ. બેસન્ટે આખા જીવનમાં કીર્તિ પૈસા, સુખ, દુઃખ કે આરામ કશાનો વિચાર કર્યા સિવાય એક જ લક્ષ રાખેલું તેમના ગુરુદેવ ગોરો રજપૂત શરીરમાં છે અને હિન્દ દેશ ભવિષ્યમાં જગતને ધર્મના રહસ્યનો સંદેશ આપનાર છે, એ દૃષ્ટિએ જ તેમણે હિન્દને સેવા સમર્પિત કરી હતી તેમનો અભ્યાસ ઘણો વિશાળ હતો અને એક ભાષણને માટે એક ગાડી ભરીને પુસ્તકો વાંચવાં જોઈએ એ એમનો ઉપદેશ હતો. જે જે મર્મ તેમણે ઉપાડ્યું તેમાં તેઓ સર્વોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી શકતાં હતાં હિન્દના ધાર્મિક ક્ષેત્રમાં તેઓનું "ભગવદ્‌ગીતાના અભ્યાસ માટે સૂચના' એ પુસ્તક તમામ ગીતાના અભ્યાસીઓને વાંચવા ને મનન કરવા જેવું છે હિન્દના રાજકીય ક્ષેત્રમાં તેમણે Wake up India નું પુસ્તક પ્રસિદ્ધ કરેલું—જે તમામ હિન્દીઓએ અભ્યાસ કરવા જેવું છે તેમણે ઉપાડેલી "હોમરૂલ લીગ"ની ચળવળે દેશના રાજકીય ક્ષેત્રમાં એટલી જાગૃતિ આણી કે ઈંડિયન નેશનલ કોંગ્રેસનાં તેઓ ૧૯૧૭માં પ્રમુખ થયાં રાજકીય વિષયનો તેમનો અભ્યાસ હિન્દના કોઈ પણ દેશનેતા કરતાં ઘણો ઊંડો હતો ૧૮૭૫માં તેમણે હિન્દ, ઈંગ્લાંડ ને અફઘાનિસ્તાન ઉપર મનનીય પુસ્તક લખ્યું છે ને તેમાં અફઘાનિસ્તાનમાં ઈંગ્લાંડે કેવું ક્રૂર વર્તન ચલાવેલું તેનો ચિતાર આપ્યો છે તે વખતે તેમણે હિન્દ દેશ જોયો પણ નહોતો સેન્ટ્રલ યુરોપ એ જ્વાળામુખી છે—તે ઉપર તેમણે બીજા યુદ્ધ પહેલાં ચેતવણી આપનાર પુસ્તકો લખ્યાં હતાં તેમણે માનસશાસ્ત્ર ઉપર અનેક પુસ્તકો લખ્યાં છે

(૩) તેમના અથાગ અભ્યાસના અને મનુષ્યસ્વભાવના અભ્યાસના પરિણામે જ હિંદે 'ડોમિનિઅન સ્ટેટસ' સામ્રાજ્યમાં રહી પ્રથમ પ્રાપ્ત કરવું જોઇએ, અને બ્રિટિશ સામ્રાજ્યમાંથી જ્યારે છૂટા થવું હોય ત્યારે થઈ શકાય તેવી યોજના હતી. અને પાર્લામેન્ટમાં "કોમનવેલ્થ ઓફ ઇંડિયા બિલ" તેમના પ્રયાસનું પરિણામ હતું, પણ એક વાચન પછી હિંદમાંથી વિરોધ આવવાથી તે પડતું મૂકયું હતું. હાલ બે ડોમિનિયન "હિંદુસ્તાન અને પાકિસ્તાન" થયાં છે. તે પરિણામ તે વખતે આવત નહીં. હિંદુ-મુસ્લિમ ભેદ તે વખતે આટલો તીવ્ર નહોતો. પાકિસ્તાનના નામનો પણ જન્મ થયો નહોતો. તેમણે એક ડોમિનિયન સ્ટેટસ ઇચ્છેલું હાલ બે થયાં છે. આપણે હજી પણ માનવા કારણ છે કે ભવિષ્યમાં બને ડોમિનિયન મળી એક ડોમિનિયન થશે.

(૪) ડો. બેસન્ટ 'ફ્રેંડેડ ફ્રેન્ચાઈઝ'માં માને છે. દરેક પુખ્ત ઉમરના માણસને મત આપવાની તે વિરુદ્ધ હતાં. She never believed in merely counting heads without examinning what is inside the head as is the principle of universal suffrage. અને આ ધોરણ ઉપર મતાધિકાર કોમનવેલ્થ ઓફ ઇંડિયા બિલમાં હતો. આ સિદ્ધાંત બહુ વિચારણા માગે છે અને જગતની એક મહાન્ વ્યક્તિએ હિંદ દેશની સંસ્કૃતિ, ભૂતકાળ અને સ્વભાવનો અભ્યાસ કરી આ મતાધિકારને હિંદ માટે યોગ્ય અને અનુકૂળ ગણ્યો હતો.

(૫) મેડમ બ્લેવટ્સ્કીએ દેહ છોડયો ત્યારે થીઓસોફિકલ સોસાયટીના ૧૧ દેશોમાં દેશની સોસાઇટી એવા વિભાગ હતા. ડો. બેસન્ટના પ્રયાસથી તે વધીને છત્રીસ થયા હતા. સને ૧૯૦૧ થી ૧૯૩૩ સુધી તેઓ સોસાયટીની આંતર-શાખાના મુખ્ય હતાં અને તેના સભ્યોએ જગતના મોટા મોટા તમામ દેશોમાં ભ્રાતૃભાવનો સંદેશ ફેલાવ્યો છે મેસોનિકમાં તેઓ ૧૯૦૨માં દાખલ થયાં હતાં અને પૂર્વાર્ધના તેઓ સર્વોત્તમ અધિકારી હતાં. બેડન પોવેલે હિંદમાં સ્કાઉટની સ્થાપના કરી તે પહેલાં, સ્કાઉટ ભ્રાતૃભાવની સંસ્થા હોવાથી ડો. બેસન્ટે મદ્રાસ ઇલાકામાં શરૂ કરી હતી અને તેમને ઓનરરી સ્કાઉટ કમિશ્નર ઓફ ઇંડિયાનું પદ અર્પણ કરવામાં આવેલ હતું. આ દરેક પ્રવૃત્તિમાં તેમણે ઊંચામાં ઊંચું અને અભ્યાસપૂર્ણ સાહિત્ય પ્રસિદ્ધ કરેલ છે.

(૬) દેશમાં જ્યારે અસહકારની ચળવળ શરૂ થઈ અને તોફાનો થયાં તે વખતે ડો. બેસન્ટે ખરાબ કાયદાનો ભંગ કરવો એને ટેકો આપેલો, પણ કાયદાનો કાયદો છે માટે ભંગ કરવો તેનો વિરોધ કરેલો અને Brick-bats should be met by bullets એમ જાહેર કરેલ, ત્યારે તેમના ઉપર અનેક પ્રહારો થયેલા. આજે આપણને તેમના કથનમાં કેટલું સત્ય હતું એ સમજાય છે...અને પ્રેમ એક છતાં નીતિભેદને લીધે તેમને કોંગ્રેસમાંથી નીકળી જવું પડયું હતું.

(૭) આપણી માન્યતામાં એક માન્યતા ગ્રહોની અસરની અને રાજકીય ક્ષેત્રમાં કેટલાક પ્રસંગોમાં ત્રીસ વર્ષના Cycle નક્કી થયેલ છે. ૧૯૧૭માં જે ચળવળ ડો. બેસન્ટે ડોમિનિયન સ્ટેટસની ઉપાડી તે જ ચળવળનું પરિણામ ૧૯૪૭માં આપણે જોઇએ છીએ. એટલે દેશનું ભાવિ મનુષ્યનાં ભાવિની પેઠે કેટલેક અંશે નિર્માણ થયેલ હોય છે. તેને ગતિ આપવી ને પરિણામ લાવવું તે મનુષ્યના હાથમાં છે. જો સમયનો લાભ ન લેવાય તો ફરી તેને માટે રાહ જોવી જ પડે છે. ચોમાસું ગયા પછીની ખેતી એ ખેતીની ગણતરીમાં નથી ગણાતી.

(૮) ડો. બેસન્ટ માનતાં હતાં, કે દેશોનું ભાવિ નક્કી થયેલ છે. તેમનું કાર્ય પણ નક્કી થયેલ છે. ઈશ્વરી યોજનામાં તે બધાનો સમાવેશ છે. તે યોજના મૂર્તિમંત કરવામાં મનુષ્ય સ્વતંત્ર છે. જો તે

યોજનામાં સહકાર આપે તો શાંતિમાં યોજના પરિપૂર્ણ થાય છે—જો મનુષ્ય યોજનાને સહકાર ન આપે, યોજના ન સમજે, મહાન્ અભ્યાસીઓના અભિપ્રાયો બાજુએ મૂકે તો ઘણાં દુઃખ અને કષ્ટ પછી યોજના ફળીભૂત થાય છે. પરિણામમાં ફેરફાર કરવાની સત્તા મનુષ્યમાં નથી. મનુષ્ય જલદી ગતિ આપી શકે અગર પરિણામમાં વિલંબ નાખી શકે. તેથી વિશેષ કાંઈ કરી શકે તેમ નથી.

(૯) ડૉ. બેસન્ટનું જીવન તદ્દન સાદું હતું. તેઓ શાકાહારી હતાં તેમને પ્રમુખ તરીકે ઘણો મોટો પગાર મળી શકતો હતો. અને તેમના શિષ્યોએ તેમને હજારોની રકમો ચરણે ધરી હતી ઇંગ્લેંડમાંના તેમના એકેક ભાષણની આવક ૧૦ થી ૧૫ હજારની થતી હતી અને તેમના પુસ્તકોમાંથી હજારોની આવક હતી. છતાં અનેક સંસ્થાઓને અને વિદ્યાર્થીઓને મદદ કરવા તેમના અંગત ઉપયોગ માટે ભેટ આપેલી ચીજો અને કીમતી સાડીઓ પણ અન્યને સહાય કરવા ખાનગી રીતે વેચી નાખતાં અને કેટલેક પ્રસંગે તો તેઓ સાંધેલાં કપડાં પણ પહેરતાં હતાં તેમના સંપર્કમાં આવનારને તે હમેશાં માતારૂપ જ લાગતાં હતાં. અડયારના ટ્રેઝરરે એક વખત રકમો ઉચાપત કરી હતી અને અડયાર પેઢીને દેવાળું કાઢવા પ્રસંગ આવેલો, તે વખતે તમામ રકમ તેમણે પોતાના પદરમાંથી ભરી દીધી હતી. જેટલી ઉદારતાથી લોકો તેમને હજારોની રકમ ભેટ આપતાં તેથી અધિક ઉદારતાથી તે તમામ રકમ જનસમૂહના કલ્યાણ માટે ખર્ચી નાંખતાં.

(૧૦) તેઓ મહાન્ યોગિની હતાં. યોગના અભ્યાસની શરૂઆતમાં વિલાયત જતાં સ્ટીમર ઉપર પોતાના વાસણો પોતે માંજતાં હતાં. આ એક યુરોપીઅન બાઈને માટે પરીક્ષા હતી. તેમની અનેક શક્તિઓ હતી. તેમણે અને તેમના સહાયકાર્યકર્તા સી. ડબલ્યુ. લીડબીટરે યોગની શક્તિને લીધે Occult Chemistry× એ નામનું પુસ્તક ૧૯મી સદીમાં પ્રસિદ્ધ કરેલ હતું. તેમાં વિજ્ઞાની તરીકે તેમણે જે શોધો કરેલી તે શોધો ખરી હતી એમ હવેના વિજ્ઞાનીઓને કબૂલ કરવું પડ્યું છે. હિંદ દેશમાં પહેલાં પાશ્ચિમાત્ય પદ્ધતિનું હાલ વિજ્ઞાન છે તે નહોતું, સાધનો નહોતાં. તે છતાં હિંદની શોધો અનેક ક્ષેત્રોમાં ઘણી હતી. તે શક્ય હતું એની આ Occult Chemistry ઉપરથી આપણને પ્રતીતિ થાય છે

આવાં વિભૂતિ–આત્માનું સ્મરણ એ ખરેખર આપણું કર્તવ્ય થઈ પડે છે.

શ્રી છોટાભાઈ જ. સુતરિયા

× યોગવિદ્યા દ્વારા રસાયણનુ સંશોધન.

# ડૉ. બેસન્ટ અને કૃષ્ણજી

' જગતમાં જગદ્‌ગુરુ પ્રકટ થશે ' એવું સૂચન ઈ. સ ૧૯૦૭ની વૈશાખી પૂર્ણિમા વખતે, ડૉ. બેસન્ટ, બિશપ લેડબીટર અને શ્રી જિનરાજદાસને થયેલું. ૧૯૦૮ના ડીસેમ્બરની તા ૩૧મીએ અદ્યાર કન્વેન્શનની છેલ્લી સાંજે, "Opening of a New Cycle" "નવા યુગની ઉષા"-ના પર ડૉ બેસન્ટે ભાષણ આપેલું. ૧૯૦૯માં લંડનમા " The Changing World " ઉપર તેમણે નવેક વ્યાખ્યાન રાખેલા. એ જ અરસામાં મદ્રાસ સરકારના પેન્શનર શ્રી નારણૈયા પોતાના ચાર પુત્રોને લઈ અડયાર આવેલા, અને વસન્ત પ્રેસ પાસે મકાન ભાડે લઈ ત્યાં રહેતા. શ્રી.નારણૈયાના બીજા પુત્ર શ્રી.કૃષ્ણમૂર્તિ બિશપ લેડબીટરની નજરે પડ્યા અને તેમને તે અસામાન્ય કુમાર જણાયા શ્રી.નારણૈયાની સંમતિ લઈ શ્રી.કૃષ્ણમૂર્તિ અને તેમનાથી નાના ભાઈ શ્રી.નિત્યાનંદને અભ્યાસ કરાવવાની વ્યવસ્થા કરી. શ્રી.કૃષ્ણમૂર્તિના ગત જન્મો જોવાનું શરૂ કર્યું અને એ હકીકત ડૉ. બેસન્ટને ઈંગ્લેંડ લખી જણાવી. ડૉ. બેસન્ટ હિંદ આવતા તેમને સૂચન થયું કે જો શ્રી કૃષ્ણમૂર્તિ ઉમર લાયક થતાં યોગ્ય તૈયારી કરશે તો જગદ્‌ગુરુ તેમનો ઉપયોગ કરશે.

પછી કૃષ્ણમૂર્તિ જેમને આપણે હવે પછી આ લેખમાં શ્રીકૃષ્ણજી કહેશુ તેમને તેમના ગુરુદેવ મહાત્મા કે. એચ. પહેલી દીક્ષા માટે તૈયારી કરાવવા માંડી. ૧૯૧૦ના જાન્યુઆરીની તા. ૧૧મીએ શ્રી.કૃષ્ણજીને પહેલી દીક્ષા આપવામાં આવી અને ડૉ બેસન્ટ તેમના રક્ષક અને બીશપ લેડબીટરને તેમના શિક્ષકનું કામ સોંપવામાં આવ્યું. આ દીક્ષાની પ્રસાદી તરીકે At The Feet Of The Masterની બહુ ઉપયોગી પુસ્તિકા જગતને મળી. ૧૯૧૧માં 'ઑર્ડર ઑફ ધી સ્ટાર ઈન ધી ઈસ્ટ" નામની સંસ્થા સ્થાપી શ્રી.કૃષ્ણજીને તેના પ્રમુખ બનાવવામા આવ્યા ૧૯૧૨મા The Herald Of The Star નામનું ત્રિમાસિક કૃષ્ણજીના તંત્રીપદે કાઢવામાં આવ્યુ. બીજા વર્ષથી તેને માસિક બનાવવામા આવ્યુ. ૧૯૧૨મા શ્રી કૃષ્ણજી તથા શ્રી નિત્યાનંદને તેમની કેળવણી માટે ઈંગ્લંડ મોકલવામાં આવ્યા. ઈંગ્લંડ જતાં પહેલાં તેમને ઈટલીના ટાપુ સીસીલીમા થોડો સમય રાખવામા આવ્યા તે વખતે ડૉ બેસન્ટ, બિશપ લેડબીટર, શ્રી.કૃષ્ણજી, શ્રી.જિનરાજદાસ, ડૉ. આરડેલ તેમની સાથે હતાં. ત્યાં કૃષ્ણજીને બીજી દીક્ષા આપવામા આવતી. હિંદના એક વખતના વાયસરોય લોર્ડ વિલિંગ્ડનના સાળી, કાઉન્ટેસ ડી. લા. વોરને ત્યાં લંડનમા બંને ભાઈઓને રાખીને કાઉન્ટેસ ડી. લા. વોરના પુત્રની સાથે તેમની કેળવણી શરૂ કરાવી. ડૉ. બેસન્ટ હિંદ આવ્યા ત્યા શ્રી નારણૈયાએ પોતાના બને પુત્રોને પાછા મેળવવા ડૉ બેસન્ટ સામે દાવો કર્યો. એ દાવો ડૉ. બેસન્ટ પોતે લડ્યાં. મદ્રાસ હાઈકોર્ટમાં તથા હાઈકોર્ટ અપીલમાં એ દાવો ડૉ. બેસન્ટ હાર્યાં, પણ લંડનની પ્રિવિ કાઉન્સિલમાં અપીલ કરતાં જે મુદ્દા તેમણે મદ્રાસ હાઈકોર્ટ સમક્ષ રજૂ કર્યા હતા તે મુદ્દા પર દાવો જીત્યાં અને તેમના સઘળા ખર્ચની ડીક્રી શ્રી નારણૈયા પર થઈ, પણ 'શ્રીકૃષ્ણજીના પિતા પર હું ડીક્રી નહિં બજાવું' એમ કહી ડૉ. બેસન્ટે તે ડીક્રીનો અમલ કરાવ્યો નહિં.

૧૯૧૨થી ૧૯૨૧ સુધી શ્રી.કૃષ્ણજી તથા શ્રી.નિત્યાનંદને ઈંગ્લેંડમાં રાખવામાં આવ્યા. ૧૯૨૧ની આખરે બંને ભાઇઓ હિંદ આવ્યા અને તે વર્ષના બનારસ કન્વેન્શનમાં શ્રી. કૃષ્ણજીનું પહેલું જાહેર વ્યાખ્યાન ડૉ બેસન્ટે ગોઠવેલું. શ્રી. કૃષ્ણજીની ઈચ્છાથી ૧૯૨૨માં તેમને ઓસ્ટ્રેલિયા મોકલવામાં આવેલા તથા પાછળથી ડૉ. બેસન્ટ પોતે પણ ત્યાં ગયેલાં અને સીડનીમાં એક ઉપયોગી નાનું સંમેલન ગોઠવેલું.

શ્રી. નિત્યાનંદને ક્ષયરોગનો ઉપદ્રવ લાગુ થતાં, ડૉ બેસન્ટે બંને ભાઈઓને કેલિફોર્નીઆમાં ઓજાઈવેલીમાં રાખ્યા. ત્યાં કૃષ્ણજીને ત્રીજી દીક્ષા મળી, અને પછી તેમના શરીરને તૈયાર કરવા માટે આધ્યાત્મિક પ્રયોગો શરૂ થયા. યુરોપમાં હૉલેંડમાં એક ધનાઢ્ય ગૃહસ્થે ઓમેનમાં એક મોટો મહેલ 'એરેડકેસલ' તથા તેની આસપાસની વિશાળ જમીન 'ઑર્ડર ઑફ ધી સ્ટાર' ને અર્પણ કરી અને ત્યાં દર વર્ષે ઉષ્ણ ઋતુમાં 'સ્ટાર કૅંપ' રાખવાનું શરૂ થયું. ત્યારબાદ શ્રી. નિત્યાનંદે પોતાનું સ્થૂલ શરીર છોડ્યું. ૧૯૨૫માં એ સ્ટાર કૅંપ દરમિયાન કૃષ્ણજીને ચોથી દીક્ષા મળી.

૧૯૨૫માં થીઓસોફિકલ સોસાયટીના ગોલ્ડન જ્યુબીલી કન્વેન્શનમાં તા. ૨૮મી ડીસેમ્બરે, મોટા વટવૃક્ષ નીચેની જાહેર સભામાં જગદ્‌ગુરુએ શ્રી કૃષ્ણજીના શરીરનો ઉપયોગ થોડીક વાર કર્યો. સભાનું વાતાવરણ બદલાઈ ગયું. જે કૃષ્ણજીને થોડાં વર્ષો પહેલાં મહાપુરુષના આગમનની તૈયારીની વાત ગમતી ન હતી તેમજ પોતાના દ્વારા તે કાર્ય થશે એમ જે માનવા બહુ તૈયાર ન હતા, તે કૃષ્ણજીને જગતમાં એકલા ઊભા રહેવાની શક્તિનું ભાન થયું. અને ડૉ. બેસન્ટ તથા બિશપ લેડબીટર તેમના રક્ષક અને શિક્ષકના કામથી મુક્ત થયાં.

૧૯૨૬ના વર્ષમાં ડૉ. બેસન્ટ તેમની સાથે અમેરિકામાં રહ્યાં. ૧૯૨૬ના ડીસેમ્બરની તા. ૨૮ મીની તારકસભામાં તથા ૧૯૨૭ના જાન્યુઆરીની તા. ૧૧મીની તારકસભામાં ભગવાન્ જગદ્‌ગુરુએ કૃષ્ણજીના ભાનને પોતાના ભાન સાથે વધારે વખત રાખ્યું અને ડૉ. બેસન્ટે જાહેર કર્યું કે 'The World Teacher is here' 'જગદ્‌ગુરુ જગતમાં છે.'

૧૯૨૭ના ઓમેન કૅમ્પમાં તૈયારીનું કામ પૂર્ણ થયું અને શ્રી કૃષ્ણજીએ પોતે જ ડૉ. બેસન્ટને સાથે રાખીને તારક સંઘના નિયમોમાં મહત્ત્વનો ફેરફાર કર્યો.

૧૯૨૮માં હિંદમાં બનારસમાં સ્ટારકૅમ્પ ભરવાનું શરૂ કર્યું. તે વર્ષના ડિસેમ્બરની આખરમાં ડૉ. બેસન્ટ સર્વપક્ષ રાજકીયપરિષદ્‌માં કલકત્તામાં રોકાયાં હતાં એટલે બનારસ કન્વેન્શનની નેતાગીરી શ્રી. કૃષ્ણજીના હાથમાં મૂકી અને કન્વેન્શન દરમિયાન ક્રિયાકાંડ બંધ રાખવા ફરમાવ્યું. ૧૯૨૯ની શરૂઆતમાં બીજો સ્ટારકૅમ્પ અડ્યાર પાસે ગીંડી હાઈસ્કૂલમાં થયો. ત્યારબાદ ઓમેન સ્ટારકૅમ્પમાં તારકસંઘની સંસ્થાને બંધ કરવામાં આવી. સંસ્થા બંધ કર્યા પછી પણ સ્ટારકૅમ્પ ભરવાનું તો ચાલુ રાખવામાં આવ્યું. ૧૯૩૦માં, ૧૯૩૨માં પણ આવા કૅમ્પ અડ્યારમાં ભરાયા ડૉ. બેસન્ટના પરલોકવાસ પછી આવો કૅમ્પ અડ્યારમાં ભરાયો નથી અને શ્રી. કૃષ્ણજી અડ્યાર હેડક્વાર્ટર્સમાં રહ્યા પણ નથી.

ઈ. સ. ૧૯૨૮માં, પોતાના 'પ્રેસિડેન્શ્યલ એડ્રેસ'માં ડૉ. બેસન્ટે કહ્યું હતું કે:—"એમના શબ્દો અગ્નિની માફક બાળતા અને હથોડાની માફક ખડકના ચૂરેચૂરા કરતા નથી શું?" આ શબ્દો આપણા પ્રિય કૃષ્ણજીને માટે લખવા જેવા છે. તેઓ જ્યારે પ્રવચન કરતા હોય છે ત્યારે મને વારંવાર આ જ વિચાર આવે છે. કૃષ્ણજીના શબ્દો અગ્નિની માફક બાળે છે ને ઘણી વાર બહુ દુઃખ થાય તેમ બાળે છે પણ અગ્નિની માફક તે પાવન પણ કરે છે, કચરો, અશુદ્ધિ બાળી નાંખે છે, પણ ચોકખા

સોનાને નુકસાન કરતા નથી. જેઓ ડાહ્યા હોય છે તેઓ તેમના શબ્દાગ્નિના ડામને વધાવી લે છે પણ જેઓ ડાહ્યા નથી તેઓ તેથી ગુસ્સે થાય છે. જેઓ દાઝ્યા હોય તેઓને હું ધીમેથી કાનમાં કહું : 'ડાહ્યા થજો !'

૧૯૨૭માં હોલેન્ડના હુયઝન કેંદ્રમાં લિબરલ કૅથોલિક ચર્ચના પાદરીઓની પરિષદમાં 'જગદ્‌ગુરુના આગમન' પર વ્યાખ્યાન આપતાં ડૉ. બેસન્ટે કહ્યું હતું કે :–"જગદ્‌ગુરુનું જે આત્મભાન તેમના શરીરમાં કાર્ય કરી રહેલ છે તે સઘળું ભાન શ્રી કૃષ્ણજી દ્વારા પ્રકટ થાય છે, કે થઈ શકે છે એમ હું કહેતી નથી, પણ તે ભાનનો અમુક ભાગ શ્રી કૃષ્ણજી દ્વારા તેમના શરીરનાં બંધનોના પ્રમાણમાં અને એ શરીરના સંસ્કારની રીતે પ્રગટ થાય છે. શ્રી. કૃષ્ણજીનું ભાન ભગવાન્ જગદ્‌ગુરુના જીવનમાં સમાઈ ગયું છે.

'હું જગદ્‌ગુરુમાં માનું છું, હું તેમને ઉચ્ચ ભૂમિકા પર જાણું છું અને મારી ખાતરી છે કે તેમણે પોતાના આત્મભાનનો અમુક અંશ શ્રી. કૃષ્ણજીમાં મૂકેલો છે, માટે હું શ્રી. કૃષ્ણજીના કથનો સ્વીકારું છું અને જો તે મને વિચિત્ર લાગે છે તો હું તેનો અભ્યાસ કરું છું પણ તેને હું નકારતી નથી.'

સાત આઠ વર્ષે શ્રી.કૃષ્ણજી આ માસમાં હિંદમાં આવ્યા છે. કરાંચી ઊતરી, મુંબઈમાં ત્રણેક દિવસ રહી મદ્રાસ સીધાવ્યા છે ત્યાં અઠવાડિયું રહી પોતાનો હિંદમાંનો કાર્યક્રમ નક્કી કરવાના છે. તેઓ આઠેક માસ હિંદમાં રોકાવાના છે. કદાચ મુંબઈમાં એક માસ ગાળશે. મુંબઈમાં તેઓ શેઠ રતનસી ધરમસી મોરારજીને ત્યાં ઊતર્યા હતા અને મને તેમના દર્શનનો લાભ મુંબઈના અન્ય ભાઈઓ બહેનોની સાથે મળેલો હતો. 'તમે શું કરો છો ?' એ પ્રશ્ન તેઓ સૌને પૂછે છે અને લોકો માનવતાથી દૂર જઈ રહ્યા છે એ જોઈ તેમને બહુ લાગી આવતું હોય એમ જણાય છે. તેમને સાંભળતી વખતે ડૉ. બેસન્ટે જે શબ્દો તેમને માટે કહ્યા તે યાદ રાખવાની જરૂર છે.

૨

(ઈ સ. ૧૯૨૯માં થીઓસોફિકલ સોસાયટીની વિશ્વપરિષદ યુ. એસ. અમેરિકાના શીકાગો શહેરમાં મળી હતી તે પરિષદમાં કૃષ્ણજી સંબંધે અનેક પ્રશ્નો ડૉ. બેસન્ટને પુછાયા હતા અને તેના તેમણે જવાબ આપ્યા હતા આ જવાબો અત્યારે પણ વિચારવા જેવા છે. એટલે એ પ્રશ્નો તથા તેના ઉત્તરનો ટૂંક સાર અહિં આપવામાં આવ્યો છે. સંપૂર્ણ વિગત માટે જુઓ થીઑસોફિસ્ટનો ઈ સ. ૧૯૩૦નો જાન્યુઆરીનો અંક, પાનું ૪૪૧.—હ. કા. મે.)

પ્ર—નવી ઉપપ્રજા માટે ક્રાઈસ્ટનું જગદ્‌ગુરુનું શિક્ષણ શું છે તે જો કૃષ્ણજી જાણે છે, તો લિબરલ કૅથોલિક ચર્ચ માટે જગદ્‌ગુરુની જે ઇચ્છા તમે જાહેર કરી હતી તે ઇચ્છા, કૃષ્ણજી કેમ જાણતા નથી ?

ઉ.—નવી ઉપપ્રજા માટે ક્રાઈસ્ટનું–જગદ્‌ગુરુનું–શિક્ષણ શું છે તે કૃષ્ણજી તેમના સ્થૂલ મગજથી જાણે છે કે નથી જાણતા તે હું કહી શકતી નથી. હું જાણું છું ત્યાંસુધી, નવી પ્રજા માટે પોતાનું શિક્ષણ શું છે તે જગદ્‌ગુરુએ હજી સુધી કોઈને કહેલું નથી. એટલે જો કૃષ્ણજી તે જાણતા હોય તો પણ, કૃષ્ણજીના સામાન્ય શિક્ષણ કરતાં તે ક્યાં જુદું પડે છે તે સમજી શકાય તેમ નથી.

લિબરલ કૅથોલિક ચર્ચ પણ અન્ય ધાર્મિક સંસ્થાઓ જેવી એક સંસ્થા છે અને ક્રાઈસ્ટ–જગદ્‌ગુરુ–બીજી ધાર્મિક સંસ્થાઓને પ્રેરણા આપે છે તેમ આ સંસ્થાને પણ આપે છે. આથી વિશેષ મેં લિબરલ કૅથોલિક ચર્ચ માટે કહેલું નથી, તેથી આથી વિશેષ તે સંસ્થા માટે જગદ્‌ગુરુની કશી ઇચ્છા હોય એમ હું જાણતી નથી. "અનંતકાળ સુધીનું નર્ક" અને "ઈશ્વરી ગુસ્સો"ની સામાન્ય ખ્રિસ્તી

માન્યતામાં લિબરલ કેથોલિક ચર્ચ માનતું નથી, એ તેની આવકારદાયક વિશિષ્ટતા છે. ક્રાઈસ્ટને નામે કેટલીક વાતો ખ્રિસ્તી ધર્મમાં વહેતી મુકાયેલી છે તે કૃષ્ણજી સ્વીકારે નહિ એ સ્વાભાવિક છે.

પ્ર.—કૃષ્ણજીએ કહ્યું છે કે સંસ્થાઓ અને માન્યતાઓ પ્રગતિ માટે જરૂરની નથી પણ વિઘ્નરૂપ છે. તેથી થીઓસોફિકલ સોસાયટી, ફ્રી-મેસની અને લિબરલ કેથોલિક ચર્ચમાંથી ઘણા લોકો નીકળી જાય છે. તમે માનો છો કે લોકો આ સંસ્થાઓમાં રહી શકે અને કૃષ્ણજીના શિક્ષણ પ્રમાણે વર્તી શકે?

ઉ.—આ પ્રશ્નમાં 'પ્રગતિ' શબ્દ એકલો વાપર્યો છે જ્યારે કૃષ્ણજી 'આધ્યાત્મિક પ્રગતિ' એમ બે શબ્દો વાપરે છે. આધ્યાત્મિક પ્રગતિ માટે કોઈ સંસ્થા કે કોઈ માન્યતા જરૂરની નથી એ સાચી વાત છે. કોઈ સંસ્થા મદદરૂપ હોય; કોઈ વિઘ્નરૂપ પણ હોય. પણ કોઈ સંસ્થા કે કોઈ માન્યતા આધ્યાત્મિક પ્રગતિ માટે ખરેખર ખાસ જરૂરની નથી. પહેલી દિક્ષાએ પહોંચતાં, ક્રિયાકાંડના બંધનનો ત્યાગ કરવો પડે છે.

પ્ર.—એક વખત કૃષ્ણજીએ કહ્યું હતું કે ધર્મો અને સંસ્થાઓ મનુષ્યને કેફની માફક બેભાન બનાવે છે અને વિઘ્નરૂપ નીવડે છે. શું અત્યારના આપણા ધર્મો અને માન્યતાઓ વિઘ્નરૂપ છે? તેઓ કહે છે કે દરેક અનુભવ કીમતી છે માટે લોકોએ અનુભવ મેળવવો જોઈએ. તો પછી પ્રાચીન દિવ્ય જ્ઞાનનો, ધર્મોનો અને મેસનીના અભ્યાસનો આપણો અનુભવ કીમતી કેમ નહિ?

ઉ.—સઘળો અભ્યાસ નકામો છે એમ કૃષ્ણજી કહેતા નથી. 'તમને ઉપયોગી લાગે તે અભ્યાસ કરો' એમ તેઓ કહે છે. તેઓ કોઈને કશી આજ્ઞા કરતા નથી. 'તમે મને છેવટના પ્રમાણ તરીકે ન સ્વીકારતા; તમે જાતે વિચારતાં અને જાતે નિર્ણય કરતાં શીખો,' એમ તેઓ વારંવાર કહે છે. આ તેમના સંબોધનનો બહુ મહત્વનો ભાગ છે.

જે માન્યતાઓ નિર્જીવ બની ગઈ છે અને જે પ્રમાણે તમે વર્તતા પણ નથી તેમાંથી તમને મુક્ત કરવા અને તમે કઈ અને કેવી માન્યતા ધરાવો છો તેનો બારીકાઈથી અભ્યાસ કરવા તમને તેઓ પ્રેરી રહ્યા છે. તેઓ જીવંત માન્યતાને તોડતા નથી, તોડી શકતા નથી, પણ જે માન્યતાઓ નામની જ રહેલી છે, જે નિર્જીવ બની ગઈ છે તે તોડે છે, તેના ફુરચા ઉડાવે છે. આ તેમનું અત્યારનું કાર્ય છે. પૃથ્વીની મહાનમાં મહાન વિભૂતિ પાસેથી, મેં એક વખત સાંભળ્યું છે કે 'નિર્જીવ બનેલાં નામરૂપોનો નાશ કરવો એ કૃષ્ણજીનું અત્યારનું કાર્ય છે.' જે ક્રિયાઓ અને માન્યતાઓ સમજ્યા વિના સ્વીકારવામાં આવી છે તેનો તેઓ બહુ સરસ રીતે નાશ કરે છે; તેઓ જે કંઈ કહે છે તે પર વિચાર કરવા, તે પર વિવેકબુદ્ધિનો પ્રકાશ પાડવા, તેને બરાબર સમજવા અને પોતાની અક્કલનો બરાબર ઉપયોગ કરવા સૌને ભલામણ કરે છે. તેમનું કથન સ્વીકારી લેવા કહેતા નથી, એટલે એમનું શિક્ષણ એક સંપ્રદાય બની જાય તેવું નથી.

દરેક અનુભવ કીમતી છે એમ કહેતાં મેં તેમને સાંભળ્યા નથી. પણ તેમ કહ્યું હોય તો તે ખોટું નથી. મનુષ્ય અનુભવ લેતાં લેતાં જ આગળ વધે છે.

પ્ર.—થીઓસોફી, થીઓસોફિકલ સોસાયટી અને કૃષ્ણજીના શિક્ષણના મુદ્દાઓ વચ્ચે સુમેળ કેમ સાધવો અને ખાસ કરીને સંસ્થાઓ, ગુરુઓ, દીક્ષિતો સંબંધમાં શું સમજવું તે કૃપા કરીને જણાવશો?

ઉ.—હું ખાસ કરીને સંસ્થાઓ સંબંધે તમને કહીશ. આધ્યાત્મિક વિકાસ માટે સંસ્થાઓ નકામી છે એમ તેમણે કહેલું છે અને તે કથન ખરેખર સાચું છે. 'પ્રભુનું સામ્રાજ્ય' જે આધ્યાત્મિકતાનો પર્યાય શબ્દ છે અને તે સૌ કોઈના હૃદયમાં છે. સઘળા મહાપુરુષો, ઋષિમુનિઓ, પરમ ગુરુઓએ પણ

આમ કહેલું છે, તો પછી જ્યારે કૃષ્ણજી તેનું પુનરુચ્ચારણ કરે છે ત્યારે તેની સામે બખડાટ કરવાની શી જરૂર છે? સંસ્થાઓને આધ્યાત્મિકતા સાથે કશો સંબંધ નથી. સંસ્થાઓ જ્ઞાનના પ્રચાર માટે બહુ સારી છે. અને આધ્યાત્મિકતા જે પરા વિદ્યા છે તે તો હૃદયસ્થ ઈશ્વરના પ્રકાશથી પ્રકાશી નીકળે છે ઘણાં લોકોની હસ્તાક્ષરમાલિકાઓમાં મેં લખ્યું છે કે "તમારા ઊંડા અન્તરમાં વસેલા પ્રભુને શોધો. જ્યારે તમે તેને તમારી અંદર જોશો ત્યારે તમે તેને સર્વત્ર નિહાળી શકશો"

પ્ર —જો જગદ્દગુરુની પરંપરા હોય તો જે જગદ્દગુરુ હાલમાં જગતમાં લોકોને સંબોધી રહ્યા છે તે ધાર્મિક વિચારને મજબૂત બનાવવાને બદલે તેનો ઘાત કરી રહ્યા છે એ વસ્તુ સાચી નથી શું?

ઉ.—જગદ્દગુરુની પરંપરા છે એ વાત સાચી છે. દરેક નવી ઉપપ્રજા સાથે જગદ્દગુરુ આવે છે અને તે પ્રજા જેમ જેમ વિકસતી જાય તેમ તેમ તેમનો સંબોધ સમજતી જાય એવું શિક્ષણ તેઓ આપી જાય છે. છઠ્ઠી ઉપપ્રજામાં બુદ્ધિતત્ત્વ અમુક અંશે ખીલશે. બુદ્ધિ એટલે પ્રથમ દર્શને સત્ય સમજી લેવાની શક્તિ. અત્યારે જગદ્દગુરુ છઠ્ઠી ઉપપ્રજા માટે પધાર્યાં છે અને આપણામાંના ઘણા લોકો કૃષ્ણજીને જગદ્દગુરુના પ્રતિનિધિ કે અવતાર સમજે છે.

કૃષ્ણજી ધાર્મિક વિચારને મજબૂતી આપતા નથી પણ તેનો ઘાત કરે છે એમ કહેવું એ સત્ય નથી. કૃષ્ણજી નિઃસત્ત્વ બનેલી માન્યતાઓ અને ક્રિયાઓનો ઘાત કરે છે કે જેથી જે નવજીવન તેમના દ્વારા જગતમાં વહી રહ્યું છે તે માટે નવી પ્રણાલિકાઓ તૈયાર થાય. જીસસ ક્રાઈસ્ટે કહ્યું હતું કે 'જો તમે નવો દારૂ જૂની બાટલીમાં રેડશો તો બાટલી ફૂટી જશે અને દારૂ ઢોળાઈ જશે.' આ જ વસ્તુને કૃષ્ણજી બીજા શબ્દોમાં મૂકી રહ્યા છે. જો તમે કૃષ્ણજીને સમજવા પ્રયત્ન કરશો તો જણાશે કે તેઓ બહુ અસરકારક રીતે ધાર્મિક વિચારને મજબૂત કરી રહ્યા છે.

ભવિષ્યના ધાર્મિક વિચારમાં તેમણે એક મહત્ત્વનો ઉમેરો કર્યો છે. તે એ કે ધર્મ એ સુખનો અને આનંદનો વિષય છે; બહારનાં સૂત્રો, મુદ્રાઓ અને ક્રિયાઓનો વિષય નથી. તેઓ અમુક પ્રકારનો જીવનપ્રવાહ વહેવરાવી રહ્યા છે, અને તેઓ જાણે છે કે એ પ્રવાહ આપોઆપ નવી પ્રણાલિકાઓ ઉત્પન્ન કરશે. તેઓ પોતાના અભ્યાસીઓને કહે છે કે 'હું નવો ધર્મ સ્થાપીશ નહિ, પણ તમે તે સ્થાપો.' જગદ્દગુરુ પોતે નવો ધર્મ સ્થાપતા નથી, પણ તેમના ગયા પછી તેમના શિષ્યો, અનુયાયીઓ નવો ધર્મ પોતાની સમજ પ્રમાણે સ્થાપે છે અને નવી પ્રણાલિકાઓ બાંધે છે.

કૃષ્ણજી જે કંઈ કરી રહ્યા છે તે સઘળું તમે સમજી શકો તો પછી ભવિષ્યની પ્રજાને તેમાંથી નવું શોધવાનું અને નવુ સમજવાનું શું રહે? જીસસ ક્રાઈસ્ટને થઈ ગયે બે હજાર વર્ષો વીતી ગયાં છે છતાં ખ્રિસ્તીઓ હજી તેમનાં સંબોધનો પ્રમાણે વર્તી શકતા નથી. આ જ સ્થિતિ જગતમાં અગાઉ થઈ ગયેલા મહાપુરુષોના સંદેશની છે. મનુષ્ય પોતાના વિકાસના પ્રમાણમાં જ જગદ્દગુરુના સંદેશાનો અમુક ભાગ ઝીલી શકે છે અને બાકીનો ભાગ ભવિષ્યમાં તેના પોતાના વિકાસની સાથે સમજતો જાય છે.

પ્ર.—થીઓસોફિકલ સોસાયટીના પ્રેસિડેન્ટ તરીકે કઈ નૈતિક સત્તાને આધારે, તમે ઇ. એસ. ને તથા હિંદ વિભાગના વાર્ષિક કન્વેન્શનને કૃષ્ણજીને સોંપી દઈ શકો છો? તમારે પ્રામાણિકપણે સ્વીકારવું પડશે કે કૃષ્ણજી થીઓસોફિકલ સોસાયટીના શિક્ષણનો વિરોધ કરે છે અને સંસ્થાઓના તો તેઓ વિરોધી છે.

ઉ.—ઇ. એસ. ને હિંદ વિભાગના કન્વેન્શનને મેં કૃષ્ણજીને સોંપી દીધા ન હતાં. હું હાજર રહી શકું તેમ ન હતી એટલે એક કન્વેન્શનમાં મારે બદલે પ્રમુખપદ લેવા મેં કૃષ્ણજીને વિનંતિ કરી હતી. ઈ. એસ. ને તો હું તેમના હાથમાં મૂકી શકું નહિં. ઈ. એસ. સંબંધમાં મેં જે કર્યું છે તે એ કે થોડા સમય માટે તેને મેં મોકુફ રાખેલ છે. આમ કરવાની મને સંપૂર્ણ સત્તા છે. જેઓ ઇ. એસ. ના સભ્યો છે તેમને કૃષ્ણજીનાં સંબોધનોનો અભ્યાસ કરવા મેં કહેલુ છે.

હું ઈ. એસ. ના અભ્યાસક્રમની યોજના કર્યા કરું છું. હાલમાં મે કૃષ્ણજીનાં પુસ્તકો પસંદ કરેલાં છે, કેમકે હું તેમને જગદ્‌ગુરુ સમજું છું. કૃષ્ણજી અને હું સત્યને જુદી જુદી રીતે સમજાવીએ છીએ પણ અમે એકબીજાથી વિભિન્ન નથી. હું તેમનાથી ઊતરતે દરજ્જે છું, તેથી જ્યારે હું તેમના શિક્ષણનો કોઈ ભાગ સમજી શકતી નથી ત્યારે ભવિષ્યમાં તે સમજી શકીશ એ આશા સાથે તેને હું મુલતવી રાખું છું. કૃષ્ણજી જે જીવન જગતમાં રેડી રહ્યા છે તે હું રેડી શકતી નથી. જીવન માટે નવી પ્રણાલિકા તૈયાર કરવામાં જ સહાય કરી શકું તેમ છું તેમના દ્વારા જે જીવન વહી રહ્યું છે તે હું આભારપૂર્વક ગ્રહણ કરું છું. અને તે માટે કોઈ પ્રણાલિકા ઉત્પન્ન કરતી નથી, કેમકે તે સમય હજી આવ્યો નથી.

ઈ. સ. ૧૯૩૦ના માર્ચ માસમાં અડ્યાર થીઓસૉફિસ્ટમાં 'થીઓસોફિકલ સોસાયટીના સભ્યોને' એ મથાળા નીચે એક લેખ ડૉ. બેસન્ટે લખ્યો હતો, તેમાં તેમણે જણાવ્યું હતું કે :—

'કૃષ્ણજીના કાર્યમાં સહાય કરવાનો સારામાં સારો માર્ગ એ છે કે જુદાઈનો સામનો કરવો, જ્યાં જ્યાં જુદાઈ દેખો ત્યાં ત્યાં તેનો વિરોધ કરવો. તમને ઠીક લાગે તો કહેજો કે અમે બંને એક કાર્યની બે બાજુ છીએ. ડૉ. બેસન્ટ એક બાજુના મુખી છે. કૃષ્ણજી બીજી બાજુના મુખી છે. એક ભગવાન મનુનું કાર્ય છે, બીજું ભગવાન બોધિસત્ત્વનું છે. આ બંને મહાપુરુષો સાથે મળીને કામ કરે છે. અમે બંને જો તેમના લાયક સેવકો હોઈએ તો અમારે પણ એમ જ કરવું જોઈએ.'

ડૉ. બેસન્ટના પરલોકવાસ પછી, એક વખત, કૃષ્ણજીએ કહ્યું હતું કે "ડૉ. બેસન્ટ તો મારી મા હતાં. મારી મરજી વિરુદ્ધ કંઈ પણ કરવા, એમણે મને કદી કહ્યું ન હતું."

ડૉ. બેસન્ટ અને રે. બિશપ લેડબિટરના પરલોકવાસ પછી ૧૯૩૪ના માર્ચની તા. ૩૧મીએ ન્યુઝીલેંડમાં થીઓસોફિકલ સોસાયટીના સભ્યોની એક સભામાં બોલતાં કૃષ્ણજીએ કહ્યું હતું કે:—

'એક બહુ જ વિલક્ષણ બાબત છે. ડૉ. બેસન્ટ સૌ સભ્યોને કહેતા અને હું ઘણી વાર સાંભળતો હતો કે:- "આપણે જગદ્‌ગુરુના આગમન માટે તૈયારી કરી રહ્યા છીએ. તમે તમારું મન ખુલ્લું રાખજો. તમે જે કંઈ વિચારી રહ્યા છો તેનાથી વિરુદ્ધ અથવા જુદી જ રીતે તેઓશ્રી કહે." તમારામાંના કેટલાએક તો વીશ વર્ષ પહેલાંથી તૈયારી કરી રહ્યા છે. હું જગદ્‌ગુરુ છું કે નથી એ મહત્ત્વની વાત નથી. હું જગદ્‌ગુરુ છું કે નહિં એ મારા સિવાય બીજો કોઈ જાણી શકે નહિં અને કહી શકે નહિં, છતાં હું કહું છું કે એ વાત મહત્ત્વની નથી હું જગદ્‌ગુરુ નથી એમ મેં કદી કહ્યું નથી. હું કહું છું કે "એ વાત જવા દો, એ કંઈ ખાસ મુદ્દો નથી." તમે વીશ વીશ વર્ષો પહેલાંથી તૈયારી કરી રહ્યા છો છતાં તમારામાંના બહુ જ થોડા ખરેખર ખુલ્લું મન રાખે છે.....વીશ વીશ વર્ષ પછી પણ તમે હતા ત્યાંના ત્યાં જ છો. તમે અનેક માન્યતાઓ માની રહ્યા છો, અનેક નિશ્ચયો કરી રાખેલા છે, અને હું જે કંઈ કહી રહ્યો છું તે તપાસવા પણ તમે ખરેખર તૈયાર નથી. સમયનો કેટલો બગાડ! વીશ વર્ષો કરતાય વધારે સમય નકામો ગયો એ કેટલી દયાજનક સ્થિતિ! તમે પહેલા હતા

ાંના ત્યાં જ હજી છો, થોડી નવી માન્યતાઓ, નવા થોડા ધાર્મિક મતો, થોડી નવી પરિસ્થિતિ : ેટલું જ.'

ઉપરના શબ્દો કૃષ્ણજી કળકળતે દિલે બોલ્યા હોય એમ જણાય છે. ડૉ. બેસન્ટ કૃષ્ણજી પ્રત્યે ેટલો ભાવ રાખતાં હતાં અને કૃષ્ણજી પોતે તથા ડૉ. બેસન્ટ આપણા સૌ તરફથી શું આશા રાખે ે તે ઉપરનાં અવતરણો પરથી સમજી શકાય તેમ છે.

(૩)

૧૯૨૬ના ડીસેંબરની તા. ૨૮મીએ અમેરિકાના કેલીફોર્નિયા સ્ટેટના ક્રોટોના નગરમાં તારકસંઘની સભા મળી હતી. તેમાં મુખ્ય વક્તા કૃષ્ણજી હતા અને પ્રમુખસ્થાને ડૉ. બેસન્ટ હતાં. પ્રમુખસ્થાનેથી બોલતાં તેમણે જણાવ્યું હતું કેઃ—

આપણે આજે શા માટે એકઠાં થયાં છીએ તે તમે જાણો છો. ૧૯૧૧ના ડીસેંબરની તા. ૨૮ મીએ બનારસમાં ઘણાં લોકોએ કૃષ્ણજીને જગદ્‌ગુરુએ પસંદ કરેલા પોતાના ભાવી વાહન તરીકે–ભાવિ અવતાર તરીકે–પિછાણ્યા હતા એ વખતે તેઓ નાનાશા કુમાર હતા. પણ ત્યારથી આ દિવસ, પ્રેમ અને આશા સાથે, દર વર્ષે ઉજવાતો આવ્યો છે પ્રેમ ચાલુ રહ્યો છે અને આશા હવે ખાતરીમાં બદલાઈ ગઈ છે.

ઘણા મહિનાથી લોકો મને પૂછે છે કે જગદ્‌ગુરુનું આગમન કઈ રીતે થવાનું છે, અને જવાબમાં મેં કહેલું છે કે આગમન કઈ રીતે થશે તે હું જાણતી નથી. જગદ્‌ગુરુ પેલેસ્ટાઈનમાં પધાર્યા ત્યારે બન્ધુ લેડબિટર કે હું સ્થૂલદેહમાં ન હતાં; એટલે અમને એવા મહાન્ પ્રસંગનો કશો ખ્યાલ નથી. હું જે કરી શકું તે એ છે કે હમણાં જે કંઈ બની રહ્યું છે તે માનપૂર્વક અને સંભાળપૂર્વક જોયા કરું અને તેમાંથી આગમનની રીતિ સંબંધે કંઈક જાણું. મહાપુરુષની આગમનની રીતિ સંબંધે કોઈ મનુષ્ય, કોઈ ખાસ નિયમ બતાવી શકે નહિ. અત્યારસુધી જે કંઈ મેં અનુભવ્યું છે તે પરથી એટલું સમજી શકું છું કે અમે ધારતા હતાં તેમ જરૂર હોય ત્યારે શરીરમાં પ્રવેશ કરવો અને પછી તેમાંથી બહાર નીકળી જવું એવુ થશે નહિં. પણ એ કરતાં વધારે સુંદર અને વધારે પ્રેરણાત્મક રીતે આગમન થશે. હમણાં જે, વધારે ને વધારે પ્રમાણમાં બની રહ્યું છે તે એ છે કે જગદ્‌ગુરુનું આત્મભાન તેમના શિષ્ય કૃષ્ણમૂર્તિના આત્મભાન સાથે એક થઈ રહ્યું છે અને કૃષ્ણમૂર્તિની માનવતા જગદ્‌ગુરુની દિવ્યતા સાથે ભેટી રહેલી છે.

જગદ્‌ગુરુએ જીસસનો ઉપયોગ કર્યો ત્યારે પણ આમ થયું હશે એમ લાગે છે. તેથી જ તે સમયના લોકો જગદ્‌ગુરુને તેમના ખરા સ્વરૂપમાં ઓળખી શક્યા ન હતા. આ પરથી આપણે સમજવું જોઈએ કે મહાપુરુષ જ્યારે આ પૃથ્વી પર પોતાનાં દુર્લભ દર્શન આપે છે ત્યારે તેમના સન્માનનો આધાર તેમની આસપાસ રહેનારા અને તેમના સબંધમાં રોજ આવનારા લોકો જગદ્‌ગુરુએ પસંદ કરેલા શરીરના આન્તર પ્રકાશને કેટલો જોઈ શકે છે તેના ઉપર રહે છે. અને અત્યારે પણ જે કોઈ જગદ્‌ગુરુના વાહનની અંદરની દિવ્યતા જેટલા પ્રમાણમાં જોઈ શકશે તેટલા જ પ્રમાણમાં જગદ્‌ગુરુનું દર્શન તેને થશે.

મારે માટે બોલું તો, મેં જગદ્‌ગુરુનું દર્શન, તેમના હિમાલયના આશ્રમમાં કરેલું છે. અને તેઓશ્રીના આગમનના શુભ સમાચાર તેઓશ્રીના શ્રીમુખેથી સાંભળેલા છે. હાલમાં હું આપણા શ્રી. કૃષ્ણજી સાથે રહું છું અને ઘણાં વર્ષોથી તેમના પ્રત્યે પ્રેમભાવ રાખી રહી છું. એટલે તેમનામાં જગદ્‌ગુરુની હાજરી જોઈ ને કેટલી આનંદું છું તે કહેવાની જરૂર નથી.

૧૯૨૭ની શરૂઆતમાં કૃષ્ણજી સંબંધમાં ડૉ. બેસન્ટે, આશરે ૯૦૦ શબ્દોનું એક નિવેદન તૈયાર કરી, અમેરિકાના એસોસીએટેડ પ્રેસ દ્વારા તેની જાહેરાત કરી હતી, તેનો ટૂંક સાર નીચે મુજબ હતો:

જ્યારે પશ્ચિમની આમજનતા ભૂખીદુઃખી હતી, જુલમાટથી પીડાતી હતી, અનેક જાતના રોગોનો ભોગ થઈ પડી હતી અને આ જગતમાં તો સુખ મળવાનું નથી એમ માની સ્વર્ગના સુખની વાંછના કરતી હતી ત્યારે જીસસના શરીરમાં પ્રગટ થઈ, 'સ્વર્ગ તારા પોતાનામાં જ છે' એ સંદેશ ક્રાઈસ્ટે આપ્યો હતો.

ફરીથી આમજનતા ભૂખીદુઃખી બની છે. ફરીથી તે જુલમાટ સહન કરી રહી છે અને ઐહિક સુખની ઇચ્છા કરી રહી છે ત્યારે જગદ્ગુરુ પ્રકટ થાય છે અને સંદેશ આપે છે કે 'સુખ તારા પોતાની જ અંદર રહેલું છે' પરમાત્મા આનંદરૂપ છે એમ મેં ઘણાં વર્ષોથી માનેલું છે, એટલે આધ્યાત્મિકતાની પ્રતીતિ અંદરનાં સુખનો અનુભવ કરવાથી થાય છે એમ સાંભળી મને પરમ સુખ થાય છે જગદ્ગુરુ અહિંયાં છે અને જગતને સૈકાઓ સુધી ચાલે તેવો સુખનો સંદેશ લઈને તેઓ પધારેલા છે. અત્યારના બહારના મોજશોખના જમાનામાં અન્તરના આનંદ તરફ ધ્યાન ખેંચે તેવા આધ્યાત્મિક સંદેશની જગતને જરૂર છે

જ્યારે ક્રાઈસ્ટ પેલેસ્ટાઈનમાં પધારેલા હતા ત્યારે તેઓ આસપાસના લોકોને કેવા લાગ્યા હતા? કોઈ પણ બહારના આધ્યાત્મિક ચિહ્ન વગરના અને લોકોના મન અને હૃદય ઉપર કશી છાપ ન પાડે તેવા જણાયા હતા, તેમના એક જ શિષ્યે તેમને 'દેવપુત્ર' કહ્યા હતા, તેમના ત્રણ વર્ષના સંબોધન-કાળ દરમિયાન માત્ર ૧૨૦ અનુયાયીઓ તેમને સાંપડ્યા હતા અને અન્તમાં તેમનો વધ કરવામાં આવ્યો હતો. તેમને માટે કહેવાતું હતું કે તેઓશ્રીની ઉપદેશયાત્રા દરમિયાન તેમનામાં દૈવીશક્તિ વસી રહી હતી.

ફરીથી એક વાર દૈવીશક્તિ કૃષ્ણમૂર્તિમાં ઊતરેલી છે, વસેલી છે જેઓ તેમના નિકટ સંબંધમાં છે તેઓ જાણે છે કે તેમનું જીવન અણુશુદ્ધ પૂર્ણ છે ૧૯૨૫ના ડીસેમ્બરની તા. ૨૮મીએ, હિંદમાં ૭૦૦૦ મનુષ્યો સમક્ષ જગદ્ગુરુએ તેમના દ્વારા થોડાં વચનો ઉચ્ચાર્યાં હતાં. ત્યારપછી કૃષ્ણમૂર્તિમાં ઘણો ફેરફાર થયો છે, એક યુવાનમાંથી તેઓ હવે પ્રભાવશાલી, શક્તિશાલી મનુષ્ય બનેલા છે. જે અમેરિકનો તેમને એક વર્ષ કરતાં વધારે સમયથી પિછાણે છે, તેઓ કહે છે કે એક શરમાળ યુવાનમાંથી તેઓ પ્રેમ અને આનંદ રેલાવતા મનુષ્ય બની ગયા છે. ગયે વર્ષે ઓમેન કેમ્પમાં, જગદ્ગુરુએ તેમના દ્વારા જુદે જુદે વખતે બોધવચનો ઉચ્ચાર્યાં હતાં, છતાં તે શરમાળ અને ગભરાયેલા રહેતા હતા. ગયા ડીસેમ્બરની તા. ૨૮મીએ એક નાના મેળાવડા સમક્ષ જગદ્ગુરુ તેમના દ્વારા બોલ્યા હતા. ૧૯૨૭ના જાન્યુઆરીની તા ૧૧મીએ તારકસંઘની ૨૦૯ માણસોની સભામાં કૃષ્ણમૂર્તિ બોલતા હતા ત્યારે આખા ભાષણ દરમિયાન જગદ્ગુરુની શક્તિ તેમનામાં વસી રહી હતી તેમના અવાજમાંથી જ્ઞાન, પ્રભાવ અને ઐશ્વર્ય વહેતાં હતાં આસપાસ અલૌકિક શાન્તિ પ્રસરી રહી હતી જાણે આખી કુદરત તેમને સાંભળી રહી હોય એમ જણાતું હતું. અન્તમાં વરસાદના થોડા છાંટા પડ્યા હતા અને મેઘધનુષ્યે આકાશમાં થોડી વાર દેખાવ દીધો હતો

કૃષ્ણજીની માનવતા દિવ્યતાને ભેટેલી છે. આધ્યાત્મિકતા તેમનામાં વસી છે અને જગદ્ગુરુ આ લોકમાં છે.

• • •

જગદ્ગુરુના ભાન સાથે કૃષ્ણજીનું ભાન એકરૂપ થયા બાદ ૧૯૨૭ના ઓગસ્ટ માસમાં, હોલેન્ડમાં, ઓમેન કેમ્પમાં તારકસંઘના ઉદ્દેશો બદલવામાં આવ્યા, અને માત્ર બે જ ઉદ્દેશો રાખવામાં આવ્યા. આ કેમ્પ ખુલ્લો મુકાયા બાદ ડૉ. બેસન્ટે એક ભાષણ આપતાં કહેલું કે:—

કૃષ્ણજીની ઇચ્છા છે કે તારક સંઘના નવા ઉદ્દેશોને મારે થોડા વધારે સ્પષ્ટ કરવા.

(૧) જગદ્ગુરુ જગતમાં પ્રકટ થયા છે એમ માનનારા લોકોને એકત્ર કરવા.

(૨) તેઓશ્રી જે ભાવનાઓ રજૂ કરે તેની સંસ્થાપના કરવામાં જગદ્ગુરુ સાથે કાર્ય કરવુ. આ બે ઉદ્દેશો રાખવામાં આવેલા છે કેમકે હવે આગમન થશે એ માન્યતાની જરૂર રહી નથી. એ માન્યતા અને આશાનો આનંદજનક જવાબ મળી ગયો છે અને જગદ્ગુરુનું આગમન થઈ ચૂક્યું છે. પણ આ આગમન થયાની ખાતરી સૌ કોઈને પોતાની અંદરથી જ થવી જોઈએ, બહારના દેખાવ પરથી નહિં. હવે અગાઉની માન્યતા ચાલુ રાખવી, અગાઉની પ્રાર્થના કર્યા કરવી એ મૂર્ખાઈ ગણાય. હવે તો તેઓશ્રી જે ભાવનાઓ આપણી આગળ રજૂ કરે તેને આપણા હૃદયમાં ઉતારવી, તે અનુસાર જીવનને સ્વાભાવિક બનાવવુ અને તેમ કરી એ ભાવનાઓને જગત્ સમક્ષ રજૂ કરવી અને એ રીતે તેઓશ્રીની સેવા કરવી એ આપણું કાર્ય છે. આ નવા ઉદ્દેશો નીચે સહી કરનાર આપણે સૌએ હમણાં અને હવે પછી આ કાર્ય કરવાની પ્રતિજ્ઞા કરેલી છે. જેમ ભૂતકાળના આગમન પ્રસંગના લોકોએ શું કર્યું હતું અને શું નહોતું કર્યું તેનો તોલ આપણે કરીએ છીએ, તેમ જગદ્ગુરુ જગતમાં પધાર્યા છે એમ માન્યા પછી આપણે શું કર્યું છે અને શું નથી કર્યું, અને આપણે આપણી પ્રતિજ્ઞા કેટલી પાળી છે તેનો તોલ, ભવિષ્યનો ઇતિહાસ કરશે. સાચું સુખ સૌ કોઈના હૃદયમાં રહેલું છે તે સંદેશનો પ્રકાશ અને પ્રચાર કરવામાં, આપણે આપણાં બુદ્ધિ, વિચાર, વૃત્તિ અને ક્રિયાને સમર્પણ કરીશું તો એ સુખ વર્ષો જતાં, પેઢીઓ થતાં વધતું જશે અને જગદ્ગુરુના સંદેશનો જ્વલંત પ્રભાવ આગળ ને આગળ વધ્યા કરશે.

\+ \+ \+

૧૯૨૭ના ઓમેન સ્ટાર કેમ્પમાં, જગદ્ગુરુ જગતમાં કૃષ્ણજી દ્વારા પધાર્યા છે એમ જાહેર કરવામાં આવ્યું ત્યારે એ કેમ્પમાં હાજર રહેલા કેટલાક તારક સભ્યો કહેવા લાગ્યા હતા કે હવે કૃષ્ણજી સિવાય બીજા કોઈ આધ્યાત્મિક નેતાની અને તારકસંઘ સિવાય બીજી કોઈ સંસ્થાની જરૂર નથી. ત્યારે ત્યાંની એક સભામાં બોલતાં ડૉ. બેસન્ટે જણાવ્યું હતું કે :—

આપણા ગુરુ કૃષ્ણજીએ મને ફરમાવ્યું છે કે અત્યારે ઘણા સભ્યોના હૃદયમાં તેમના સંદેશને જગત્ સાથે અને થોડા સમય પહેલાં સ્થપાયેલી સંસ્થાઓ સાથે કેવો સંબંધ હોવો જોઈએ એ સંબંધમાં ઘણા પ્રશ્નો ઉત્પન્ન થઈ રહ્યા છે માટે મારે તે સબંધમાં બોલવુ.

જગદ્ગુરુનો સંદેશ, મારી દૃષ્ટિએ, કેટલો સર્વવ્યાપક જણાય છે તે બતાવવા હું પ્રયત્ન કરીશ, કેમકે ૧૯૨૫માં જગદ્ગુરુએ કહેલું હતું કે " હુ નાશ કરવા નહિ પણ સર્જન કરવા આવ્યું છું "

પૂછવામાં આવે છે કે થીઓસોફિકલ સોસાયટીનું કાર્ય હવે પૂરુ થયું છે ને ? આ પ્રશ્નનો મારો નિઃશંક જવાબ એ છે કે તેનું કાર્ય પૂરુ થયું નથી; તે તો હજી લાંબા કાળ સુધી ચાલવાનું છે. જગદ્ગુરુનો સંદેશ સાંભળનાર આપણે બહુ થોડા લોકો અહિં છીએ. આ સંદેશને આપણે જગતમાં ચોતરફ ફેલાવવાનો છે. આ સમયે, જગતના મેતાલીશ દેશોમાં અનેક શાખાઓ ધરાવતી થીઓસોફિકલ સોસાયટીને બાજુ પર મૂકવી, કે આટોપી લેવી એ મૂર્ખાઈભરેલું પગલું થશે. મારી માફક

સોસાયટીમાં રહીને, જ્યાં જ્યાં થીઓસોફી ગઈ છે ત્યાં ત્યાં અનેક માણસો જગદ્‌ગુરુનો સંદેશ પહોંચાડી શકશે. સોસાયટીના પ્રેસિડેન્ટ તરીકે હું જ્યાં જ્યાં ગઈ છું ત્યાં ત્યાં જગદ્‌ગુરુના આગમનનો સંદેશ મેં ઘણાં વર્ષો સુધી આપેલો છે, અને હવે જગદ્‌ગુરુ જગતમાં પધાર્યા છે એ સંદેશ આપું છું. જે મહાપુરુષોની સેવિકા હું છું તેઓએ કહેલું છે કે થીઓસોફિકલ સોસાયટી ભવિષ્યના ધર્મોનો પાયો બનવાની છે. આ સોસાયટીને, જાણે ભવિષ્ય માટે કશો સંદેશ, રહ્યો નથી એમ માનીને તેને આરોપી દઉં એમ માનો છો શું!

જગદ્‌ગુરુ જે ઉચ્ચ આદર્શો આપણી સમક્ષ રજૂ કરે છે તેને આપણે પ્રચારવાના છે. થીઓસોફિકલ સોસાયટીની વ્યાખ્યાન પીઠિકા બહુ વિશાળ છે. તેના ઉપરથી સઘળા ધર્મો, સંપ્રદાયો અને મહાપુરુષોના સંદેશો આપી શકાય છે; છતાં સોસાયટી પોતે કોઈ ધર્મ કે સંપ્રદાય બન્યા સિવાય તટસ્થ રહી શકે છે અને તેને પોતાનો કશો ક્રિયાકાંડ પણ નથી.

લાખો મનુષ્યો–બહુ મોટી આમજનતા–એવી બાલસ્થિતિમાં છે કે તેઓ સમજી શકે તે રીતે તેમને આ સંદેશ આપવાનો છે. વિકાસની જે પાયરી પર તેઓ ઊભેલાં છે ત્યાં આપણે જવાનું છે. જ્યાં આપણે છીએ ત્યાંથી તેમને ઉદ્દેશવાના નથી પરમાત્મપ્રતીતિના સઘળા માર્ગો મારી દૃષ્ટિએ પરસ્પરનો વિરોધ કરનારા નથી, પણ ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે તેમઃ—

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ।

મારા જેવા કેટલાક આવો માર્ગ પસંદ કરેલો છે અને આ દૃષ્ટિએ કાર્ય કરનાર પણ જગદ્‌ગુરુનું જ કાર્ય કરે છે.

હું થીઓસોફીને બાજુ પર મૂકતી નથી, પણ જગદ્‌ગુરુના સંદેશથી તેને વધારે સમૃદ્ધ અને વધારે પ્રબળ બનાવું છું. હું વિચારસ્વાતંત્ર્યમાં માનું છું, એટલે સૌએ મારી માફક વર્તવું એમ હું કહેતી નથી. પણ હરકોઈ મનુષ્ય પોતાની સમજ, સ્વભાવ અને શક્તિ પ્રમાણે હરકોઈ ક્રિયા કે હરકોઈ સંસ્થા છોડવા સ્વતંત્ર છે એમ સ્વીકારું છું.

\+ \+ \+

આગલા બે લેખોની માફક આ લેખમાં પણ ડૉ. બેસન્ટના જુદા જુદા પ્રસંગનાં વ્યાખ્યાનોમાંથી ટૂંક સાર જ લીધેલો છે.

શ્રી. હરજીવન કાળીદાસ મહેતા
(ઓકટોબર, નવેમ્બર, ડિસેમ્બર ૧૯૪૭ના જ્યોતિમાંથી)

# ભગવતી એની બેસન્ટ

[ જે વ્યક્તિ વિશ્વભરમાં પ્રખ્યાત હતી, તેણે વિશ્વસુધારણા માટે જિંદગીમાં કયાં કયાં જુદાં જુદાં ક્ષેત્રોમાં કેવી કેવી રીતે કાર્ય કર્યું તેનાં જુદાં જુદાં દશ્યો બહુ ટૂંકમાં નીચે આલેખેલાં છે. પ્રત્યેક દશ્ય પર બે પાત્રો સંવાદરૂપે વાત કરતાં હોય તેમ દેખાડેલું છે. તે બન્ને પાત્રો, પુરુષપાત્રો કે સ્ત્રીપાત્રો પણ લઈ શકાય; અથવા પ્રત્યેક દશ્ય માટે જુદાં જુદાં પાત્રો ગોઠવી શકાય. પ્રત્યેક લૉજ બહુ નાના પાયા પર આ દશ્ય ગોઠવી બેસન્ટ મૈયાના જીવનપ્રસંગોની ઝાંખી બતાવી શકે. અહિંયાં દશ્યો બતાવ્યાં છે તે ઉપરાંત રાઉન્ડટેબલ, યુથલૉજ, ગોલ્ડન ચેઇન, બ્રહ્મવિદ્યાશ્રમ વગેરેનાં ઘણાં દશ્યો બાકી છે તે પણ બતાવી શકાય આ તો માત્ર સહજ પ્રયાસ છે. —તંત્રી. ]

### દશ્ય પહેલું

(અડ્યારમાં કન્વેન્શન ભરાયું છે. બેસન્ટ મૈયા લગભગ એક મહિનાથી જ સૌથી પહેલી વાર હિંદમાં આવેલા છે. ડેલીગેટોની નજર તેને જોવા તથા સાંભળવા મીટ માંડી રહી છે. કર્નલ ઑલ્કોટ 'આનાબાઈ' સંબંધમાં બોલે છે.)

રમેશ—બહેન ! આ સ્થાન અડ્યાર. મદ્રાસથી લગભગ ૭ સાત માઈલ દૂર આવેલું છે. એક બાજુ નદી વહે છે. બીજી બાજુ મહાસાગર ઘૂઘવે છે. ત્રીજી બાજુ ઊંચાં ઝાડના જૂથો તથા વાટિકાઓ છે. ચોથી બાજુ અડ્યાર ગામ તરફ જવાનો રસ્તો છે.

રમા—ભાઈ ! આ અડ્યાર ગામે તારો મિત્ર કેમ વારંવાર આવે છે?

રમેશ—બહેન ! આ થીઑસોફિસ્ટોનું પવિત્ર ધામ છે. મહાત્માઓની આજ્ઞાથી સ્થપાયેલી થીઑસોફિકલ સોસાયટીનું એ હેડક્વોર્ટર્સ છે–મુખ્ય સ્થાન છે. ત્યાં હજુ સુધી દરવર્ષે કન્વેન્શન ભરાય છે. આ વખતે એક અંગ્રેજ બાઈ જેને લોકો મિસિસ એનીબેસન્ટના નામે ઓળખે છે, જેણે આ વર્ષના—૧૮૯૩ના નવેમ્બરની ૧૬ તારીખે ટ્યુટિકોરિન ખાતે પગ મુકયો છે તેને જોવા તથા સાંભળવા સૌ ઉત્સુક થઈ રહ્યા છે. બહેન ! સાંભળ, તે સોસાયટીના પ્રમુખ કર્નલ ઑલ્કોટ તેના સંબંધમાં શું બોલે છે.

"The night's blackness is rolling away, the dawn of a happier day is breaking. Thanks-as I believe-to the kind help of those whom I call my Masters and the Elder Brothers of the race, our patient and loyal persistence is about being rewarded by help of the most valuable kind, for They have sent me 'Annabai' to share my burden, relieve my mental distress, and win the respect and sympathy of good people."—'રાત્રિનાં અંધકાર દૂર થતાં જાય છે. સુખી દિવસનાં પ્રભાતનાં અજવાળાં બહાર આવે છે. મારા ગુરુદેવો અને

વડીલ બંધુઓનો હું ઉપકાર માનું છું કે અમારી ધીરજવાળી અને વફાદાર ખંતનો બદલો 'અત્યુત્તમ પ્રકારની સહાય દઈને આપવામાં આવે છે, કારણ કે તેઓશ્રીએ, મારા ભારમાં હિસ્સો લેવાને—મારા માનસિક દુઃખો ઓછા કરવાને—અને સજ્જનોના આદર અને સહાનુભૂતિ પ્રાપ્ત કરવાને, આનાબાઈ-મિસિસ એની બેસન્ટને ' અહિંયાં મોકલ્યા છે."

રમા—ભાઈ! એ કર્નલ તો ' આનાબાઈ' ને આવેલા જોઈ ખૂબ ખૂબ ' આનંદમાં આવી ગયેલા દેખાય છે.

રમેશ—બહેન! એ સન્નારીની ભવ્ય મૂર્તિ જોતાં આપણને શું નથી લાગતું કે કર્નલે જે કહ્યું છે 'તે ખરું પડશે ' સત્ય 'ને ખાતર પ્રાણ આપનારી એ વ્યક્તિ હિંદમાં કંઈ અજબ ફેરફાર કરશે એવું મને તો લાગે છે. જેણે સત્યને ખાતર ઘરબાર તજ્યાં, મિત્રોને તજ્યાં, તે ભવ્ય મૂર્તિ શું નહિ કરે?

રમા—ભાઈ! હજુ એ કર્નલ તેના સંબંધમાં કંઈ બોલે છે તે સાંભળ તો ખરો. થોડાં વાક્યો તો આપણે ન સાંભળ્યાં. ( " This meeting will be historical as making her first appearance at our Annul conventions–her first, but not her last, for I have reason to hope that she will devote a certain part of her future years to Indian work.—આ મીટીંગ ઐતિહાસિક ગણાશે, કારણ કે આપણા વાર્ષિક કન્વેન્શનમાં તેની પ્રથમ વારની હાજરી ગણાશે–પ્રથમ વારની, પણ છેલ્લી વારની નહિ–કારણ કે મને આશા રાખવાનું કારણ છે કે તેના ભવિષ્યનાં વર્ષોનો કેટલોક સમય તે હિંદભૂમિની ઉન્નતિના કાર્યમાં અર્પણ કરશે.')

રમેશ—એવું બહેન! કર્નલ કેવી આશાઓ બાંધી રહ્યા છે!

રમા—ભાઈ! પણ તે આશાઓ ચોક્કસ ફલીભૂત થશે એમ લાગે છે. કર્નલને કોઈ પ્રેરણા કરતું હોય તેમ આ વાક્યો બોલતાં હોય તેમ લાગે છે

( ' આનાબાઈ ' ઊભાં થાય છે. વક્તૃત્વશક્તિનો પ્રવાહ ધોધમાર વહે છે. શ્રોતાઓ મુગ્ધ બને છે. )

## દૃશ્ય બીજું

( ગંગાકિનારે આવેલા કાશી ક્ષેત્રમાં શાંતિકુંજમાં સરસ્વતી મંદિરને ઓટલે 'આનાબાઈ' ધ્યાનસ્થ દશામાં બેઠાં છે.)

રમા—ભાઈ! આ દૃશ્ય શાનું? પેલી કોણ છે?

રમેશ—ન ઓળખ્યાં. અઢારવાળાં ' આનાબાઈ,' જેને માટે કર્નલે મોટી આશાઓ બાંધી હતી, તે આશાઓ ફળીભૂત થતી જાય છે. હિંદનું શ્રેય કરવા માટે તેમણે કાશી ક્ષેત્રમા વાસ કર્યો છે. પહેરવેશ પણ બદલી નાખ્યો છે.

રમા—હા. હા. ઓળખાયાં જ નહિં. હવે તો ગળામાં રુદ્રાક્ષની માળા ધારણ કરી છે, સફેદ સાડી પહેરી છે, કપાળે આછીશી ભસ્મ છે, પગમાં લાકડાનાં ચંપલ છે.

રમેશ—બહેન! અત્યારે આપણાં હિંદવાસીઓ તો અંગ્રેજ લોકોનું અનુકરણ કરી રહ્યા છે. નાસ્તિકવાદ ફેલાતો જાય છે. તેને તોડવા માટે તે બાઈ પ્રયાસ કરી રહી છે.

રમા—તે કાર્ય શા માટે?

રમેશ—ધર્મના ઓજસ ઓછા થાય તો હિંદ ભૂમિનું ગૌરવ પણ ઓછું થાય, માટે તે બાઈ એ ધાર્મિક ક્ષેત્રમાં ઝંપલાવ્યું છે. હમણાં જ તેણે બાબુ ભગવાનદાસને સાથે રાખી શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું છે અને તે સોંઘામાં સોંઘી કિંમતે વેચાય તે માટેની ગોઠવણ કરી છે.

રમા—ત્યારે તો આપણા ધર્મના ઉદ્ધારનું તે કાર્ય કરતાં જણાય છે.

રમેશ—હા. 'શ્રી રામચંદ્ર,' 'મહાભારત,' 'હિંદના પ્રાચીન આદર્શો,' 'ભગવદ્‌ગીતાનું અધ્યયન' 'ઉપનિષદમાં રહેલું અગાધ જ્ઞાન,' 'યોગ માર્ગના પ્રથમ પગથિયા,' વગેરે વિષયો પર વ્યાખ્યાન આપ્યાં છે તથા લેખો પણ લખ્યા છે.

રમા—ત્યારે તો તે વાંચી યુવકવર્ગ નાસ્તિકવાદ તરફ જતો અટકશે.

રમેશ—હા. તેમ જ થયું છે. તે બાઈ કહે છે કે તમારા ધર્મના સત્યો સમજો. તેમાં અણુમોલ રત્નો છે. આથી તો પાદરી લોકો તે બાઈ પર ગુસ્સે થયા છે. ખ્રિસ્તી ધર્મ તરફ જતાં યુવકો અટક્યા છે.

રમા—ભાઈ! તેની શાંતિકુંજની કુટિર તરફ તો જો. તેણે બેસવા માટે ખુરશી નથી રાખી પણ બાજઠ રાખી છે. મૃગચર્મ પાથરેલું છે. લે, હવે તું ધીમે બોલ, નહિં તો તેના ધ્યાનમાં ભંગ થશે. સાંભળ. તે પ્રણવનો ઉચ્ચાર કેવી સરસ રીતે કરે છે. પંખીઓ પણ તે આનંદથી સાંભળે છે. વાડી કેવી ગૂંજે છે, જાણે વૈકુંઠ!

## દશ્ય ત્રીજું.

(કાશીમાં 'સેન્ટ્રલ હિંદુ કોલેજ'ના ચોગાનમાં 'આનાબાઈ' વિદ્યાર્થીઓ સાથે વાત કરતાં ઊભાં છે.)

રમા—હા, બહેન, તે નિશાળ છે, પણ ખરી રીતે કહીએ તો કોલેજ છે. જો પેલાં ઊભાં તે 'આનાબાઈ.'

રમા—હા. હા. તે કેવા આનંદથી વિદ્યાર્થીઓ સાથે વાત કરી તેઓમાં નવું જીવન પ્રગટાવે છે.

રમેશ—બહેન! 'આનાબાઈ'ને તેના ગુરુ તરફથી આજ્ઞા મળી કે હવે શિક્ષણના ક્ષેત્રમાં પણ ઝૂકવું. તેથી તેમણે ગંગાકિનારે થોડી જમીન ખરીદી દેશમાં ચારે તરફ ભટકી રાજા મહારાજાઓ, શ્રીમંતો પાસેથી પૈસાની ભિક્ષા યાચી સેન્ટ્રલ હિંદુ કોલેજ ઊભી કરી. દેશના જુદા જુદા પ્રાંતોમાંથી વિદ્યાર્થીઓ આવી વસ્યા છે. તેથી પ્રાંતિક અભિમાન તૂટી દેશાભિમાન જાગ્રત થયું છે. આખા હિંદ માટે માન થાય તેવી રચના તેમણે કરી છે.

રમા—સામે બોર્ડિંગ હાઉસ જેવું કંઈ દેખાય છે, ખરું કે નહિ?

રમેશ—હા, જ્યાં સુધી ચોવીસે કલાક વિદ્યાર્થીઓ શિક્ષકોના સમાગમમાં ન રહે ત્યાં સુધી ધારેલું પરિણામ લાવતાં બહુ વખત જાય. સામે શિક્ષકોને રહેવા માટેના ઘરો પણ ઊભાં કર્યાં છે. જો, સામે શિક્ષકો તથા શિષ્યો ભેગા મળી ક્રિકેટ, ફૂટબોલ વગેરે રમતો રમી રહ્યા છે.

(એટલામાં શ્રીયુત એરંડેલ આવે છે.)

રમા—પેલા અંગ્રેજ સદ્‌ગૃહસ્થ કોણ છે?

રમેશ—તે આ કોલેજના પ્રિન્સિપાલ સાહેબ છે. તેઓ પણ હિંદની સેવા કરવા માટે આવ્યા છે; 'આનાબાઈ' સોંપે તે કરવાને ખડે પગે તૈયાર છે.

(છોકરાઓ સાહેબની આસપાસ વીંટળાઈ વળે છે.)

રમા—ભાઈ! જુઓ તો ખરા. છોકરાઓ જેમ પોતાના પિતાને મળવા દોડે તેમ તેની તરફ દોડતા જાય છે અને તે પણ દરેક છોકરા તરફ જોઈ સ્મિત હાસ્ય કરે છે.

રમેશ—તેમનામાં શિક્ષકનો અબાધ પ્રેમ છે. આનાબાઈ તથા તેમણે 'શિક્ષા વિનાનું શિક્ષણ' એ સિદ્ધાંત જાહેર કર્યો છે.

રમા—કેટલું મુશ્કેલ કાર્ય! છતાં પણ કૉલેજમાં નિયમન તથા સન્માન દેખાય છે.

રમેશ—તેમાં જ પ્રિન્સિપાલ સાહેબની ખૂબી છે!

રમા—'બિસેન્ટ મૈયા' કહી સૌ આનાબાઈને બોલાવે છે.

રમેશ—હા. હવે તેને સૌ તેમ કહી બોલાવે છે.

રમા—શું વિદ્યાર્થીઓ પાસે મૈયા દરરોજ આવતાં હશે?

રમેશ—નિશાળ શરૂ થાય ત્યારે એક મોટા ઓરડામાં બધા છોકરાઓને એકઠા કરી પ્રભુપ્રાર્થના કરવામાં આવે છે. સંગીત પણ સુંદર સાથે ચાલે છે. ત્યાર પછી મૈયા પાંચ કે દશ મિનિટ સુધી કંઈ પ્રવચન કરે છે અને પછી વિદ્યાર્થીઓ વર્ગમાં અભ્યાસ માટે જાય છે. જ્યારે મૈયા ન હોય ત્યારે સાહેબ અથવા બીજા કોઈ શિક્ષક સુંદર પ્રવચન કરે છે.

રમા—તેમ કરવાનું કારણ સમૂહપ્રાર્થનાની અસર ઘણી સુંદર થાય છે.

રમેશ—શિક્ષણ આપવાની પદ્ધતિમાં પણ મૈયાએ ફેરફાર કરાવ્યો છે.

રમા—કર્નલે ભાખેલા શબ્દો સાચા પડતા જાય છે!

### દશ્ય ચોથું.

(સનાતન ધર્મની પરીક્ષાનાં ઈનામનો મેળાવડો-મુંબઈ)

રમા—ભાઈ! હોલ તો ભરચક થઈ ગયો છે, હવે કોના આવવાની રાહ જોવાય છે.

રમેશ—સભાના પ્રમુખ આવ્યા નથી, હજી ત્રણ મિનિટ બાકી છે.

રમા—પ્રમુખ મોડા આવે, રાહ જોવડાવે, તેમાં તેમની મહત્તા વધતી હશે.

રમેશ—ના, એ સમય ગયો (પ્રમુખમૈયા પધારે છે.)

રમા—આ તો પેલાં મૈયા. તે તો વખતસર કામ શરૂ કરશે અને ઠરાવેલ સમયે સભા પૂરી પણ કરશે.

રમેશ—તેમનું આખું જીવનકાર્ય ઘડિયાળ જેવું છે. મિનિટે મિનિટની ગણતરી કરી કામ કરનારાં છે.

રમા—તેવી જ વ્યક્તિઓ જીવનનાં મહાન્ કાર્યો કરી શકે. બાકી આપણું કામ તો ઠીક ઠીક ગાડાની પેઠે ચાલ્યા કરે.

રમેશ—'શ્રી. રામચંદ્ર, શ્રી. મહાભારત, હિંદુસ્તાનની ઉન્નતિનો માર્ગ, ભગવદ્‌ગીતા અધ્યયન, હિંદુધર્મનાં મૂળ તત્ત્વો, એલીમેન્ટરી ટેક્સ્ટ બુક, એડવાન્સ્ડ ટેક્સ્ટ બુક' વગેરે પુસ્તકોના વર્ગ ચલાવી પરીક્ષા લઈ, ઉત્તેજનાર્થે કરતા પ્રચાર અર્થે, તેવાં જ પુસ્તકોનાં ઈનામ આપવામાં આવે છે."

રમા—એવાં જ પુસ્તકોનું ઈનામ આપવાનું કારણ?

રમેશ—કારણ એ કે કુટુંબી જનોના હાથમાં એવાં પુસ્તકો વાંચવામાં આવે અને તે રીતે તેવા પ્રકારનું વાચન બહોળા વિસ્તારમાં પ્રસરે. (સભાનું કામ પૂરું થઈ રહ્યા પછી ઘેર જતી વખતે રસ્તામાં.)

રમા—ભાઈ! મૈયા ભાષણને અંતે કેવાં મૂકે છે અને છેલ્લે આખા ભાષણનો સાર તારવી મૂકે છે.

રમેશ—બહેન! તેમાં જ તેની વક્તૃત્વશક્તિની ભવ્યતા છે. તેની તે શક્તિની પાછળ તેના ગુરુદેવના આશીર્વાદ વહ્યા કરે છે. બીજા વક્તાઓ વચ્ચે અને તેની વચ્ચે બારીક તફાવત તે છે.

રમા—તેમનો એક મુદ્દો બહુ સારો હતો: જે ધર્મમાં કર્મદેવોએ જન્મ આપ્યો હોય તે ધર્મના સિદ્ધાંતો પહેલાં સમજવા પ્રયત્ન કરવો જોઈએ. તે ધર્મના સૂરની તે જીવાત્માને જરૂર હોય છે માટે તેમાં તેને મૂકવામાં આવે છે પછી બધા ધર્મોનો અભ્યાસ તુલનાત્મક દૃષ્ટિએ કરવો, જેથી બધા સૂરોનું સંમેલન કરી શકાય અને જીવાત્માનો વિકાસ ઝટ થઈ શકે.

રમેશ—બહેન! તમે બરાબર સમજ્યાં છો. આજે તમને ખૂબ આનંદ આવ્યો લાગે છે.

રમા—ફોર ગ્રેઈટ રીલીજીયન્સ, રીલીજીઅસ પ્રોબ્લેમ્સ ઇન ઇન્ડિઆ, અવતારઝ,[1] ધર્મ, વગેરે પુસ્તકો મને મંગાવી દેશો ?

રમેશ—ઘણી ખુશીથી. તમે વાંચીને બીજાને વાંચવા પણ આપજો. જેથી તેનો ઊંડો અભ્યાસ કેટલો છે તેની લોકોને સમજ પડે.

## દૃશ્ય પાંચમું

( કાશી ધામમાં બનારસ હિંદુ યુનિવર્સિટીની સ્થાપનાની નાની વિચારણા માટે પંડિત મદનમોહન માલવીયા, દરભંગાના મહારાજા તથા બેસન્ટ મૈયા એકત્ર થયાં છે. બેસન્ટ મૈયા કૉલેજ તથા તેનાં મકાનો વગેરે યુનિવર્સિટીને સોંપી દેવા તૈયાર થયાં છે. બનારસમાં જાહેર વ્યાખ્યાન. )

રમા—પંડિતજી મોટી યુનિવર્સિટી સ્થાપવાના કોડ રાખે છે.

રમેશ—દરભંગાના મહારાજા પોતાની પાસેથી તેમ જ બીજા રાજા મહારાજાઓ, શ્રીમંત જનો પાસેથી પૈસા ઉઘરાવી મોટું ફંડ એકઠું કરવાની અભિલાષા ધરાવે છે.

રમા—પણ બેસન્ટ મૈયા તો જે વૃક્ષને ( સેન્ટ્રલ હિંદુ કૉલેજ તથા તેનાં આલેશાન મકાનોને ) પોતે પાળી પોષી મોટું કર્યું છે તે હિંદભૂમિના કલ્યાણ માટે ( તૈયાર થાળી ) બીજાના હાથમાં સોંપી દેવા ઊભાં થયાં છે.

રમેશ—તેમાં તેમની મહત્તા સમાયેલી છે. તેમાં જ તેમની નિષ્કામવૃત્તિની પૂર્ણાહુતિ સમાયેલી છે.

રમા—એમાં તો તેમના ત્યાગની પરાકાષ્ઠા છે. પોતે ઉછેરેલું બાળક બીજાને સોંપતાં દેવા વલોવાઈ જાય. આજે આપણા દેશના કોઈ પણ નેતાએ એવું કાર્ય કરી બતાવ્યું છે ? પોતે ઊભી કરેલી સંસ્થા બીજાને સોંપી છે ! જેથી તે સંસ્થા મહાવૃક્ષ બને ? કદાચ સોંપી હોય તો ઉજડ વેરાન જેવી કરી મૂકીને, અથવા છોડતી વખતે તેનું શું થશે તે સંબંધીનો આગળપાછળનો વિચાર કર્યા સિવાય, જેમાં કંઈ મહત્તા સમાયેલી નથી.

રમા—ભાષણમાં જતાં મેં સાંભળ્યું હતું કે મૈયા વળી એક નવી થીઓસોફિકલ સ્કૂલ ઊભી કરવાનાં છે. કન્યાઓ માટે પણ કંઈ શાળા ખોલવા વિચાર રાખે છે.

---

૧. ઉપલાં પુસ્તકો ચાર મહાન્ ધર્મો, હિન્દમાં ધાર્મિક પ્રશ્નો અને અવતારો અનુક્રમે છે. —સંપાદક.

રમેશ—કર્મયોગીની કાર્યપદ્ધતિ એવી જ હોય છે. એક સાધન જાય કે બીજું ઊભું કરે; ગયું, ગયું કહીને બેસી ન રહે. અથવા હવે નવું શી રીતે ઊભું કરવું તેની ચિન્તા પણ ન કરે. તેના હૃદયમાં ઉત્સાહનો અખૂટ ચાલુ ઝરો છે' તેથી તે 'કર્મયોગિની બેસન્ટ માતા' કહેવાય છે.

રમા—ભાષણમાં 'હું દોસેજ તથા તેના મકાનો' માતૃભૂમિને ચરણે મૂકું છું તે બોલતાં તેના વદન પર કેટલો આનંદ હતો. અર્પણભાવ કેવો ભવ્ય હતો!

## દૃશ્ય છઠ્ઠું

('Wake up India' વ્યાખ્યાનશ્રેણી ચાલી છે. સામાજિક સુધારા પર મૈયા બોલે છે. મદ્રાસવાસીઓ તે સાંભળવા ઉત્સુકભેર દોડાદોડી કરી રહ્યા છે)

રમા—હવે વળી મૈયા કંઈ જુદી દિશામાં કાર્ય કરવા માગે છે.

રમેશ—દિશા જુદી છે, પણ ધ્યેય એક છે. હિંદની ઉન્નતિ, ધાર્મિક સુધારણામાં કરી, પછી શિક્ષણક્ષેત્રમાં, પછી સામાજિક ક્ષેત્રમાં. એ તો એમ એક પછી એક ક્ષેત્રો હાથ કરતાં જાય છે.

રમા—કાલે બાળલગ્ન પર તેમણે જે વિચારો દર્શાવ્યા, તથા આંકડાઓ આપી તે બાબત પર અજવાળું નાંખ્યું તેથી હું તેના પર મુગ્ધ બની ગઈ છું. તેમાં ખાસ કરીને પુત્ર તથા પુત્રી બન્નેને સમાન ગણી બન્નેને શિક્ષણ આપવું જોઈએ તે સાંભળી ઘણાઓ હેરત પામ્યા છે.

રમેશ—જૂના વિચારવાળાઓને તેમણે વિચાર કરતાં કરી મૂક્યા છે. આ મૈયાની કાર્યપદ્ધતિ ખંડનાત્મક નથી પણ સાથે સાથે રચનાત્મક પણ છે. તેમણે 'Stalwart Movement' શરૂ કરી છે અને તેથી જેઓ તેવા વિચારવાળાઓ હોય તેને એકત્ર કરવા માંડી સંઘબળ ઊભું કર્યું છે.

રમા—મેં સાંભળ્યું છે કે તેમણે આ કાર્ય હિંદના ઋષિ અગસ્ત્યની આજ્ઞાથી શરૂ કર્યું છે. આ કાર્યની પછવાડે તેના આશીર્વાદ છે.

રમેશ—તે વાત સાચી છે. જે વ્યક્તિ નિમિત્ત બને તેના સારથિ પ્રભુ ચોક્કસ બને.

## દૃશ્ય સાતમું

(મદ્રાસમાં 'ન્યુ ઇન્ડિયા' ઓફિસમાં મૈયા જતાં નજરે પડે છે.)

*રમા—આ ઉંમરીમાં કોઈ જબરી લાગે છે. ક્યાં તેમનું ધર્મક્ષેત્રમાં કાર્ય! ક્યાં તેમનું શિક્ષણક્ષેત્રમાં* કાર્ય! ક્યાં સમાજસુધારામાં કાર્ય! આ તો રાજકીય ક્ષેત્રમાં ઝૂકી પડ્યાં છે.

રમેશ—હા, પોતાના ગુરુદેવની આજ્ઞા થતાં તેમણે આ ક્ષેત્રમાં ઝુકાવ્યું છે. સોસાયટીમાં જોડાયા અગાઉ ઇંગ્લાંડમાં તેમનું આ જ કાર્ય હતું. જીવનનું પહેલું કાર્ય અને છેલ્લું કાર્ય આ જ.

રમા—પહેલાં 'કૉમનવીલ' નામનું સાપ્તાહિક કાઢ્યું, પછી 'મદ્રાસ સ્ટાન્ડર્ડ' ખરીદ્યું અને તેનું નામ 'ન્યુ ઇન્ડિયા' રાખ્યું.

રમેશ—પછી 'હોમરૂલ'ની ચળવળ ઉપાડી. હિંદને પડકાર કર્યો 'Strike the iron while it is hot' 'તપ્ત લોહ પર હથોડો મારો' એ ધ્વનિ પોકાર્યો. પણ હિંદનો સમૂહાત્મા તે ધ્વનિ ઝીલી શક્યો નહિ. જો તે વખતે ઝીલ્યો હોત તો હિંદની આજે ઘણી પ્રગતિ થઈ હોત.

રમા—પણ તેને સરકારે ત્રણ મહિના નજરકેદ રાખ્યાં.

રમેશ—નજરકેદ રાખવાથી હિંદને કંઈ નુકસાન થયું નથી પણ ઊલટો ફાયદો થયો છે. આખું હિંદ એકત્ર થયું અને વિશ્વવિખ્યાત વ્યક્તિને કેદ રાખવાથી ખડેખંડમા હિંદની પરતંત્રતાની ખબર પડી.

રમા—કેદમાથી છૂટયા પછી હિંદે તેની કદર કરી અને તેમને નેશનલ કોંગ્રેસના પ્રમુખ નીમ્યાં.

રમેશ—પણ તેમણે પ્રમુખ એટલે ત્રણ દિવસનો પ્રમુખ નહિં પણ બાર મહિનાનો પ્રમુખ એ પ્રથા પાડી. પ્રમુખ એટલે માત્ર ભાષણ કરી બેસી રહેનાર નહિં, પણ ચાલુ વર્ષભર દેશોન્નતિ માટે કાર્ય કરનાર.

રમા—વળી તેમની કાર્યપદ્ધતિ પણ અજબ મારો કક્કો સાચો એ નહિં, પણ બધાને સાથે રાખવા અને સહેવું.

### દૃશ્ય આઠમું

('Commonwealth of India Bill' લઈ ઈંગ્લાંડ જવા સ્ટીમર પર ઊભાં છે. થોડા છૂટાછવાયા હિંદીઓ આસપાસ ઊભા છે.)

રમા—ક્યા હોમરૂલ વખતે 'બેસન્ટ મૈયાકી જે' 'ભારતમાતાકી જે' ના પોકારો અને ચારે બાજુ મોટી મેદની, અને આજે ક્યાં 'શરમ, શરમ'ના પોકારો અને માત્ર ગણ્યાગાંઠ્યા અનુયાયીઓ!

આજે એ હિલચાલના ઉત્પાદકો તો સમજે છે કે પોતે બહુ સારું કર્યું છે, પણ થોડા વર્ષમાં જ તેનું પરિણામ તેઓને સમજાશે.

રમા—લોકપ્રિયતાને પણ ઠોકરે મારી, પોતાને જે સત્ય લાગે તે નીડરપણે કહેવાની હિંમત બતાવનાર તો એક બેસન્ટ મૈયા જ. બીજાઓ મનમાં સમજે, પણ સાચું કહેવાની જાહેર હિંમત બતાવી ન શકે.

રમેશ—ઈંગ્લાંડમાં મૈયાના ઘણા જૂના સ્નેહીઓ છે તેમની સહાયથી પાર્લામેન્ટમાં તે બિલ રજૂ કરાવી શકશે. તેની સેવાની કિંમત હમણાં નહિ થઈ શકે.

રમા—આ ડોશીમા આટલી ઉમરે પણ ઝૂઝે છે.

રમેશ—કારણ નિષ્કામવૃત્તિ અને ગુરુની સહાય.

### દૃશ્ય નવમું

(બનારસ સ્ટાર કેમ્પ, શાંતિકુંજ, ૧૯૨૯, કૃષ્ણજી વ્યાખ્યાન આપી રહ્યા છે. બેસન્ટ મૈયા તેના પગ પાસે બેઠાં છે. 'તમારા પગ પર ઊભા રહેતાં શીખો' વ્યાખ્યાનનો એ ધ્વનિ છે. અનેક લોકો આસપાસ વીટળાઈ વળી બેઠા છે.)

રમા—આ મૈયા તો ખરેખર અદ્‌ભુત વ્યક્તિ છે જે પુષ્પને પોતે મોટું કર્યું તેને ચરણે બેસતાં તેને જરા પણ ઓછપ લાગતી નથી.

રમેશ—એમની નજર પુષ્પ સામે નથી, પણ પુષ્પમાંની સુગંધ તરફ છે.

રમા—કૃષ્ણજી જેવી પ્રભાવશાળી વ્યક્તિ જગતને ચરણે ધરી મૈયાએ વિશ્વની મહાન્ સેવા બજાવી છે.

રમેશ—કૃષ્ણજીને તૈયાર કરવામા મૈયાએ કટલી મુશ્કેલીઓ વેઠી છે તેનો ખ્યાલ કૃષ્ણજીના ભક્તોને નથી, તે તો મૈયા કરતા અમારા કૃષ્ણજી બહુ મોટા કહી મૈયાની કિંમત ઉતારી પાડે છે.

રમા—મૈયા ન હોત તો કૃષ્ણજી ન હોત એની ક્યાં એ લોકોને ખબર છે ? બન્ને મહાઆવિષ્કારના સભ્યો છે. બન્ને પોતપોતાને સોંપેલું કાર્ય યથાર્થ રૂપે કરે તે વાસ્તવિક જ છે.

રમેશ—બેસન્ટ મૈયા કૃષ્ણજીને ચરણે બેઠાં નથી, પણ સત્યને ચરણે બેઠાં છે. લોકો એ રહસ્ય ક્યાંથી સમજી શકે ?

રમા—મને તો એમ થાય છે કે હું કૃષ્ણજીની વાણી સાંભળ્યાં જ કરું.

## દૃશ્ય દશમું

(અડયાર કન્વેન્શન, ૧૯૩૧. લિફ્ટમાં બેસાડી મૈયાને હેઠા ઉતારી એક બાજુ રાજાજી અને બીજી બાજુ એરન્ડેલજીનો ખભો પકડી ધીમે ધીમે ચાલી આવી હેડક્વાર્ટર્સ હોલમાં ખુરશી પર બેસાડયાં છે. ઉપ-પ્રમુખ વેરીંગ્ટન સાહેબે પ્રમુખ તરીકેનું પોતાનું ભાષણ ખતમ કર્યું છે. મૈયાને લાગે છે કે દૂરદૂરથી આવેલા આ લોકોને મારે કંઈ થોડું પણ કહેવું જોઈએ એટલે મહામુસીબતે શરીર સાથ પાડે છે છતાં ઊભાં રહી પ્રવચન કરે છે. પડદા પાછળથી એ ભાષણ બોલાય છે.)

રમા—ભાઈ ! ખરેખર આ કન્વેન્શન ભાગ્યશાળી થયું છે. મૈયાનાં વચનો સૂત્ર સમાન છે. જીવનભરના અનુભવોના સારરૂપ આજનું વ્યાખ્યાન.

રમેશ—બ્હેન ! મને તો એમ જ લાગ્યું કે હું આ લોક પર જ નથી. મારા કાન કરતાં મારો આત્મા તે વધારે સાંભળતો હતો. આ વ્યાખ્યાન મારે માટે તો ગીતારૂપ છે.

રમા—મેં આશા રાખી નહોતી કે મૈયાના પ્રવચનનો લાભ આ વર્ષે મળશે.

રમેશ—મૈયાનો દેહ પરનો સંયમ કેટલો બધો ! આપણે એમની જગ્યાએ હોઈએ તો એક શબ્દ પણ બોલવાને સશક્ત ન થઈ શકીએ !

રમા—આટલી બધી માંદગી છે, છતાં હજી તેનાં નયનનાં તેજ કેવાં ચમકારા મારે છે. તે સાબિત કરે છે—તેની ભવ્યતા.

## દૃશ્ય અગિયારમું

(અડયાર કન્વેન્શન, ૧૯૩૨. મૈયા પથારીવશ છે. તેનાં દર્શન કરવા માટે, તેને ચરણે પુષ્પ અર્પણ કરવા સૌ એક પછી એક જાય છે. રાજાજી સૌને ધીમેધીમે જવા સૂચવે છે ડૉ. એરન્ડેલ માજી પાસે ઊભા છે, પુષ્પો ધરાતાં જાય છે, તે બાજુ પર મૂકતા જાય છે. બીજા નવા આવતા જાય છે. મૈયા દરેકના મોઢા સામું જોઈ આશીર્વાદ આપે છે.)

રમા—પુષ્પ અર્પણવિધિ ગોઠવીને રાજાજીએ માજીના દર્શન કરાવ્યાં તેથી મને આનંદ થયો છે.

રમેશ—હજી દર્શન કરવાની ભાવના મનમાંથી ગઈ નથી ? હવે તો જ્યારે તે સોસાયટીનું કાર્ય કરી શકતાં નથી ત્યારે સોસાયટીનું કાર્ય ખૂબ આગળ ધપાવવું તે કાર્ય અનુયાયીઓનું છે. જે કાર્ય કરે તે સાચો અનુયાયી. જે ભ્રાતૃભાવના ધ્વજ માટે તેમણે આખી જિંદગી અર્પી તે ધ્વજ ફરકાવતો રાખવો તેમાં જ શિષ્યની કર્તવ્યતા છે.

રમા—ભાઈ ! તમારું કહેવું સાચું. પણ અમે ભાવિક જનો દર્શનના ભૂખ્યા. અમારો સ્વભાવ જ તેવો !

રમેશ—હવે મૈયાનું કાર્ય ઉત્સાહથી કર્યે જવું તેમાં જ ખરો આનંદ માનો.

### દૃશ્ય બારમું

(સપ્ટેમ્બર ૨૦, ૧૯૩૩. બપોરના ચાર વાગ્યા છે. મૈયાએ સ્થૂળ દેહ છોડ્યો છે.)

રમા—આ તો મૈયા ચાલ્યાં.

રમેશ— આવે તેને વહેલાં કે મોડાં જવાનું જ.

રમા—કર્નલની ભવિષ્યવાણી સાચી પડી છે.

રમેશ—બન્ને એક જ ગુરુ-મહાત્મા એમ.—ના શિષ્યો; એકબીજાની શક્તિને ઓળખે.

રમા—મૈયાના મૃત્યુ સમયે ક્યા ક્યા મહાત્માઓ આવ્યા હોય તેમ લાગે છે?

રમેશ—તે આપણે કેમ કહી શકીએ? દિવ્ય દૃષ્ટિવાળા લેડબીટર સાહેબ કહેશે ત્યારે જાણશું. પણ જેણે મહાત્મા એમ ના, ભગવાન અગસ્ત્યના તથા રાજરાજેશ્વર ભગવાન નારાયણ-સનત્કુમારના નામે અનેક કાર્યો કર્યાં છે, તેના મરણ સમયે ઋષિસંઘની અનેક વ્યક્તિઓ હાજર રહી હોય એવી કલ્પના કરી શકાય.

'બોલો બેસન્ટ માતકી જય'

હરિભાઇ ઠક્કર

(સપ્ટેમ્બર ૧૯૪૭ ના 'જ્યોતિ'ના અંકમાંથી)

# The Impersonality of Annie Besant

She had an extra-ordinary tenderness for the weak; for those who suffered or were exploited; for those who were oppressed or depressed, and in that tenderness she became impersonal—a quality and a qualification which brought her that extra-ordinary reward of being chosen as an Instrument of the Great Masters of Wisdom !

Sjt. Jamshed Nusserwanjee.

# ડૉ. બેસન્ટની નિરભિમાનતા

તેમનામાં નબળા પ્રત્યે તેમ જ જેઓ દુઃખી કે પીડિત હોય, જેઓ કચરાયેલા હોય અથવા દબાયેલા હોય તેમના પ્રત્યે અસાધારણ પ્રકારની કોમળતા હતી. અને આ કોમળતાને લીધે તેઓ નિરભિમાની થતાં હતાં. આ જ ગુણ અને વિશેષતાથી તેમને મહાન્ અને પ્રજ્ઞાપૂર્ણ મહાત્માઓના, તેમણે પોતે જ પસંદ કરેલા સાધનભૂત થવાની અસાધારણ બક્ષિસ-લાભ મળ્યો હતો.

શ્રી. જમશેદ નસરવાનજી.

# ડો. એની બેસન્ટ

(એક નાટકનું એક દૃશ્ય)

(દૃશ્ય બીજું)

(૧૮૮૭—વાઇટ ચેપલમાં એક ગરીબ માણસની ઓરડી દીવાલ પાસે બિછાનું. ત્રણ ભાંગેલ-તૂટેલ ખુરશીઓ, ઘરડી મિસિસ સ્મિથ દીવાસળીની પેટીઓ બનાવે છે બારણા પર ટકોરા થાય છે.)

માણસઃ—(ઠોકતાં ઠોકતાં) બારણાં ઉઘાડો કોઈ અંદર છે કે કેમ? આખો દિવસ હું અહિં થોભવાનો નથી. (મિસિસ સ્મિથ બારણાં ઉઘાડી એક માણસ, જે બહુ ઉગ્ર દેખાવનો છે તેને દાખલ કરે છે)

માણસઃ—કેમ હવે મારું ભાડું ક્યારે આપવું છે? જૂઠું જૂઠું બોલી બોલી ત્રણ અઠવાડિયાં મને રખડાવ્યો. એ નહિં ચાલે. શું વિચાર છે?

મિસિસ સ્મિથ—ભાઈ, જરા બેસો તો ખરા! મહેરબાની કરી બેસો, બહુ જ દિલગીર છું! મારી મોટી છોકરી ગયે અઠવાડિયે મરી ગઈ અને પછી મારા ધણીને ટ્રફાલગર સ્કવેરમાં સરઘસમાંથી પોલીસ પકડી ગયા છે તેથી જરા ભાડું આપવામાં મોડું થયું છે. અને પાછી મારી આંખ નબળી પડતી જાય છે અને મજૂરીમાં આ પેટીઓ પણ બરાબર થતી નથી

માણસઃ—(રોષમાં) બસ! બસ! બહુ થયું! બધાંને તો ઠીક માગતા આવડે છે! આંખમાં ઝાંખ આવે કે આંખો ફૂટી જાય તેની જોડે મને શું લાગે વળગે? મારા મકાનમાં જેલમાં જનારા ગુન્હેગારો ન જોઈએ. સમજ્યાં? કાલ ને કાલ ભાડું ચૂકવી આપો, નહિંતર બહાર નીકળો. અરે! ચોંચોટી પકડી બહાર કાઢીશ. સમજ્યા?

મિસિસ સ્મિથ—પણ સાહેબ!

માણસઃ—બસ એ સાહેબ-બાહેબ રહેવા દો. મેં કહ્યું તે સંભળાયું નહિં? મને એવા ખોટા ગપગોળા નથી સાંભળવા સમજ્યાં?

(સેલી સ્મિથ ૨૦ વર્ષની ઉમરની, આંખમાં અંગાર સાથે ધસી આવે છે.)

સેલીઃ—એય મિસ્તર! મારી માને દમ મારતાં શરમ નથી લાગતી? એ હું નહિં ચાલવા દઉં. જાઓ, બહાર નીકળો.

મિસિસ સ્મિથ—ઓ સેલી! સેલી! એમના પર ગુસ્સો ના કર. આપણે જ ભોગવવું પડશે

સેલીઃ—મહેરબાની કરીને ચાલ્યા જશો? મારી મા માંદી છે અને લગભગ આંધળી થઈ છે. અને મારા પિતાને પોલીસે પકડેલા છે. અને આવી વિષમ સ્થિતિમાં મુકાયેલાં એકના અનાથ બૈરાંને દમ મારતાં તમને શરમ નથી લાગતી?

માણસઃ—ઓહો. મોટી ગવર્નરની દીકરી ન જોઈ હોય તે ! જો, સ્પષ્ટ જણાવું છું કે કાલે ભાડું આપી દેવાનું. ને ન અપાય તો બહાર હડસેલી મૂકીશ. સમજ્યાં ?

સેલીઃ—જાઓ, હું કાલે જરૂર આપીશ. વચન આપું છું.

માણસઃ—દુષ્ટ ! કાલે નહિં આપે તો ખબર પડશે ! સમજ્યાં ?

( માને સેલી વળગી પડે છે. માને અંધારાં આવે છે ને બેસી જાય છે )

સેલીઃ—મા, બધું બરાબર છે, ફિકર ના કર આપણને એ કંઈ કરી શકશે નહિં.

મિસિસ સ્મિથઃ—(રડતાં રડતાં) સેલી ! પણ કાલે આપણે કેવી રીતે આપી શકીશું ? ઘરમાં તો કંઈ જ નથી.

સેલીઃ—એ તો હું ગમે તેમ બંદોબસ્ત કરીશ. રાતના સૂવાને બદલે આ દીવાસળીની પેટીઓ લઈને આખી રાત કામ કરીશ. જરા ગભરાતી ના, મા, કંઈક તો આપી શકાશે

( દીવાસળીની પેટી લઈ કામ કરવા બેસે છે. )

સેલીઃ—મા, આજે તું અચંબો પામે એવી એક કહાણી કહેવાની છે.

મિસિસઃ—શું છે દીકરી ?

સેલીઃ—કારખાનામાં બધાંએ જાણ્યું કે આપણી લીલી મરી ગઈ છે એટલે બધાંએ એક ઉઘરાણું કર્યું, એ બિચારાંને લાગ્યું કે એના મરી જવાથી આપણે તંગીમાં મુકાઈશું, અને તેમાં બિચારા બાપા તો જેલમાં ગયા છે, અને એ લોકોએ આ મોકલ્યું છે.

( ગજવામાંથી પૈસાની કોથળી કાઢી માને આપે છે. )

મિસિસ સ્મિથઃ—(આંખમાં આંસુ લાવી) ગરીબ લોકો કેવી એકમેક તરફ સહાનુભૂતિ ધરાવે છે ! કેવી સુંદર લાગણી ! કેવી સરસ દિલસોઝી !

સેલીઃ—મા, ક્લબમાં શું થયું તે તો કહેવું ભૂલી જ ગઈ !

મિસિસ સ્મિથઃ—કેમ ત્યાં કોઈ સન્નારી આવવાની હતી કેની, તે આવી ગઈ ?

સેલીઃ—હા, એ બાઈ આવેલાં ! એનું નામ મિસિસ બેસન્ટ. ટૂંકા વાળવાળી અને એટલું માયાળુ મોઢું છે, મને તો ખૂબ જ ગમી ગઈ કોઈ જાતની મગરૂરી કે મોટાઈ મળે જ નહિં

મિસિસ સ્મિથઃ—બધી છોકરીઓને ગમી કે નહિં ?

સેલીઃ—પહેલાં તો એ દાખલ થઈ એટલે બધાં અક્કડ ને ગંભીર થઈ ગયાં પણ એ બાઈ તો ખરેખરા ઉમદા ખવાસની છે. એ તો બધા જોડે એકદમ હળી ગઈ ને વાતો જ કરવા મંડી ગઈ, એકદમ આવી ખૂણામાં પીઆનો હતો તે ઉઘાડી વગાડવા જ મંડી ગઈ અને શું વગાડે ! આહા ! શું વગાડે ! બધાં તો દંગ જ થઈ ગયાં. એવું સરસ વગાડવા માંડયું ને એવો રાગ ઉપાડયો કે આપોઆપ બધાં નૃત્ય કરવા જ મંડી ગયાં. ખરેખર ! ઘણી ગમ્મત આવી. (બારણાં પર ટકોરા પડે છે)

(સેલી બારણાં ખોલે છે. મિસિસ બેસન્ટ દાખલ થાય છે ને બારણાંની ઓથમાં જ ઊભાં રહે છે.)

એ. બી.ઃ—તમારું નામ મિસિસ સ્મિથ છે ? તમારા ધણીને જામીન પર છોડાવ્યા છે ને કેદ... હમણાં જ આવી પહોંચશે. એ કહેવા જ હું આવી છું.

( સામું જોઈને ચમકીને ) અહા ! આ જ.

સેલી:—ઓ પ્રભુ ! અમારી બાઈ મિસિસ બેસન્ટ ?

મિસિસ:—સેલી, કંઈ રીતભાત આવડે છે કે ? આ બાનુને ખુરશી તો આપ.

( સેલી એકદમ ખુરશી લાવી સાફ કરે છે. એ. બી. બેસે છે. )

એ. બી.:—ટ્રફાલગર સ્કવેરમાં જે જે માણસોને પોલીસે પકડેલા તે બધાને છોડાવ્યા છે અને મીલબૅંકના કેદખાનામાંથી બધા આવે છે ! અરે, બધાની એવી અવદશા થયેલી ! કોઈકને ઊઝરડા પડેલા, કોઈ ને માથે હેટ કે કંઈ નહિં ! કેટલાકનાં કપડાં ફાટેલાં ! બધાનો જોવા જેવો દેખાવ હતો. તેમને માટે રસ્તામાંથી પહેલાં હેટો લીધા કે જરા આબરૂદાર દેખાય.

મિસિસ સ્મિથ:—આહા ! કેવું અદ્દભુત ! મેડમ, તમારો હું આભાર માનું છું. મને તો એમ હતું કે હવે મારા હોમને હું ફરીથી જોવા જ નહિં પામીશ. મારી લીલી તો બિચારી ગયે અઠવાડિયે મરી ગઈ !

એ. બી.:—લીલી કોણ હતી ?

મિસિસ સ્મિથ:—મારી મોટી છોકરી. આ સેલી મારી બીજી છોકરી. મહિનાઓ થયાં દીવાસળીના કારખાનામાં કામ કરી એને ક્ષયરોગ લાગુ પડેલો. બન્ને ત્યાં જ કામ કરતાં હતાં.

એ. બી.:—બેન, હું દિલગીર છું, હું જાણું છું કે ત્યાં પગાર પણ બહુ જ થોડો મળે છે.

સેલી:—અઠવાડિયાની ચાર શિલિંગ ! પૂરું નથી થતું તેથી મા પણ કામ ઘેર લાવી કરે છે. એમાં પણ ગ્રોસની અઢી પેની મળે. તેમાં દોરા તથા ગુંદર અમારા. હવે એની આંખને લીધે સીવણકામ પણ થતું નથી.

એ. બી.:—તમને છોકરીની કેટલી ખોટ પડતી હશે ? બેન, તમને કેવું લાગતું હશે તે હું સમજી શકું છું.

મિસિસ સ્મિથ:—એ છોકરી એટલી ભલી, હસમુખી ને પ્રેમાળ હતી કે એના વગર ઘર બધું ખાલી ખાલી, સૂનું સૂનું, કરડવા ધાય છે ! બેન, ( આંખમાનાં આંસુ લૂછે છે ) સેલી સારી છે પણ છોકરી ખોવી તેનો ઘા કેવો કારમો હોય છે તે તમને નહિં ખબર પડે બેન !

એ. બી.:—બેન, હું જાણું છું ! મેં તો મારાં બન્ને છોકરાં ખોયાં છે. જો કે તેઓ મૃત્યુ નથી પામ્યાં. મારા ધણી પાદરી છે અને દંભી અને મિથ્યાચારી થયા વગર ધર્મક્રિયામાં હું ભાગ લઈ શકું નહિં એવી મારી ખાતરી થઈ એટલે મારે પાદરીની દંભી સ્ત્રી થઈ સાથે રહેવું યા છોકરાંઓને તજવાં એ બે વચ્ચે જ નિર્ણય કરવાનો આવ્યો અને મેં સત્ય ખાતર બાળકો તજ્યાં

મિસિસ સ્મિથ:—મેડમ, તમને કેટલું દુઃખ થયું હશે ?

એ. બી.:—શરૂઆતમાં તો થોડે થોડે વખતે હું મળવા જતી, પણ મળીને પાછાં ફરતાં મારી નાની છોકરી એવી હીજરાતી કે એને વારે ઘડીએ દુઃખી કરવી એ મને ઠીક ન લાગ્યું તેથી ઘણા વખત થયાં હું એને મળી જ નથી.

( દરવાજો ઉઘાડે છે ને હોમ સ્મિથ દાખલ થાય છે. )

સેલી:—બાપા, તમે આવ્યા ! મને ઘણો જ આનંદ થયો. ( દોડીને ભેટવા જાય છે. )

હોમઃ—(પત્ની તરફ જોઈ) કેમ ! કેમ ચાલે છે ?

(એ. બી. સામે જોઈ શેકહેન્ડ કરે છે. તથા પત્ની સામે જોઈ)

એમને છોડાવવા માટે આ જ બાઈનો આભાર માનવાનો છે. જીમ, ફ્રેડ, આર્ચી, અરે અમને બધાને એમણે છોડાવ્યા, મિસિસ બેસન્ટ બહુ જ દયાળુ અને ભવ્ય બાઈ છે.

(બહાર દોડી જીમ, આર્ચી, ફ્રેડ વગેરેને બોલાવે છે. ઘણા માણસો અંદર દાખલ થાય છે–બધા મિસિસ બેસન્ટ જોડે શેકહેન્ડ કરે છે. અને Long live Mrs. Besant. Three cheers for Mrs. Besant. Hip Hip Hurrah બોલે છે.)

(છોકરીઓ આગળ આવે છે.)

એક છો—તમારા છાપામાં અમારા માટે જે આર્ટિકલ લખ્યો તેને લીધે અમારી દીવાસળીનો બહિષ્કાર થયો છે.

બીજી છો—એને માટે અમે તમારી જોડે વાત કરવા માંગીએ છીએ

ત્રીજી છો—વાહ તમે બહુ સારું કીધું ! અમારી રોજી રખડાવી.

૧લી છો.—બેસ બેસ બિચાવલી ! પહેલાં આપણા કામમાં કોઈ માથું પણ મારતાં નહોતા–આ બિચારીએ દયાથી પ્રેરાઈ આપણને મદદ કરવા લડત ઉપાડી ને તું વળી જબરી કે એમને કહે છે કે રોજી ખોવડાવી.

૩જી છો.—આજે તો અમારા માલિકે અમને બોલાવ્યા અને કહે કે આના પર સહી કરો ! વાંચવા લીધું તો જાણ્યું કે અમને બિલકુલ દુઃખ નથી, અને પેપરમાં જે આવ્યું તે જુઠાણું છે વગેરે વગેરે.

૨જી છો—એકમ, તમે બીલકુલ અમારી ચિંતા કરતા ના–તમે અમારે માટે ઝુંબેશ ઉપાડી છે અને હવે તમારી વિરુદ્ધ નહિં જઈએ. હવે કૃતઘ્ની નહિં થઈએ હોં.

૩જી છો.—લીઝીને તો નોકરીમાંથી કાઢી મુકી.

૧લી છો—અને હવે તો હડતાળ પર ગયાં છીએ.

૩જી છો.—મળતર પણ ધુળ જેવી હતી. આમ ને આમ ભૂખે જ મરવાનું હતુ તો લડતાં લડતાં કેમ ના મરવુ ? (બધા માણસો મિસિસ બેસન્ટ ઝિંદાબાદના પોકાર કરે છે. ચાર્લ્સ બ્રેડલો દાખલ થાય છે. બ્રેડલોકી જય ! બ્રેડલોકી જયની ઘોષણા થાય છે)

બ્રેડલો—એની ! તું તો અદ્‌ભુત બાઈ છે. આટલા થોડા વખતમાં તેં તો કમાલ કીધી. બધાંની માનીતી થઈ. બધાંની લડત ઉપાડી.

એ. બી.—ચાર્લ્સ, એમ ના બોલો તમે મારા ગુરુ છો. જો એમાં કંઈ પણ મેં કર્યું હોય તો તેનું માન તમને છે. તમો આપણા ગરીબ ભાંડુઓનાં દુઃખો મટાડવા પ્રેરણા આપી, રીત બતાવી, તેમાં જ્ઞાનનો પ્રકાશ આપવા અને બંધુત્વની ભાવના જગાવવા મહાન્ અણમુલો સેવામંત્ર તમે આપ્યો, જગતને સુખી કરવા, નંદનવન બનાવવા ! તમારો અનહદ પ્રેમ, તમારી અકમ અને અથાગ સેવા કોને પ્રેરણા ન આપે ?

ભાઈઓ, હવે શાંત થાઓ। સૌ સૌને ઘેર જાઓ. આપણે બધા એકઠા મળી વિચાર કરી જરૂર ફત્તેહ મેળવીશુ.

બ્રેડલો—એની, તારામાં અદ્દભુત અને અજબ શક્તિ છે. તે દિવસે પાર્લામેન્ટમાં મારી પાછળ હજારો માણસોનું ટોળું આવેલું અને તે પણ મજૂરિયાત ને ગરીબ અભણ માણસોનું, તેના દેખતા, મને પાર્લામેન્ટની બારીમાંથી નીચે બાગમાં ફેંકી દીધો, બધાં હુલ્લડ કરી પાર્લામેન્ટના દરવાજા તોડી નાખવા તૈયાર થયેલા, પોલીસો ગભરાઈ ગયેલા ત્યારે તે બધાને દાદર પર ઊભા થઈ હાથ ઊંચા કરી શાંત થવા આજ્ઞા કરી, ઉશ્કેરાયેલા ટોળાંને તારી અજબ શક્તિ અને પ્રતિભાશાળી વકતૃત્વ અને ભાષાનાં જાદુથી મુગ્ધ કરી શાંત રીતે ઘેર જવા પ્રેર્યું. આહા! શો વ્યક્તિત્વપ્રભાવ! એની, તું તો અજબ માટીની બનેલી છે. હું તો ધારું છું કે જગતની મહાન્ વિભૂતિઓ, અરે, જગતના પયગમ્બરો જે માટીમાંથી બને છે તે માટીની તું છે.

એની—ચાર્લ્સ! નાહકનો ચઢાવ નહિં! મારા ગુરુ! એવું કંઈ નથી આપણા આદર્શ પ્રમાણે ભ્રાતૃભાવ ફેલાવી લોકોની અજ્ઞાનતા દૂર કરી પ્રકાશ ફેલાવીએ ને જગતને નંદનવન બનાવી ઊંચ-નીચના ભેદો દૂર કરી દુઃખ દરિદ્રતાને, કંગાલિયતને હાંકી કાઢીએ તો બસ છે બોલો ભાઈઓ બ્રેડલો સાહેબનો જય, થ્રી ચીઅર્સ ફોર મિ બ્રેડલો હીપ હીપ હુર્રે

શ્રી. સત્યસુખરામ વી. હોરા

(જુલાઈ ૧૯૪૯ના "જ્યોતિ" ના અંકમાંથી, એમના ડૉ બેસન્ટ પરના એક નાટકમાંથી.)

## Sidney. A. Cook on Dr. Besant

For this supreme gift and for Courageous and pioneering leadership when the world's social conscience needed awakening Annie Besant will always be blessed.

("The Annie Besant Centenary Book" P. 168)

## ડૉ. બેસન્ટ વિષે સિડની. એ. કૂક

થીઓસોફિકલ સોસાયટીના હાલના ઉપ-પ્રમુખ

આ જાતની ઉચ્ચ શક્તિ અને હિંમતભરી નેતાગીરી જ્યારે જગતના સામાજિક અંતઃકરણને જાગૃત કરવાની જરૂર હતી ત્યારે બતાવવા માટે ડૉ. એની બેસન્ટને હંમેશા અભિનંદનપૂર્વક યાદ કરવામાં આવશે.

(ઉપલા ફકરાનો અનુવાદ)

# બેસન્ટ મૈયા—હીરેક્લીસ

## [ એક જીવાત્માનો વિકાસ ]

( આ લેખમાં જે જીવાત્માને આપણે અત્યારે બેસન્ટ મૈયાના નામથી ઓળખીએ છીએ તેમણે ચંદ્રલોક પર નરત્વપદની પ્રાપ્તિ કરી ત્યારથી શરૂઆત કરી છે. શરૂઆતથી જ પોતાના ગુરુદેવ માર્સ—મહાત્મા એમ.ની સાથે કેવી રીતે સંબંધમાં આવ્યા છે તથા પ્રત્યેક પ્રજાની સ્થાપના કરતી વખતે પણ તેના એક યા બીજા પ્રકારના સંબંધમાં કેવી રીતે આવ્યા છે તે બારીકાઈથી વાંચતાં નજરે પડશે આ લેખ અભ્યાસીઓને બહુ ઉપયોગી છે. અહિંયા તો તે ટૂંકામાં ટૂંકો રીતે આપવામાં આવ્યો છે; પણ અભ્યાસીઓ 'મેન, વ્હેન્સ, હાઉ અને વીધર'નું પુસ્તક વાંચી લોજના બીજા સભ્યોને તે સમજાવશે તો 'એક જીવાત્માનો વિકાસ' કેવી રીતે થયો છે તે સુંદર રીતે સમજાશે. 'લાઈવ્ઝ આફ આલ્કીઓની' ના બે મહાન ગ્રંથોમાંથી પણ તેમની થોડી જીવનવાર્તાઓ તારવી રાખી છે, પણ લેખ મોટો થઈ જવાની બીતિથી તે આપી નથી. ભવિષ્યમાં કોઈ પ્રસંગે બનશે તો આપવાનો પ્રયત્ન થશે (આ) લેખ બિનઅભ્યાસીને કદાચ યથાર્થ સ્વરૂપમાં નહિં સમજાય. હીરાક્લીસ એ બેસન્ટ મૈયાના જીવાત્માને નામ આપવામાં આવ્યું છે. માર્સ એ મહાત્મા એમ; મર્ક્યુરી એ મહાત્મા કે. એચ.; મહાગુરુ એ ભગવાન બુદ્ધ; સૂર્ય એ ભગવાન મૈત્રેય. આ જીવાત્મા ભગવાન વૈવસ્વત મનુના સંબંધમાં કેવી રીતે આવેલ છે તે પણ સમજાશે. તેથી ભવિષ્યમાં આ જીવાત્મા કેવું મહાન કાર્ય કરશે તેની ઝાંખી થઈ શકે છે. ચંદ્રલોકપરનો વિકાસ, ગ્લોબ, મૂળપ્રજા, ઉપપ્રજા એ શબ્દો સબંધી જો વિવેચન કરવા બેસીએ તો પાનાનાં પાનાં ભરાય; માટે જેમને આ બાબત ન સમજાય તેમણે અભ્યાસીને પૂછીને સમજી લેવી. અભ્યાસી આ બાબત બીજાને સ્પષ્ટ રૂપમાં સમજાવી શકે માટે તેમણે ઉપર્યુક્ત પુસ્તકમાંથી નીચેનાં પાનાં વાંચવાં—૩૪, ૪૪, ૧૧૩, ૧૨૦, ૨૪૩, ૨૫૧, ૨૭૬, ૨૮૩, ૨૯૦, ૨૯૩, ૨૯૪, ૨૯૭, ૩૨૦, ૩૨૯, ૩૩૨, ૪૮૧, ૪૮૨, ૪૮૮, ૪૯૨, ૪૯૩, અને ૪૯૮. (શંભુ)

### ( ૧ )

### ( ચંદ્રલોક પર પાંચમો રાઉન્ડ ગ્લોબ ડી. )

એક ઝૂંપડીમાં માર્સ અને મર્ક્યુરી પતિ પત્ની તરીકે વસેલા છે. મહાગુરુ અને સૂર્ય તેઓનાં સંતાનો છે. હીરેક્લીસ, સીરીઅસ, આલ્કિનીઓની અને મિઝાર પ્રાણીદેહમાં છે—ઝૂંપડાની આસપાસ રક્ષણ કરનારા, ચોકી કરનારા વફાદાર કૂતરાઓ સમાન, લગભગ કપિસમાન દેહમાં છે. હીરેક્લીસ પોતાનો માલિક, જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં તેની પાછળ જાય છે હીરેક્લીસ પશુદેહે પણ માર્સ તરફ ભક્તિભાવ રાખી રહેલ છે. સીરીઅસ મર્ક્યુરી તરફ વફાદાર છે આલ્કિઓની અને મિઝાર, મહાગુરુ અને સૂર્યના વફાદાર નોકરો સમાન છે.

એક રાત્રે ઝૂંપડીની આસપાસ જંગલી આદમીઓ પોતાના વફાદાર જંગલી પ્રાણીઓ સહિત આવી ઘેરો ઘાલી ઊભા રહ્યા છે. ઝૂંપડીની બહાર ચોકી કરતા ઉપરના ચાર કપિસમાન પ્રાણીઓ પોતાના માલિકને જાગ્રત કરી આદમીઓ પર હુમલો કરી રહ્યા છે. માર્સ ઝૂંપડીમાંથી બહાર આવે છે અને પેલા જંગલી આદમીઓ શસ્ત્રાસ્ત્રનો મારો ચલાવે છે. દરમ્યાન દુશ્મન બાજુનું એક પ્રાણી ઝૂંપડીમાં દાખલ થઈ બાલક-સૂર્યને ઉપાડી નાસે છે. સીરીઅસ પાછળ પડે છે. અન્તે વચ્ચે તુમુલ યુદ્ધ જામે છે. સીરીઅસ બાલકને ઝડપી લઈ આલ્કિઓની તરફ ફેંકે છે અને તે તેને ઝૂંપડામાં જઈ મૂકી આવે છે. એ દરમિયાન યુદ્ધ કરતાં માર્સની પીઠ પર એક કટારી ઘા એક જંગલી માણસ કરવાને મથે છે. માર્સનું ધ્યાન નથી. પણ વફાદાર પ્રાણી-હીરેકલીસની નજર પડે છે અને પોતાની જાતને વચમાં નાખી પોતાના માલિકનો જાન બચાવે છે. યુદ્ધ પૂરું થાય છે જંગલી આદમીઓ નાસી જાય છે. માર્સને સાંભરી આવે છે કે પોતાની પીઠ પાછળ કંઈ અવાજ થયેલો હતો. પાછળ નજર કરતાં પોતાના વહાલા પ્રાણીને મરણતોલ સ્થિતિમાં જુએ છે. તુરત ભૂમિ પર બેસી પોતાના ખોળામાં વફાદાર પ્રાણીનું મસ્તક મૂકે છે, તેને પંપાળે છે. થોડી વારમાં પ્રાણીના દેહમાંથી જીવન સરી જાય છે; પણ જીવન ઊડતાંની સાથે સેવા કરતાં જીવન ઊડવાથી આત્માની ઇચ્છાશક્તિનું કિરણ ચમકે છે; અને તે જ ક્ષણથી તે પ્રાણી મટી નરત્વપદ પ્રાપ્ત કરે છે તે જીવાત્મા ભવિષ્યનો કર્મયોગી બને છે. તે જીવાત્મા બીજો કોઈ નહિ પણ 'કર્મયોગિની બૅસન્ટ માત.'

આ રીતે હાલ જે મૈયાને બૅસન્ટ મૈયાના નામથી ઓળખીએ છીએ તે પ્રાણીદેહમાંથી માનવદેહમાં, ચંદ્રલોક પર પાંચમા રાઉન્ડમાં ડી. ગ્લોબ પર હતાં, ત્યારે આવ્યાં. માનવદેહપ્રાપ્તિના સમયથી માનવજીવનની શરૂઆતથી, બીજાને ખાતર ઝુકાવવું, શરીરને અર્પણ કરવું, એ તેનો જાતિસ્વભાવ. અનેક જિંદગીઓમાં તેનો આ જાતિસ્વભાવ તરી આવે છે; પ્રાણીવર્ગમાંથી માનવકોટીમાં જે રીતે જીવાત્મા આવ્યો હોય તે તેનો જાતિસ્વભાવ બને છે. તે તેના આત્માનો મુખ્ય સ્વભાવ બને છે. તે તેનો મૂળ ગોત્ર બને છે.

( ૨ )

(ચંદ્રલોક પર છઠ્ઠો રાઉન્ડ: ડી ગ્લોબ: પ્રથમ માનવદેહ.)

( પહેલા ભાગમાં જે હીરેકલીસ સંબંધી આપણે વાંચી ગયાં તે તે સમયે પાંચમા રાઉન્ડમાં પ્રાણી દેહમાં હતા અને મરણ વખતે નરત્વપદની પ્રાપ્તિ કરી હતી ત્યાંથી-છઠ્ઠા-રાઉન્ડથી તેના માનવજીવનની શરૂઆત થાય છે. હવે જે વાત કરીએ છીએ તે તેનો પ્રથમ માનવદેહ. માનવી તરીકેની જિંદગીની શરૂઆત. પહેલો માનવજન્મ.)

શરૂઆતનું માનવજીવન હમેશાં વાસનાપ્રધાન હોય છે, ઇન્દ્રિયોની નમાયકડીવાળું હોય છે. એક ટાપુમાં હીરેકલીસ જન્મેલ છે. ટાપુ પર અનાજ ઓછું પાકે છે. તેથી ખોરાક માટે માંહોમાંહે વારંવાર મારામારી થાય છે. ટાપુની નજદીક એક સામુદ્રધુની છે. સામેના પ્રદેશ પરથી જંગલી, જેઓ રાક્ષસ જેવા દેખાય છે, તેઓ વારંવાર આ ટાપુ પર ચડી આવે છે. આત્મરક્ષણ માટે ટાપુનિવાસી જનો લડે છે. જેને કેદીઓ તરીકે પકડે છે તેને તેઓ મારી નાખે છે. પણ જો પ્રદેશવાસી જનો ટાપુનિવાસી જનોને કેદીઓ તરીકે પકડે છે તો તેને તુરત મારી નહિ નાખતાં, રીબાવી રીબાવીને મારે છે, અથવા તેઓને મારી નાખીને ખાય છે. આ જિંદગીમાં હીરેકલીસને એક જંગલી માનવી સામે એક અતિ કદરૂપા પ્રાણીના મડદા માટે મારામારી કરતા જોઈએ છીએ તે સિવાય બીજી કંઈ ખાસ જાણવા જેવું નથી.

(૩)

(ચંદ્રલોક પર છઠ્ઠો રાઉન્ડ, ડી ગ્લોબ)

હીરેક્લીસનો બીજો માનવજન્મ પણ ત્યાંને ત્યાં જ થયો છે; તેજ ટાપુમાં. આ વખતે ભયથી જેણે નરત્વપદની પ્રાપ્તિ કરી છે તે જીવાત્મા જેને સ્કોરપીઓના નામથી આપણે ઓળખીએ છીએ, અને જે જીવાત્મા સાથે વારંવાર અનેક જન્મો સુધી હીરેક્લીસને અથડામણમાં આવવુ પડ્યું છે, તે જીવાત્મા સાથેની અથડામણની શરૂઆત આ બીજા જન્મથી થાય છે. સ્કોરપીઓ પ્રદેશવાસી છે. હીરેક્લીસ ટાપુવાસી છે. પ્રદેશવાસીઓ અને ટાપુવાસીઓ વચ્ચે ઝઘડો શરૂ થયો છે. પ્રદેશવાસીઓ હારી ગયા છે અને તેની પાછળ ટાપુવાસીઓ હીરેક્લીસની સરદારી હેઠળ પડ્યા છે. પ્રદેશવાસીઓના સરદાર તરીકે સ્કોરપીઓ છે. પ્રદેશવાસીઓએ એક સારા ઘાયલ માણસને કેદી તરીકે રાખ્યો છે. તેને રીબાવી રીબાવીને મારવાનો હતો. હીરેક્લીસ તે ઘાયલ માણસને કેદમાંથી મુક્ત કરે છે. તે ઘાયલ માણસ બીજું કોઈ નહિં પણ માર્સ છે કેદખાનામાંથી મુક્ત કરી હીરેક્લીસ તેની સેવા કરે છે–સાજો કરે છે. આ બનાવ બને છે તે અગાઉ મર્ક્યુરી ટાપુવાસીઓ વચ્ચે રહેવા આવેલ છે અગ્નિ કેમ સળગાળવો, અનાજ કેમ ઉગાડવુ, અનાજને કેમ રાંધવુ, ફળો કેમ ઉગાડવા તથા તેનો રસ કેવી રીત પીવો, તે બધુ ટાપુવાસીઓને મર્ક્યુરી શીખવે છે. ટાપુવાસીઓ તેમે પ્રભુની જેમ પૂજે છે. માર્સ અને મર્ક્યુરી બન્ને આ ટાપુ પર મળે છે બન્ને એ જ જાતિના હતા બન્નેની ભાષા એક જ હતી. ટાપુવાસીઓ તેઓની ભાષા સમજી શકતા નથી. હીરેક્લીસ માર્સને સાજા કરે છે. તેથી મર્ક્યુરી તેની પ્રશંસા કરે છે. સાજા થયા પછી માર્સ પોતાના પ્રદેશ તરફ જવાની ઈચ્છા કરે છે. તે પોતાના દેશ તરફ જાય છે ત્યારે હીરેક્લીસ પણ તેની સાથે તેના નોકર તરીકે જાય છે હીરેક્લીસ પોતાની ભૂમિ–ટાપુને છોડી માર્સની સાથે જાય છે આ પ્રમાણે માર્સની જિંદગી બીજી વખત હીરેક્લીસે બચાવી તેથી તે બન્ને જીવાત્માઓ વચ્ચે અમુક પ્રકારની ગાઠ બધાય છે બન્ને જીવાત્માઓ એક બીજા સાથે Link થાય છે–જોડાય છે. આ જિંદગી પછીની અમુક જિંદગીઓ સામાન્ય પુરુષ કે સ્ત્રી તરીકેની ગાળે છે.

(૪)

(પૃથ્વીલોક પર ચોથો રાઉન્ડ ચોથી મૂળપ્રજા.)

(ચંદ્રલોક પર હીરેક્લીસને છઠ્ઠા રાઉન્ડમાં જોયા હતા. બાકીના સમય દરમ્યાન તે લોક પર જે પ્રકારનો વિકાસ થવાનો હતો તેમાં જે જીવાત્માઓ ઉચ્ચ પ્રકારની આકૃતિ ધારણ કરી શકે તેને માટે અવકાશ હતો બાકીનાઓને વિકાસ માટે પૃથ્વીલોક પર આવવાનુ હતું જ્યારે પૃથ્વીલોક પર ચોથા રાઉન્ડનો સમય આવી પહોંચ્યો ત્યારે એ પ્રકારની પ્રકૃતિના શરીરો તૈયાર થવા માંડ્યાં હતાં. જેમાં દાખલ થઈ તેઓ પોતાનો વિકાસ આગળ ચલાવી શકે. આટલા ગાળા દરમિયાન તેઓ ઈન્ટર–ચેન નિર્વાણ પર ગયા હતા)

લગભગ સાતસો વરસને અંતરે જન્મ લેનાર જીવાત્માઓનો પ્રથમ સમૂહ આ પૃથ્વી પર લગભગ ઈ. સ પૂર્વે ૭ લાખ વર્ષે આવી પહોંચ્યો. તે સમૂહમાં ભવિષ્યના મહાત્માઓ માર્સ અને માર્ક્યુરી અને બીજાઓ પણ હતા. ત્લાવત્સી ઉપ–પ્રજામાં માર્સ જન્મ્યા તેના પિતા સૂર્ય હતા તેની માતા મર્ક્યુરી હતાં હીરેક્લીસ તેનાં મોટાં બહેન હતાં. આ પ્રમાણે પૃથ્વીલોક પરનો પહેલો જન્મ હીરેક્લીસનો માર્સની બહેન તરીકેનો હતો સૂર્ય પ્રજાના નાયક હતા તેના વડા પુત્ર જે બહાદુર લડવૈયા હતા તે પદર વર્ષની વયે રણભૂમિ પર ગયેલા. રણભૂમિ પર તે મૃત્યુ પામ્યા છે તેમ ધારી તેને છોડી

તેના સૈનિકો ચાલ્યા ગયા, પણ તેની બહેન હીરાકલીસના માનવામાં તે બાબત ન આવી બહેન રણભૂમિ પર ગઈ ભાઈને શોધી કાઢ્યો ભાઈના દેહમાં જીવ હતો બહેન ભાઈને ઉપાડી ઘેર લાવી તેના જખ્મોને પાટા બાંધ્યાં થોડા દિવસ પછી ભાઈ સાજો થયો સૂર્યના મૃત્યુ પછી માર્સે ગણ્યની લગામ હાથમાં લીધી આ પૃથ્વી પર રાજકાજકર્તા તરીકેનો તેનો પણ આ પ્રથમ જન્મ હતો ભાઈબહેન વચ્ચે જીવનની સાંકળ દૃઢ બની

( હીરેક્લીસનો આ પૃથ્વી પરનો ત્રીજો જન્મ પુન તે જ જાતિમાં થયો હતો. ત્યારે પણ સ્કોરપીઓ નામના જૂના વિરોધી સાથે અથડામણમાં આવવું પડ્યું હતું તે પછીના તેના ઘણા જન્મો દરમ્યાન બનેલી ખાસ જાણવા જોગ બીનાઓ નથી જ્યારે જ્યારે પુરુષદેહ તેણે લીધેલો છે ત્યારે ત્યારે તે જીવન યુદ્ધમાં જ ગાળેલું છે સ્ત્રીદેહે અનેક બાલકોની માતા બની કૌટુમ્બિક જીવન ગાળેલું છે )

( એટલાંટિસમાં જ્યારે વામમાર્ગીઓની પ્રબળતા વધી પડેલી હતી અને જેને પરિણામે તે મહાન ખંડ જળમાં ડુબાડી દેવો પડ્યો તે અરસામાં હીરાકલીસ સ્ત્રીદેહમાં હતા, રાજા માર્સની પત્ની તરીકે હતા વિરોધી ઓડુર્પાએ રાજાનું ખૂન કર્યું અને રાણીને ખૂબ હેરાન કરી રાણીએ-હીરાકલીસે પોતાના બચાવમાં ખંજર લીધું અને વિરોધી તરફ ફેંક્યું, પણ વિરોધીનું બખ્તર જાદુથી મંત્રેલું હોવાથી અભેદ્ય હતું છેવટ વામમાર્ગી ફાવે છે, પણ તેના પાપે એટલાંટિસ ડૂબે છે )

(૫)

( પૃથ્વીપોડ પર ચોથો રાઉન્ડ. પાંચમી મૂળ પ્રજાની શરૂઆતનો સમય )

( પાંચમી મૂળ પ્રજાના મનુ ભગવાન વૈવસ્વત તેમણે ચંદ્રલોક પર સાતમા રાઉન્ડના જીવ્ઝોબ પર પ્રથમ દીક્ષા લીધેલી, તેમજ ત્યાં રહી વિકાસ આગળ ચલાવી ચોથી દીક્ષા સુધી પહોંચેલા આ પૃથ્વી પર પાંચમી મૂળ પ્રજાના મનુ તરીકે તે મહાન્ જીવાત્માએ કાર્ય કરવાનું હતું તેવી ઈશ્વરી યોજના હતી લગભગ દસ લાખ વર્ષ અગાઉ પાંચમી મૂળ પ્રજાની શરૂઆત કરવા માટે કયાં કયાં સાધનોની જરૂરિયાત પડશે તેની વિચારણા તેમણે કરવા માંડી )

ભગવાન મનુએ પાંચમી મૂળ પ્રજા માટેના જીવાત્માઓની ચૂંટણી કરી સહરા સમુદ્રને પૂર્વ કિનારે તે જીવાત્માઓને ઈજીપ્ત દેશમાં ઊતરવાની યોજના કરી છે સત્યોતેર હજાર ચૂંટી કાઢેલા જીવાત્માઓ પૈકીમાંના એક હીરાકલીસ પણ છે હીરાકલીસના પિતા સીરીઅસ છે માર્સના હાથ નીચે અનેક વીર પુરુષો એકઠા થયેલા છે બ્રહ્મચારી હીરાકલીસ પણ એક ટુકડીના નાયક બનેલા છે ઈજીપ્ત વાસીઓ સાથે યુદ્ધ જામે છે જુદી દિશાએ જતા હીરાકલીસ દુશ્મનોના હાથમાં સપડાય છે, લડે છે પણ છેવટે મરણ પામે છે.

એ પછીની જિંદગીમાં હીરાકલીસે સ્ત્રીદેહ ધારણ કરેલો છે એક આંબલીના ઝાડની ડાળીએ પોતાના બાલબંધુને હીંચકાવતા તે નજરે પડે છે

રાજરાજેન્દ્રની આજ્ઞાથી ભગવાન મનુ પોતાના નિજ જનોને શ્વેતદ્વીપની પવિત્ર ભૂમિ તરફ લઈ ચાલ્યા છે શમ્ભલ ધામમાં ભગવાન મનુ રાજા તરીકે રહે છે હીરાકલીસ એક લડવૈયા તરીકે ચારે બાજુ ઘૂમતા દૃષ્ટિએ પડે છે ત્યાં પણ જૂના કાળનો વિરોધી સ્કોરપીઓ નજરે પડે છે અહિં યાં પણ બન્ને વચ્ચે અથડામણ થાય છે વર્ષોનાં વર્ષો ત્યાં વીતી જાય છે એક વખત માર્સના પુત્ર તરીકે જન્મેલા હીરાકલીસ નજરે પડે છે

## (૬)

## ( પાંચમી મૂળ પ્રજાની બીજી ઉપપ્રજા અરેબીઅનની સ્થાપનાનો સમય )

શ્વેતદ્વીપમાંથી જુદા જુદા પ્રદેશ તરફ જવાની આજ્ઞા ભગવાન મનુએ પોતાના કેટલાક લોકોને કરેલી છે. ઉપપ્રજાઓ સ્થાપવાનો સમય આવી પહોંચ્યો હતો બીજી ઉપપ્રજા અરેબીઆમાં સ્થાપવાની હતી. જે લોકોને મોખરે જવાની આજ્ઞા મળી હતી તેમાં હીરાક્લીસ પણ હતા સીરીઅસ તેમની પત્ની તરીકે હતા. કેટલાક ત્લવત્લી ઉમરાવોને હીરાક્લીસે કેદ કર્યા હતા. તે ઉમરાવોમાંના એકના પુત્રના પોતાની ભત્રીજી સાથે લગ્ન કર્યાં. આ કાર્યથી આર્ય લોકોને હીરાક્લીસ તરફ બહુ માઠું લાગ્યું. પણ ભગવાન મનુની આજ્ઞા હતી કે આર્યલોહી અને ત્લવત્લી લોહીના મિશ્રણની જરૂર છે. મનુની આજ્ઞા હીરાક્લીસ માટે શિરોમાન્ય હતી.

અનેક સૈકાઓ વીતી ગયા. અનેક વાર મનુના કાર્ય માટે હીરાક્લીસનો જન્મ અરેબીઆમાં થયેલો. દક્ષિણ આફ્રિકામાં મહાન્ સામ્રાજ્ય સ્થાપવા માટે માર્સ રાજા તરીકે આવેલા છે. એક પ્રાંતના સૂબા તરીકે હીરાક્લીસ પણ તેના હાથ નીચે કાર્ય કરતા નજરે પડે છે.

## (૭)

## ( પાંચમી મૂળ પ્રજાની ત્રીજી ઉપપ્રજા ઈરાનીઅનની સ્થાપનાનો સમય. )

હીરાક્લીસનો જન્મ મેસોપોટેમીઆમાં થયેલો છે. દેખાવડો તંદુરસ્ત યુવક છે. સ્વભાવ સાહસિક છે. દુનિયા જોવાની, રખડવાની તીવ્ર ઈચ્છા છે. એક સંઘ–માનવજૂથ મહાન્ પુલવાળા શહેર તરફ–શ્વેતદ્વીપ તરફ જતો હતો, તેની સાથે મધ્ય એશિયાની મુસાફરીએ ઊપડે છે. તેનો જન્મ મેસોપોટેમીઆમાં થાય અને પછી શ્વેતદ્વીપ તરફ તે આવે એવી ભગવાન મનુની ઈચ્છા હતી તેની લેશ પણ ખબર નથી. શ્વેતદ્વીપ નજદીક વસતા માનવીઓની રહેણીકહેણી સંસ્કૃતિ વગેરે જોઈ હીરાક્લીસને ખૂબ આનંદ થાય છે. ત્યાં આવ્યા પછી કુમારિકા ઓરાયનના સબંધમાં વારંવાર આવે છે. બન્ને વચ્ચે સ્નેહગાંઠ બંધાય છે. પરદેશી મુસાફર આ પ્રમાણે પોતાની પુત્રીને સ્નેહમાં ફસાવે છે, તેથી કુમારિકાનો પિતા સીરીઅસ તેના તરફ ગુસ્સે થાય છે, પણ સીરીઅસના પિતા મનુ ભગવાન ગુસ્સો નહિં કરવાનું કહે છે આર્યપ્રજાના લોહીને એકેડીન લોહીનું ( હીરાક્લીસ જે જાતિના હતા તે જાતિના લોહીનું ) મિશ્રણ કરવાની તેને જરૂર હતી. તેની જ ઈચ્છાથી દૂર દૂરના દેશ મેસોપોટેમીઆથી હીરાક્લીસ આ પ્રદેશ તરફ ખેંચાઈ આવેલ છે તેની ખબર મનુ ભગવાન સિવાય કોઈને ન હતી, પણ તે વખતનો એક કાયદો હતો કે પોતાની જાતિ બહાર પોતાની પુત્રીને ન પરણાવવી. તેથી હીરાક્લીસનાં લગ્ન ઓરાયન સાથે થાય તે પહેલાં ઓસીરીસ તેને પોતાના દત્તક પુત્ર તરીકે સ્વીકારે છે. ત્રીજી ઉપપ્રજાની શરૂઆત માટે જે ખીણ જુદી રાખી હતી ત્યાં જવાને મનુ ભગવાન પોતાના લોકોને આજ્ઞા કરે છે, તેમાં હીરાક્લીસ અને ઓરાયનના સતાનો પણ છે.

વર્ષોના વર્ષો વીતી ગયાં છે. મનુ ભગવાનની સરદારી નીચે સૈન્ય પરસીઆ–ઈરાન તરફ ચાલ્યું આવે છે. ઈરાનમાં આર્યો પોતાનો વસવાટ શરૂ કરે છે. એક પછી એક આવતા મોટા સંઘોમાંના એકમાં હીરાક્લીસ પણ આવે છે. હીરાક્લીસ અને આલ્કીઓની એક જ સ્ત્રીના સ્નેહમાં બંધાય છે. છેવટે સ્ત્રી આલ્કીઓનીને પસંદ કરે છે હીરાક્લીસના જીવનમાં નિરાશા પ્રવેશે છે. કોઈકોઈ વાર તો એટલા બધા હતાશ થાય છે કે આત્મહત્યા કરવાની મરજી થઈ આવે છે. હીરાક્લીસના પિતા માર્સને આ બાબતની ખબર પડે છે. તેને મૂર્ખ નહિં બનવાની ચેતવણી આપે છે; અને અમુક

પ્રદેશમાં લડવા મોકલી આપે છે ત્યાં જઈ વિરોધીને હરાવી પાછા આવે છે. માર્સ તેનાં લગ્ન બીજી એક સ્નેહાળ કુમારિકા સાથે કરે છે.

## (૮)

### ( મૂળ આર્ય પ્રજાનો હિંદમાં આવવાનો સમય )

ઈ સ પૂ ૧૮૮૫માં મહાત્મા શ્વેતદ્વીપના પ્રદેશમાંથી આર્યાવર્ત તરફ આવવા ઊપડે છે. હિંદ સુધી પહોંચતાં સુધીમાં તેને તથા તેના અનુયાયીઓને-સૈનિકોને ઘણી વિપત્તિઓ વેઠવી પડી છે. એ સમયે ભગવાન સૂર્ય દક્ષિણ હિંદમાં જન્મેલા છે. તે માર્સનો માર્ગ બધી રીતે સરળ કરી નાંખે છે. માર્સના બીજા પુત્ર તરીકે હીરાક્લીસ જન્મેલા છે દક્ષિણ હિંદમાં તેને અમુક પ્રદેશના રાજા તરીકે માર્સ નીમે છે. હિંદ સાથેનો મજબૂત સબંધ આ રીતે બંધાય છે.

ઈ. સ. પૂ. ૧૭૭૪૫માં મહાત્મા માર્સની સરદારી નીચે એક ટોળી આર્યાવર્ત તરફ આવવા ઊપડેલી છે. જમ્મુ અને ગુર્જરાનવાલાની નજદીક તેમનું સૈન્ય આવી પડાવ નાખે છે. પણ માર્સ પોતાના થોડા ખાસ સાથીઓને લઈ આગળ વધે છે અને જે સ્થાનમાં અત્યારે દીલ્હી આવેલું છે ત્યાં પોતાનું સ્થાનક નાખે છે, શહેર બાંધે છે. તે શહેરને રવિપુર (સૂર્યનું નગર) નામ આપે છે ત્યારથી રાજ્યધાની તરીકે રવિપુર-દીલ્હી હિંદનું બનેલું છે. માર્સ પોતાના મોટા પુત્ર હીરાક્લીસને રાજ્ય સોંપી બીજા પ્રદેશો તરફ ચાલ્યા જાય છે. હિંદ સાથેની સાંકળ આ રીતે તે જીવાત્માની બંધાયેલી છે. (આ સંબંધની વિગતવાર હકીકતો-થોડા જીવન પ્રસંગો 'લાઇવ્ઝ ઓફ આલ્કીઓની'ના બે મહાન ગ્રંથોમા આપવામાં આવેલા છે તે અહિંયાં આપવા જતાં લેખ બહુ મોટો થઈ જાય માટે આટલેથી પતાવી દેવાય છે.)

સંગ્રહ કરનાર શિષ્ય.



# એક અને અજોડ થીઓસોફિસ્ટ યોગિની ડૉ. એ[illegible]ન્ટ

મિસ એની વુડ વીસ વર્ષની વયે, પાદરી–કલર્જીમેન મિ. ફ્રેંક બેસન્ટ સાથે લગ્ન સંબંધથી જોડાયાં ત્યારે તે એક ભાવિક ખ્રિસ્તી હતાં.

પણ થોડા સમય બાદ તેમનો વીર આત્મા એમની અંદર જાગી ઊઠયો અને તેમણે પ્રચલિત ખ્રિસ્તી માન્યતાઓને પડકાર આપ્યો.

એ માન્યતાઓ સ્વીકારવી તેમને મન અશક્ય જણાતાં તે દેવળમાંથી મુક્ત થયાં અને સ્વતંત્ર વિચારકના મંડળમાં દાખલ થયાં. રૂઢિચુસ્ત પતિ આ સાંખી શક્યા નહિ અને તેમણે તેમને ભારે પરેશાન કર્યાં. બેસન્ટબાઈને અપાર દુઃખ વેઠવું પડ્યું.

ઝેર ખાઈ જીવનનો અંત આણવા એમણે વિચાર કર્યો તે વખતે તેમને ફિટકારનો નાદ શ્રવણ ગોચર થયોઃ—

"અરે કાયર–ડરપોક! ધર્મને ખાતર બલિદાન આપવાના મનોરથ સેવનાર શું થોડા વરસોનું દુઃખ પણ વેઠી શકતી નથી?"

બેસન્ટબાઈ મુંઝવણમાં પડયાં હતાં, પરંતુ પોતાની અંદરની સહજ–સ્ફુર્ણા–બુદ્ધિએ તેમને પોતાના અંદરના અવાજને માન આપવા પ્રેરણા આપી અને આપઘાત કરવાનો વિચાર તેમણે માંડી વાળ્યો.

ભાષણ કરવાની છટા અને વક્તૃત્વની આગ–ઉત્સાહ વડે તેમણે ધાર્મિક રૂઢિચુસ્તતાનો, ખ્રિસ્તી-વિરોધીઓની અદેખાઈભરી નિંદાખોરી વચ્ચે પડકાર આપી, સામનો કર્યો. થોડા વખતની અંદર તેમણે ગરીબ જનતાનો ચાહ મેળવ્યો અને તેમની વચ્ચે તે એક તેજસ્વી તારાની માફક ઝળકવા લાગ્યાં પણ સ્વતંત્ર વિચારથી તેમના જિજ્ઞાસુ–ઉત્સુક આત્માને સંતોષ થયો નહિ.

તેમણે મેસ્મેરીઝમ અને હિપ્નોટિઝમના પ્રયોગો કર્યા તેથી પણ તેમને કાંઈ દોરવણી મળી નહિં.

જીવનયુદ્ધ હારી જવાની અણી પર આવ્યું અને શ્રીમતી બેસન્ટ હતાશ થયાં તે અવસરે સ્પષ્ટ સુમધુર નાદ સંભળાયોઃ—

"સત્ય જાણવાને, સર્વસ્વનો ત્યાગ કરવાને તું તૈયાર છે!"

એક વાર પ્રથમ તેમને ઠપકો આપનાર આ જ અવાજ હતો, એમ તે સમજ્યાં; અને જવાબ આપ્યોઃ—"હા પ્રભુ."

થોડા દિવસ પછી તેમને હેલન પેટ્રોના બ્લાવટસ્કીએ લખેલ સીક્રેટ ડૉક્ટ્રિનના ગ્રંથોની સમીક્ષા કરવાનું કામ સોંપવામાં આવ્યું.

આ ગ્રંથો વાંચતાં બેસન્ટબાઈને માલૂમ પડયું કે જે સત્યને માટે વર્ષો થયાં પોતે શોધ કરી રહ્યાં હતાં તે તેમાં હતું. ફ્રી થોટ મુવમેન્ટ—સ્વતંત્ર વિચારકોના મંડળમાંથી છૂટાં થઈ તે થીઓસોફી તરફ વળ્યાં અને મેડમ બ્લાવટસ્કીને પોતાનાં ગુરુ તરીકે સ્વીકાર્યાં.

પછી તરત જ તે મહાત્મા મોર્યાના સંબંધમાં આવ્યાં અને તે વખતે તેમને ખબર પડી કે એ વાર અદૃશ્ય રીતે બોલનાર તે પોતે હતા.

થીઓસોફિકલ સોસાયટીમાં જોડાયાં ત્યારથી તેમણે થીઓસોફી–દિવ્ય જ્ઞાન–સર્વત્ર ફેલાવવા ભગીરથ પ્રયત્ન કર્યો છે. થીઓસોફી ઉપર તેમનાં પ્રેરક ભાષણો અને તેજસ્વી પુસ્તકો થીઓસોફિકલ જગતમાં અને તેની બહાર અજોડ–અદ્વિતીય છે તેમણે જગતના લગભગ તમામ ધર્મોનો અભ્યાસ કર્યો અને તેમની ઉપર ભાષ્ય લખી પ્રકાશ પાડ્યો છે. ખાસ કરીને તેમણે હિન્દુ ધર્મનો અભ્યાસ કરી હિન્દુ તત્ત્વજ્ઞાનમાં ઊંડો પ્રવેશ કર્યો છે અને જડવાદ તરફ ઘસડાતા પશ્ચિમની બદીમાં ફસેલા હિન્દુઓને ઉગાર્યા છે. ખરું કહીએ તો વિવિધ તત્ત્વચિંતનોના ઉપર તેમણે જે ભાષ્યો લખ્યાં છે તે ઘણા ઓજસ્વી, મૌલિક અને વિચાર-પ્રેરક છે અને તેથી કરીને ઘણા હિન્દુ તત્ત્વચિંતકો તેમની સિદ્ધિઓ પ્રત્યે હેરત પામ્યા હતા *

થીઓસોફિકલ સોસાઈટીમાં જોડાયા બાદ લગભગ તમામ "કન્વેન્શન" ભાષણો ડૉ બેસન્ટે આપ્યાં છે અને થીઓસોફીનું દિગ્દર્શન કરાવ્યું છે. જીવનના સળગતા પ્રશ્નો સંબંધમાં થીઓસોફીએ શું કહેવાનું છે તે સમજાવવા માટે તેમણે જીવનનાં તમામ ક્ષેત્રોની વિગતોનો બારીક અભ્યાસ કરી ઘણા જટીલ પ્રશ્નોનો ઉકેલ સ્પષ્ટ રીતે બતાવ્યો છે ઘણી બાબતોમાં તે એક આધાર રાખવા જેવી સત્તા હતાં અને છે. ડૉ. બેસન્ટ સભ બંદરકા સોદાગર હતાં કોઈ વ્યાપારમાં તે મામૂલી કે નિર્માલ્ય–ગણના નહિ કરવા જેવાં—ક્ષુદ્ર નહોતાં. અને તેમના પુસ્તકોથી તે હજીયે તેવાં છે.

થીઓસોફિકલ સોસાયટીના સ્થાપક પ્રમુખ કર્નલ ઑલ્કોટ સાહેબે શ્રીમતી એની બેસન્ટમાં નેતાગીરીના અદ્‌ભુત ગુણો જોઈ પોતાની પાછળ તેમને થીઓસોફિકલ સોસાયટીના પ્રમુખ તરીકે નીમ્યાં હતાં ત્યારબાદ તુરતમાં તા. ૧૭મી ફેબ્રુઆરી ૧૯૦૭ના રોજ કર્નલ ઑલકોટ સાહેબ પંચત્વ પામ્યા અને બહુ ભારે બહુમતથી શ્રીમતી (ડૉ) એની બેસન્ટ થીઓસોફિકલ સોસાયટીનાં પ્રમુખ સાત વર્ષ માટે ચુંટાયાં અને પછી ત્રણ વાર બીજા સાત સાત વર્ષ માટે તેમની ફરી પસંદગી થઈ હતી.

તેમની નેતાગીરી દરમ્યાન સોસાયટીમાં ઘણો ફેરફાર થયો છે. તમામ પ્રવૃત્તિઓ એક બીજી પ્રવૃત્તિ સાથે સંકલાઈ–જોડાઈ છે–સુવ્યવસ્થિત થઈ છે અને તેની અંદર વધારેમાં વધારે નિપુણતા–દક્ષતા–આવી છે ડૉ. એની બેસન્ટ તેજસ્વી અને અનુભવી વ્યવસ્થાપક હોઈ તેમણે થીઓસોફિકલ સોસાયટીને સુદૃઢ પાયા પર સુવ્યસ્થિત કરી છે અને તેમાં મહાન્ ફેરફાર કર્યા છે. તેમની કારકિર્દી દરમ્યાન અડ્યારની એસ્ટેટમાં ઘણો વધારો થયો છે તેમણે પોતે ઘણી ખરી મિલ્કત જાતે ખરીદી સોસાયટીને ભેટ કરી છે

થીઓસોફી વ્યાવહારિક બનાવવા માટે તેમણે "કાર્ય" એ સોસાયટીના પ્રમુખનો મહામંત્ર બનાવ્યો છે.

તેમના અથાક પરિશ્રમને લઈ થીઓસોફિકલ સોસાયટી ઘણો વિસ્તાર પામી છે કર્નલ ઑલકોટ સાહેબના વખતમાં અગિયાર વિભાગ હતા ત્યારે ડૉ બેસન્ટની શક્તિશાળી નેતાગીરી દરમ્યાન ૩૬ વિભાગનો વધારો થવા પામ્યો હતો

દિવ્ય જ્ઞાનનો ફેલાવો કરવા માટે પૃથ્વીની ચારે બાજુ તેમણે ભ્રમણ કર્યું છે એક કરતાં ઘણી વાર તેમણે યુરોપના લગભગ બધા દેશોની મુલાકાત લીધી હતી અને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ, કેનેડા,

* સરખાવો બિપિનચંદ્રપાલનું બેસન્ટ પરનું પુસ્તક.

ઓસ્ટ્રેલિયા અને ન્યુઝીલાન્ડમાં કેટલીક વાર ગયાં હતાં. હવાઈ વિમાનમાં મુસાફરી કરવાનું શક્ય બન્યું ત્યારે તેમણે રેલગાડી અને આગબોટમાં બરબાદ થતો સમય બચાવવા માટે હવાઈ વિમાનની મુસાફરી પસંદ કરી હતી.

શ્રી. કૃષ્ણમૂર્તિને તેમણે શોધી કાઢયા. એ તેમના એક શિષ્યના પુત્ર હતા. ઇંગ્લાંડમાં તેમને શિક્ષણ અપાવવા તેમણે ખાસ ગોઠવણ કરી હતી. તેમણે તેમને ભવિષ્યના જગદ્‌ગુરુ તરીકે જાહેર કર્યા હતા. કેટલાક સમયબાદ કૃષ્ણમૂર્તિએ થીઓસોફિકલ સોસાયટીનો ત્યાગ કર્યો.+

ડૉ. બેસન્ટ એક મહાન્ યોગી પણ હતાં. મેડમ બ્લાવટસ્કીના મરણબાદ ડૉ. બેસન્ટ ગુપ્તશાળાના વડા બન્યાં અને ત્યારબાદ તેમને અધ્યાત્મગુરુ તરીકે સ્વીકારનાર હજારો આત્માના તે માર્ગદર્શક જ્યોતિર્ધર બન્યા છે. યોગને લગતી તમામ બાબતો વિષે પ્રાથમિક જાતમાહિતી ઉપરથી તે દોરવણી આપતાં હતાં અને તેમાં તેમને લેડબીટર સાહેબનો સાથ હતો. તે એક મહાન્ યોગિની હતાં અને યોગ માર્ગમાં તેમણે સાધેલી સિદ્ધિઓ મહાન્ હતી. કેટલીક યોગની શક્તિઓ અને ખાસ કરીને વિશ્વદૃષ્ટિ વડે ડૉ. બેસન્ટ અને શ્રી. લેડબીટર સાહેબે કુદરતના નહિં સમજાયેલા નિયમોની શોધ કરી અને બન્નેએ ભેગા મળી અમૂલ્ય ગ્રંથો લખ્યા.

વિશ્વ દૃષ્ટિ વડે એમણે ઉચ્ચ પ્રકારની ગરીમાશક્તિ ( સૂક્ષ્મ વસ્તુને મોટી બનાવવાની શક્તિ ) વડે રસાયણ તત્ત્વો પૈકી કેટલાકની તપાસ કરી અને વિજ્ઞાનમાં તે વખતે નહિં જાણીતા એવા બીજા વધારે તત્ત્વોની શોધ કરી હતી. આ રીતે તેમણે અણુ વિષેના જ્ઞાનમાં ઘણો વધારો કર્યો હતો. ( સરખાવો તેમનું Occult Chemistry યોગવિદ્યા દ્વારા જાણેલું રસાયણશાસ્ત્ર નામનું પુસ્તક.)

આ ઉપરાંત ડૉ. બેસન્ટ અને બિશપ લેડબીટર સાહેબે થીઓસોફિકલ સોસાયટીના લગભગ બધા કાર્યકરોના પાછલા ભવોની શોધ કરી તેની "એલ્કીઓનીના જીવનચરિત્રો." (શ્રી. કૃષ્ણમૂર્તિના બધા પૂર્વભવોનું :એક નામ 'એલ્કિઓની' રાખવામાં આવ્યું છે.) નામે પુસ્તકાકારે ચોપડી પ્રસિદ્ધ કરી હતી. ડૉ. બેસન્ટે પોતાની જાતે યાદ લાવી, હિન્દમાના તેમના આગના છેલ્લા ભવમાં તે તેમના ગુરુ મહાત્મા મોર્યાની ભત્રીજી હતાં તે માહિતી રજૂ કરી હતી.

થીઓસોફિકલ સાહિત્યની અંદર ડૉ. એની બેસન્ટનો ફાળો અદ્વિતીય છે. તેમણે ત્રણસો ઉપરાંત પુસ્તકો જાતે અને વીસ પુસ્તકો બીજાઓની સાથે મળીને લખ્યાં છે. તે મહાન્ પ્રવૃત્તિઓના એક મોટા કેન્દ્રસમાં હતાં. બળતા જ્વાળામુખી જેવા જ્વલની જ્યોતસમાં હતાં. એક પળ માટે પણ તે કામ વગરના—નવરાં—દેખાતાં નહિં. જાગતાં હોય કે ઊંઘતા હોય તો પણ ચાલુ પ્રવૃત્તિ કરતાં હતાં.*
એમનો એક આદર્શ "સેવા" હતો; અને તેમનો જીવનમંત્ર "લોઢું તપેલું હોય ત્યારે ટીપો અને ટીપી ટીપીને તેને ગરમ બનાવો"—એ હતો.

વિશ્વની રંગભૂમિ ઉપર નોંધ કરવા યોગ્ય પ્રવૃત્તિ અને ઉત્સાહ ધરાવનાર મહાન્ વીરાંગના તરીકે તેમની ૧૦૧મી જન્મજયંતિ પ્રસંગે હું તેમને માનપૂર્વક વંદન કરું છું. વન્દેમાતરમ્

લેખક, શ્રી બી. ગોપાલન

અનુવાદક—મૂળચંદ ભગત

---

+ પોતાના શિક્ષણના ખાસ હેતુસર.

* રાતના સ્થૂલ શરીર નિદ્રામાં હોય ત્યારે યોગીઓ સૂક્ષ્મ શરીરો દ્વારા સેવા કરી શકે. બપોરના સૂતી વખતે પણ એવા યોગીઓ સેવા કરી શકે.

# ડૉ. બેસન્ટ સંભળાવે છે કોમી ઐક્યનો નાદ

**આજે** જ્યારે હિન્દુસ્તાન વર્ષોની યાતનાઓ અને બલિદાનોને અન્તે મુક્તિનું વહાણું ઊઘડતું જુએ છે ત્યારે હિન્દની પ્રજા અને તેના લાડિલા નેતાઓ સમક્ષ અનેક સળગતા પ્રશ્નો ખડા થયા છે. પરંતુ બધા પ્રશ્નોમાં કોમી પ્રશ્ન વધારે મૂંઝવે છે. અત્યારે તો તે એક અસાધ્ય રોગની જેમ ભારતના અંગે અંગને પીડી રહ્યો છે.

હિન્દની બે મહાન કોમોને એકબીજા સાથે અથડાવી મારવા, એકબીજા વચ્ચે કાયમી વૈમનસ્યનાં બીજ વાવવા અનેક બળોએ કામ કર્યું છે. તેમાં સૌથી મોટું બળ અંગ્રેજોની કૂટનીતિ છે. અને આજે પરિણામ એ આવ્યું છે કે એક મહાન્ રાષ્ટ્રના બે ટુકડાઓ થયા પછી પણ કોમી જ્વાળા હિન્દના લાખ્ખો નિર્દોષ સ્ત્રીપુરુષ અને બાળકોને ગ્રસી જવા માટે ચોતરફથી ધસી રહી છે.

પરંતુ જેમ હિન્દુ મુસલમાનને જુદા પાડવામાં કેટલાક વિનાશક બળોએ કામ કર્યું છે તેમ આ બન્ને કોમોને એક કરવા પાછળ ઘણાંએ પોતાનું જીવન સમર્પ્યું છે. વિશ્વમાં હંમેશાં એમ બનતું આવ્યું છે કે એક બાજુ આસુરી સંપત્તિ વિશ્વના વિકાસને જોખમાવવા પોતાના પાસા નાખી રહી હોય છે ત્યારે બીજી બાજુ, માનવીના સદ્ભાગ્યે, દૈવી સંપત્તિ એ બધા પાસાઓને ઊંધા પાડવા, અને માનવ સંસ્કૃતિને રક્ષવા, અવિરતપણે મથી રહી હોય છે. થોડા સમય માટે તો કદાચ વિનાશક બળો ફાવી જાય, પણ અન્તે તો માનવતાને કાજે સર્વસ્વ હોમનારા હાથો પ્રબળ બને છે અને માનવીને સુરક્ષિત રાખી આગળ ધપાવે છે.

ભારતના એવા કેટલાયે સપૂતો છે કે જેમણે માતૃભૂમિ અને તેનાં બાળકોની સ્વતંત્રતા અને શાન્તિ માટે પોતાનું જીવન વિતાવ્યું છે. પરંતુ એવા કેટલાક પરદેશીઓ પણ છે કે જેમણે માત્ર માનવપ્રેમથી પ્રેરાઈને આ દેશના ઉદ્ધારમાં પોતાનું જીવન ન્યોછાવર કર્યું છે. જે પ્રજાએ હિન્દનું શોષણ કર્યું છે તે પ્રજામાંથી જ જાણે કે પોતાની પ્રજાએ કરેલાં પાપો ધોવા માટે એવા કેટલાક પરદેશીઓએ હિન્દને પોતાનું વતન ગણ્યું છે અને ચમકતા સિતારાઓમાં ડૉ. બેસન્ટ તો અનેરા તેજથી ઝળહળે છે. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે તેમના વિષે એક વાર લખ્યું હતું કે "આ કટોકટીના કાળમાં જો કોઈ પણ યુરોપવાસીએ, પોતાના દેશબાંધવોની બદ્દલી પહોંચીને પણ, આપણા દુઃખોમાં ભાગ પડાવ્યો હોય તો તે ડૉ. મિસિસ એની બેસન્ટ છે. આમાં પરિણામે જ હું તેમની ઉદાત્ત હિંમત માટે કૃતજ્ઞતાભરી અંજલિ અર્પવા પ્રેરાઉં છું......જેમને આદર્શોમાં શ્રદ્ધા છે, અને નૈતિક જવાબદારીનો પાયો ઢીલો કર્યા સિવાયનું ગમે તે જોખમ ખેડવા જેઓ તૈયાર છે તેમને હું અભિનંદન આપું છું"

હવે જ્યારે હિન્દ સ્વતંત્ર થયું છે ત્યારે જે માનવતાના દૂતો, પોતે પરદેશી હોવા છતાં પણ સાચા હિન્દીઓ થયા છે તેમનું ઋણ હિન્દ કેમ ભૂલી શકે? આજે ડૉ. બેસન્ટની શતાબ્દિ ઉજવીને

હિન્દ પોતાના ઉપરનું તેમનું ઋણ અદા કરવા પ્રયાસ કરી રહ્યું છે. પોતાનો દેહ પડે તે પહેલાં હિન્દને મુક્ત જોવાની ડૉ. બેસન્ટની અભિલાષા હતી. પરંતુ આજે સ્વાધીન ભારતમાં તેમની શતાબ્દિ ઉજવાતી જોઈને તેમનો આત્મા કેટલો આનંદતો હશે ?

ડૉ. બેસન્ટે પોતાની જિંદગીનાં ચાલીસ વર્ષો ભારતમાતાના ચરણે ધર્યાં છે. તેઓ ચામડીએ ગોરાં હતાં પણ તેમનો આત્મા હિન્દી હતો હિન્દને પોતાની માતૃભૂમિ ગણાવવામાં તેઓ ગૌરવ લેતાં. તેમણે હિન્દની સ્વતંત્રતા માટે હોમરૂલ લીગની ચળવળ ઉઠાવી. તેઓ કોન્ગ્રેસનાં પ્રમુખ ચુંટાયાં. તેમણે કારાવાસ પણ વેઠ્યો. એ વખતે હિન્દના રાજકીય તખ્તા ઉપર તેઓ અમરત્વનું પાત્ર થઈ પડયાં હતાં. તે સમયમાં પણ હિન્દ સમક્ષ કોમી પ્રશ્ન પડયો હતો. કોંગ્રેસના અને લીગના નેતાઓ સમાધાનની ભૂમિકા ઉપર આવી શકતા ન હતા ડૉ. બેસન્ટે આ બે મહાન કોમો વચ્ચે સમાધાન કરાવવા તનતોડ પ્રયત્ન કર્યો, જેના પરિણામે ઈ સ ૧૯૧૬માં કોંગ્રેસ અને લીગ વચ્ચે કરારો થયા. શ્રી. મહંમદઅલી ઝીણાએ ડૉ. બેસન્ટ માટે લખ્યું હતું કે "ડૉ બેસન્ટની જેમ બીજા કોઈએ હેતુની એકલક્ષ્યતા, સ્વાર્પણ અને પારદર્શક સહૃદયતાથી આપણા ધ્યેય માટે કામ કર્યું નથી. તેમણે પોતાનાથી બની શકે તેટલું બધું હોમ્યું છે શાના માટે ? હિન્દની આઝાદી માટે."

ડૉ. બેસન્ટ શરૂઆતથી જ હિન્દુ મુસ્લિમ ઐક્યમાં હિન્દની આઝાદી અને આબાદી જોતાં હતાં. હિન્દુ અને મુસ્લિમોને તેમણે જે દર્દભરી અપીલ કરી છે તે આજના આ કોમી વિખવાદની પરાકાષ્ઠાએ ઘણી હૃદયસ્પર્શી અને સમયોચિત છે. તેમણે કોમવાદીઓને ઉદ્દેશીને કહેલું કે "એક જ માતાનાં બાળકો, એક અને અદ્વિતીય ઈશ્વરને પૂજનારા તમારા ધાર્મિક અને રાજકીય ઝઘડાઓથી દુનિયા સમક્ષ શા માટે શરમને પાત્ર બનો છો ? તમારા પક્ષો કરતાં શું દેશ મહાન્ નથી ? તમારા ધર્મો કરતાં શું (માનવ) ધર્મ મહાન્ નથી ?......જ્યાં સુધી તમે એકબીજાને સમજો નહિ ત્યાંસુધી હિંદ એક રાષ્ટ્ર થઈ શકશે નહિં .. ..જૂનાં વેરઝેર ભૂલી જાઓ. ધર્મોની વિવિધતાને લીધે તો તમારો દેશ વધારે સમૃદ્ધ થવો જોઈએ દેશનું સામાન્ય હિત એ દરેક કોમને હૈયે વસેલુ હોવું જોઈએ."

કોમીવાદને હડ્ડનાવી રાષ્ટ્રીયતા અને વતનપરસ્તી કેળવવા ડૉ. બેસન્ટ હિન્દની કોમોને ઉદ્‌બોધે છે—"કોમી દાવાઓ અને ઝઘડાઓ બાજુએ મૂકી દેવા જોઈએ આપણું સૂત્ર તો એ હોવુ જોઈએ કે 'કોણ વધારે સેવા કરે છે ? માતૃભૂમિ ખાતર કોણ વધારે ભોગ આપે છે !'...હિન્દુ અને મુસ્લિમોએ એક જ નાદમાં જોડાવુ જોઈએ "માતૃભૂમિ એક છે, રાષ્ટ્ર એક છે.'" ડૉ. બેસન્ટ કહેતાં કે "એક જ ભૂમિ પર બે રાષ્ટ્રો હોઈ શકે નહિં. હિન્દુ રાષ્ટ્ર કે મુસ્લિમ રાષ્ટ્ર નહિ પણ હિમાલયથી કન્યાકુમારી સુધી અને બંગાળાથી કાઠિયાવાડ સુધી એક જ, 'હિન્દી રાષ્ટ્ર' હોવું જોઈએ.'

હિન્દુ અને મુસલમાનોના હૃદયમાં કોમી વૈમનસ્યના બીજ શાળામાં ભણાવવામાં આવતા ઇતિહાસમાંથી નંખાય છે, એ હવે તો દરેક જણ જોઈ શકે છે. સ્વતંત્ર હિન્દમાં તો આપણે આપણી શાળાના ઇતિહાસનાં પુસ્તકો ફેરવવાં પડશે પરંતુ વર્ષો પૂર્વે ડૉ. બેસન્ટે હિન્દની રાષ્ટ્રીયતાને ઘડવા આ સૂચન કરેલું: "હિન્દના ઇતિહાસને આપણે સહિયારો ઇતિહાસ બનાવવો જોઈએ. હિન્દના બધા મહાન્ પુરુષો તરફ ગૌરવની સહિયારી આંખે જોવું જોઈએ. બધા વીર પુરુષો તરફ સહિયારા વારસની દૃષ્ટિએ જોવુ જોઈએ."

'હિંદના બુદ્ધિશાળી વર્ગને' 'હિંદના ઐક્ય અને શાન્તિ માટેની તેમની જવાબદારીનું' ભાન કરાવતાં ડૉ. બેસન્ટ લખે છે કે "હિન્દના ઐક્ય માટે તમારામાંનો દરેક જવાબદાર છે. જ્યાં જ્યાં તમે

હો ત્યાં ત્યાં ભાઈચારો હોવો જ જોઇએ. તમારી જાતને પડકારો. તમે સડો લાવો છો કે તંદુરસ્ત તાકાત? તમારી આસપાસ સડો હોય તો તમે તો તેના માટે જવાબદાર નથી ને? તમે તો તેમાં ફાળો આપ્યો નથી ને? એ સડા સામે તમે તમારી બધી તાકાતથી ઝઝુમ્યા છો? ઐક્યની ભાંગતી સાંકળમાં બીજાઓને સાંકળતી મજબૂત કડી તમે થયા છો? મૂળભૂત સિદ્ધાંત જોખમાતો ન હોય ત્યાં તમે નમતું જોખ્યું છે?...સિદ્ધાન્તના પ્રશ્ન સમયે પણ તમે નમ્રતા, વિવેક, માનબુદ્ધિ અને મિત્રભાવ જાળવ્યો છે? અંતરમાં બંધુભાવ જાળવો, નહિ તો શરીરમાં સડો પેસશે."

ડૉ. બેસન્ટને વિચારની તાકાતમાં અચલ શ્રદ્ધા હતી અને હિન્દના કલ્યાણ, ઉદ્ધાર અને આધ્યાત્મિક મહત્તા માટે નિયત સમયે શુભેચ્છાનાં બળો મોકલીને હિન્દની સેવા બજાવવાનું તેઓ કહેતાં. તેઓ આ વિષે લખે છે કે "તમારા વિચાર દ્વારા એક એવી તાકાત પેદા થશે કે જે રાષ્ટ્રનું ઉત્થાન કરશે અને તેનું ભાવિ ઘડશે. તમારા વિચારો કેન્દ્રિત થશે અને આદર્શ હિન્દ હકીકતના જગતમાં સ્વરૂપ ધારણ કરશે તમારી પ્રાર્થનાઓ એકઠી થઈ મહા-દેવના ચરણે સ્પર્શશે અને ત્યાંથી જીવન રેલાવતું જે બળ વહેશે તે લોકોનાં હૈયાંને હલાવનાર શિક્ષકો, નેતાઓ ને પ્રજાના રાહબરો દ્વારા વહેશે અને પ્રજાને એક મહાન્ એકમમાં સાંકળી દેશે. તમારા ભવિષ્ય ઉપર તમારો આવો કાબૂ છે. હિન્દની તમે આ રીતે સેવા કરી શકો. વિચારમાં સર્વેશ્વરની તાકાત રહેલી છે, અને તે શક્તિ તમારી છે, કારણ કે તમે જ બ્રહ્મ છો."

આમ ડૉ. બેસન્ટે હિન્દની બે કોમો વચ્ચે એકતાનો નાદ જગાવ્યો હતો. વિશ્વબંધુત્વના આદર્શથી તેમનું જીવન રંગાયેલું હતું, અને તેના પરિણામે કોમ કોમ વચ્ચે, ધર્મ ધર્મ વચ્ચે અને દેશ દેશ વચ્ચે ઐક્યનો, બિરાદરીનો ઘોષ તેમણે ગુંજાવ્યો હતો. વિશ્વબંધુત્વના પુનઃ સ્થાપન માટે અને જે દેશને જગતના બીજા કોઈ પણ દેશ કરતાં તેઓ વધારે ચાહતાં હતાં તે દેશના ઉદ્ધાર માટે તેમણે પોતાના જીવનના અન્ત સુધી અથાક શ્રમ ઉઠાવ્યો હતો. ભારતને તેઓ આપણી માતા તરીકે નહિં પણ જગતના રાષ્ટ્રોની અને સંસ્કૃતિઓની માતા તરીકે માનતાં. તેઓ હિન્દને જગતનો આધ્યાત્મિક ગુરુ માનતાં અને એ પ્રમાણે તેને પૂજતાં. આપણા દેશ તરફ તેમની કેવી ભક્તિ હતી તે તેમના જ શબ્દોમાં જોઈએ તેમણે એક ઠેકાણે લખ્યું છે કે "આ ભૂમિ કે જે ભૂતકાળમાં જગતના સર્વ દેશો કરતાં મહાન્ હતી, અને તમે ધારો તો ભવિષ્યમાં પણ તે સૌથી મહાન્ થઈ શકે, એવી આ ભૂમિની હું છેલ્લા શ્વાસ સુધી સેવા કરવા મથીશ."

છેવટે ગાંધીજીના જ શબ્દોમાં આ મહાન વિભૂતિને અંજલિ આપી વિરમીશું. ગાંધીજીએ તેમના માટે લખ્યું છે કે "હિંદને ગાઢ નિદ્રામાંથી જગાડનાર ડૉ. બેસન્ટ છે."

શિવલાલ મોદી

## His Excellency Qued-e-Azam, M. A. Jinnah on Dr. Besant

No other person has worked and served our cause with such singleness of purpose, devotion and transparent sincerity as has Mrs. Besant. She has sacrificed all that she could, what for? For the freedom of India.

(The Annie Besant Centenary Book P. 216)

[ આના ગુજરાતી અનુવાદ માટે જુઓ પાનું ૧૭૬ ]

# માનવતાની મૂર્તિ ડૉ. બેસન્ટ

ડૉ. એની બેસન્ટના નામથી સુપ્રસિદ્ધ થઈ ગયેલ આત્માએ હિંદમાં અનેક જન્મો લીધા જણાય છે. તેઓ ભારતીય સંસ્કૃતિ, ભારતીય તત્ત્વજ્ઞાન, ભારતીય રીતરિવાજ, ભારતીય માનસને જેટલી સહેલાઈથી સમજતાં હતાં, તેટલી સહેલાઈથી ભાગ્યે જ કોઈ પાશ્ચાત્ય દેહધારી આત્મા સમજ્યો હોય કે સમજી શકતો હોય. તેઓએ એક વખત કહેલું કે 'યુરોપમાં પણ પગરખાં પહેરીને ઘરમાં ફરવું મને ગમતું ન હતું. પણ તેનું કારણ હું સમજતી ન હતી. પરંતુ જ્યારે હું હિંદ આવી અને લોકોને પગરખાં બહાર ઉતારીને ઘરમાં પ્રવેશ કરતા જોયાં ત્યારે મને સમજાયું કે આગ ગતજન્મના સંસ્કારને લીધે પગરખાં સાથે ઘરમાં પ્રવેશ કરવો મને ગમતો ન હતો.'

સોસાયટીના ઘણા હિંદુ સભ્યો તેમને 'માતા', 'અમ્મા', કહેતા અને તે:પ્રમાણે માન પણ આપતા, પણ તેમને જમાડતી વખતે અમુક અન્તરે બેસાડતા અને અમુક જાતના વાસણમાં પીરસતા, છતાં તેઓએ એ સંબંધમાં કદી અપમાન માન્યું ન હતું. તેઓ કોઈ હિંદુ મંદિરે જતાં તો તેઓ ગર્ભાગારમાં પ્રવેશ કરતાં નહિં પણ દૂરથી જ દર્શન કરતા. બને ત્યાં સુધી કોઈની લાગણી ન દુભાવવી એ તેમની ભાવના સતત તાજી રહેતી

તેઓ જેમના સબંધમાં આવતાં તેમની સાથે આત્મીયતા વધારતાં. સામો માણસ કદાચ સંબંધ ઓછો કરી નાંખે અગર તોડી નાંખે તો પણ પોતે સંબંધ જાળવી રાખતાં, અવારનવાર પત્ર લખતાં, પોતે લખેલાં પુસ્તકો ભેટ મોકલતાં, મળવા જતાં એમ કરી સામા મનુષ્યને હૃદયભેદ દૂર કરવાની તક આપતાં.

પોતાના સબંધીનાં પુત્ર પુત્રીને વિદેશી પોસ્ટસ્ટેમ્પ એકઠા કરવાનો શોખ છે એમ જણાતાં તેઓ પોતાને આવતી ટપાલના વિદેશી સ્ટેમ્પો મોકલ્યા કરતાં અને વિદેશમાં ગયાં હોય ત્યારે પણ અને ત્યાંથી પણ એવા સ્ટેમ્પો મોકલતા.

બનારસ સેન્ટ્રલ હિંદુ કોલેજની સ્થાપના અને વ્યવસ્થા તેમના વડપણ નીચે થઈ હતી. તેઓ તેના નિભાવ તથા વિકાસ માટે રાજા રજવાડા પાસેથી તથા ધનિકો પાસેથી ભંડોળ એકઠું કરતાં તથા પોતાનાં જાહેર વ્યાખ્યાનોની ટિકિટ રાખી તેની રકમ કોલેજને આપતાં. યુરોપ અને અમેરિકાથી એ રીતે તેઓ કોલેજના માનદમંત્રી બાબુ ભગવાનદાસજીને ચેક મોકલ્યા કરતાં. એક વખત અમેરિકાથી તેમના એક વ્યાખ્યાનની ઊપજના પાઉન્ડ ૧૫૦૦)નો ચેક મોકલ્યો હતો.

તેમના જન્મદિવસે કોલેજના વિદ્યાર્થીઓ તેમને અમુક રકમ એકઠી કરી ભેટ આપતા અને તેઓ તેમાં થોડો વધારો કરી તે રકમ કોલેજની વિદ્યાર્થી સહાયક સભાને ભેટ આપતાં અને કહેતાં કે ધન સંગ્રહ નહિં કરવાની પ્રતિજ્ઞા મેં જન્મો પહેલાં લીધેલી છે.'

બનારસ સેન્ટ્રલ હિંદુ કૉલેજ જ્યાં સુધી તેમના વડપણ નીચે રહી ત્યાં સુધી તેમણે સરકારી ગ્રાંટ સ્વીકારી ન હતી એટલું જ નહિં પણ બંગાલમાંની બે કેળવણી સંસ્થાઓએ, રાજકારણ તરફ સહાનુભૂતિ ધરાવનાર બે વિદ્યાર્થીઓને બરતરફ કર્યા ત્યારે તેમણે તેઓને પોતાની સંસ્થામાં દાખલ કરી તેમને પોતાનો વિદ્યાભ્યાસ આગળ વધારવાની તક આપી હતી. આમાંના એક વિદ્યાર્થી પાછળથી બંગાળ સરકારના કેળવણી ખાતામાં ઉચ્ચ અધિકાર મેળવવા શક્તિમાન થયા હતા.

પોતાના પ્રત્યે માતૃભક્તિ રાખનાર સ્ત્રીપુરુષોને પત્ર લખતી વખતે 'મારી વહાલી પુત્રી' કે 'વહાલા પુત્ર' લખતાં અને પત્ર નીચે સહી કરતાં કોઇને તમારી માતા તો કોઈને તમારી મોટીમા કે કોઇને કોઈ નવું જ નામ લખતાં. ડૉ. ભગવાનદાસજીને તેઓ પુત્રસમ ચાહતાં અને તેમને પત્ર લખતાં ત્યારે પત્રની નીચે ઘણી વાર 'હેલિઓડોર' નામથી સહી કરતાં, એ પરથી ડૉ. ભગવાનદાસજી તેમને કોઈ વાર 'સૂર્યદત્તા' કહેતા. ડૉ. ભગવાનદાસજી ૧૯૦૫માં બહુ માંદા હતા, ત્યારે આખી રાત્રિ તેમના બિછાના પાસે બેસી તેમનાં પત્નીને તેમની સારવાર કરવામાં સહાય કરતાં.

તેમને પ્રવાહી આહાર વધારે પસંદ હતો. તેમને બનારસી સમોસાં, બનારસી પાપડ તથા આઈસ-ક્રીમ વધારે ભાવતાં. સમોસાં અને પાપડ ડૉ. ભગવાનદાસજીને ત્યાંથી તેમને વારંવાર અડયાર (મદ્રાસ) મોકલવામાં આવતાં. તેઓ ખમણેલું લીલું ટોપરું ભાત સાથે કેટલીક વાર લેતાં. રાત્રિના તેઓ મોટે ભાગે ચાર પાંચ શાક ખૂબ બાફીને તેનો સુપ (રસ) થોડું મીઠું નાંખીને અગર પાપડ સાથે લેતાં. સવારના તેઓ કૉફી લેતાં અને તે પોતાને હાથે જ બનાવતાં અને તે વખતે હાજર રહેલા સભ્યો કે સ્નેહીઓને આપતાં કૉફી બનાવવામાં તેઓ ખરેખર નિષ્ણાત હતાં. બપોર પછી તેઓ ચા લેતાં.

તેઓ પોતાના સ્નેહી પ્રત્યે જેટલાં ઉદાર અને વફાદાર હતાં તેટલાં જ ઉદાર અને વફાદાર પોતાના નોકરો પ્રત્યે પણ હતાં. પોતાના નોકરોને તેઓ સારો પગાર આપતાં અને પોતાના પર-લોકવાસ પછી પણ નોકરોના પરલોકવાસ સુધી તેનો તે જ પગાર મળે તેવો બંદોબસ્ત તેમણે કર્યો હતો.

તેમને સવારમાં ઘોડેસવારી કરવાનો શોખ હતો. તેમનું મુખ્ય મથક બનારસ રહ્યું ત્યાં સુધી તેઓ સવારના રોજ ઘોડીએ ચઢી ફરવા જતાં અને ફરી આવ્યાં પછી રોજ ઘોડીની ડોક થાબડી તેનો ઉપકાર માનતાં. તેઓ મુંબઈ જતાં ત્યારે મોટરના જમાના પહેલાં, શેઠ ધરમશી મોરારજી ગોકુળ-દાસની બે ઘોડાની ગાડી વાપરતાં અને ગાડીમાંથી ઊતરી બંગલામાં જતા પહેલાં બંને ઘોડાની ડોક થાબડી બંનેનો ઉપકાર માનતાં.

'કોક'ની રમતમાં તેઓ નિષ્ણાત હતાં અને પાંસઠ વર્ષની ઉંમરે પણ તક મળ્યે તે રમત ખેલતાં. યુરોપ જતાં સ્ટીમર ઉપર કોઈ વાર સદ્ગત મેડમ બ્લેવેટસ્કીની માફક પાનાની 'પેશન્સ'ની રમત એકલાં એકલાં રમતાં.

સડસઠ વર્ષની ઉંમરે તેઓ મોટર હાંકતાં શીખ્યાં હતાં. અડયારથી 'ન્યુ ઇન્ડિઆ' ઑફીસે તેઓ જાતે મોટર હાંકીને રોજ જતાં અને કદી અકસ્માત નહિં કરવા માટે મોટરનો આભાર માનતાં.

પત્રો કે લેખો કે પુસ્તકો તેઓ પોતાના જ હસ્તાક્ષરથી લખતાં અને તેમનાં સઘળાં લખાણમાં તેમના અક્ષરો એક સરખા જ રહેતા; જરાય બગડતા નહિં. ચાલુ ટ્રેઈનમાં કે ચાલુ સભાઓમાં તેઓ પોતાના લેખો કે પત્રો સહેલાઈથી લખી શકતાં.

તેમના સમયના સેન્ટ્રલ હિંદુ કૉલેજના વિદ્યાર્થીઓને તેઓ સારી રીતે ઓળખતા: કોઈ વિદ્યાર્થી માંદો પડ્યો હોય તો તેને જોવા તેઓ જતાં અને પોતે પરદેશ ગયાં હોય અને ત્યાં ખબર પડી જાય કે અમુક વિદ્યાર્થી ત્યાં છે તો તેઓ તેમને પોતાની સાથે ચા પીવા કે જમવા બોલાવતાં અને તેમની ઓળખ તે સ્થળના ઉત્સાહી અને હિંદ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર લોકોને કરાવતાં. કૉલેજના વિદ્યાર્થીઓ જ્યારે બનારસની બીજી કોઈ સંસ્થાના વિદ્યાર્થીઓ સાથે હોકી કે ક્રિકેટ ખેલવા જતાં ત્યારે પોતે પણ તે મેદાન પર જતાં અને હાર કે જીતમાં એક સરખો રસ લેવાની પ્રેરણા આપતાં.

'શિવાક્ષરસ્તોત્ર'ની પ્રાર્થના તેમને બહુ પ્રિય હતી. બનારસ કૉલેજમાં જ્યારે જ્યારે તેઓ વ્યાખ્યાન આપતાં ત્યારે ત્યારે એક સુમધુર કંઠવાળા વિદ્યાર્થી પાસે આ પ્રાર્થના કરાવતાં.

તેઓ પ્રથમ કોટિનાં વ્યાખ્યાનકાર હતાં. તેમનો સાદ કદી બેસતો નહિ. તેમનું ગળું તથા તેમનાં ફેફસાં નબળાં હતાં. તેમના વિદ્વાન ડૉક્ટરે વ્યાખ્યાનો આપવાની રજા આપી હતી. આ રજા આપતાં ડૉક્ટરે જણાવ્યું હતું કે 'તમને ભાષણો આપવાની છૂટ છે. એથી કાં તો તમે જલદી પરલોક સીધાવશો અથવા તમારું ગળું અને તમારાં ફેફસાં મજબૂત બની જશે.' ડૉક્ટરની પાછલી કલ્પના સદ્ભાગ્યે સાચી પડી હતી.

તેઓ કહેતાં કે વક્તાઓએ રાડો પાડવી જોઈએ નહિ પણ દરેક વાક્યનો છેલ્લો શબ્દ, બીજા શબ્દોના જેટલો જ સ્પષ્ટતાથી ઉચ્ચારવો.

બાળકો, વિદ્યાર્થીઓ અને યુવાન યુવતીઓ પ્રત્યે તેમને ઘણો પ્રેમ હતો. જગતનું ભવિષ્ય તેમના હાથમાં છે એમ તેઓ કહેતાં અને તે જ દૃષ્ટિએ તેઓ તેમને સહાય કરતાં. 'સેન્ટ્રલ હિંદુ કૉલેજ મેગેઝીન' નામનું માસિક તેઓએ ઘણાં વર્ષો ચલાવ્યું હતું. તેની હજારો નકલો ખપતી હતી. તેના નફામાંથી તેઓ તે કૉલેજના ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશિપ આપતાં. ઘણાં યુવાન-યુવતીઓને તેઓ જુદા જુદા પ્રકારની સહાય કરતાં અને તેઓના વિકાસમાં મદદગાર થતાં. બાળઉછેરને લગતી નાની બાબતો પણ તેઓ જાણતાં. અત્યારના આસામ પ્રાન્તના ના. ગવર્નર બાબુ શ્રીપ્રકાશને ત્યાં પહેલા બાળકનો જન્મ થયા બાદ તેઓ બનારસ ગયાં ત્યારે તેમણે તેમને પત્ર લખ્યો કે 'તમારાં પત્ની તથા બાળકને તેડીને મળવા આવશો.' બાબુ શ્રીપ્રકાશ મળવા ગયા, એટલે ડૉ. બેસન્ટે બાળકને પોતાના ખોળામાં લીધું. ત્યાં બાબુસાહેબ બાળકના માથા તરફ ઊભા રહ્યા. ડૉક્ટર બેસન્ટે યુવાન બાબુને કહ્યું : 'બાળકની સામે ઊભા રહેવું, માથા તરફ નહિ. માથા તરફ ઊભા રહેવાથી તે તરફ જોતાં બાળકની આંખ ખેંચાય છે, ને તેને તકલીફ પડે છે.'

જાહેર કે ખાનગી સભાઓમાં તેઓ જાહેર કરેલ સમયે હાજરી આપતાં. સભાનું કાર્ય મોડું શરૂ થાય તો ત્યાં સુધી પોતાનું લખવાનું કે વાચવાનું કામ શાન્તિથી કર્યા કરતાં. પોતાનું વ્યાખ્યાન જાહેર કરેલે સમયે શરૂ કરતાં અને નક્કી કરેલે સમયે પૂરું કરતાં. કોઈ અનિવાર્ય કારણથી થોડું મોડું થયું હોય તો તે માટે માફી માગી લેતાં. રેલ્વે સ્ટેશન પર અને રમતગમતના મેળાવડામાં તેઓ સમય પહેલાં આવીને બેસતાં

જુદાં જુદાં સભાગૃહોમાં અમુક સંખ્યામાં જ માણસો હાજરી આપી શકે એવો નિયમ ઓસ્ટ્રેલિયામાં છે. આ દેશનાં એક શહેરમાં તેમનું વ્યાખ્યાન હતું. સભાગૃહ ચીકાર ભરાઈ ગયું હતું. વ્યાખ્યાનનો સમય થતાં ડૉ. બેસન્ટ ત્યાં ગયાં. પોલીસે તેમને સભાગૃહમાં પ્રવેશ કરતાં અટકાવ્યાં. ડૉ. બેસન્ટે પોલીસને કહ્યું : 'હું અંદર નહિ જાઉં તો વ્યાખ્યાન નહિ થાય.' પોલીસ હસી પડ્યો અને બાજુ ખસી ગયો.

તેઓ હિંદની રાષ્ટ્રીય મહાસભાના પહેલાં સ્ત્રી પ્રેસિડેન્ટ હતાં. વર્ષભર પ્રેસિડેન્ટ તરીકે મહાસભાનું કામ ચાલુ રાખવાનો નવો ચીલો તેમણે પાડ્યો હતો. આ ચીલો ત્યારથી ચાલુ રહ્યો છે.

નિયમ અને વ્યવસ્થાને તેઓ ખૂબ માન આપતાં. પ્રિન્સ અને પ્રિન્સેસ ઓફ વેલ્સ બનારસ સેન્ટ્રલ હિંદુ કૉલેજની મુલાકાત લેવાનાં હતાં કૉલેજની અંદરનો બંદોબસ્ત જાળવવાનું કૉલેજના સંચાલકોએ પોતાને માથે રાખ્યું હતું. કયા વિદ્યાર્થીએ ક્યાં ઊભા રહેવું તે નક્કી થઈ ગયું હતું. ડૉ. બેસન્ટ થયેલી ગોઠવણ જોવા નીકળ્યાં. લોકબહાદુર નામના એક નેપાલી વિદ્યાર્થીને તે ઊભો હતો ત્યાંથી બીજે સ્થળે ઊભા રહેવા કહ્યું. લોકબહાદુરે કહ્યું : 'મારા કેપ્ટન કહેશે તો જ હું અહિંથી ખસીશ.' ડૉ. બેસન્ટે તુર્ત જ પોતાની ભૂલ કબૂલ કરી, કેપ્ટનને બોલાવી યોગ્ય ગોઠવણ કરી અને લોકબહાદુરને નિયમ અને વ્યવસ્થા જાળવવા માટે ધન્યવાદ આપ્યો.

સત્યની શોધ અને સત્યાચાર એ તેમનું જીવનસૂત્ર હતું. સત્યને ખાતર તેમણે સગાસંબંધી, મિત્રો, અનુયાયીઓ અને પ્રસંશકોનો પ્રકોપ સહન કર્યો હતો. શ્રી. નારણૈયાએ પોતે સોંપેલા બે પુત્રો શ્રી. કૃષ્ણમૂર્તિ અને શ્રી નિત્યાનંદને પાછા મેળવવા માટે જ્યારે ડૉ. બેસન્ટ સામે દાવો માંડ્યો ત્યારે પોતાના બચાવમાં જરા પણ અસત્ય દલીલ થતી અટકાવવા માટે પાંસઠ વર્ષની ઉંમરે કાયદાના અનેક પુસ્તકો વાંચી ગયાં હતાં અને ડિસ્ટ્રિક્ટ કોર્ટ, હાઈ કોર્ટ અને અપીલ કોર્ટમાં પોતે જ પોતાનો બચાવ કર્યો હતો.

ડૉ. જ્યોર્જ એસ. એરંડેલ તેમને પુત્રસમ પ્રિય હતા. છતાં એક પ્રસંગે તેમને લખેલું કે 'જ્યોર્જ, તમે મને પ્રિય છો, પણ સત્ય તમારાં કરતાંય વધારે પ્રિય છે.'

તેમનામાં નેતૃત્વશક્તિ સહજ હતી. તેઓ સૌને વિચારસ્વાતંત્ર્ય આપતાં અને નેતૃપદ જાળવી રાખવા માટે અનુયાયીઓને કદી પંપાળતાં નહિં, અને પોતે જે જોખમ ખેડવા તૈયાર ન હોય તે જોખમ ખેડવા કોઈ ને સલાહ આપતાં નહિં. વિદ્યાર્થીઓને રાજકારણનો અભ્યાસ કરવાની તેઓ સલાહ આપતાં, પણ હરકોઈ રાજકીય પક્ષથી દૂર રહેવા અને રાજકારણમાં સક્રિય ભાગ નહિં લેવાનો આગ્રહ કરતાં. દેશમાં ધિક્કાર, અવ્યવસ્થા અને જુદાઈનું વાતાવરણ ઉત્પન્ન કરે તેવી ચળવળોથી દૂર રહેવા સૌ કોઈ ને સમજાવતાં. ભાવિ લોકનાયકો અને લોકસેવકો શોધી કાઢવાની શક્તિ તેમનામાં હતી. સેન્ટ્રલ હિંદુ કૉલેજ, થીઓસોફિકલ સોસાયટી, હોમરૂલ લીગ, એજ્યુકેશનલ ટ્રસ્ટ, નેશનલ એજ્યુકેશન, સેવા બંધુ, વગેરે વગેરે માટે અનેક હિંદી અને યુરોપિયન કાર્યકરો તેમણે ઊભા કર્યા હતા. અને તેમાં સ્ત્રી કાર્યકરો પણ હતાં.

ઘણાં સ્ત્રીપુરુષો પોતાની સેવા તેમને અર્પણ કરવા તૈયારી બતાવતાં. એમ થતું ત્યારે તેમનો અભ્યાસ કેટલો છે, જ્યાં તેઓ છે ત્યાં શું શું કામ કરે છે, તેઓમાં કયું કયું કામ કરવાની શક્તિ અને આવડત છે, તેમનું કુટુંબ કેટલાં માણસોનું છે, કુટુંબ નિર્વાહનું સાધન શું છે, વગેરે બાબતોની તપાસ કરતાં અને પછી યોગ્ય લાગે તો જ કોઈ ને કોઈ કાર્ય માટે તેમની માનદ સેવા સ્વીકારતાં.

થીઓસોફિકલ સોસાયટીમાં જોડાયા પછી સર્વવ્યાપક, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પરમાત્મામાં તેમને અચળશ્રદ્ધા હતી, એટલે કોઈ પણ મુશ્કેલ સ્થિતિમાં તેઓ નિર્ભય રહેતાં. તેઓ પોતાનાં સઘળાં કાર્યો સઘળે સ્થળે, અને સદા સર્વદા યાદ રાખતાં.

હાલના આસામના નામદાર ગવર્નર બાબુ શ્રીપ્રકાશે એક વખત તેમને પૂછેલું કે 'તમે ત્રીસ વર્ષ કરતાં વધારે સમયથી હિંદને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું છે અને હિંદને પોતાનું સર્વસ્વ

અર્પણ કરેલું છે તો કૃપા કરી કહેશો કે અમારા હિંદીઓમાં એવી શી ખામી છે કે જેથી અમે આગળ વધી શકતા નથી.' તેઓ બને ત્યાંસુધી કોઈની લાગણી દુભાવતાં નહિં એટલે આ પ્રશ્નનો જવાબ આપવા ખુશી ન હતાં, પણ જ્યારે બાબુસાહેબે ખૂબ આગ્રહ કર્યો ત્યારે કહ્યું: 'પ્રકાશ! મને કહેતાં દુઃખ થાય છે કે તમે લોકો ઉદાર નથી.' કોઈનું પણ નામ આપ્યા સિવાય તેમણે જણાવેલું કે હિંદી લોકનાયકો યુવાનોને ઉત્તેજન આપતા નથી; બીજાની વધારે ઉપયોગીતા સાંખી શકતા નથી; બુદ્ધિશાળી અને સ્વતંત્ર વિચારકને તેઓ દાબી દે છે; કોઈ આગળ આવે છે તો તેઓ તે સહન કરી શકતા નથી; નવા કાર્યકરો તૈયાર કરતા નથી એટલે પોતે ચાલુ કરેલું કાર્ય પોતાના ગયા પછી અટકી પડે છે. બાબુ શ્રીપ્રકાશે કહ્યું કે: 'લોકનાયકો સંબંધમાં તેમણે જે કંઈ કહ્યું હતું તે અક્ષરશઃ સત્ય હતું અને આપણો આ દોષ હું બહુ સારી રીતે જાણું છું.'

ડૉ. બેસન્ટ પ્રભુમાં માનતાં ન હતાં ત્યારે પણ માનવપ્રેમ અને માનવસેવાનો દીપ તેમનામાં ઝગઝગી રહ્યો હતો. થીઓસોફિકલ સોસાયટીમાં દાખલ થયા પહેલાં, પ્રભુમાં નહિં માનનાર ડૉ. બેસન્ટ અને ખ્રિસ્તીધર્મપરાયણ મિ. ડબલ્યુ. સ્ટેડ વચ્ચે મિત્રતા હતી. કેમકે માનવબંધુ પ્રત્યેનો પ્રેમ અને જુલમ પ્રત્યેનો દ્વેષ તે બંનેમાં હતો. માનવસેવામાં સર્વસ્વ અર્પણ કરવા ઈચ્છનારા લોકો માટે એક નવો સંપ્રદાય ઊભો કરવાની ભાવના તેઓ બંનેમાં જાગ્રત થઈ હતી, અને તે સિદ્ધ કરવા માટે તેઓએ 'લિંક' નામની સાપ્તાહિક પત્રિકા કાઢવી અને અધીં પેનીથી વેચવી શરૂ કરી હતી.

ડૉ. બેસન્ટે કહ્યું છે કે: 'નબળો માણસ, કોઈ સત્કાર્ય જોઈને કહે છે કે આ કાર્ય કોઈએ કરવું જોઈએ, પરંતુ મારે શા માટે તે કરવું? જ્યારે સેવાભાવી માણસ કહે છે કે 'આ કાર્ય કોઈએ કરવું જોઈએ તો શા માટે મારે તે ન કરવું?' આ બે કથનો વચ્ચે અનેક સૈકાના નૈતિક વિકાસનું અન્તર છે.

થીઓસોફિકલ સોસાયટીના સભ્યપદનું પત્રક ભરી, સભ્યપદનું પ્રમાણપત્ર લઈ ડૉ. બેસન્ટ મેડમ બ્લેવેટસ્કીને મળવા ગયાં, તેમના હાથ પોતાનાં હાથમાં લઈ ઘૂંટણ પર પડી તેમને પગે લાગ્યાં ત્યારે મેડમ બ્લેવેટસ્કીએ હર્ષનાં અશ્રુ ટપકાવતાં કહેલું કે 'તમે ઉદાર લલના છો. તમને ગુરુદેવના આશીર્વાદ હો!' તેમના આ જન્મમાસમાં અમે પ્રાર્થીએ છીએ કે એ ભવ્ય આત્માને ગુરુદેવના આશીર્વાદ હો!

**શ્રી. હરજીવન કાળીદાસ મહેતા**

(ઓકટોબર ૧૯૪૯ના જ્યોતિર્માથી)

# ડૉ. બેસન્ટની રાજકીય દીર્ઘદૃષ્ટિ

અંગ્રેજી ભાષામાં કહેવત છે કે : One with God is majority—ભલે કોઈ એકનો ઊભો હશે, પણ જો તે સત્યપક્ષે, ઈશ્વરી સંકેત પક્ષે ઊભો હશે, તો અન્તે તેની જ બહુમતી હશે. ડૉ. બેસન્ટની બાબતમાં આ કહેવત સાચી પડી છે. અનેક લોકનેતાઓનો વિરોધ સહન કરીને તથા પોતાના નેતૃપદનો ત્યાગ કરીને તેમણે અસહકાર અને કાયદાભંગની ચળવળનો વિરોધ કર્યો હતો. તેમણે ચેતવણી આપી હતી કે એ ચળવળથી બ્રિટિશ સરકાર નમતું આપશે નહિં, પણ લોકોનું કાયદા પ્રત્યેનું માન ઓછું થશે, દેશમાં સ્વચ્છંદતાના મૂળ ઊંડાં જશે અને જ્યારે હિંદને સ્વરાજ્ય મળશે ત્યારે પણ અસહકાર અને કાયદાભંગની મનોદશા ચાલુ રહેશે અને તેથી અનેક મુશ્કેલીઓ ઊભી થશે. થયું પણ તેમજ. એ ચળવળોનું ધારેલું પરિણામ આવ્યું નહિં એટલે તે સંકેલી લેવી પડી, પણ એક યા બીજી રીતે કાયદાનો અને રાજ્યસત્તાનો અનાદર કરવાની વૃત્તિ વધી તે ચાલુ રહી. આજે આપણી રાજસત્તાને તેમજ આપણા લોકનાયકોને તેનો વિરોધ કરવો પડે છે, હડતાલો નહિં પાડવા માટે આગ્રહભરી વિનંતિ કરવી પડે છે અને વ્યવસ્થા જાળવવાં માટે કડક કાયદાનો આશ્રય લેવો પડે છે.

ડૉ. બેસન્ટનું એક મંતવ્ય એ હતું કે હિંદ માટે સાંસ્થાનિક સ્વતંત્રતા સાથે કોમનવેલ્થમાં રહેવું વધારે હિતકર છે. એથી પોતાના દેશના તંત્રમાં સ્વાધીનતા ભોગવવાની સાથે બ્રિટિશ કોમનવેલ્થમાં પણ તેનો મજબૂત પગ જામી શકશે. બ્રિટિશ કોમનવેલ્થ પણ મજબૂત બનશે અને હિંદ તથા બ્રિટન સાથે મળીને જગતની શાન્તિ જાળવવામાં બહુ મોટો હિસ્સો આપી શકશે. તેમનું આ મંતવ્ય પણ તે વખતે કોઈને ગમ્યું ન હતું. પણ આ બાબત પર અત્યારે ગંભીર વિચારણા થઈ રહી છે. લોકસભાએ બંધારણનો ખરડો પસાર કરવાનું કામ થોડા માસ માટે મુલતવી રાખ્યું છે. અત્યારના આપણા ગવર્નર જનરલ શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચાર્યે, આ માનવંતો હોદ્દો સ્વીકાર્યા પહેલાં પોતાનો અભિપ્રાય જાહેર કર્યો હતો કે બ્રિટિશ કોમનવેલ્થમાં રહેવામાં હિંદને લાભ છે.

શ્રી. કનૈયાલાલ મુનશી સ્થાપિત સાપ્તાહિક 'સોશ્યલ વેલ્ફેર'ના બીજા અવતાર 'ન્યુ ડેમોક્રેટ' તા. ૧૦મી સપ્ટેમ્બરના અંકમાં "India must stay in Commonwealth" "હિંદે કોમનવેલ્થમાં રહેવું જોઈએ" એ નામના લેખમાં જણાવ્યું છે કે પૂર્ણસ્વરાજ્યનો અર્થ આપણા માટે પ્રગતિશીલ સ્વાતંત્ર્ય છે. આપણે એક યા બીજા રાજકીય સંઘ સાથે રહેવું કે ન રહેવું તેની સાથે પૂર્ણ સ્વરાજ્યના અર્થને કશો સંબંધ નથી. આપણું રાષ્ટ્રીય ભાવિ ઘડવાનો હક અને સત્તા આપણા જ હાથમાં સલામત ગણવાં, એ પૂર્ણસ્વરાજ્ય. પ્રજાસત્તાક આયરલેન્ડ બ્રિટિશ કોમનવેલ્થમાં રહી શકે છે તેમ આપણે પણ આપણું રાષ્ટ્રીય પ્રભુત્વ જાળવી રાખીને કોમનવેલ્થમાં રહી શકીએ. બ્રિટિશ પ્રજાના ઇતિહાસ સાથે આપણો ઘણો વર્ષનો ઇતિહાસ જોડાયેલો છે. હિંદી મહાસાગરમાં હજી બ્રિટિશ સત્તા રહેલી છે, બ્રિટનને અમેરિકાનો મજબૂત સાથ છે, એટલે બ્રિટિશ કોમનવેલ્થ આપણને એક કુદરતી મિત્રનું કામ આપે તેમ છે, કેમકે કોઈ પણ યુદ્ધ ફાટી નીકળે તો તે માટે આપણી યુદ્ધસામગ્રી સંપૂર્ણ મજબૂત લેખી નથી.

જે જાતનું વિચાર અને આચારસ્વાતંત્ર્ય, આયર્લેંડ અને દક્ષિણ આફ્રિકાને બ્રિટન આપી રહેલ છે અગર આપવા ખુશ છે તેવું સ્વાતંત્ર્ય રશિયન સત્તાઈ કે અમેરિકન વિસ્તારવૃત્તિ આપવાના નથી. એટલે હિંદ માટે તો બ્રિટિશ કોમનવેલ્થમાં રહેવું વધારે ઠીક જણાય છે." આગળ જતાં ન્યુ ડેમોક્રેટ કહે છે કે "બર્મા કોમનવેલ્થથી છૂટું થયું અને બિલકુલ સ્વતંત્ર બન્યું અને અત્યારે કેવી સ્થિતિમાં આવી પડ્યું તે પરથી પણ આપણે ચેતવાનું છે. વળી હિંદ એકલું હોય તો પાકીસ્તાન પણ શું ખટપટ અને કેવું નુકસાન કરી શકે તે પણ આપણે યાદ રાખવાનું છે. આ સઘળો વિચાર કરતાં બ્રિટિશ કોમનવેલ્થમાં રહેવાનું ચાલુ રાખવું એ આપણે માટે ખાસ જરૂરનું છે."

ટૂંકમાં બ્રિટિશ કોમનવેલ્થ સાથે સંબંધ રાખવામાં હિંદનું હિત સમાયેલું છે એમ હિંદના ઘણા લોકનાયકો પણ ગંભીરપણે વિચારી રહ્યા છે. માનવજાતિનો બહુ મોટો ભાગ સ્વાર્થમાં રચ્યોપચ્યો રહે છે એટલે જગતની નાની મોટી પ્રજાઓ પણ સ્વાર્થપરાયણ રહે તેમાં અજાયબ જેવું કંઈ નથી. પણ હિંદને કોઈ ને કોઈ પ્રજાસંઘ સાથે રહેવું પાલશે એટલે સઘળી સ્વાર્થી પ્રજાઓ પૈકી બ્રિટિશ કોમનવેલ્થ સાથેનો સંબંધ ચાલુ રાખવો એ વધારે ઠીક છે એમ કોઈ પણ તટસ્થ વિચારકને લાગ્યા વિના રહે તેમ નથી. ડૉ. બેસન્ટનો, ૧૦૧મો જન્મોત્સવ આ માસની પહેલી તારીખે આવેલો હોવાથી તેમની રાજકીય દીર્ઘદૃષ્ટિની યાદ અમે માનપૂર્વક કરીએ છીએ અને તેમના અમર આત્માને અમારા હાર્દિક અભિવંદન પાઠવીએ છીએ.

**શ્રી. હરજીવન કાળીદાસ મહેતા**

( જ્યોતિ, ઓક્ટોબર ૧૯૪૮માંથી )

Though Dr. Besant is physically not in our midst she will be eternally in the hearts of those to whom she meant everything in Life. India would never forget the passionate attachment she had for the Motherland of her adoption.

**Jamnadas Dwarkadas.**

( From "Theosophy-in-India" Special Memorial Volume October 1933 )

જો કે ડૉ. બેસન્ટ આપણી સન્મુખ સ્થૂલ શરીરમાં નથી તો એ જે વ્યક્તિઓના જીવનમાં તેઓ જીવનસર્વસ્વરૂપ હતાં; તેમનાં હૃદયમાં તેઓ હંમેશ બિરાજશે. હિન્દ તો ડૉ. બેસન્ટની પોતાની માની લીધેલી જન્મભૂમિ પ્રત્યેની મમતા કદી વિસરશે નહિં.

**જમનાદાસ દ્વારકાદાસ.**

( "થીઓસોફી-ઈન-ઇન્ડિયા"ના ખાસ સ્મારક ગ્રંથ, ઓક્ટોબર ૧૯૩૩ માંથી )

# વિદુષી એની બેસન્ટ

મેઘધનુષ્યનું ચિત્ર માત્ર એક જ પીંછી વડે ચીતરવું જેમ અશક્ય છે તેમ વિદુષી એની બેસન્ટનું જીવન પણ એક જ લેખમાં આલેખવું એટલું જ અશક્ય છે. પુષ્પવાટિકાના ચિત્રકારને દરેક તરુ પર બારીક લક્ષ આપવુ પડે છે તેમ ભગવતી એની બેસન્ટના જીવનચિત્રકારને પણ એક કરતાં વધારે બાજુઓ ધ્યાનમાં લેવાની જરૂર રહે છે. કારણ કે મેઘધનુષ્યની માફક એની બેસન્ટના જીવનમાં અનેક રંગો સમાયેલા છે; પુષ્પવાટિકાની માફક એ જીવનબગીચે અનેક પુષ્પોની સૌરભ સમાયેલી છે. એમની જીવનકથની વિધવિધ દિશાનાં કાર્યોનો ઇતિહાસ છે; એમનો જીવનબગીચો નવરંગી પુષ્પોનું ઉદ્યાન છે. એ મેઘધનુષ્યે અનેકની આંખ ઠારી છે, એ પુષ્પવાટિકાએ અનેકનાં અંતર પરિમલભીનાં કર્યાં છે. અગ્નિની એક જ ચિનગારી અધિક અગ્નિ પ્રગટાવી શકે છે તેમ એમની આત્મજ્વાલાએ અનેકના સુષુપ્ત પ્રાણને પ્રદીપ્ત કર્યો છે.

૧૮૪૭ના ઓક્ટોબરની પહેલી તારીખે આયર્લૅન્ડના એક પરગણામાં જન્મેલી આ બાઈએ જગતભરમાં પોતાની સૌરભ ફેલાવી સારીય આલમને આભારવશ કરી છે. એનું કાર્ય એકદેશીય ન હતું. એની એક દેશ કે એક પક્ષની ન હતી. એનું કાર્ય સર્વદેશીય હતું; એની લડત સર્વત્ર સ્વતંત્રતા, સમાનતા અને પ્રભુતા પ્રસરાવવાની હતી. પીડિત અને મજૂરોને એણે સહાય કરી છે, વાણીસ્વાતંત્ર્ય અને સ્ત્રીસ્વાતંત્ર્યની એણે હિમાયત કરી છે, સત્ય અને સ્વતંત્રતાનો એણે પડકાર કર્યો છે. ધર્મનાં, કેળવણીનાં, સમાજનાં અને રાજકારણનાં ક્ષેત્રો એણે બાકી રાખ્યાં નથી. એની વિદ્વતા ભરી કલમે અર્થશાસ્ત્ર કે માનસશાસ્ત્ર, સાહિત્ય કે સમાજવાદને અછૂતાં કર્યાં નથી. એની અજોડ અને અનુપમ વાણીધારાએ અનેક ધબકતાં હૈયાંમાં નવા પ્રાણ પૂર્યા છે. બાઈબલ કે કુરાન, ગીતા કે ગાથા, વેદ કે ઉપનિષદ પણ એણે પડતાં મૂક્યાં નથી. સ્વભાવે કર્મયોગી હોઈ જીવનમાં જેણે કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગનો સુમેળ સાધ્યો છે એવી આ ભગવતી વ્યક્તિ સરોજિની નાયડુના શબ્દોમાં કહીએ તો લક્ષ્મી, સરસ્વતી અને પાર્વતીની પ્રતિમા છે. પ્રેમ, જ્ઞાન અને સંકલ્પશક્તિનો એણે સંયોગ સાધ્યો છે માટે આ અંજલિ અવાસ્તવિક નથી.

એમનો પ્રેમ અગાધ અને અસીમ હતો. જાત કે દેશની સીમામાં એ મર્યાદિત થયો ન હતો કે ન હતો એ પ્રગટ થતો દુનિયાની પાર્થિવ વસ્તુઓમાં. એના હૃદયના ઉર્મિ આત્મગામી હતાં. મનુષ્યોને આત્મવાન બનાવવામાં એ પ્રેમ ફેલાતો ને જગતને પ્રભુતાની અંજલિ ધરવા એ બાઈ દેશપરદેશ ઘૂમતી. જગતનો આત્મા પોષવો અને પ્રગટાવવો એ એનું જીવનકાર્ય હતું. એનું મન જ્ઞાનનો ભંડાર હતું. વિધવિધ વિષયોનું નિપુણ જ્ઞાન એની કલમ અને વાણીમાંથી નિર્ઝરતું. અપરાવિદ્યાથી ભરેલું એનું મન સાગર જેવી શૈલીમાં કે દેવવાણી જેવી વાગ્ધારામાં પદાર્થવિજ્ઞાનાદ ગૂઢ પ્રશ્નો છણતું અને વિદ્વાનો અને પંડિતો મુગ્ધ થતા. ઉપરાંત એનું સંકલ્પબળ અજોડ હતું.

પૂરો વિચાર કર્યા પછી એ નિશ્ચય કરતાં અને એ નિશ્ચયને સાનુકૂળ પ્રતિકૂળ સંજોગોમાં વળગી રહેતાં. એમણે કરેલા નિશ્ચયો ફેરવવાની એમને કદીય જરૂર જણાઈ નથી. પોતાના કરેલા નિશ્ચયો આગળ એ લોકોની પ્રશંસા કે નિંદાની દરકાર કરતાં નહિ. એક કાર્ય પૂરું થતાં બીજા કાર્યનાં મંડાણ થતાં, એક યોજના નિષ્ફળ જતાં બીજી અનેક યોજનાઓ ઊભી કરી દેતાં અને એમ દિવસના ચોવીસે કલાક કાર્યમાં નિર્ગમન કરતાં. નિદ્રાનો કાળ એમને માટે શરીરના આરામનો કાળ હતો, મન અને હૃદયના કાર્યનો વિશ્રાંતિકાળ ન હતો; કારણ કે સૂક્ષ્મ ભૂમિકાઓમાં કાર્ય કરવાની શક્તિ એ ધરાવતાં હતાં. દેશપરદેશના પ્રશ્નોની છણાવટ એક નિષ્ણાતને છાજે એવી રીતે એ કરતાં અને જીવનનાં અનેક ક્ષેત્રોમાં એ આટલું બધું કાર્ય કરતાં એનું મુખ્ય કારણ એમનું આત્મબળ હતું. હું શરીર નથી પણ હું આત્મા છું એની એમને પૂરી પ્રતીતિ હતી અને એ પ્રતીતિના ઓજસથી જગતમાં એ વિચરતાં; માટે જ નિંદા કે પરાજયનો, દેહ કે મૃત્યુનો એમને ડર ન હતો. શિવની શક્તિ સાથે જગતમાં પોતે ફરે છે એની એમને દૃઢ ખાતરી હતી

પંદરમી ઓગસ્ટની મંગળ પ્રભાતે હિંદ વર્ષોની ગુલામીમાંથી મુક્ત થયું. ૬૨ વર્ષની લડત પછી કોંગ્રેસને માથે મુગટ ધરાયો. દાદાભાઈ નવરોજજી, સર ફીરોજશા મહેતા, ગોપાળકૃષ્ણ ગોખલે અને બાલ ગંગાધર તિલક જેવા દેશવીરોના પ્રયત્નો સફળ થયા. એ યજ્ઞમાં બીજા ઘણાનાંય બલિદાન છે, પણ એમાં વિદુષી એની બેસન્ટનું બલિદાન પણ ન વિસરાય એવું મોટું છે. ૧૮૯૩માં એમણે 'મારી જન્મભૂમિ' કહી સંબોધેલી હિંદભૂમિ પર પગ મૂક્યો ત્યાર પહેલાંય હિંદની સ્વતંત્રતા માટે એમણે પોકાર કર્યો હતો. પણ હિંદમાં આવ્યા પછી તો હિંદની સ્વતંત્રતાના ધ્યેયને દૃષ્ટિમાં રાખીને જ એ સર્વ કાર્ય કરતાં હતાં એમ સ્પષ્ટ માલમ પડે છે. ઓગણીસમી સદીના અંતકાળે હિંદ પોતાની સંસ્કૃતિનું ગૌરવ ગુમાવી બેઠું હતું અને દરિયાપારના વિજ્ઞાનકારોના જડવાદ પાછળ ગાંડું બનતું જતું હતું. પણ હિંદને પોતાની પ્રાચીન સમૃદ્ધિનું ભાન થાય નહિ, હિંદીવાનોને હિંદ માટે ગૌરવ ઉત્પન્ન થાય નહિ ત્યાંસુધી હિંદની આઝાદી દૂર છે એમ એમને લાગવાથી એમણે હિંદને જાગૃત કરવાનો નિશ્ચય કર્યો અને પ્રથમ ધર્મોને સજીવન કરવાનું કાર્ય હાથ ધર્યું. હિંદના જુદા જુદા ધર્મોનો અભ્યાસ કરી હિંદની પુરાણી પ્રજ્ઞાનો પ્રચાર કર્યો અને પરિણામે હિંદીવાનો પોતાના ધર્મોની ખૂબીઓ સમજવા લાગ્યા અને પોતાના ધર્મો માટે મગરૂર થવા લાગ્યા. હું હિંદુ છું, હું બૌદ્ધ છું એમ કહેતાં શિક્ષિત હિંદીવાનો એક વાર શરમાતા તે જ હિંદીવાનો હું હિંદુ છું, હું બૌદ્ધ છું એમ છાતી કાઢીને કહેવા લાગ્યા, એ પ્રતાપ ભગવતી એની બેસન્ટનો. પણ આટલાથી જ એમનું કાર્ય અટક્યું નથી. આ તો પુસ્તકનું માત્ર પહેલું જ પ્રકરણ હતું, યોજનાનું પહેલું જ ચિત્ર હતું. ધર્મોનો પુનરુદ્ધાર કરી એમણે કેળવણીના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો. પશ્ચિમની કેળવણી યુવાનોને અવળે માર્ગે લઈ જતી હતી એટલે યુવાનોને જ્યાંસુધી રાષ્ટ્રીય અને ધાર્મિક કેળવણી આપવામાં આવે નહિ ત્યાં સુધી એમનામાં રાષ્ટ્રભાવના જાગે નહિ એમ એમણે જોયું. પરિણામે બનારસમાં એમણે સેન્ટ્રલ હિંદુ સ્કૂલ અને કૉલેજ સ્થાપી આશ્રમ પદ્ધતિએ કેળવણી આપવાના પ્રયાસો આદર્યા. સેન્ટ્રલ હિંદુ કૉલેજની કેળવણી હિંદમાં આજના નૂતન શિક્ષણની જનેતા છે. હિંદની કેળવણીનું પાનું ફેરવાયું હોય તો તેની પહેલ કરનાર એની બેસન્ટની સેન્ટ્રલ હિંદુ કૉલેજ છે. માલવીયાજીની હિંદુ યુનિવરસિટીના અસ્તિત્વ માટે જ્યારે કૉલેજની જરૂર પડી ત્યારે પ્રાણ ખર્ચી પોષેલી સેન્ટ્રલ હિંદુ કૉલેજ એની બેસન્ટે હિંદની સેવામાં સમર્પણ કરી. હિંદ માટેની એમની જ્વલંત ભક્તિનો એ એક અમર નમૂનો છે. સેન્ટ્રલ હિંદુ કૉલેજના તણખા ઠેર ઠેર પ્રસરવા લાગ્યા. દેશભરના યુવાનોમાં નવું જોમ આવવા લાગ્યું. નાગરિકતાના અણમોલ પાઠ શીખી

એઓ દેશસેવા તરફ વળવા લાગ્યા. પણ સ્વરાજને દૂર રાખનાર સમાજના કુરિવાજો જ્યાંસુધી નાબૂદ થાય નહિ, બાળલગ્નો અટકે નહિ, સ્ત્રીકેળવણીનો બહોળો પ્રચાર થાય નહિ, અંત્યજોની સ્થિતિ સુધરે નહિં, પરદેશગમનના અંતરાયો અલોપ થાય નહિં, સ્વદેશી હુન્નર ઉદ્યોગને ઉત્તેજન મળે નહિં ત્યાં સુધી હિંદનો રૂંધાતો પ્રાણ પ્રગટ થવો અસંભવિત છે એ ન્યાયે ૧૯૧૩ માં એમણે 'વેક અપ ઇન્ડિયા' નાં પ્રેરણાત્મક ભાષણોની હારમાળા આપી હિંદના સામાજિક સડાને નાબૂદ કરવાની હાકલ કરી.

રાષ્ટ્રના ઘડતરના આ ત્રણ પાયા મજબૂત કર્યાં પછી જ એમણે રાજકીય ક્ષેત્રમાં પ્રવેશ કર્યો. સુરતમાં ભાગાયેલી કોંગ્રેસને એક કરવી મુશ્કેલ કામ હતું, પણ એની બેસન્ટે કુનેહથી એ કામ પાર ઉતાર્યું. ૧૯૧૪માં એમણે પોતાની અનેક પ્રવૃત્તિઓ ઉપરાંત રાજકીય કાર્ય માટે કોમન-વીલ નામનું સાપ્તાહિક અને ન્યુ ઇન્ડિયા નામનું દૈનિક કાઢ્યાં અને હોમરૂલ લીગની સ્થાપના કરી. ગામડે ગામડે અને શેરીએ શેરીએ સ્વરાજ્યનો મંત્ર ફુંકાયો. એમની જોરદાર કલમે અને એમની શૂરવીર વાણીએ હિંદને જાગૃત કર્યું. બેસન્ટના જમાના પહેલાનું હિંદ બળદગાડી સમું દોડતું હતું જ્યારે બેસન્ટ યુગનું હિંદ મોટર અને એરોપ્લેનની ઝડપે આગળ ધસતું થયું, એ હિંદનો ઇતિહાસ વિસારી શકે એમ નથી. ત્રણ એક વર્ષ તો પવનવેગે એમનું કાર્ય આગળ ધપ્યું. પછી એમના કાર્યમાં વિક્ષેપ થયો. એમની બધી કાર્યપદ્ધતિ કાયદેસર લડતની પદ્ધતિ હતી. કાયદાને માટે જનતાને માન રહે તો જ જનતાની સલામતી જળવાઈ રહે અને તેથી જ કાયદાનું ઉલ્લંઘન કરવાની લડતના એ કટ્ટા વિરોધી હતાં. ઉપરાંત એમના કાર્યની પાછળ એમના ગુરુદેવોએ બતાવેલો ઈશ્વરી યોજનાનો નકશો એમની આંખ આગળ હરહમેશ તરવરતો હતો. એ યોજના પ્રમાણે હિંદ-બ્રિટનની એકતા જળવાઈ રહે એમાં જ જગતનું કલ્યાણ છે, કારણ કે ત્યારે જ હિંદ પોતાનો આધ્યાત્મિક વારસો પશ્ચિમના જગતને આપી શકે. એ યોજનાથી એ જરા પણ ચલિત થતાં નહિ તેથી જ્યારે કોંગ્રેસની દિશા બદલાઈ અને સત્યાગ્રહ ને અસહકારનાં મંડાણ થયાં તથા 'પૂર્ણ સ્વરાજ'નો મંત્ર કોંગ્રેસે સ્વીકાર્યો ત્યારે એમણે એનો વિરોધ કર્યો, જેને પરિણામે જનતા પરનો એમનો કાબૂ ઓછો થઈ ગયો અને જેને એકવાર કોંગ્રેસના પ્રમુખનો તાજ પહેરાવવામાં આવ્યો હતો તે એની બેસન્ટનો અનાદર થવા લાગ્યો. પણ હિંદની સ્વતંત્રતા માટેની એમની તમન્ના મરણની છેલ્લી ઘડી સુધી આથમી ન હતી. હિંદ સ્વરાજનો ભાનુ ઊગતો નિહાળ્યો હોય એમ હિંદ થોડા વખતમાં સ્વતંત્ર બનશે એમાં એમની શ્રદ્ધા જરાય ડગી ન હતી. જનતાનો સાથ ન હોવા છતાં કોમનવેલ્થ ઓફ ઇન્ડિયા બીલ તૈયાર કરી પાર્લામેન્ટમાં રજુ કર્યું. પાર્લામેન્ટની બેઠકમાં એ બીલ પસાર થયું, પણ જનતાનો સાથ ન હોવાથી એમનો એ પ્રયાસ નિષ્ફળ ગયો, નહિં તો આજ લગભગ ૨૫ વર્ષ પહેલાં સંસ્થાનિક સ્વરાજ હિંદને મળી ચૂકયું હોત અને ગુલામીના વર્ષોમાંથી એટલાં વર્ષ ઓછાં થતાં હોત. ઉપરાંત આજ તો હિંદુ-મુસલમાનનો પ્રશ્ન છે. તે દિવસોમાં એ પ્રશ્ન આજ છે તેવો ન હતો.

હિંદને માટે આટલું બધું કરી ફિટનાર એક વિદેશી બાઈનો અહેસાન આપણે કેવી રીતે વિસરી શકીએ ? એમનો અહેસાન વાળવા માટે એની અમર ભાવના અવની આરે ઉતારી સંસારને આપણે સોહામણો બનાવી શકીએ અને એ રીતે આ વર્ષમાં ઉજવાતી એમની શતાબ્દિમાં આપણોય ફાળો આપી શકીએ !

શ્રી હીરાલાલ છોટાલાલ બક્ષી.

( ડીસેમ્બર ૧૯૪૭ ને જાન્યુઆરી ૧૯૪૮ ના 'જ્યોતિ'માંથી )

# ડૉ. એની બેસન્ટ — એક વૈજ્ઞાનિક

[ શ્રીમતી એની બેસન્ટની જન્મશતાબ્દિ ૧૯૪૭ના ઓક્ટોબર માસમાં આવી હતી, તે પ્રસંગે ડૉ. કાંગાના અંગ્રેજી લેખ ઉપરથી તૈયાર કરનાર શ્રી. રતુભાઈ દેસાઈ, બી. એ. ]

ડૉ. એની બેસન્ટને આપણે હિંદી મહાસભાના એક ઓપ્રમુખ તરીકે ઓળખીએ છીએ. હોમરૂલ લીગની ચળવળમાં સ્વ. ગોખલેની સાથે એમનું નામ સંકળાયેલું છે, પરંતુ એઓ એક સમર્થ વૈજ્ઞાનિક પણ હતાં એનો આપણામાંના ઘણા ઓછાને ખ્યાલ હશે.

ડૉ. એની બેસન્ટ એ જગતના મહાન વૈજ્ઞાનિકોમાંના એક હતાં એ વાત ઘણાને આશ્ચર્યજનક લાગશે. છતાં એ હકીકત છે, કારણ વિજ્ઞાન એના બહોળા અર્થમાં વૈજ્ઞાનિક માનસ અને વર્તનનું જ પ્રતિબિંબ છે. એવું માનસ અને વર્તન જ વૈજ્ઞાનિકનો મુદ્રાલેખ હોઈ શકે.

આત્મિક યાત્રાની સફર ઉપર ઘણી જ બહાદુરીનો પરચો માગી લેતા, કરુણ, હૃદયવેધક અને આત્માને હચમચાવી મૂકનારા પ્રસંગોનો ડૉ. બેસન્ટે સામનો કર્યો છે. પોતાની જીવનકથામાં તેઓ લખે છે, કે મારા મૃત્યુ પછી મારી કબર ઉપર લખો તો એટલું જ લખજો કે 'તે હુમેશાં સત્યની શોધમાં હતી—'

તાત્વિક શોધન એ જ એમનું જીવનકાર્ય હતું અને આ કાર્યમાં આપણને એમની સહૃદયતા અને પ્રમાણિકતા જણાઈ આવે છે. સત્ય અને ન્યાય તેમજ વ્યક્તિસ્વાતંત્ર્ય માટેની ઝંખનાની જ્યોત એમના હૃદયમાં સદાય જલતી પડી હતી. આત્મભોગ માટે એઓ હંમેશાં તૈયાર રહેતાં. અને આવાં સ્વાર્થત્યાગનાં દૃષ્ટાંતો તો કાઇસ્ટ જેવી બહુ જ થોડી વ્યક્તિઓએ આપણને આપ્યાં છે.

એઓ અત્યંત ધાર્મિક વૃત્તિનાં પણ હતાં. જ્યારે જ્યારે બાઈબલનાં અમુક વચનો અંગે એમને અવિશ્વાસ આવતો ત્યારે તેઓ આવી ભૂલો જોતાં ચમકી ઊઠતાં, પાદરીને પૂછી એમના મનનું સમાધાન કરવા પ્રયત્ન કરતાં પણ ક્યાંય એમને સંતોષકારક જવાબ ન મળતો. એક પાદરીએ તો એમને એમ પણ કહેલું કે 'બાઈબલના સિદ્ધાંતોનો સ્વીકાર કરવાની તમારી પહેલી ફરજ છે. તમે તમારે જ જોખમે એની અવગણના કરી શકો!' આટલું જ નહિં પણ બાઈબલની વિરુદ્ધ પોતાનાં મંતવ્યો અંગે બોલવાની પણ એમને મનાઈ કરવામાં આવી હતી આ જ તબક્કે તેઓ ક્રિશ્ચિયન મટી ગયાં. ધર્મગુરુની પત્ની હોવા છતાં પણ ત્યારથી એમણે ધાર્મિક ક્રિયામાં ભાગ ન લીધો. ગૃહત્યાગ અથવા ધર્મનો ઢોંગી સ્વીકાર—આ બેમાંથી એમને એક રસ્તો લેવાનો હતો. એમનાં માતાની વિનંતિની પણ કાંઈ અસર ન થઈ. પતિથી છૂટાં પડ્યાં. પોતે નાસ્તિકતાનો પ્રચાર કરતાં હતાં એટલે એમનાં બાળકથી પણ એમને છૂટાં પાડવામાં આવ્યાં. અને ત્યારે તેમણે 'તત્ત્વજ્ઞાનનાં ફળો ' Fruits of Philosophy ' નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું.

એમની માતા મરણ પથારીએ હતી ત્યારે બીજી એક અગ્નિપરીક્ષા આવી. મૃત્યુ પહેલાંની ધાર્મિક ક્રિયા પોતાની પુત્રી વગર કરવાની એણે ના પાડી. પોતાની માન્યતા દેવનાં માણસોને જાણ કર્યા વગર એમાં ભાગ લેવાની એનીએ પણ ના પાડી. પોતાની પ્રમાણિકતાને ઘા કરનારું કોઈ પણ કર્તવ્ય કરવા એઓ રાજી ન હતાં છેવટે એમના જ જેવી માન્યતા ધરાવનાં ડીન સ્ટેન્લીએ એ વિધિ પૂરી કરાવી એને હિસાબે સત્યના સિદ્ધાંતોને વળગી રહેનાર કોઈ પણ વ્યક્તિ ક્રિશ્ચિયન હતી.

ઈ. સ. ૧૮૭૯માં એમણે મેટ્રિકની પરીક્ષા પાસ કરી બી. એસસી.ની ડીગ્રી માટે જોઈતા બધા વિષયો સાથે એમણે ઇન્ટરમીડીએટની પરીક્ષા પણ પસાર કરી. પરંતુ સાચા જવાબ હોવા છતાં નાપાસ કરવાની એક પરીક્ષકે ધમકી આપી એટલે એમણે અભ્યાસ છોડી દીધો. આમ છતાં 'ગરમી, પ્રકાશ અને અવાજ' ઉપરનાં એમનાં લખાણોથી એમનો વિજ્ઞાનપ્રેમ જણાઈ આવે છે.

ધર્મને નામે થતાં ધતિંગોની એમણે સખત ઝાટકણી કાઢી હતી. ખ્રિસ્તી ધર્મની જૂની માન્યતાઓ અને વિજ્ઞાનના જન્મ વિષે એઓ કહે છે કે 'માણસના વિચારોને જિંદગી નહિં પણ મોત તરફ ધકેલતો એક માણસ ક્રોસ ઉપર લટકી રહ્યો છે, દરેક જગ્યાએ આપણને બુદ્ધિમાનોનું અકાળ મોત જ દેખાય છે. અંધકાર અને નિરાશા ખ્રિસ્તી ધર્મને ઘેરી રહ્યાં છે અંધકારને આ ટાણે આપણને પ્રકાશનું એક કિરણ દેખાય છે—જગતને જીવતું રાખવા વિજ્ઞાનનો જન્મ થયો છે.' વિજ્ઞાન અને ધર્મ વચ્ચેના ઘર્ષણ અંગે એઓ કહે છેઃ 'આ ઘર્ષણ હજી પણ પૂરું થયું નથી. ધર્મની તરવારના ટુકડા થયા છે, માનવીના શરીરને આપણે છોડાવ્યું છે એ રીતે એના આત્માને પણ સ્વતંત્ર કરીશું, ધર્મને બદલે એને વિજ્ઞાન આપીશું, સ્વર્ગને બદલે પૃથ્વી, અજ્ઞાનને બદલે જ્ઞાન અને ભયને બદલે પ્રેમ આપીશું.'

બ્રેડલો અને બેસન્ટ હંમેશાં સાથે કામ કરતા. વર્ષો સુધી એઓ એક જ ક્ષેત્રમાં રહ્યાં. એક દિવસ એમને જુદાં પડવું પડ્યું. એની માન્યતાઓ અને એનો પ્રેમ—એમાંથી એકની એમને પસંદગી કરવાની હતી. એમને કાને એક અવાજ અથડાયોઃ 'જે માયામાં લપટાઈ રહે છે તેનો મને મેળવવાને અધિકાર નથી,' અને તરત જ એમણે એની માયા છોડી.

એમના સિદ્ધાંતો અંગે છેલ્લું પ્રવચન કરતાં એઓ કહે છે, 'તમારી સમક્ષ બે માન્યતાઓ પડેલી છે. પહેલી માણસના દુઃખની દરકાર કરતી નથી, એટલે માણસજાતની કીર્તિને એ ઝાંખપ લગાડે છે એ માણસને સ્વાર્થી બનતાં શીખવે છે. બીજી માન્યતા સંપૂર્ણ સ્વાર્થત્યાગની છે અને ઘણાં ઓછાં માણસો એને વળગી રહી શકે છે!

પરંતુ એમને લાગ્યું કે અપનાવવા જેવી આ માન્યતાએ તો માણસોના ઘણા પ્રશ્નો અણઉકેલ્યા જ રહેશે. આ માન્યતાને નહિં જીરવી શકતાં તત્ત્વો માનવીની જિંદગીમાં પડ્યાં છે, ત્યારે એમણે વધુ સારા સિદ્ધાંતો માટે તપશ્ચર્યા આદરી. એના પાયા ડગમગતા હતા અને છેવટે જગતને 'થીઓસોફી'નું શાસ્ત્ર આપ્યું.

રાસાયણિક તત્ત્વોની શોધખોળ માટેની લેડબિટર સાથેની એમની કામગીરી જાણીતી છે. ઈ સ ૧૮૯૫થી એમણે એ કાર્યની શરૂઆત કરી હતી. જેની હકીકત ઈ સ ૧૯૧૮માં પ્રસિદ્ધ થયેલાં Occult Chemistry–ગૂઢ રસાયણ શાસ્ત્ર નામના પુસ્તકમાં આપવામાં આવી છે.

(ઓક્ટોબર ૧૯૪૭ના શ્રીમોધમાંથી)

# વિદુષી સન્નારી ડૉ. એની બેસન્ટ

જીવતા માણુસોને આપણે પ્રેમ આપવો ઘટે છે જ્યારે મરેલાને માન આપવું ઉચિત છે.

—ડૉ. રવીન્દ્રનાથ ઠાકુર

હિંદુસ્તાનમાં જ્યારે પશ્ચિમની કેળવણીના પ્રતાપે ધર્મક્ષેત્રે અંધકાર છવાયો હતો અને પશ્ચિમની સંસ્કૃતિના નાદે આર્ય યુવકો બૂટ, મોજાં ને બાટલીના છંદે ચઢ્યા હતા એવા વખતમાં, ૧૮૯૩ની સાલમાં ડૉ. એની બેસન્ટે હિંદમાં આવી ઘેનમાં પડેલી જનતામાં પ્રાણ ફૂંકી, તેને જાગ્રત કરી. હિંદની પ્રાચીન મહત્તાનું દર્શન કરાવી તેમણે હિંદુઓમાં સ્વમાનની ભાવના જાગ્રત કરી. તેમને કર્તવ્યપરાયણ થવા બોધ આપ્યો હતો. તેમણે જાતે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી હિંદના પ્રાચીન ગ્રંથો રામાયણ, મહાભારત, શ્રીમદ્ ભગવદ્‌ગીતા અને ઉપનિષદો ઉપર જનસમુદાયને ભાષણો આપી એ ભાષણો ગ્રંથસ્થ કર્યાં. હિંદુધર્મના બચાવમાં તેમણે એક હિન્દુની દૃષ્ટિએ મૂર્તિપૂજા, લગ્નવિધિ, શ્રાદ્ધ, જન્મસંસ્કાર, આશ્રમ અને વર્ણવ્યવસ્થાનું સમર્થન કર્યું હતું.

૧૮૯૮માં જુલાઈ માસની ૭મીના રોજ બનારસ ખાતે **વિદ્યા ધર્મેણ શોભતે** એ મુદ્રાલેખ સાથે સેન્ટ્રલ હિન્દુ કોલેજ સ્થાપી રાષ્ટ્રીય અને હિંદુ છતાં વિશાળ દૃષ્ટિની કેળવણીનો પ્રબંધ કર્યો. વિદ્યાર્થીઓની ચર્ચાસમિતિઓ, સેન્ટ્રલ હિન્દુ કોલેજ મેગેઝિન અને "સન્સ એન્ડ ડોટર્સ ઑફ ઈન્ડિયા"—હિન્દના પુત્રો અને પુત્રીઓની સંસ્થા દ્વારા તેમણે યુવકોની સેવા બજાવી એમને દેશસેવાનો રાહ બતાવ્યો. પંદર વર્ષ લગી આ સંસ્થાને પાળીપોષી ૧૯૧૩માં પંડિત મદનમોહન માલવિયાએ હિન્દુ યુનિવર્સિટીના કેન્દ્ર તરીકે તેની માગણી કરી ત્યારે તેમણે એ કોલેજ, તેની સ્થાવર જંગમ મિલકત સાથે તેમને સુપ્રત કરી. પોતે થીઓસોફિકલ એજ્યુકેશન ટ્રસ્ટ અને રાષ્ટ્રીય યુનિવર્સિટી માટે કેળવણીનું કાર્ય આગળ ચલાવ્યું. એમણે ૧૯૧૩માં "હિન્દ હવે તું જાગ્રત થા"નાં ભાષણો આપી રાજકીય જીવનમાં પ્રવેશ કર્યો. ૧૯૧૪ની શરૂઆતમાં 'કોમનવીલ' અને ઓગસ્ટ માસમાં 'ન્યુ ઈન્ડિયા' રોજીંદા પત્રની શરૂઆત કરી મદ્રાસ ખાતે મળેલી રાષ્ટ્રીય મહાસભામાં ભાગ લીધો. મવાલ અને જહાલ પક્ષો વચ્ચે મેળ કરાવવામાં અને ૧૯૧૬માં કોંગ્રેસ મુસ્લિમ લીગની લખનૌ ખાતે ઘડી કાઢવામાં આવેલી સંયુક્ત માગણીમાં તેમનો હિસ્સો જેવો તેવો નહોતો. ૧૯૧૪માં જ તેમણે હોમરૂલ માટેની લડત ચલાવવા ઈંગ્લાંડમાં એક કેન્દ્ર સ્થાપ્યું હતું, પણ હિન્દમાં કોંગ્રેસ એ પ્રકારનું કાર્ય ઉપાડે તે દૃષ્ટિએ લીગ સ્થાપવાનું સપ્ટેંબર ૧૯૧૬ સુધી મોકૂફ રાખી તે વખતના કોંગ્રેસના મોવડીઓને માન આપ્યું હતું. પણ એ દિશામાં કોંગ્રેસે કંઈ ન કર્યું એટલે હોમરૂલ લીગ સ્થાપી તેમણે રાષ્ટ્રીય ઉદ્દામવાદીઓને બંધારણસરની લડતમાં જોડી યુવકોને ક્રાંતિકારી પ્રવૃત્તિમાંથી રાષ્ટ્રઘડતરના કાર્યમાં માર્ગદર્શન આપ્યું હતું. તેમના ન્યુ ઈન્ડિયા પત્રનો મુદ્રાલેખ "પ્રભુ, તાજ અને દેશ માટે" હતો અને એ દૃષ્ટિએ ન્યુ ઈન્ડિયા પત્ર સારાયે હિંદનું પત્ર બન્યું હતું. પણ સરકારની કરડી નજર પડી. તેની

જામીનગીરીઓ જપ્ત કરવામાં આવી અને ૧૯૧૬માં મુંબઈ અને મધ્ય પ્રાંતના નામદાર ગવર્નરોએ તેમની પ્રવેશબંધી કરી અને ૧૯૧૭માં મદ્રાસના ગવર્નર લોર્ડ પેન્ટલેન્ડે તેમને તેમના સાથી એરૂન્ડેલ અને વાડિયા સાથે ઉટાકામંદમાં નજરકેદ કર્યાં તેથી હોમરૂલ પ્રવૃત્તિને પ્રબળ વેગ મળ્યો. ત્રણ માસ પૂરા થતાં લગભગમાં તેમને છોડી મૂકવા પડ્યાં અને જનતાએ તેમને હિંદી મહાસભાના પહેલા સ્ત્રીપ્રમુખ તરીકે કલકત્તામાં ચૂંટી માન આપ્યું. મિ. મોન્ટેગ્યુ હિંદી પ્રધાન તરીકે હિંદમાં આવ્યા અને પરિસ્થિતિ જાતે જોઈ તપાસી મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાની યોજના પ્રગટ કરાવવામાં આવી. એ પછી ડૉ. બેસન્ટની લોકપ્રિયતામાં ઓટ આવી. કાયદાભંગ, સત્યાગ્રહ અને અસહકારની હિલચાલ સામે તેમણે હિંમતપૂર્વક મોરચો માંડ્યો એટલે તો તે હિન્દના મોટા ભાગ માટે અકારાં થઈ પડ્યાં. પણ ધારાસભા દ્વારા સ્વરાજ્યની કૂચ ચાલુ રાખી તેમણે નેશનલ કોન્ફરન્સ અને નેશનલ કન્વેન્શન ભરી કોમનવેલ્થ ઑફ ઇન્ડિયા બિલ ઘડી પાર્લામેન્ટમાં રજૂ કરાવ્યું. હિંદના આગેવાનોના અભિપ્રાયને માન આપીને પાછું ખેંચી લેવડાવ્યું* અને ઓલ પાર્ટીઝ (સર્વપક્ષી) પરિષદ દ્વારા ૧૯૨૮માં નેહરુરિપોર્ટ ઘડવામાં ભારે જહેમત ઉઠાવી. આ રિપોર્ટ ૧૯૨૯માં લાહોર ખાતે પંડિત જવાહરલાલ નેહરુના પ્રમુખપદે મળેલી રાષ્ટ્રીય મહાસભાની બેઠકમાં રદ કરવામાં આવ્યો. દેશમાં ઓલ વ્હાઈટ (તમામ ગોરાઓના બનેલા) સાયમન કમિશનનો વિરોધ કરવામાં આવ્યો તેમ જ રાઉન્ડટેબલ કોન્ફરન્સનો પણ શરૂઆતના વર્ષમાં કોંગ્રેસે વિરોધ કરી તેમાં ભાગ લીધો નહિં, પણ પાછળથી એકમાત્ર પ્રતિનિધિ તરીકે ગાંધીજી ગયા અને પાછળથી પાછો વિરોધ કરવામાં આવ્યો. તેમ છતાં પણ એ પરિષદના ચર્ચાયેલા મુદ્દા ઉપરથી ૧૯૩૫નો રિફોર્મ એક્ટ ઘડવામાં આવ્યો અને ૧૯૩૭ની ચુંટણીમાં કોંગ્રેસે હોદ્દા સ્વીકાર કરી બંધારણની પ્રવૃત્તિનો સ્વીકાર કર્યો, એ ડૉ. બેસન્ટના કાર્યને એક રીતે ટેકો આપવા જેવું બન્યું. એ જોવા માટે ડૉ. બેસન્ટ જો કે સ્થૂલ દેહે ભાગ્યશાળી ન બન્યાં, છતાં હિંદને સ્વરાજ્ય મળ્યું તેથી તેમના આત્માને સંતોષ થયો હશે. પણ તેમણે ચેતવણી આપેલી તેનો અનાદર કરવાનું ફળ આપણે કોમી રમખાણો, હિંદના ભાગલા અને યુવકોની નિર્વાસિતારૂપી જોઈએ છીએ. હિંદને એક રાષ્ટ્ર માનનારાં અને તે માટે મહેનત કરનાર ડૉ. બેસન્ટને આજના કાળા બજાર, નફાખોરી અને શોષણપદ્ધતિ અને ફુગાવા જોઈ જરૂર આઘાત થાત. સ્વરાજ્યપ્રાપ્તિના આ વર્ષમાં બેસન્ટ શતાબ્દિનો લાભ લઈ આપણે બેસન્ટ ભાવના ઝીલી રાષ્ટ્રીય ઐક્ય અને રાષ્ટ્રકલ્યાણ કરશું તો સાચી રાષ્ટ્રસેવા બજાવીશુ.

શ્રી. મૂળચંદ ચુનીલાલ ભગત

(સેવક : બુધવાર તા. ૧લી ઓક્ટોબર સને ૧૯૪૭માથી)

*પાછું ખેંચી લેવડાવ્યું નહિ, પણ પાર્લામેન્ટ અને બીજા રીડિંગ માટે પડતું મૂક્યું. —સંપાદક.

# ડૉ. એની બેસન્ટ

**સારાયે** જગતમાં જેનો જીવનપરાગ મહેકી રહ્યો છે એવી એક મહાન્ વિભૂતિ ડૉ. એની બેસન્ટનો જન્મ થયાને ગત તા. ૧લી ઑક્ટોબર ૧૯૪૭ના રોજ એક સો વર્ષ પૂરાં થયાં છે.

એક સૈકા બાદ જેમને યાદ કરવામાં આવે એવી પ્રતિભા મેળવનાર બહુ થોડાં સ્ત્રીપુરુષો જગતે જોયાં છે, તેમાં ડૉ. બેસન્ટનું નામ મોખરે તરી આવે છે. ૮૬ વર્ષના તેમના જીવનકાળ દરમ્યાન તેમણે જીવનના મૂળભૂત સિદ્ધાંતોનાં દર્શન, વિવરણ અને અનુસરણ દ્વારા માનવજાતિની મહાસેવા કરેલી છે.

ડૉ. બેસન્ટની શક્તિ અને સંસ્કારિતા તેમના પ્રસિદ્ધ સમકાલીનોની સરખામણીમાં બહુ વિશિષ્ટ લેખાતાં. તેમનામાં ઊંડી સમજણ અને અજોડ વ્યવસ્થાશક્તિ હતી અને તેની સાથે બહુ ઉત્તમ કાર્યદક્ષતા તેમનામાં હતી. આ સર્વને લીધે સ્પષ્ટ દર્શન અને કલ્યાણકર પ્રવૃત્તિઓ દ્વારા ૬૦ વર્ષ સુધી માનવજાતની સેવામાં તેમણે અગ્ર ભાગ લીધેલો છે.

તેમની વક્તૃત્વશક્તિ મહાતેજસ્વી હતી. પૂર્વમાંના કે પશ્ચિમના ગમે તેવા બુદ્ધિમાન અથવા ટીકાખોર શ્રોતાજનોને પોતાના વક્તવ્યથી મુગ્ધ કરી ડોલાવવાની તેમનામાં અજબ આવડત હતી. તેમનો મધુર અવાજ, વ્યાખ્યાનના વિષય ઉપરનું તેમનું સંપૂર્ણ પ્રભુત્વ અને ભાષા ઉપરનો તેમનો અસાધારણ કાબૂ, એ બધાને લઈને તેમના કાળના એક મહાસમર્થ વક્તા તરીકે તેમની ગણના થતી હતી.

આવી વ્યક્તિગત શક્તિઓ મોટા ભાગે જીવનકાળની સમાપ્તિ સાથે સામાન્ય રીતે વીસરાઈ જાય છે. પરંતુ જો આવી શક્તિઓ માનવસેવાના અને માનવવિકાસના કાર્ય અર્થે વપરાયેલી હોય તો તે વ્યક્તિને ઇતિહાસમાં અમરત્વ અપાવે છે. ડૉ. બેસન્ટના દાખલામાં આવું જ બનેલું છે. તેમના પ્રથમના વર્ષોમાં ડારવિને વિકાસક્રમના નિયમની વૈજ્ઞાનિક સમજણ રજૂ કરવાની શરૂઆત કરી. એની બેસન્ટે તે પોતાના જીવનમાં ઉતારી. તેમણે માનવજાતનું દર્શન ભૂતકાળના પ્રાણીવર્ગના વંશજ રૂપનું જ માત્ર ન કર્યું; ભવિષ્યમાં વિકાસક્રમની પાયરીએ આગળ વધતાં વધતાં મનુષ્ય જે મહાસિદ્ધિ પ્રાપ્ત કરશે તે ભવિષ્યનું પણ તેમણે દર્શન કર્યું હતું.

તેમના જીવનમાં આવા દર્શનને પરિણામે એક આદર્શવાદ જન્મ્યો હતો. મનુષ્યજાતિને સહાય રૂપ નીવડે તેવી દરેક બાબતોમાં તેઓ રસ લેતાં, અને તેમનામાં તેથી સર્વદેશીયતા આવી હતી. પણ તેમનું જ્ઞાન કેવળ ઉપલકિયું ન હતું જે વસ્તુ તેઓ હાથ ધરતાં તેમાં તેઓ ભાવનાનું ઊંડાણ અને દષ્ટિની વિશાળતા રેડતાં. જે જે હિલચાલો વડે સ્ત્રી, પુરુષો અને બાળકોની ઉન્નતિમાં વેગ આણી શકાય તેમ લાગે તેમાં સંપૂર્ણ સહાનુભૂતિ અને સેવા અર્પતાં. એટલે બહુ વિશાળ અર્થમાં તેઓ પરોપકારવાદી હતાં તેમણે આપેલ આર્થિક મદદો જો કે મોટી હતી, છતાં તેમણે આપેલ અમૂલ્ય દાન તો બીજાઓને પોતપોતાના પગ ઉપર ઊભા રહેતાં કરવાનું અને તેમનામાં આત્મશ્રદ્ધા, ગૌરવ અને સુખપ્રાપ્તિ માટેની ધગશ ઉત્પન્ન કરવાનું હતું.

અત્યારની પ્રગતિકારક ગણાતી અનેક પ્રવૃત્તિઓના આરંભ સમયમાં તેમણે આ રીતે વ્યક્તિઓ અને સમૂહો દ્વારા સુંદર સહાય આપેલી છે. તેમનું ધ્યેય એક શબ્દમાં વર્ણવીએ તો સ્વતંત્રતાનું હતું, તેમની વલણ સહાનુભૂતિ યુક્ત સમજણની હતી અને તેમની કાર્યપદ્ધતિ શિસ્તયુક્ત હતી. આ શિસ્ત કોઈ બહારથી લદાયેલી નહિં પરંતુ પ્રત્યેક શુભ કાર્યની પાછળ રહેલ કુદરતી નિયમો અનુસારની શિસ્ત હતી.

આ પ્રમાણે તેમણે વાણીસ્વાતંત્ર્ય અને રાજકીય સ્વાધીનતા માટે કાર્ય કરેલું છે, મજૂરોની ભૌતિક અને સાંસ્કારિક ઉન્નતિ અર્થે પ્રવૃત્તિઓ આદરેલી છે તેઓ વિચારસ્વાતંત્ર્ય માટેની લડતના મોખરે રહેલાં છે. ધાર્મિક સંકુચિતતા અને અલગતાવાદ સામે તેમણે જેહાદ પોકારેલી છે. બાળકોના અને વડીલોના જીવન અને સંયોગોને અનુરૂપ કેળવણી યોજનાના પ્રયાસો તેમણે કરેલા છે. તેઓ જાણતાં હતાં કે કોઈ પણ પ્રવૃત્તિમાં તે પ્રવૃત્તિ મારફત આવનાર સુવર્ણયુગની કલ્પનાનો પ્રકાશ નહિં હોય ત્યાં સુધી તે પ્રવૃત્તિ સફળ ન થઈ શકે અને તેથી દરેક પ્રવૃત્તિમાં આદર્શનાં દર્શન તેમણે કરાવેલાં છે.

માનવસેવાના તેમના ભગીરથ કાર્યમાં હિંદે મોટો ફાળો મેળવેલો છે. બનારસમાંના તેમનાં આરંભનાં વર્ષોમાં હિંદની સાચી રાષ્ટ્રીય કેળવણીનો પાયો તેમણે નાંખેલો. અત્યારે એ જ દિશામાં સરકારી પ્રયત્નો થઈ રહેલા દેખાય છે. સને ૧૯૧૪માં હિંદ માટે હોમરૂલ અથવા સ્વરાજ્યની તેમણે માગણી કરી અને પોતાના વિશાળ બંધારણીય અને પ્રજાતંત્રવાદી પદ્ધતિઓના અનુભવનો લાભ હિંદના યુવાનોને આપ્યો. હિંદી સ્ત્રીઓના સામાજિક અને રાજકીય હક્કો માટેની લડતમાં તેમણે મોખરે રહી કાર્ય કરેલું છે અને સને ૧૯૨૧માં દાખલ કરવામાં આવેલ મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારાઓની શકયતાઓ તપાસી જોવા હિંદી પ્રધાન અને વાઈસરોય જ્યારે તપાસ કરતા હતા ત્યારે તેમને મળવા જે પ્રથમ સ્ત્રીપ્રતિનિધિ મંડળ ગયેલું તેના ડૉ. બેસન્ટ સભ્ય હતાં.

ડૉ. એની બેસન્ટે આ હિંદભૂમિમાં તેમના જીવનનાં યાદગાર વર્ષો ગાળ્યાં હતાં. તેમણે જગતની તેમજ હિંદની જે આદર્શ સેવા બજાવેલી છે તેને અનુરૂપ તેમની શતાબ્દિ હિંદે ઉજવવી જોઈએ અને તેને ચિરસ્મરણીય બનાવવી જોઈએ એમ ઘણા સ્ત્રીપુરુષો માને છે. મદ્રાસમાં એમની સ્મૃતિમાં એક બાવલું મૂકેલું છે અને તે તેમનાં પાછલાં વર્ષો દરમિયાનના બહારના વ્યક્તિત્વની કંઈક ઝાંખી કરાવે છે, પરંતુ માનવવિકાસ અને માનવકલ્યાણના તેમના આદર્શ જેમાં મૂર્તિમંત બની રહે એવા કશાકની હજી જરૂર બાકી જ છે. તેમની યાદમાં આવું એક જીવંત સ્મારક તૈયાર કરવું હોય તો તે એક વિશિષ્ટ કોટીના સાંસ્કારિક કેન્દ્રની સ્થાપના દ્વારા થઈ શકે. તેમાં બહારનાં કોઈ બંધનો ન હોય, તેમાં બાળકોની ભાવિ કેળવણીનો માર્ગ ચીંધવામાં આવે અને ખાસ કરીને તેઓનામાં કલાપ્રીતિ અને કલા-કૌશલ્ય ઉત્પન્ન થાય અને તેના પરિણામે તેમના ચારિત્ર્યઘડતર માટેનો પાયો નંખાય. આ સંસ્કારકેન્દ્રમાં એવી તાલીમ યોજવામાં આવે કે જેથી ભાવિ નાગરિકોના અને ભવિષ્યના સમાજના નીતિધોરણ ઉપર અસર થઈ માનવજાતને ડૉ. બેસન્ટે નિર્દેશેલ જીવનધ્યેય તરફ દોરી જાય.

આવા એક સંસ્કારકેન્દ્રનો એક વિભાગ મદ્રાસ નજીક અડ્યારમાં કલાક્ષેત્રને નામે કેટલાક સમયથી અસ્તિત્વમાં છે. તેનું સંચાલન સુપ્રસિદ્ધ કલાકાર શ્રીમતી રૂક્મિણી દેવી કરી રહેલાં છે. કલાક્ષેત્રે નૃત્ય સંગીત અને અન્ય કલાઓમાં અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કરી અત્યાર સુધીમાં ઘણી ખ્યાતિ સંપાદન કરી લીધેલી છે. સંસ્કારકેન્દ્ર માટેનો બીજો એક વિભાગ બાલકેળવણી અને શિક્ષકોની તાલીમ માટે તૈયાર થઈ રહેલો છે. અને તે શતાબ્દિ ઉત્સવ પ્રસંગે જગમશહુર કેળવણીકાર ડૉ. મેરીઆ મોન્ટેસોરીના સંચાલન તળે શરૂ થશે. વિભાગોના કાર્યની સાથે સાથે કેળવણીના સિદ્ધાંતો તેમજ કલા અને કારી-

મરીનાં લક્ષણો અને ઇતિહાસ અંગે વધુ અભ્યાસ માટે પણ યોગ્ય પ્રબંધ કરવામાં આવશે. તદુપરાંત સામાન્ય તેમજ કલા વિષયક જ્ઞાન આપવા માટે એક હાઇસ્કૂલ પણ સફળતાપૂર્વક ચલાવવામાં આવે છે. આ સંસ્થાઓમાં ડૉ. બેસન્ટના જીવનનું આંતરરાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ રજૂ થઇ શકશે. તાલીમકેન્દ્રના મોન્ટેસોરી વિભાગમાં દેશપરદેશના વિદ્યાર્થીઓ ખેંચાઈ આવશે.* જેઓ હિંદી કલા અને કારીગરીઓમાં રસ ધરાવતા હશે તેઓ કલાક્ષેત્ર તરફ ખેંચાઈ આવશે.

આ સમગ્ર યોજનાને સફળતાપૂર્વક અમલમાં મૂકવા માટે રૂા. ૩૦,૦૦,૦૦૦) ત્રીસ લાખની જરૂર છે અને આવાં અમૂલ્ય કાર્યમાં દરેક મનુષ્ય ઉદાર હાથે મદદ કરશે, એમ આશા રાખવામાં આવે છે. આ અપીલ ઉપર હિંદના સુપ્રસિદ્ધ નાગરિકો—સર સી. પી. રામસ્વામી આયર, રાઇટ ઑનરેબલ ડૉ. એમ. આર. જયકર, શ્રી. સી. જિનરાજદાસ, શ્રી. કનૈયાલાલ મુનશી, ડૉ. સચ્ચિદાનંદ સિંહા, ડૉ. અમરનાથ ઝા, સર સર્વપલ્લી રાધાકૃષ્ણન, પંડિત ગોવિંદવલ્લભ પંત, રાઇટ ઓનરેબલ સર તેજબહાદુર સપ્રુ, શ્રી. જમશેદ નસરવાનજી મહેતા, ડૉ. ભગવાનદાસ, શ્રી. એમ. એસ. અણે, સર શ્રીરામ તથા શ્રીમતી રુક્મિણી દેવીની સહીઓ છે.

શ્રી. કાંતિલાલ દલાલ

('સંદેશ' શુક્રવાર તા. ૨૯ મી ઑગસ્ટ, સને ૧૯૪૭માંથી)

*હજી તાલીમકેન્દ્ર સ્થપાયું નથી. એને બદલે "Wisdom school"—જ્ઞાનની શાળાના અભ્યાસ વર્ગો ચાલુ કર્યા છે. —સંપાદક.

# Annie Besant's Towering Personality

—well, her personality simply defies analysis with her universal interests. Let us call her a perfect "Master of Arts" and a most effective channel of the Rishis that made her life worth-while beaming out beauty, strength, nobility, peace and purity all around. Such a life is truly a blessing to the universe which is the better for her wisdom and activities !

*Sjt.* Khurshed *S.* Dabu

("The Bombay Theosophical Bulletin" November 1947. p. 12)

# ડૉ. એની બેસન્ટનું મહાન્ વ્યક્તિત્વ

—ખેર, તેમનું વ્યક્તિત્વ પૃથક્કરણથી પર છે. તેમના વિશાળ, બધી વસ્તુ પ્રત્યેના રસો અને શોખને લીધે આપણે તેમને એક પૂર્ણ પ્રવીણ આગમા- પૂર્ણકલા કોવિદ (માસ્ટર,ઑફ આર્ટ) કહી શકીએ. અને આ કારણથી જ તેઓ ઋષિઓ, મહાત્માઓના જીવન-વિચાર-કાર્યની એક અસરકાર પ્રણાલિકા બનતાં હતાં, અને તેનાથી જ તેમનું જીવન ધન્ય બનતું હતું. અને તેમાંથી સૌંદર્ય, શક્તિ, ઉદારતા, શાંતિ અને પવિત્રતા ચોમેર ફેલાતી હતી. આવું ઉમદા જીવન એ વિશ્વમાં એક સાચે જ ધન્ય વસ્તુ છે. અને સમસ્ત વિશ્વ તેમના આવા જીવનની પ્રજ્ઞા (wisdom) અને તેની કલ્યાણકારી પ્રવૃત્તિથી ધન્ય બને છે.

(ઉપલા ફકરાનો અનુવાદ.)

# કેળવણીના ક્ષેત્રમાં ડૉ. બેસન્ટ

**આ** મહાન્ વિભૂતિ પ્રથમ ઈ. સ. ૧૮૯૩માં હિંદમાં આવ્યાં. અહિં આવીને તેમણે હિંદની સ્થિતિનો અભ્યાસ કર્યો. કેળવણીના કાર્યમાં તેમણે જોયું કે હિંદનો આત્મા પ્રગટ થાય તેવી કેળવણી જનતા પામતી નથી

" She found young Indians given only a purely secular education by Govt. which was leading them from their own deep philosophy and culture into agnosticism and materialism. "

ઉપરનું વાક્ય ડૉ. એરૂન્ડેલે ઉચ્ચાર્યું છે તેમાં એમ જણાવ્યું છે કે હિંદની આધ્યાત્મિકતાના વારસામાંથી દૂર રાખતી અને જડવાદ તથા અજ્ઞેયવાદ તરફ લઈ જતી તેવી તદ્દન પાર્થિવ કેળવણી હિંદના યુવાનોને મળતી હતી. આવી પામર દશા જોઈને ડૉ. બેસન્ટ તેમાં સંગીન સુધારણા કરવા માટે કટિબદ્ધ થયાં.

પ્રથમ તો તેમણે દેશભરમાં ફરીને પ્રવચનો તથા લખાણો દ્વારા લોકમાનસ જાગૃત કર્યું. પ્રથમ કેળવણીના શાસ્ત્રમાં નૂતન સિદ્ધાંતો, ઉપાયો અને સાધનો આપી નવીન દૃષ્ટિ ખીલવી. નીચે પ્રમાણેના સિદ્ધાંતો તેમણે રજૂ કર્યા હતા:—

**૧. જીવન ઘડતર કેન્દ્ર સ્થાને**—બધા વિષયોનું કેન્દ્ર ચારિત્ર્ય હોવું જોઈએ. જીવનમાં સ્વચ્છતા, સૌંદર્ય, પ્રેમ, માનવતા, આદર્શ, નિઃસ્વાર્થતા, સત્યપરાયણતા અને સેવાસંકલ્પ આવે તે સાચી કેળવણી છે. જીવાત્માએ અનેક પૂર્વ જન્મોમાં ખીલવેલી અને બીજી બીરૂપે રહેલી શક્તિઓને બહાર લાવવી તથા તેને તાલીમબદ્ધ બનાવવી એ કેળવણી છે આ મુજબ કેળવણીનો હેતુ મનુષ્યની અંદર રહેલી તમામ શક્તિઓની મુક્તિ થાય તે જ હોવો જોઈએ કોઈ પણ પ્રકારની સ્વાર્થી, રાજકીય કે આર્થિક વૃત્તિને સિદ્ધ કરવા કેળવણીને હથિયારરૂપ બનાવવી ન જોઈએ વિષયો, પદ્ધતિઓ, સાધનો, વ્યવસ્થા ઈત્યાદિ બધું જ ગૌણ સ્થાને રહેવું જોઈએ; ને સાચી નાગરિકતા મનુષ્યમાં કેળવાય એ જ સાધ્યરૂપ ગણાવું જોઈએ. માણસ એ આધ્યાત્મિક તત્ત્વ છે. તે આત્મા છે ને તેને શરીર છે. તે બનતો પ્રભુ છે. માણસ પૂર્ણપુરુષ તરીકે પોતાના વિશિષ્ટ સ્થાને પહોંચી રહ્યો છે ને તે પહોંચશે જ.

**૨. ચાર પ્રકારની કેળવણી**—ઉપરનું ધ્યેય સફળ કરવા માટે કેળવણીના વિષયો ગોઠવવા જોઈએ "બાળ શરીરમાં વસેલા જીવાત્માને તેના વિકાસમાં સહાય કરવાની વિદ્યા તેનું નામ કેળવણી-શાસ્ત્ર." આ અનુસાર તેનો વિકાસ સર્વાંગી ને સંપૂર્ણ બનાવવા ચાર પ્રકારની કેળવણી હોવી જોઈએ: (૧) શારીરિક, (૨) હાર્દિક (નૈતિક), (૩) માનસિક અને (૪) આધ્યાત્મિક (ધાર્મિક) માનસિક કેળવણીને કાબૂમાં લાવવા તથા તેનો સદુપયોગ કરવા માટે હૃદયની કેળવણીની હવે ખાસ જરૂર છે. કલા અને સંસ્કારિતાની તાલીમ દ્વારા હૃદયવિકાસ પર હવે ઝોક આપવાની જરૂર છે. કલા અને ધર્મની કેળવણીનો અતૂટ સંબંધ હાલની કેળવણી સાથે બાંધવાની જરૂર છે.

૩. આદર્શ વાતાવરણ—માણસ પોતે જ પોતાના જીવનવિકાસ માટેનો માર્ગ, સત્ય અને જીવન છે. તે પોતે જ પોતાના નસીબનો ઘડનાર છે. તેથી તેની કેળવણીમાં સ્વતંત્રતા તથા સ્વયંસ્ફુર્તિને સંપૂર્ણ સ્થાન હોવું જોઈએ, એમ મેડમ મોન્ટેસોરી પણ કહી રહ્યાં છે "ઘરમાં, શાળામાં તેમજ કૉલેજમાં પ્રેમનું, આનંદનું, સહકારનું, જ્ઞાનનું, સુખનું વાતાવરણ રહે તેમ કરવું જોઈએ." "સાચી ખીલવણી સુખમાં, પ્રેમમાં, આનંદમાં થાય છે; દુઃખમાં, ધિક્કારમાં, ચિંતામાં જીવન સંકોચાય છે." શ્રી હરજીવનભાઈ મહેતાએ પોતાના એક પુસ્તકમાં ઉપર પ્રમાણેના બે વાક્યોમાં વાતાવરણ વિષેના ડૉ. બેસન્ટના વિચારો રજૂ કર્યા છે. શાળાની વ્યવસ્થા તથા નિયમન એવાં હોવાં જોઈએ કે જેથી બાળકોને સુખી, પ્રેમી, જ્ઞાનપૂર્ણ, બંધુભાવી (ભેદભાવ રહિત), કલામય (સૌન્દર્યપ્રધાન), સંસ્કારિક, સ્વતંત્ર (બદ્ધમતો રહિત) અને સામાજિક વાતાવરણ મળી શકે. આ દૃષ્ટિએ સહશિક્ષણ યોગ્ય છે. શિક્ષા તથા લાલચ અને હરીફાઈનો નાશ કરવો જોઈએ. "શિક્ષા એ શિક્ષકની નિરાશા અને બાલસ્વભાવના અજ્ઞાનની નિશાની છે." વળી શિસ્તપાલન હોવું જોઈએ, પણ તે સ્વયંશિસ્ત બનેલું હોવું જોઈએ; એટલે કે કાયદા તે સંયમ કે નિયમ રૂપે સમજાય તથા તેનું પાલન પોતાની અંદરની સાચી સમજથી થવું જોઈએ.

૪. વિદ્યાર્થીજીવન—ચારે પ્રકારની કેળવણી સારી રીતે પામી શકાય તે માટે વિદ્યાર્થીમાં આત્મસંયમ, સાદાઈ, અભ્યાસ અને સેવાભાવ આ ચાર હોવાં જોઈએ. આ ચાર બાબતના પૂરેપૂરા આચાર માટે આશ્રમિક પ્રથા કે પછી વ્યવસ્થિત દિનચર્યાની આવશ્યકતા છે. માનવજીવનના વિકાસ માટે આશ્રમિક વ્યવસ્થા સંપૂર્ણ કુદરતી નિયમનરૂપ છે. આ નિયમન સર્વ દેશો માટે તથા સર્વ કાળ માટે જરૂરી જણાય છે.

૫. શિક્ષકજીવન—કેળવણીરૂપી સર્જનાત્મક કાર્ય કરવા માટે સમાજે કે રાષ્ટ્રે શિક્ષકને સંપૂર્ણ સ્વતંત્રતા આપવી જોઈએ. સરકાર શિક્ષકોને એક જડ ચોકઠામાં ગોઠવે છે ને વળી તેને જ કાર્યદક્ષતા મનાય છે. કેળવણી તથા સંસ્કારિતાના કાર્ય માટે સ્વતંત્રતા આપવી જોઈએ ને કેળવણીકારોને સાચું સન્માન આપવું જોઈએ; તો જ શિક્ષકો સર્જનકાર્યમાં સફળતા પામી શકશે. વળી રાષ્ટ્રે સમજવું જોઈએ કે "કેળવણી પાછળ ખર્ચેલો પૈસો એ થાપણરૂપ છે કે જેનો બદલો સારા નાગરિકો કે દેશસેવકોરૂપે રાષ્ટ્રને મળે છે"

પણ સાથે સાથે શિક્ષકો તાલીમબદ્ધ, ચારિત્ર્યવાન, પ્રેમી, નિષ્ણાત, બાળમાનસના જ્ઞાની અને પ્રેરણાત્મક જીવનવાળા હોવા જોઈએ. પ્રભુથી બીજે નંબરે શિક્ષકનું સ્થાન છે ને તે સ્થાન માટે શિક્ષકના જીવનમાં ત્યાગભાવના, સમર્પિત દૃષ્ટિ, નિઃસ્વાર્થતા, સેવાસંકલ્પ અને આત્મસંયમ હોવાં જોઈએ. ઉમદા સ્વભાવ અને પ્રેમી જીવન તેમનામાં હોવાં જોઈએ. તેમનામાં એવી શક્તિ હોવી જોઈએ કે જેથી વિદ્યાર્થી પોતાના માટે પોતાનાં સત્યો શોધી શકે, પોતાનાં શરીરોને ખીલવી તથા કાબૂમાં લાવી શકે અને જગતકલ્યાણના કાર્યમાં પોતે સહકાર આપી શકે તેવો શક્તિશાળી પોતે બની શકે. સર્વ પ્રકારે જીવંત નમૂના રૂપે શિક્ષક હોવો જોઈએ પોતે તમામ પદ્ધતિઓથી વાકેફ હોવા છતાં તેમનાથી મુક્ત હોવો જોઈએ અને મતાગ્રહ વિના બાળકને તેના વિકાસમાં સહાયરૂપ નીવડવો જોઈએ શિક્ષકમાં વિકાસક્રમનું સંપૂર્ણ જ્ઞાન હોવું જોઈએ; તો જ બાળકને તેના વિશિષ્ટ સ્થાને સંપૂર્ણ બનવામાં તે સહાય કરી શકે. "કેળવણીનું ધોરણ વિકાસક્રમના નિયમ પર રચાવું જોઈએ." બાળકનો સ્વભાવ, તેના વિકાસની ભૂમિકા અને તેના ગોત્ર (માર્ગ–Ray)નું ભાન શિક્ષકમાં હોવું જોઈએ; તો જ તે ઉમર અને શક્તિની દૃષ્ટિએ કેળવણીરૂપી પરિસ્થિતિ રચી શકશે. મનુષ્યબંધારણના સ્પષ્ટ જ્ઞાનની

જરૂર શિક્ષકને છે. શ્રી ભૂપતરાય મહેતા કહે છે તેમ "શિશુર્ભૂત્વા શિશુવચ્ચ......" એ મુખ્ય શિક્ષકોના જીવનમાં તો દેખાતો હોવો જોઈએ.

૬. અખંડ અને સતત કેળવણી—વિકાસ અખંડ, અનંત અને સતત ચાલ્યા કરે છે; તેથી કેળવણીના કાર્યમાં પણ તે રીત ચાલુ રાખવી જોઈએ. બાલમંદિર, પ્રાથમિક, માધ્યમિક અને કોલેજની કેળવણી વચ્ચે પરસ્પર સહકાર, સમન્વય અને ક્રમશઃ વ્યવસ્થા હોવી જોઈએ. એક વર્ષથી સાત વર્ષની ઉંમરમાં વિદ્યાર્થીને ખાસ શારીરિક, સાતથી ચૌદ વર્ષનાને ખાસ હાર્દિક, ચૌદથી એકવીશ વર્ષનાને ખાસ માનસિક કેળવણી આપવી જોઈએ. આગળ જતાં કોલેજમાં તે કોઈ એક ક્ષેત્રમાં નિષ્ણાત બને તેવી કેળવણી હોવી જોઈએ. આ બધી વ્યવસ્થા તથા ભાગલામાં સહકારની જરૂર છે, સખત ભેદો (water-tight compartments) ઊભા કરીને અલગ બનાવી દેવાની જરૂર નથી. વળી ફક્ત શાળામાં જ, ફક્ત ચાર કલાક માટે જ, ને ફક્ત વિદ્યાર્થીઅવસ્થાના કાળમાં જ કેળવણી લેવાની હોતી નથી, પણ સર્વત્ર, ચોવીસે કલાક અને ગર્ભાવસ્થાથી માંડીને મરણ પર્યંત મનુષ્ય કેળવણી પામી રહ્યો હોય છે. આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

૭. કેળવણીનું સ્વરૂપ રાષ્ટ્રીય હોવું જોઈએ—"રાષ્ટ્રના ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળનો વિચાર કરીને અપાતી કેળવણી એ રાષ્ટ્રીય કેળવણી છે." માતૃભાષા દ્વારા કેળવણી હોવી જોઈએ. સમય બપોરનો નહિં, પણ સવારસાંજનો હોવો જોઈએ. પરીક્ષાપદ્ધતિ નવીન થવી જોઈએ કે જેથી બાળક પોતે જ ધીમે ધીમે આત્મ-પરીક્ષણ કરતો થઈ જવો જોઈએ. શિક્ષણ અને કેળવણી વચ્ચેનો ભેદ સમજીશું તો પરીક્ષામાં શું પારખવું તેની સમજ પડી જશે. રાષ્ટ્રભાવના જન્માવે પણ બીજાના રાષ્ટ્રને પણ એટલું જ માન આપે તેવી આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ તાલીમ આપવી જોઈએ. હિંદનો આત્મા (આધ્યાત્મિકતા અને સંસ્કારિતા) પ્રગટ થાય તેવી હિંદની કેળવણી રચાવી જોઈએ. નવીન બાબતો પણ રાષ્ટ્રે પોતાની કેળવણીમાં દાખલ કરવી જોઈએ. અત્યારની શાળાઓને ઉત્તમ બનાવવા માટે તેમાં એક પ્રાર્થનાખંડ, ઉદ્યોગખંડ, કલામંડપ, રમતો માટેનું મેદાન, બાગ, મેજિક લેન્ટર્ન અથવા સિનેમાનું સાધન અને મોટરનું વાહન આટલી નવીન બાબતો હોવી જોઈએ; તો તે શાળા દ્વારા બાળકની તમામ શક્તિઓને ખીલવવાની તકો આપી શકાય.

૮. સાચી નાગરિકતાની તાલીમ—બાળક કેળવણી પામીને સાચો દેશજન બને તે માટે ચાલુ વિષયો ઉપરાંત કેટલીક ઈતર પ્રવૃત્તિઓ પણ સમજપૂર્વક શાળામાં ચલાવવાની જરૂર છે. સ્કાઉટિંગની પ્રવૃત્તિ ઘણી જ પૂરકરૂપ છે. તેનાથી કુદરતનો સહવાસ, સેવાભાવ, સર્વાંગી વિકાસ, ખડતલપણું અને સમાજદૃષ્ટિ ખાસ કરીને સધાય છે. ઉત્સવો, પર્યટનો, સામાજિક જવાબદારીની તાલીમ મળે તેવા અખતરા, સભાસંચાલનની તાલીમ, બાગકામ, પ્રાણીઉછેર, મુલાકાતો, પ્રાર્થના, પ્રવચનો, સત્સંગ, નીતિશાસ્ત્ર, જીવનઘડતર માટેના આદર્શો, નિયમો, વાતાવરણ આપે તેવું ધર્મજ્ઞાન, માનવતા પ્રગટે ને પરોપકારી વૃત્તિ પોષાય તે માટે સ્વયંસેવકદળ અને અન્ય સર્જનાત્મક પ્રવૃત્તિઓ (માસિક, નાટક વગેરે) ઈત્યાદિ દ્વારા મનુષ્યમાં સ્વાવલંબન, જવાબદાર જીવન અને સાચી નાગરિકતા જન્માવી શકીશું.

આ પ્રમાણેના સિદ્ધાંતો ડૉ. બેસન્ટે હાલની કેળવણીમાં દાખલ કરીને સાચી દૃષ્ટિ આપી. ત્યારબાદ કેળવણીના કાર્યમાં તેમણે આ સિદ્ધાંતોનો અમલ કરવા સક્રિય રીતે ઝંપલાવ્યું. તેમણે શાં શાં કાર્યો કર્યાં તે નીચે પ્રમાણે છે.—

ઈ. સ. ૧૮૯૮માં એપ્રિલની ૧૦મીએ બનારસમાં એક સભા ભરી તે જ સાલના જુલાઈની ૭મીએ તેમણે સેન્ટ્રલ હિંદુ કોલેજની સ્થાપના કરી લોર્ડ કર્ઝનની સહાનુભૂતિ તથા શુભેચ્છા

તેમણે આ કાર્યમાં મેળવી. બાબુ ઉપેન્દ્રનાથ બસુ, આર્થર રીચાર્ડસન, હેરી બેનમેરી તથા બીજાઓની સહાયથી આ સંસ્થાએ કામ આગળ ધપાવ્યું. સ્કૂલ તથા કૉલેજની સાથે એક સુંદર બૉર્ડિંગ હાઉસ પણ ઊભું થયું. દર શરદ્ઋતુમાં ડૉ. બેસન્ટ આ કૉલેજમાં ભાષણો કરતાં ને હિંદુધર્મ, નીતિશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, ચારિત્રઘડતર, સંસ્કારિતા ઇત્યાદિ ખાસ વિષયોનું શિક્ષણ આપતાં હતાં. થોડા જ સમયમાં કૉલેજની કીર્તિ હિંદભરમાં વ્યાપી ગઇ. કૉલેજમાં એક "માસિક"ની શરૂઆત પણ થઈ ગઈ. "બોર્ડ ઑફ ટ્રસ્ટીઝ"માં પંડિતો તથા અમલદારોનો સારા પ્રમાણમાં સાથ પ્રાપ્ત થયો. બે જ વર્ષમાં ૧,૪૦,૦૦૦ રૂપિયાની રોકડ તથા ૮૦,૦૦૦નું એસ્ટેટ થઈ ગયું. ઈ. સ. ૧૯૦૩માં ડૉ. એરૂન્ડેલ પ્રોફેસર તરીકે ત્યાં નિમાયા. તેમણે ત્યાં ઈ. સ. ૧૯૧૩ સુધી રહીને હેડમાસ્તર તરીકે, પછી વાઈસ પ્રિન્સિપાલ તરીકે ને છેવટે પ્રિન્સિપાલ તરીકે સુંદર કામ કર્યું હતું. ઈ. સ. ૧૯૧૩ પછીથી કૉલેજ "બનારસ હિન્દુ યુનિવર્સિટી"ના રૂપમાં ફેરવાઇ ગઈ. ડૉ. બેસન્ટે તેના પરથી પોતાનો કાબૂ તથા ધ્યાન ઊઠાવી લીધાં ને માત્ર 'ગવર્નિંગ બોર્ડ'ના સભ્ય તરીકે રહ્યાં. ત્યારપછીથી તેની વ્યવસ્થા સરકાર તરફથી ચાલે છે. પંડિત માલવિયાજીએ ઘણાં વર્ષો સુધી તેમાં કામ કર્યું છે. હાલ પણ આ યુનિવર્સિટી ઘણા સારા પ્રમાણમાં કાર્ય કરે છે.

ઈ. સ ૧૯૧૩ પછીથી "થીઑસોફિકલ એજ્યુકેશનલ ટ્રસ્ટ" નામની એક સંસ્થા શરૂ થઈ. ઈ. સ. ૧૯૧૪માં તો લગભગ ૧૫ શાળાઓ "નેશનલ એજ્યુકેશન"ના ધોરણે વ્યવસ્થિત કરવામાં આવી. ત્રણ વર્ષ સુધી આ સંસ્થાએ સારો પ્રચાર કર્યો. આના પ્રણેતા પણ ડૉ. બેસન્ટ હતાં.

ઈ. સ. ૧૯૧૬માં "સોસાયટી ફૉર પ્રોમોશન ઑફ નેશનલ એજ્યુકેશન"ની સ્થાપના થતાં "થીઑસોફિકલ એજ્યુકેશનલ ટ્રસ્ટ"ના મંડળે બધી જ સત્તા આ નવા રાષ્ટ્રીય કેળવણીના કાર્યને સોંપી દીધી. ઈ. સ. ૧૯૧૭ના મે માસમાં તો હિંદના ઘણા રાજકીય નેતાઓ આમાં સામેલ થયા. ડૉ. બેસન્ટે તથા ડૉ. એરૂન્ડેલે ઘણાં પ્રવચનો તથા લેખો દ્વારા સારી જાગૃતિ આણી. ઈ. સ. ૧૯૧૭માં તો લખનૌની રાષ્ટ્રીય મહાસભાની સભામાં ડૉ. એરૂન્ડેલે એક પ્રેરણાત્મક ભાષણ કેળવણીના વિષય પર આપ્યું હતું.

પછી ઈ. સ. ૧૯૧૭ની સાલમાં "થીઑસોફિકલ ફ્રેટરનિટી ઇન એજ્યુકેશન"ની સ્થાપના અડયારમાં થઈ, તેના પેટ્રન તરીકે ડૉ. બેસન્ટ અને પ્રમુખ તરીકે ડૉ. એરૂન્ડેલ કામ કરવા લાગ્યાં. ઈ. સ. ૧૯૨૧માં ડૉ. એરૂન્ડેલે મેજિક લેન્ટર્નની સહાય દ્વારા હિંદભરમાં વાર્તાલાપો તથા પ્રવચનો આપીને રૂા. ૬૫૦૦૦ આ કાર્ય માટે એકઠા કર્યા.

વળી ઈ. સ. ૧૯૨૨માં "બ્રહ્મવિદ્યા-આશ્રમ"ની સ્થાપના પણ કરવામાં આવી. જે. એચ. કઝિન્સે આ કાર્યમાં સારો વેગ આપ્યો હતો.

ઈ. સ. ૧૯૨૪માં જ્યારે રાષ્ટ્રીય કેળવણી આપનાર મંડળે પોતાનું મુખ્ય કાર્ય છોડી દીધું ત્યારે "થીઑસોફિકલ એજ્યુકેશનલ ટ્રસ્ટ" ફરીથી કેળવણીના કારભારની લગામ હાથમાં લીધી. આ રીતે કામ આગળ ધપે જ ગયું.

ઈ. સ. ૧૯૨૫માં "વર્લ્ડ યુનિવર્સિટી એસોસીએશન"ની શરૂઆત થઈ, તથા ડૉ. જે. ઈ. મારકો તેના ડિરેક્ટર તરીકે નિમાયા. ઈ. સ. ૧૯૨૭માં સ્થાનિક ગ્રુપો દ્વારા આ પ્રવૃત્તિ હિંદભરમાં ચાલવા માંડી. "બ્રહ્મવિદ્યા-આશ્રમ"ની સંસ્થાને આ પ્રવૃત્તિ સાથે જોડી દીધી. "થીઑસોફિકલ

ફ્રેટરનિટી " ને પણ વધારે વ્યવસ્થિત બનાવ્યું આ બધાનું કાર્ય " થીઓસોફિકલ યુનિવર્સિટી "ના વિચારને જનતામાં સ્થિર કરવાનું હતું.

ઈ. સ. ૧૯૩૪માં " બેસન્ટ મેમોરીઅલ હાઈસ્કૂલ "ની શરૂઆત અડયારમાં થઈ. તે સ્કૂલમાં સહશિક્ષણ તથા છાત્રાલયની પ્રથા ઉમેરવામાં આવી. સ્કૂલની સાથે દૃઢ આશા પણ મૂકવામાં આવી છે કે ધીમે ધીમે આ સ્કૂલ કોલેજના રૂપમાં આગળ વધે ને છેવટે " વર્લ્ડ યુનિવર્સિટી "ના રૂપમાં તે સફળ બને.

ડૉ. બેસન્ટને અત્યંત પ્રિય એવી સ્કાઉટિંગની પ્રવૃત્તિનો પણ થીઓસોફિકલ કેળવણી તરીકે સ્વીકાર સારા પ્રમાણમાં થયો.

ઈ. સ. ૧૯૩૫માં શ્રી રુક્મિણીદેવીના પ્રમુખસ્થાને સ્થપાયેલી " ઈન્ટર નેશનલ એકેડેમી ઑફ ધી આર્ટસ " એટલે કે " કલાક્ષેત્ર "ની સંસ્થા સાથે હાથ મિલાવીને બેસન્ટ થીઓસોફિકલ સ્કૂલે કામ કરવા માંડ્યું. અત્યાર સુધી આ બે સંસ્થાઓ પરસ્પર સહકારથી અડયારમાં સુંદર કામ કરી રહી છે. શ્રી. રુક્મિણીદેવી બનેના પ્રાણરૂપ વિભૂતિ છે. કવિશ્રી રવીન્દ્રનાથ ટાગોર તેના પેટ્રન હતા.

તે ઉપરાંત હાલ બનારસમાં પણ " થીઓસોફિકલ સ્કૂલ " ચાલે છે, જેના મુખ્ય વ્યવસ્થાપક શ્રી રોહિત મહેતા છે. " ઋષિવેલી ટ્રસ્ટ " ની સસ્થા પણ આ સાથે જોડાઈ ગઈ એટલે બનારસમાં પણ હવે થીઓસોફિકલ કેળવણી સારા પ્રમાણમાં કામ કરતી થઈ છે. અડયારની તથા બનારસની થીઓસોફિકલ સ્કૂલો ઉપરાંત હિંદ ભરમાં બીજી ઘણી સ્કૂલો પર થીઓસોફિસ્ટો પ્રત્યક્ષ કે પરોક્ષ કાબૂ ધરાવીને ડૉ. બેસન્ટના આદર્શો મુજબની કેળવણી ફેલાવી રહ્યા છે. વળી " લીગ ઑફ પેરન્ટસ એન્ડ ટીચર્સ " નામની સંસ્થા પણ ઘણાં વર્ષોથી થીઓસોફિકલ કેળવણીનું સાહિત્ય પ્રગટ કરી રહી છે, તેના મુખ્ય કાર્યકર્તા હાલ શ્રી પ્રભાવતી કુલકર્ણી છે તથા તેનું કેન્દ્રસ્થાન ગ્વાલિયરમાં છે.

આ પ્રમાણે ઈ. સ ૧૮૯૮થી તે અત્યાર સુધી હિંદમા ડૉ. બેસન્ટે કેળવણીનાં કાર્યમાં પ્રગટાવેલી જ્યોત પ્રકાશ આપી રહી છે. હવે આ સાલમાં એવો તબક્કો આવ્યો છે કે જો બેસન્ટ શતાબ્દિ ફંડમાં સારી રકમ એકઠી થશે, તો અડયારમાં " ધી એરન્ડેલ મોન્ટેસોરી ટ્રેનિંગ સેન્ટર "× ઊભું થશે ને ડૉ. બેસન્ટનું તથા આપણું " થીઓસોફિકલ વર્લ્ડ યુનિવર્સિટી "નું સ્વપ્ન સિદ્ધ થશે.

જો આપણે થીઓસોફિકલ કેળવણી જગતમાં આપવા માગતા હોઈએ, જો ડૉ. બેસન્ટના કેળવણી-કાર્યને સફળ બનાવવા માગતા હોઈએ, જો આપણે રુક્મિણીદેવીના મહાન્ કાર્યને સાથ આપવા માગતા હોઈએ, જો આપણે હિંદની અગત્યની સેવા કરવા માગતા હોઈએ, અને જો આપણે સંસ્કારિતા, કલા, કેળવણી, નીતિ, આધ્યાત્મિકતા અને ધર્મની દિશામાં સહાય કરવા માગતા હોઈએ તો બેસન્ટ શતાબ્દિ ફંડમાં પણ બનતી બધી સહાય આપણે આપવી જોઈએ, અસ્તુ !

અમદાવાદ, ૧૯૪૭ — કેશવલાલ મણિલાલ જાની

---

× હજી તે ટ્રેઈનિંગ સેન્ટર ઊભું થયું નથી. —સંપાદક.

# Service to Education

Dr. Annie Besant was one of the celebrities of the modern world. India owes a special debt to her. She rendered very valuable services to the cause of education, the study of religion and also to the cause of Indias freedom. Along with her fellow workers she founded the Central Hindu College at Banares in 1898 and heartily co-operated in establishing the Benares Hindu University. She was an esteemed member of the Court, the Council, the Senate and various other bodies of the University since its inception The University honoured itself by conferring upon Dr. Besant, the degree of Doctor of Letters in 1921. We cherish her memory with deep gratitude and affection

**Pandit Madan Mohan Malaviya.**

("The Annie Besant Centenary Book" Page 70)

# ડૉ. બેસન્ટની શિક્ષણ વિષયક સેવા

ડૉ. એની બેસન્ટ એ આધુનિક જગતની એક મહાન્ વિભૂતિ હતાં. હિન્દને તેમના પ્રત્યે ખાસ દેવું છે. તેમણે શિક્ષણ સંબંધી, ધર્મના અભ્યાસ સંબંધી અને હિન્દના સ્વાતંત્ર્ય માટે બહુ કીમતી સેવાઓ બજાવી છે. તેમના સાથીઓ સાથે તેમણે ૧૮૯૮માં બનારસમાં સેન્ટ્રલ હિન્દુ કૉલેજની સ્થાપના કરી, અને બનારસ યુનિવર્સિટી (વિદ્યાપીઠ) સ્થાપવાને તેમણે તેમનો હાર્દિક સહકાર આપ્યો હતો. બનારસ હિન્દુ યુનિવર્સિટીની શરૂઆતથી જ તેઓ તેની કોર્ટ (કચેરી), કાઉન્સિલ (મંત્રણા સભા) અને સેનેટનાં માનાર્હ સભ્ય હતાં ડૉ. બેસન્ટને ૧૯૨૧માં ડોક્ટર ઑફ લેટર્સની પદવી આપી યુનિવર્સિટીએ પોતાની જાતનું જ બહુમાન કર્યું છે. આપણે તેમનું સ્મરણ ઊંડી કૃતજ્ઞતાની બુદ્ધિ અને પ્રેમથી કરીએ છીએ.

**પંડિત મદનમોહન માલવીયા**

(ઉપલા ફકરાનો અનુવાદ)

# Dr. Besant in her Past Birth*

She once told me that she recollected her last life before her birth as Annie Wood. It was in India and her life then closed as an old woman, some three years before her birth in London in 1847! During the last years of that Indian life she was blind. That life was in North India as the niece of the Guru× of H. P. B. and herself. She remembered how as a little girl she used to play at his knee, and how even then his appearance was exactly the same as that in the picture painted in 1884 by Schmiechen under the inspiration of H. P. B.

C. Jinraj Das.
(The Theosophist, October, 1946)

# ડૉ. બેસન્ટ એમના પૂર્વભવમાં

તેમણે મને એક વાર કહ્યું હતું કે તેમનો આ જન્મ એની વુડ તરીકે થયો તે પહેલાંનો જન્મ તેમને સાંભરતો હતો. તેમનો જન્મ હિન્દમાં થયો હતો અને તે વખતે તેઓ એક ઘરડી ડોસી થઈ, એમના ૧૮૪૭માં લંડનમાં થયેલા આ જન્મની પહેલાં, ત્રણેક વર્ષ પહેલાં ગુજરી ગયાં હતાં. તેમની એ હિન્દમાંની જિંદગીમાં, તેઓ છેવટના ભાગમાં આંધળાં થઈ ગયાં હતાં તે તેમની જિંદગી ઉત્તર હિંદમાં થઈ હતી. તે વખતે તેઓ તેમના પોતાના અને એચ પી બ્લેવેટસ્કીના ગુરુ (મહાત્મા મોર્યા)ના ભત્રીજી ( niece–નીસ ) હતાં તેઓ પોતે જણાવતાં હતાં કે તેઓ તે વખતે એક નાની છોકરી હતાં અને ત્યારે તેમના ગુરુના ચરણ આગળ રમતાં હતાં અને તેમનો ( તેમના ગુરુનો ) દેખાવ તે વખતે પણ એચ. પી. બ્લેવેટસ્કીની પ્રેરણાથી શ્મિચેને તેમની ૧૮૮૪માં છબી પાડી તેના જેવો જ હતો.

સી. સી. જિનરાજદાસ
( ધી થીઓસોફિસ્ટ, ઓક્ટોબર ૧૯૪૬ )

* વધુ માટે જુઓ "બેસન્ટ-મૈયા" હેડીંગ વાળો લેખ.

× Master Morya.

# ડૉ. બેસન્ટની સત્યોપાસના

**ડૉ.** બેસન્ટના જીવન અને કાર્યનો નિષ્પક્ષપાતપણે અભ્યાસ કે નિરીક્ષણ કરનાર કોઈ પણ તટસ્થ વ્યક્તિને એક વસ્તુ જરૂર સમજાશે કે ડૉ. બેસન્ટ એ એક અદ્વિતીય માનવવિભૂતિ હતાં. એમના વ્યક્તિત્વનાં અનેકવિધ પાસાં હતાં. એઓશ્રી એક પરમયોગી ને દિવ્યદ્રષ્ટા હતાં, પ્રખર માનસશાસ્ત્રી ને કેળવણીકાર પણ હતાં. એઓ મહાન ને ઊંડા તત્ત્વચિંતક ને વિજ્ઞાની પણ હતાં. એઓ એક જબરજસ્ત કર્મયોગી, અજોડ વક્તા ને શિસ્તબદ્ધ પ્રચારક પણ હતાં.

કિન્તુ એમના જીવન અને વ્યક્તિત્વનાં આ વિવિધ પાસાઓના પ્રાણ અને ચેતનારૂપ હતી એમના જીવનમાં રહેલી અખંડ અને અવિરત સત્યોપાસના.

ડૉ. બેસન્ટ માત્ર આ જન્મથી જ નહિ કિન્તુ જન્મજન્માન્તરનાં સત્યશોધક અને સત્યના ઉપાસક હતાં. એમના જીવનમાં રહેલી સત્ય પ્રતિની અવિચલ શ્રદ્ધા, ભક્તિ તેમજ સત્યની અવિશ્રાન્ત શોધનાં જ્વલંત ઉદાહરણો આપણને પૂ. શ્રી. કૃષ્ણમૂર્તિનાં પાછલાં જન્મોમાં આવતા એમના અનેક જન્મોનાં જીવનપ્રસંગો પૂરાં પાડે છે. પ્રાચીન ઇતિહાસની તવારીખ ઉપર નોંધાયેલો એમનો ઇટાલીમાં થયેલ બ્રુનો તરીકેનો જન્મ ને એ જિંદગીનો ઇતિહાસ પણ આપણને એમની સત્ય પ્રત્યેની અખંડ ને અવિચલ નિષ્ઠાનો પુરાવો પૂરો પાડે છે.

બ્રુનો તરીકેના એમના જન્મમાં સત્યની નીડર ને સનાતન ઘોષણાને ખાતર એમને દેશ–પરદેશ ભટકતા ફરવું પડ્યું હતું, કારાવાસની અંધારઘેરી દીવાલો પાછળ જીવનનાં આઠ આઠ વર્ષો વિતાવવાં પડ્યાં હતાં, અને છેવટે પોતાના સત્યકથનને ખાતર સદેહે અગ્નિસ્નાન કર્યું હતું.

આ રીતે ડૉ. બેસન્ટના સ્વરૂપમાં જે આત્મા ઊતર્યો હતો, એ યુગયુગનો સત્યશોધક અને સત્યનો ઉપાસક હતો. એ સત્યશોધનની ઝંખનાની ઝાંખી આ જન્મે પણ એમના સંસારજીવનથી શરૂ થઈ હતી. એ બાબતની ખાતરી આપણને એમનું આત્મવૃત્તાંત વાંચતાં જણાશે. યુગયુગની એમની આ સત્ય પ્રતિની તપશ્ચર્યા અને સત્યને ખાતર કરેલા ત્યાગને પરિણામે એઓશ્રી આ જન્મે આટઆટલી સિદ્ધિને શિખરે પહોંચ્યાં હતાં, ને જગતના ઇતિહાસમાં એક યુગપુરુષ ને વંદનીય વિભૂતિ તરીકે જીવન જીવી ગયાં છે.

તો આપણને ભાન થશે કે જીવનમાં સત્યની અખંડ ને અવિરત ઉપાસના જાળવી રાખવા માટે કયા પ્રકારનાં લક્ષણોની આવશ્યકતા અનિવાર્ય છે.

ડૉ. બેસન્ટના જીવનના અભ્યાસમાંથી આપણને એ લક્ષણો કયાં હોવાં જોઈએ તે બહુ જ સરળતાથી સમજાય છે.

## સત્યોપાસનાનાં પ્રધાન લક્ષણો

સત્યશોધકનું પ્રથમ લક્ષણ સત્યોપાસનાની ને સત્યશોધનની આડે આવતા તમામનો હિંમત ને નીડરતા પૂર્વકનો પડકાર કરવાની તાકાત છે. આવા પ્રકારના પડકારને પરિણામે ડૉ. બેસન્ટે જીવનમાં અસહ્ય દુઃખવેદનાઓ થવા છતાં પોતાના પતિની ઇચ્છા વિરુદ્ધ જઈને દેવળમાં જવાની ના પાડી, ક્રાઈસ્ટની ભક્તિ કરવાની ના કહી. પરિણામે એમને લગ્નનું બંધન પણ ખૂબ જ દર્દભર્યા દિલે તોડવું પડ્યું. એને પરિણામે ઉદ્‌ભવતી તમામ મુશ્કેલીઓ ને હાડમારીઓને હસતે મોઢે આહ્‌વાન દીધું. એ કાળે એમના જીવનનો આધાર કોઈજ નહોતું, પાસે એક પણ પૈસો નહોતો. આજીવિકા મેળવવી પણ મુશ્કેલ હતી એ કાળે સ્રીએ એકલા રહેવું એ પણ નિંદ્ય ગણાતું હતું છતાં પણ એ તમામ કપરી પરિસ્થિતિઓનો અને તમામ મુશ્કેલીઓનો એમણે દૃઢતાપૂર્વક સામનો કર્યો ને પોતાનો એ પડકાર ચાલુ રાખ્યો.

સત્યશોધકનું બીજું લક્ષણ જીવનના કોઈ પણ સંજોગોમાં જાન પર આધાર રાખવાનો જુસ્સો કેળવવો તે છે ડૉ. બેસન્ટે કરેલ ક્રિશ્ચિયન ધર્મ પ્રતિની ઉપેક્ષા ને પડકારને પરિણામે એ આખાયે ક્રિશ્ચિયન સમાજની આંખે ચઢયાં હતાં રૂઢ સમાજ તરફથી સૌ કોઈ એમને હડધૂત કરતાં હતાં. તેમાં વળી થાકયાના વિસામા જેવાં એમનાં બંને બાળકોને એમની પાસેથી ઝૂંટવી લેવામાં આવ્યાં ત્યારે તો એમના દિલનું દુઃખ પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું. કારણ કે ઘણીયે વાર જાતે ભૂખ્યાં રહી પોતાના એ નિર્દોષ ને કુમળાં બાળકોને એમણે ખવરાવ્યું હતું. પોતે ખાધું નથી એથી બાળકોને દુઃખ થાય છે, એ બીકે પેટમાં ભૂખનો દાવાગ્નિ હોય ત્યારે પણ મોં પર હાસ્ય લાવી પોતાનાં બાળકો સાથે વાત ચિત કરતાં હતાં; એવો હતો એમનો વાત્સલ્ય પ્રેમ. આવી એકલતાની વસમી અને નિઃસહાય સ્થિતિમાં પણ પોતાની આત્મશ્રદ્ધા, સ્વતંત્ર વિચારણા ને સત્યોપાસનાને બળે આવેલી સ્પષ્ટ વિચારણાએ એમને એમના પગ ઉપર ઊભા રહેવાની શક્તિ આપી. ત્યાંના માસિકો ને પેપરોમાં લેખો, નિબંધો ને ચર્ચાઓ લખીને આજીવિકા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન શરૂ કીધો અને બાકીનો વખત કચડાયેલા, દબાયેલા ને ચૂસાયેલા દુઃખી ને નિરાધારોની સેવામાં ગાળવા લાગ્યાં. પોતાની અજોડ વક્તૃત્વશક્તિ ને સ્પષ્ટ વિચારણાને પરિણામે એમણે પોતાનું સ્થાન સમાજમાં સ્થિર કીધું છે.

સત્યશોધકનું ત્રીજું લક્ષણ સત્યપ્રાપ્તિ માટેની સતત ઝંખના ને તાલાવેલી છે. ડૉ. બેસન્ટે પોતાની કલમને જોરે, વાણીની છટા ને વિચારોની સ્પષ્ટતા ને વ્યાપકતાને પરિણામે એ કાળના સ્વતંત્ર વિચારકોમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કીધું. એ કાળના નીચલા થરના મનુષ્યોની સેવાને પરિણામે એમની મમતા ને પ્રેમ પણ મેળવ્યાં. તેમાં વળી ચાર્લ્સ બ્રેડલો જેવા સમાજના સાચા સેવકની પિછાન ને મૈત્રી થઈ. આમ દિનપ્રતિદિન એમના જીવનમાં નાના નાના વિજયોનો આનંદ એમના આત્માની સનાતન સત્યશોધનની ઝંખનાને સંતોષી શક્યો નહિ

સત્યશોધકનું ચોથું લક્ષણ સત્યશોધનના ને સત્યપ્રાપ્તિના કાર્ય માટે કોઈ પણ પ્રકારની પરીક્ષા, પ્રયોગ કે તાલિમમાંથી વિના સંકોચે ને વિના બડબડાટે પોતાની જાતને સાબીત કરવાની તૈયારી છે. ડૉ બેસન્ટને ખાતરી થઈ કે સત્યનો સનાતન પ્રકાશ, સત્યનો ચિરતપ દીવો ને એની પ્રાપ્તિ માટે જીવન ઘડતરની તાલિમ મેડમ બ્લેવેટસ્કી પાસેથી જ એમને મળી શકશે. પણ એ મળે તે પહેલાં એમને પોતાની જાતને સાબીત કરવી પડી હતી. મેડમે એમની શ્રદ્ધા, ભક્તિ ને તાલાવેલીની કસોટી કરવા સાયકિકલ રીસર્ચ સોસાયટી તેમજ બીજાઓ તરફથી એમના પોતાના વિરુદ્ધ બહાર પડેલું તમામ લખાણ વાંચીને આવવાની આજ્ઞા કરી. તે આજ્ઞા અનુસાર તેમણે એમના વિરુદ્ધના તમામ હલકા ને

જૂઠા આક્ષેપોનો વિચાર કર્યો છતાં એમની શ્રદ્ધા ડગી નહિં, ત્યારે ક્રમે એમને સ્વીકાર્યાં, પોતાના શિષ્યા બનાવ્યાં ને કપરી ને અકલ્પ્ય એવી આકરી શિસ્ત દ્વારા એમને તાલીમ આપીને તૈયાર કીધાં.

સત્યશોધકનું પાંચમું લક્ષણ જીવનના સત્યોની શોધ જાતે જ કરવાની ખુમારી. ડૉ. બેસન્ટે જીવનના સત્યોની શોધ જાતે જ આદરી. કદી એમણે કોઈનું કહેલું ને ધર્મપુસ્તકમાં લખેલું, જાતે સમજ્યા વિના સ્વીકાર્યું નથી કે માની લીધું નથી. કિન્તુ જીવનનાં સનાતન સત્યોને જાતસમજણે ને જાતપ્રયત્ને પોતાનાં બનાવ્યાં છે. બીજાનું સ્વીકારવાની આત્મામાંથી ના ઊઠતી, જેની ખાતરી આપણને એમણે લખેલા લેખો ને પુસ્તકો ને આપેલાં વ્યાખ્યાનો ઉપરથી થશે. એક કથન અને કથન પાછળના એમના વિચારોની સ્પષ્ટતા, એમના અભ્યાસનું ઊંડાણ, એ વિષયનાં મુખ્ય અંગોની સંકલના, એમના આદર્શો ને ભાવનાઓને ક્રમશઃ દાખલા દલીલો ને પૃથક્કરણના પ્રયોગો દ્વારા રજુ કરવાની રીત, પોતાના અંતરાત્માની પ્રતીતિની એના ઉપરની મહોર ને એમની વાક્‌ધારાની સતતતા ભલભલા વિચારકોને પણ વિચાર કરતા કરી મૂકવાને સમર્થ હતાં. કારણ કે એમની એ શોધ અને અભ્યાસ સ્વ–ચિંતન, મનન, મંથન ને ધ્યાન દ્વારા ઘડાયેલી હતી અને જેમના સ્વીકાર પાછળ એમના આત્માની ખાતરી હતી એ સત્યોનું એમને સ્પષ્ટ દર્શન હતું

સત્યશોધકનું છઠ્ઠું લક્ષણ સ્વીકારેલા સત્યો, આદર્શો ને ભાવનાઓને અવિરત જાગૃતિપૂર્વક આચારમાં ઉતારવાની તાલાવેલી ને તત્પરતા. ડૉ. બેસન્ટ સતત પોતાનાં આદર્શો અને મંતવ્યોને નિત્ય જીવનના આચરણમાં મૂકવાનો ભાનપૂર્વક પ્રયત્ન કરતાં હતાં, જેની ખાતરી એમના સંસર્ગમાં આવેલ હરકોઈ મનુષ્ય આપી શકે એમ છે. ડૉ. બેસન્ટના જીવનમાં સત્ય ને સિદ્ધાન્ત પ્રતિની વફાદારી હતી અને એના રક્ષણ કાજે ગમે તેવા દેખીતા સ્થાન, માન કે મહત્તાને ફગાવી દેતાં એમને જરા પણ આંચકો આવતો નહોતો એઓશ્રીની આવી સત્યનિષ્ઠા સંબંધી તો એમના વિરોધીઓમાંયે બે મત પ્રવર્તતા નહોતા, એવું એઓશ્રીનું અણીશુદ્ધ આચરણ હતું. એઓશ્રીના વિચાર, ઉચ્ચાર અને આચારમાં એકતારતા ને એકરાગતા હતી.

પરિણામે એમના જીવનની અસર મૂગી રીતે પણ લોકોને મુગ્ધ કરતી હતી. ડૉ. બેસન્ટના વ્યક્તિત્વ વિષે જગતભરના તેમજ હિંદભરના તમામ અગ્રગણ્ય નેતાઓએ પોતાની મનોભાવના, નિજ નિજના હૃદયોદ્‌ગાર એઓશ્રીના મૃત્યુ સમયે અર્પેલી અંજલિમાં વ્યક્ત કીધાં છે.

સત્યશોધકનું સાતમું લક્ષણ ને સર્વોત્તમ લક્ષણ સત્યની ઉપાસના ને એનું સંશોધન પોતાના વિકાસ કે મુક્તિને ખાતર નહિ કરતાં માનવજાતિને સત્યપથે દોરવાની નિઃસ્વાર્થ દૃષ્ટિથી કરવું જોઈએ તે છે. ડૉ. બેસન્ટે સત્યની ઉપાસના કે શોધ પોતાના મોક્ષ કે સુખને માટે આદરી જ નહોતી કિન્તુ આખીયે માનવજાત એ સત્ય મેળવીને સુખી થાય એ ભાવના એમની સત્યશોધનની મૂળ પ્રેરણા હતી.

બેસન્ટ શતાબ્દિના આ વર્ષ દરમિયાન આપણામાંનો કોઈ એમના આ જ્વલંત જીવનમાંથી એ સત્યઉપાસનાની દિશામાં કંઈ પણ પ્રયત્નશીલ બને અને હવે પછીનું જીવન એ દૃષ્ટિએ જીવવાનો નિશ્ચય કરે એવી પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે અસ્તુ

શ્રી રમણલાલ શાહ

('જ્યોતિ' ઓગસ્ટ ૧૯૪૭ના અંકમાંથી)

# હિંદની અજોડ આર્યા ડૉ. ઍની બેસન્ટ

હિંદની સેવામાં અને તેના આદર્શોને અનુકૂળ કરવી જોઈતી પુનર્ઘટનામાં કોઈ હિંદીએ અથવા અન્યપ્રદેશીએ વધુમાં વધુ જીવન રેડ્યું હોય તો એનું માન સ્વર્ગસ્થ ડૉ. ઍની બેસન્ટને છે જીવનનું એકેય ક્ષેત્ર એમણે એમની અજોડ સેવા અમર, ઍની સહાય વગરનું સૂનું રહેવા દીધું નથી. શું ધાર્મિક કે શું સામાજિક ક્ષેત્ર, શું બાલસેવા કે શું મજૂરસેવા, શું હિંદસ્વાતંત્ર્ય કે શું સ્ત્રીસ્વાતંત્ર્ય, શું હિંદમાં કે શું હિંદ બહાર, શું સરકારના સહકારે કે શું સરકારને વિરોધે, શું શિક્ષણમાં કે શું સંસ્કૃતિસ્જીવનમાં—ડૉ. બેસન્ટે હિંદને ચરણે જે ધર્યું છે અને જે પ્રેરણા પાઈ છે, જે જાગૃતિ આણી છે ને જે ચેતન પ્રેર્યું છે તે હિંદના ઇતિહાસમાં અજોડ છે, અતિ વિરલ છે એનો હિંદપ્રેમ અને એનો ત્યાગ, એની ભાવના અને એની ભક્તિ, એમનું કાર્યકૌશલ્ય અને એમની આર્ષદૃષ્ટિ—ઘણું ઘણું હિંદના સંસ્કૃતિજીવનમાં સુવર્ણ અક્ષરે નોંધાયા વગર રહેશે નહિં.

આયર્લૅન્ડ અને ઇંગ્લૅન્ડના વાતાવરણમાં ઊછરેલી આ ઍનીએ, હિંદ માટેની આ ઘેલછા ક્યાંથી પ્રાપ્ત કરી? જન્મનો દેશ છોડી, આત્માના ઓજસને અનુસરી એ અહીં કેમ આવી? એક દિવસ નાસ્તિક તો બીજે દિવસે પાખંડી પાદરીઓથી વિરક્ત બનતી આ બેસન્ટને હિંદમાં શું દેખાયું? એશઆરામ અને માનપાન છોડી, ગામડે ગામડે ભટકી હિંદીઓમાં જીવન પ્રેરવાનું એને ક્યાંથી સૂઝ્યું? આજે પ્રશંસા પામતી તો કાલે એ જ હિંદી જનોથી નિંદાતી આ વિરલ સન્નારીએ હિંદબાળો પરનું વાત્સલ્ય કેમ ન છોડ્યું? ઘડીમાં હિંદમાં તો ઘડીમાં ઇંગ્લાંડમાં, ઘડીમાં રાજકીય ક્ષેત્રે તો ઘડીમાં સર્વધર્મસમન્વયમાં નૂતન પ્રકાશ પાથરતી એની પ્રતિભા એ ક્યાંથી લાવી? હિંદને માતૃભૂમિ તરીકે સંબોધતી ને રાતદિન કામ કરતી, ઇંગ્લાંડ-હિંદ એકતાનો આદર્શ આલેખતી, એ કઈ આદર્શસિદ્ધિની ઝંખના ઝંખતી હતી? જીવનની પળે પળે સત્યને જ સંશોધતી અને સત્યને જ આચરતી એ મહાનારી ઍની બેસન્ટ બ્રહ્મવિદ્યાની યોગિની હતી, સર્વવિશ્વસમભાવની પૂજારિણી હતી, અદૃશ્ય પૂર્ણપુરુષોની સેવિકા હતી.

કચડાતાં અને સબડતાં, દુઃખી અને દરિદ્રની એ સાચી માતા હતી ગરીબોનાં ઊનાં આંસુ એને હૈયે વ્યથા પ્રગટાવતાં, સ્ત્રીઓના દુઃખે એ સદાય દૂભાતી, હિંદનું હિંદત્વ—આર્યત્વ નષ્ટ થતું જતું દેખાતાં એના અંતરે વિષાદ જાગતો.

ઇંગ્લાંડના મજૂરલત્તાઓમાં કે નાસ્તિકવાદીઓની મહેફિલમાં, સર્વત્ર એ તો કોઈ વિરલ વસ્તુની શોધમાં ભટકતી. પરિણીત છતાં પાદરીને ત્યાંનું પત્નીત્વ એને નહોતું ગમતું ધર્મના દંભથી એનું હૃદય કકળી ઊઠતું. પુત્રપુત્રીને ભોગેય એણે તો સત્યની જ પૂજા આદરી. પણ પછી પીવા ધારેલી આત્મહત્યાની પ્યાલી એણે દૂર ફેંકી દીધી; એ મરવા નહિં, અનેકને જીવનનાં સાચાં દર્શન કરાવવા—જીવનદાતા બનવા—સર્જાઈ હતી. એને આત્મદર્શને તો અનેકના આતમદીપ પ્રગટાવવાના હતા

અતિ વિચિત્ર સંજોગોમાં એના હાથમાં મૅડમ એચ પી બ્લેવેટસ્કીના 'સિક્રેટ ડૉક્ટ્રિન'ના ગ્રંથો આવ્યા. એની સમાલોચના કરતાં કરતાં એના અંતરમાં પ્રબળ આત્મજ્યોત પ્રગટી ઊઠી. એનાં

જ્ઞાન અને એના સંદેશ એને પૂર્વજન્મોની યાદ આપવા લાગ્યાં. લંડનની એક મહાસભામાં મેડમ બ્લેવેટ્સ્કીનું
પ્રવચન સાંભળી એ એમની શિષ્યા બન્યાં. એને આદેશે એણે જીવન સમર્પણ કર્યું. સર્વ પ્રિયને
ત્યજી દઈ એ ચાલી નીકળી હિંદના કિનારા તરફ; જાણે કોઈ મહાભિનિષ્ક્રમણ

હિંદમાં આવીને એણે ઉપાસના આદરી. હિંદનો પ્રાણ એને રૂંધાતો દેખાયો. આર્યસંસ્કૃતિના
અવશેષ એણે લોપાતા જોયા; જીવનનું દર્શન એને ઝાખું થતું જણાયું. હિંદના ગુણગૌરવ પ્રત્યે હિંદ જન-
તાની એણે ઉદાસીનતા નીરખી. અંગ્રેજી શિક્ષણને ભારે કચડાતા અને કંતાયેલા શરીરવાળાં બાળકોને
એણે જોયાં. પુરુષોના અને સમાજના અજ્ઞાનઅંધારે સબડતી સ્ત્રીઓને એણે જોઈ. ધર્મ, નીતિ, અને
સંસ્કૃતિ પ્રત્યેનો શિક્ષિત સમુદાયનો ઉપેક્ષાભાવ નિહાળ્યો. વિશ્વની સર્વ સંસ્કૃતિની ધાત્રી હિંદને અંધારામાં
અટવાતી જોઈને એણે ક્ષેત્ર ક્ષેત્ર ચેતનાપ્રદીપ ધરવા માંડ્યો.

અંધારામાં પ્રકાશ પ્રગટ્યો; નિરાશામાં આશા જાગી; નિશ્ચેતનમાં ચેતન સ્ફુર્યું; વિદેશના અંધ
અનુકરણમાંથી જીવનની વિશિષ્ટ દૃષ્ટિ લીધી; નિષ્ક્રિય ભારતમાં નવસંજીવનના ધબકાર ધબકી ઊઠ્યા.

પંડિતો અને આચાર્યોને ચરણે બેસી એણે વારાણસીની શાંતિકુંજમાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ
આદર્યો. મહાભારત અને રામાયણ, ગીતા અને મનુસ્મૃતિ, વેદ અને ઉપનિષદ્‌નાં ઊંડાં રહસ્યોને એણે
ઉકેલવા માંડ્યાં સમસ્ત વિશ્વને માર્ગદર્શક એવો પ્રકાશ એણે એમાં જોયો બાહ્ય ક્રિયાકાંડ રૂપે જ
રહેલા હિંદુ ધર્મમાં એણે નવી દૃષ્ટિ આપી. ગીતા અને ઉપનિષદો ઉપર પ્રવચનો કરવા માંડ્યાં. સનાતન
ધર્મનાં પાઠ્યપુસ્તકો પ્રગટ કર્યાં. અશિક્ષિત, અર્ધશિક્ષિત અને સુશિક્ષિત લોકો હિંદુ ધર્મમાં કાંઈ
અવનવું જ્ઞાન જોવા લાગ્યા. નિર્જીવ બનેલા ક્રિયાકાંડોમાં એણે અજબ જીવન રેડ્યું. હિંદની ધર્મ-
ભાવનામાં આમ નવું બળ સંચારિત થઈ ગયું.

પણ હિંદના નવઘડતરનો સાચો માર્ગ તો એને શિક્ષણ દ્વારા જ લાગ્યો. પરદેશી માનસવાળી
બનતી જતી શાળાઓને ત્યજી એણે નવી શિક્ષણશાળાઓ સ્થાપી. આશ્રમજીવનના આદર્શોને એણે ફરી
સંજીવન આપ્યું. બાળક એ શરીર જ નથી, પણ એને હૃદય અને મન પણ છે, માટે ત્રણેયનો સર્વાંગી
વિકાસ આવશ્યક છે, એવો બોધ એણે રજૂ કર્યો. શહેરે શહેરે શાળાઓ સ્થાપી અને કવિવર ટાગોરને
કુલપતિપદે રાષ્ટ્રીય વિદ્યાપીઠ શરૂ કરી. અડ્યારના પ્રકૃતિમંડપમાં બેસી બ્રહ્મવિદ્યાની અનુપમ સંસ્થાની
સ્થાપના કરી. શિક્ષણના ક્ષેત્રમાં એણે આમ નવનવો પ્રાણ પૂર્યો

આ બધું છતાં હિંદ તો પરતંત્ર જ હતું ને! એનો જીવ પુકારી ઊઠ્યો સ્વરાજ્યને. એનો એ
જીવનમંત્ર એણે અખિલ હિંદ મહાસભાના પ્રમુખપદેથી વહેતો કર્યો. હિંદને એક છેડેથી બીજે છેડે
સુધી ભમી એણે મહાસભાના પ્રમુખપદને ઓર દીપાવી દીધું ભારતમૈયાની પ્યારી પુત્રી ડૉ. બેસંટ
"વાસંતી મૈયા" તરીકે પૂજાવા લાગી કો તપસ્વિની જેવી એની શ્વેત સાડી અને યોગિનીશું મુખ
અવલોકી હિંદ ઘેલું બની ગયું. હિંદને સ્વતંત્રતા ન મળે ત્યાં સુધી એ નહિ જંપે એવી પ્રતિજ્ઞા લીધી.
હિંદમાં અને ઇંગ્લન્ડમાં એણે રાત અને દિવસ, જંપ્યા વગર લડત ઉપાડી. એનું સ્વપ્ન તો વિશાળ હતું.
એને તો સ્વતંત્ર ભારતને મુખેથી, વિશ્વનવસંજીવનના મંત્રો અપાવવા હતા. વિશ્વરાષ્ટ્રસંઘને પ્રમુખપદે
હિંદને જોતું હતું. 'ન્યુ ઇન્ડિયા' નામના સાપ્તાહિક વર્તમાનપત્રની કટારેથી એણે હિંદનો સાદ રજૂ
કરવા માંડ્યો. વિરોધીનેય વશ કરવાની હૃદયવિશાળતા એનામાં હતી અન્યથા ન થાત તે એની
પ્રતિજ્ઞાએ કરી બતાવ્યું. આજની આપણી સ્વરાજપ્રાપ્તિમાં ડૉ. બેસંટનો ફાળો અત્યંત મોટો છે.

ડૉ. બેસંટની એક માન્યતા હતી કે જ્યાં સુધી દેશનો સુંદરીસમાજ ન જાગે ત્યાં સુધી આખા
રાષ્ટ્રની સ્થિતિ સુધરવી મુશ્કેલ છે. રાષ્ટ્રનું સાચું બળ તો એનો નારીસમાજ છે. એણે બાળલગ્નોની
બદી અટકાવી બાળાઓને આવું નવું શિક્ષણ આપવા કન્યાશાળાઓ ખોલી અખિલ હિંદ સ્ત્રીમંડળની

સૌથી પહેલી શરૂઆતનો યશ ડૉ. બેસંટને છે. ઓઓમાં રહેલી વિશિષ્ટ શક્તિને એણે ગષ્ઠન નવઘડતરમાં આમંત્રી અને બધનો અને અજ્ઞાનતા, વહેમ અને રૂઢીમાં રહેસાતી હિંદુ નારીને એ બહાર કાઢી. હિંદના જીવનમમાં એક મહાબળ લાવ્યું.

હિંદનો યુવાનસમાજ ત્યારે હતાશ ભમતો. એને નવા ચેતને આંજી, એનામા નવા સ્વપ્નાં ને નવું જોમ સર્જનાર એવી બેસન્ટ. જૂના રૂઢિરિવાજોને નાબુદ કરવા આ યુવક-યુવતીઓ તૈયાર થયાં. દેશને કાજે એમણે વિરલ એવી પ્રતિજ્ઞાઓ ઝીલી. નિર્વીર્ય બનતા જતા યુવાનોને સ્કાઉટિંગ જેવી પ્રવૃત્તિઓથી વીર્યવાન બનાવ્યા. પૃથ્વીને પાટલે હું એક કોઈક મહા વ્યક્તિ છુ એ ભાવ એણે ત્યારે સંચરાવ્યો. એને બોલ યુવાનો સર્વસ્વ તજતા; એને પ્રવચને નાસ્તિકો આસ્તિક થતા; એના વાણી-પ્રવાહે નિષ્પ્રાણનો પ્રાણ ભભૂકી ઊઠતો. એના કંઠમાં કવિત્વ હતું; એની આંખમાં અનેરું ઓજસ હતું; એને શબ્દે શબ્દે સંજીવન વિસ્તરતું. મંત્રમુગ્ધ કરતી એની આર્ષવાણી હિંદને તમસમાથી મહા-જ્યોતિનાં દર્શન કરાવી ગયું. રાજાઓ ને મહારાજાઓ, પૈસાદારો અને ગરીબો, શિક્ષિત અને અશિક્ષિત, આસ્તિક અને નાસ્તિક સૌનાં મસ્તક એને ચરણે નમતાં. હિંદ સમસ્તને એકભાવે દાખવતી એની બેસન્ટ એક અજબ વીરાંગના હતી.

સ્થળ અને કાળનાં બંધન એને કદી અવરોધતાં નહિ. આજે એ ગામડાના પ્રવાસે ગાડામાં દેખાતી, તો કાલે વાયુમાર્ગે સંચરી લંડનના ક્વીન્સ હૉલ દેખા દેતી કંઈ કંઈ લાંબા પ્રવાસો એણે શું જળમા ને શું સ્થળમાં ભમી ભમી કર્યા અને જીવનનુ રહસ્ય દાખવ્યું. આગની સ્ટીમરમાં અને દોડતી ગાડીમાં બેઠાં બેઠાં એમણે ગહન અને આધ્યાત્મિક ઊંડાણભર્યાં પુસ્તકો લખ્યાં. જીવનભર આટ-આટલાં ક્ષેત્રોની આટલી સંગીન અને અવિરત પ્રવૃત્તિઓ વચ્ચેથી, ચિરજીવ રહે તેવાં, નાનાં મોટાં ૩૩૦ પુસ્તકો લખનાર કોઈ અન્યને તો પૃથ્વી પર જાણ્યું નથી. એ જેટલાં મહાન્ હતાં, એટલાં જ એમનાં કાર્યો અને લખાણો પણ મહત્તાભર્યાં હતા...એનું જીવન જ એમાં ધમકતું દેખાતું.

દેશ, રંગ, બંધનોથી એ પર હતાં. સર્વ બંધનોથી પર એવા, થીઓસોફિકલ સોસાયટીનો મહા મંત્ર 'ભ્રાતૃભાવના,' એના એ પ્રતીક હતાં. જીવનની સર્વ પ્રવૃત્તિની એની પ્રેરણા એને એમાથી મળતી અદશ્ય મહાપુરુષોના ગૂઢ અસ્તિત્વમા એની શ્રદ્ધા અજબ હતી એને અંતરે માનેલા મહાગુરુને બોલે, એણે જીવનનાં ઝંઝાવાતોય સહ્યા છે અને ટીકાઓ પણ સહી છે. સારુ હિંદ જ્યારે વિમાર્ગે જવું લાગ્યું ત્યારે એણે જ હિંદને લાલબત્તી બતાવેલી. એનુ જોયેલુ ને કહેલુ કંઈ કંઈ આજે તો સાચું પડ્યું અનુભવાય છે

જીવનનો સુંદરમાં સુંદર કાળ અને તેનાં મહામૂલાં ચાલીસ વર્ષ, એણે હિંદની અખંડ સેવામાં અર્પ્યાં. ત્રણ ત્રણ વાર સુધી એ અખિલ વિશ્વ થીઓસોફિકલ સોસાયટીના આંતરરાષ્ટ્રીય પ્રમુખ ચૂંટાયાં દેશે દેશે એણે સર્વધર્મમહત્તાના સંદેશ આપ્યા અને એકતાના સૂર ઝિલાવ્યા. ભાષાનાં કે ભૂગોળનાં જડ બંધનો એને નહોતાં ગમતાં. સર્વ માનવી વિશ્વનાગરિક બને અને એનામાં અને એના દેશમાં પ્રગટતી સંસ્કૃતિની વિશિષ્ટ સુંદરતા વિશ્વને અર્પે અને એમ કરી વિશ્વને સુંદરતર બનાવે એ એનુ સ્વપ્ન હતું.

એનુ જીવ્યુ ઓછા જ જીવે છે, એનું ઉદ્‌બોધ્યું ઓછા જ બોધે છે. જગતમાં વિશ્વના માનવકુલની એ મહાવિભૂતિ હતી. પ્રભુએ જે બક્ષેલુ, તે સર્વને આપીને એ આનંદતી, અન્યને સુખ આપી એ સંતોષાતી. સાન્ત જગતમાં એ અનન્તની ઉપાસક હતી સેવા એનુ સજીવન હતુ, આત્મબલિદાન એને આનંદ આપતાં, સ્વામમાં એ રાચતી, કર્મમા એ કુશલ યોગિની હતી; સર્વની સમપૂજ્ય, સમપ્રિય એ વત્સલ માતા હતી. આજે એ યોગિનીને, એના શતાબ્દિ મહોત્સવે, વિશ્વના કોટિ કોટિ વંદન હોજો!

ઓ. જસુ દાણી.

# હાઈપેશિયાનું બલિદાન

એલેકઝાન્ડ્રિયાના વિશાળ પુસ્તકાલય પાછળ સૂર્યાસ્ત થઈ રહ્યો હતો. ઉપસાગરનાં નીલ જળ સંધ્યાના સુવર્ણ રંગો વડે મઢાઈ રહ્યાં હતાં. એવે સમયે એક યુવતી સાગરના જળતરંગો પ્રત્યે અનિમેષ નયનોએ નિહાળી રહી હતી ગંભીરતાએ તેના મનોહર લાવણ્યને કંઈ ઓર પ્રતિભા અર્પી હતી. એકાએક પાછળ પદસંચાર સંભળાયો. યુવતી પાછળ ફરી તેણે પોતાના વૃદ્ધ પિતાને આવતા જોયા

"પુત્રી, સવારે મેં વાત કરી હતી, તેનો કંઈ વિચાર કર્યો ?" પિતાએ આવતાંની સાથે જ પ્રશ્ન કર્યો.

"હા, પિતાજી," યુવતીએ મૃદુ અવાજે જવાબ વાળ્યો, "આપની ઇચ્છા શિરોમાન્ય કરવા હું તૈયાર છુ.

વૃદ્ધના વદન ઉપર ગૌરવ સાથે આત્મસંતોષ અને આનંદના ભાવો તરવર્યા. તે બોલ્યોઃ "શાબાશ હાઇપેશિયા, તારી સહાય મારા બળમાં અનેકગણી વૃદ્ધિ કરશે તારી પાસે મારા શિષ્યો ઝડપથી પોતાનો અભ્યાસ આગળ વધારી શકશે."

વૃદ્ધ અન્ય કોઈ નહિ, પરંતુ પ્રખ્યાત ગણિતશાસ્ત્રી થીઓન હતો. અલેકઝાન્ડ્રિયાના મહાન્ પ્લેટોનિક વિદ્યાલયને તેણે શ્રેષ્ઠપદે પહોંચાડ્યું હતું. પિતાપુત્રી લબાણ વાતચીતમાં ગુંથાયાં, અને બીજા દિવસના કાર્યની રૂપરેખા તૈયાર કરી કારણ, બીજે દિવસે મહાન્ પ્લેટોનિક વિદ્યામંદિરમા અલેક્ઝાન્ડ્રિયાના યુવાનો સમક્ષ હાઇપેશિયાએ એક અધ્યાપક તરીકે હાજર થવાનું હતું. આ કાર્ય માટે તેનામાં સંપૂર્ણ લાયકાત હતી તે કાળની સર્વ વિદ્યાઓ તેણે સંપાદન કરેલી હતી. તેણે "દિવ્ય તત્ત્વવિદ્યા"નું તો ઊંડું પાન કર્યું હતું તેના શિક્ષકો એમ જ કહેતા કે પ્લેટોવાદનો તેણી સાક્ષાત્ અવતાર જ હતી. તેના પિતાને તેમજ શિક્ષકોને તેના જ્ઞાનમા સંપૂર્ણ શ્રદ્ધા હતી

હાઈપેશિયાએ આ શ્રદ્ધાને સાર્થક કરી બતાવી તેણીની ખ્યાતિ એટલી બધી પ્રસરી કે સ્થળે સ્થળેથી જ્ઞાનપિપાસુઓ અલેકઝાન્ડ્રિયામા આવવા લાગ્યા પરંતુ ક્રમભાગ્યે અનેકઝાન્ડ્રિયાની હકુમત એ સમયે સીરીલ નામના એક મલિન હૃદયી અને અતિશય અસહિષ્ણુ મહંતના હસ્તક હતી. એની આસપાસ અનેક જંગલી અને ઝનૂની પાદરીઓના જૂથો વીંટળાયેલા રહેતા, અને ઉચ્ચ જ્ઞાન તેમજ વૈજ્ઞાનિક વિચાર પ્રત્યેનો તેનો અધિક્કાર સદા પ્રજ્વલિત રાખતા હાઇપેશિયાની જ્ઞાનકીર્તિનો વિસ્તાર દેશપરદેશમાં વધવા માંડ્યો તેણીનુ સભાગૃહ અનેકઝાન્ડ્રિયાના યુવક—યુવતીઓથી ઊભરાવા લાગ્યુ અગાઉ દેવળોમા જનારાઓ પૈકીના પણ કેટલાક તેણીની પાસે પ્લેટોનિક તત્ત્વવિદ્યા શીખવા લાગ્યા. સીરીલ માટે આ ઘટના અસહ્ય બની તેનો ક્રોધાગ્નિ ભભૂકી ઊઠ્યો જ્ઞાનનો શુદ્ધ પ્રકાશ ફેલાય એ તેનાથી સહન ના થયુ મનમા તેણે હાઇપેશિયાનો નાશ કરવાનો નિર્ધાર કરી લીધો

પણ પ્રથમ તો તેણે હાઈપેશિયાને પોતાના મત તરફ ફેરવી લેવા યત્ન આદર્યો તેણીના દેહનો નાશ કરવા કરતા, તેણીના મનને પોતાની વહેમભરી માન્યતાઓમાં જકડી લેવામાં એણે પોતાની વધુ વિજયપ્રાપ્તિ જોઈ આ કાર્ય અર્થે તેણે પોતાના પાદરીઓને મોકલ્યા, પરંતુ હાઇપેશિયાના દિવ્ય જ્ઞાન સમક્ષ તેઓ સર્વ નિષ્ફળ બની પાછા ફર્યા પછી તો તેણીનો નાશ કરવાનું જ સીરીલે નક્કી કર્યું, અને પીટર નામના, ક્રૂરતાના અવતાર સમા, પોતાના એક દુષ્ટ પાદરીને બોલાવી, એ "શયતાન બાદી"નો સંહાર કરવાની આજ્ઞા આપી દીધી.

પીટરે આ પૈશાચિક કાર્ય ઉપાડી લીધું. એક પછી એક પોતાના સાથીદારોમાં તેણે એવી વાત ફેલાવી કે હાઇપેશિયામાં શયતાનનો વાસ થયેલો છે. તેણીનું સૌન્દર્ય, તેણીની વાણી, તેણીની વિદ્યા, એ સર્વ શયતાનનું આપેલું છે; અને પોતાની ધર્મભ્રષ્ટતા અને મિથ્યા જ્ઞાનથી અલેક્ઝાન્ડ્રિયાના ભોળા નગરજનોના આત્માને એ હણી રહી છે. આ પ્રકારની ઉશ્કેરણી વડે પાદરીઓનું એક ટોળું તેણે એકત્રિત કર્યું અને હાઇપેશિયા એક સાંકડા રસ્તે થઈને પસાર થવાની હતી ત્યાં આગળ લઈ ગયો. એવી પણ સૂચના તેણે કરી રાખી હતી કે આ "ડાકણ" મંત્રોચ્ચારના બળે બચીને છટકી ન જાય, તે માટે તેના હાડ ઉપરનું તમામ માંસ કોરી કાઢવું, અને તેથી દરેક પાદરી હાથમાં મોટી મોટી છીપો લઈ આવ્યો હતો.

સમાચાર આવ્યા કે હાઇપેશિયાની ગાડી આવી રહી છે.

ઉશ્કેરાયેલું પાદરીવૃંદ ગાડી આવી કે તરત તેના ઉપર તૂટી પડ્યું. ગાડી થંભી ગઈ. હાઇપેશિયા વિસ્મિત ચહેરે ઊભી થવા જાય છે, ત્યાં તો પીટરે તેણીને પકડીને ગાડી બહાર ખેંચી કાઢી. ઉન્માદી બનેલ પાદરીઓ બૂમ પાડી ઊઠ્યા: "દેવળ તરફ, દેવળ તરફ ચાલો, પ્રભુને ડાકણનો ભોગ ધરાવીએ." પીટર આગળ થયો, બેભાન બનતી બાળાને ઘસડવા લાગ્યો અને ઝનૂને ચઢેલું ટોળું ચિચિયારીઓ પાડતું પાછળ દોડ્યું. અલેક્ઝાન્ડ્રિયાના વિશાળ દેવળમાં સર્વે આવી લાગ્યા અને વધસ્થંભે ચઢેલી ભગવાન્ ઈસુ ખ્રીસ્તની મૂર્તિ સમક્ષ હાઇપેશિયાને નાખી. એક ક્ષણ માટે મુક્ત થઈ તેણીએ કંઈક બોલવા પ્રયત્ન કર્યો. રસ્તે આવતાં તેણીનું શ્વેત વસ્ત્ર મેલું થઈ ગયું હતું, પરંતુ તેણીના મુખ ઉપર સ્વસ્થતા અને શાન્તિ ઝળકી રહ્યાં હતાં. દુશ્મન ટોળાને ઉદ્દેશી તેણીનો મધુર સ્વર રણકી ઊઠ્યો. ભાગ્યે જ થોડાક શબ્દો નીકળ્યા હશે, ત્યાં તો પીટર ગભરાયો. તેને લાગ્યું કે હાઇપેશિયાના વક્તૃત્વ આગળ પોતે ઘડેલી સમગ્ર બાજી ઊંધી વળશે. તે એકદમ ગર્જી ઊઠ્યો: "આ તો ડાકણ છે! ડાકણ! એના શબ્દો ન સાંભળતા. એના કાન આગળ શયતાન ઊભેલો મને દેખાય છે મારો એને" એમ કહેતાં કહેતાં હાઇપેશિયાની ઉપર તે ભૂખ્યા વરુની માફક તૂટી પડ્યો, અને તેણીનાં તમામ વસ્ત્રો ફાડી, તોડી, ચીરી નાખ્યાં દેવળની સુવર્ણવેદી સમક્ષ હાઇપેશિયા નગ્નદેહે ઊભી રહી તેણીનો બરફ સમો ઉજ્જ્વળ દેહ હજી પણ અકમ હતો.

મૂંગી દેવમૂર્તિ આ સર્વ નિહાળી રહી હતી.

પછી આખું ટોળું તેણીના ઉપર ધસી ગયું; તેણીને મરણતોલ માર માર્યો, તેણીના સુંદર સુવર્ણરંગી કેશોને ખેંચી કાઢ્યા; તેણીના શરીર ઉપરથી ચામડી અને માંસ કોરી કાઢ્યાં, અને તેણીનાં અંગે અંગો છિન્નભિન્ન કરી નાખ્યાં. સમગ્ર દેખાવ અત્યંત કમકમાટી ભર્યો હતો.

દેવળના મુખદ્વાર આગળ કાષ્ઠનો એક ઢગ ખડકાયો. તેમાં તેણીના દેહના ટુકડા નાખી સળગાવી મૂકવામાં આવ્યા. આંનદાતુર બનેલ પાદરીઓએ બળતી ચિતાના ફરતા ઊભા રહી પોતાના ધર્મમંત્રો ઉચ્ચાર્યા. સર્વ બળી જતાં વધેલી ભસ્મને ચારે દિશાઓમાં ઉરાડી દઈ ટોળું વીખરાયું.

દેવળમાં રક્તના ખાબોચિયાં પડેલાં હતાં. મનુષ્યમાંસના ટુકડા અને સુવર્ણરંગી વાળોની ગૂંચો આમ તેમ પડી હતી.

અને મહાન્ દેવમૂર્તિ મૂંગી મૂંગી જોઈ રહી હતી

હાઇપેશિયાનો દેહ ગયો, પરંતુ સત્ય ખાતર તેણે આપેલું બલિદાન આજે પણ અમર છે *

શ્રી. કાન્તિલાલ દલાલ

( ડૉ. એની બેસન્ટના એક લેખ ઉપરથી )

---

* હાઇપેશિયા એ ડૉ. બેસન્ટનો એક પૂર્વભવ હતો.—સંપાદક.

# સત્યનો શહીદ જીઓર્ડાનો બ્રુનો

## ( 'થીઓસોફી' પ્રમાણે ડૉ. બેસન્ટનો એક પૂર્વનો જન્મ )

**સત્યની** વેદી પર પોતાના સર્વસ્વની આહુતિ આપનાર એક સત્યવીર સોળમી સદીમાં થઈ ગયો. તેનું નામ જીઓર્ડાનો બ્રુનો. તેનો જન્મ ઇટાલીમાં આવેલ પ્રસિદ્ધ નેપલ્સ શહેર નજીક નોલા નામના એક નાનકડા ગામમાં થયેલો. વીસુવીઅસ પર્વતની અગ્નિજ્વાળાઓથી ચમકતું આ નોલાગામ એક વખત માતબર હતું, અને તેના પર મહાન્ ગ્રીક ફિલસૂફ પાયેથેગોરાસના તત્ત્વજ્ઞાનની અસર હતી. બ્રુનો આવા વાતાવરણમાં ઊછર્યો હતો. તે સ્વતંત્ર સ્વભાવનો, નીડર અને ભાવનાવાદી હતો. વયમાં આવતાં તેની સમક્ષ બે જીવનમાર્ગો ખડા થયા. એક હતો સૈનિક બની યુદ્ધોમાં જઈ અશાંતિ વહોરી લેવાનો. બીજો હતો ધર્મમઠનો સાધુ બની અભ્યાસ આગળ વધારવાનો. બ્રુનોને જ્ઞાનપ્રાપ્તિ માટે અદમ્ય આકાંક્ષા હતી, એટલે એક ભલા પાદરીની મદદથી ત્યાંના ડોમિનિકન ખ્રિસ્તી મઠમાં દાખલ થયો. ત્યાં કેટલાંક વર્ષો રહી તેણે પોતાનો અભ્યાસ આગળ વધાર્યો, પણ ત્યાંનું જૂનવાણી જ્ઞાન તેને સંતોષ આપી શક્યું નહિં. તેના મનમાં અનેક શંકાઓ જાગતી, પણ તેનું કંઈ સમાધાન મળતું નહિં. મઠનું વાતાવરણ તેને શુષ્ક અને અનેક વહેમી માન્યતાઓથી ભરપૂર લાગ્યું. આને અનુલક્ષીને તેણે એક પત્રિકા લખી. પરિણામે તેને મઠ છોડવો પડ્યો. તે કાળમાં ખ્રિસ્તી ધર્મ અસહિષ્ણુતાની પરાકાષ્ઠાએ પહોંચ્યો હતો. તેનો જુલમી કોરડો ચારે તરફ વિંઝાઈ રહ્યો હતો. તેની રૂઢ માન્યતાઓની સામે થવાની જે કોઈ હિંમત કરતા, તેઓ પોતાનો વિનાશ નોંતરતા. પણ બ્રુનો એવા દમનથી ડરે તેવો ન હતો. અંધશ્રદ્ધા અને જડ માન્યતાઓ પ્રત્યે તેને નફરત હતી.

તે કાળે એક વિવાદગ્રસ્ત પ્રશ્ન 'પૃથ્વી સ્થિર છે કે ફરે છે' તે હતો. એરીસ્ટોટલે એવો મત પ્રતિપાદન કર્યો હતો કે પૃથ્વી વિશ્વનું કેન્દ્ર છે, અને પૃથ્વીની આસપાસ સૂર્ય અને તારાગણો ફર્યા કરે છે. ઊંચે આકાશની પેલી પાર સ્વર્ગ આવેલું છે. ત્યાં પ્રભુ અને દેવો વાસ કરે છે. નીચે નરક આવેલું છે, અને ત્યાં અનંત કાળના દુઃખો છે. આવી એ માન્યતા હતી, અને ખ્રિસ્તી પંથે તેને સ્વીકારી હતી. પણ કોપરનીકસે બીજો નવો મત એ ઉચ્ચાર્યો હતો કે પૃથ્વી સ્થિર નથી, પણ સૂર્યની આસપાસ ફરે છે. અને પૃથ્વી જેવા બીજા પણ અનેક ગોળાઓ સૂર્યની આસપાસ ફરી રહેલા છે. ઊંચે આકાશ જેવું કશુ નથી, પરંતુ ઉપર, નીચે, ચારે બાજુ સર્વત્ર કેવળ અવકાશ જ છે. સ્વર્ગ કે નરક ક્યાં છે, તેની ખબર નથી. પણ વિશ્વ અપરિમિત છે; તેને કંઈ છેડો નથી. આવા પ્રકારની એ બીજી વૈજ્ઞાનિક માન્યતા હતી. બ્રુનોની સ્વતંત્ર બુદ્ધિને આ માન્યતા ગ્રાહ્ય લાગી હતી, અને તે તેણે સ્વીકારી હતી. બ્રુનો માનતો કે વિશ્વ અમર્યાદ છે, પૃથ્વીઓ અસંખ્ય છે, મહાજીવન અનેક આકારોમાં પ્રગટી રહ્યું છે, જીવન વિશ્વવ્યાપી છે, અનંત છે, અમર છે. મૃત્યુ તેને સ્પર્શી શકતું નથી. મૃત્યુ માત્ર આકારોનો નાશ કરે છે, તેથી મૃત્યુનો ભય અસ્થાને છે. ભય, પાખંડ, અધમતા એ મનુષ્ય જીવનનાં દૂષણો છે. બ્રુનોના આવા વિચારોએ તેને પ્રચલિત ધાર્મિક માન્યતાઓનો વિરોધી બનાવ્યો હતો.

ડોમિનિકન મઠમાંથી છટકી તેણે ઉત્તર ઇંગ્લંડ પ્રમાણ આદર્યું અને ભારે હૈયે ઇટાલીનો ત્યાગ કર્યો. ધાર્મિક માન્યતાઓનો મતભેદ ભમે તેવો હોય છતાં જન્મભૂમિ પ્રત્યે તેના હૃદયમાં અત્યંત મમતા હતી. ઇટાલી છોડી તે સ્વીટ્ઝરલેન્ડના જીનીવા શહેરમાં ગયો. રોમવિરોધી મનુષ્ય તરીકે તેને જીનીવામાં આવકાર મળ્યો, પણ તે અલ્પજીવી નીવડ્યો. તેની ક્રાંતિકારી નવી વિચારશ્રેણીથી જીનીવાના સત્તાધીશો ગભરાયા, અને બ્રુનોને રાતોરાત ત્યાંથી ભાગવું પડ્યું. ત્યાંથી લાયોન્સ અને ટુલોઝ થઈ તે પેરિસ પહોંચ્યો. રસ્તામાં ઘણી મુસીબત નડી. જ્યાં ત્યાં પોપવાદીઓ અને હ્યુજીનોટો વચ્ચે ધર્મને નામે યુદ્ધો ખેલાઈ રહ્યાં હતાં, અને ધર્મને નામે ઠેર ઠેર લોહીની નદીઓ રેલાઈ રહી હતી. કેટલી કરુણતા! પેરિસ પહોંચી બ્રુનોએ તત્ત્વજ્ઞાન શીખવવા માંડ્યું. તેની અજોડ વક્તૃત્વશક્તિ અને છટાથી આકર્ષાઈ તેને અનેક શિષ્યો આવી મળ્યા. ત્યાંની વિદ્યાપીઠમાં તત્ત્વજ્ઞાનના અધ્યાપકની જગ્યા સ્વીકારવા તેને કહેવામાં આવ્યું. બ્રુનોને લાગ્યું કે હવે તેને આરામ અને શાન્તિ પ્રાપ્ત થશે, પરંતુ અધ્યાપકની ફરજ શિષ્યોને શીખવવા ઉપરાંત ત્યાંના કેથોલિક દેવળની "માસ" નામની ક્રિયા-વિધિમાં હાજરી આપવાની પણ હતી. બ્રુનો આવી ક્રિયામાં માનતો ન હતો, અને તેથી પોતાની માન્યતા ખાતર તેણે અધ્યાપકપદ જતું કરવું પડ્યું, અને વધુમાં અધર્મી ગણાઈ પેરિસનો પણ ત્યાગ કરવો પડ્યો ત્યાંથી તે ઇગ્લાન્ડ ગયો. ત્યાં પણ તેના વિચારો તેને શાન્ત બેસી રહેવા દઈ શક્યા નહિ. ફરી પાછો ફ્રાન્સમાં આવ્યો, પણ તેના ક્રાન્તિકારી અને સ્થાપિત ધર્મવિરોધી વિચારોએ તેને કોઈ સ્થળે સ્થિર થવા દીધો નહિં. બીજાં અનેક ગામોમાં તે રખડ્યો. તેને સારી સારી પદવીઓ મળતી, પણ દરેક જગાએ તેના નવા વિચારો મુશ્કેલી ઊભી કરતા ભલે સુખ જાય, શાન્તિ જાય, આરામ જાય, પણ સત્યનો ત્યાગ તો કોઈ પણ સંજોગોમાં કરવા તે તૈયાર ન હતો. છેવટે તે ફ્રેન્કફર્ટમાં આવ્યો. ત્યાં તેને ઇટાલીથી એક પત્ર "જીઓવાની મોસેનાગો" નામની વ્યક્તિ તરફથી મળ્યો. પત્ર-લેખકે બ્રુનોને પોતાના શિક્ષક તરીકે ઇટાલી પાછા ફરવા આમંત્રણ આપ્યું હતું, અને સહીસલામતીની બાહેધરી આપી હતી પત્ર વાંચતા બ્રુનોનો સ્વદેશપ્રેમ ભડકી ઊઠ્યો. અનેક અસ્થિર પરિભ્રમણોને અંતે ઇટાલી પાછા ફરવાની તમન્ના જાગી ઊઠી, અને તેણે ઇટાલી તરફ પગલાં માંડ્યાં. જીઓવાની મોસેનીગોને ત્યાં વેનિસ પહોંચી તેણે શિક્ષણકાર્ય શરૂ કર્યું પણ તેને ખબર નહતી કે આ તો, તેને ઇટાલી બોલાવી પકડવાની એક જાળ હતી તેને પકડી અંધકારભર્યા કારાગૃહમાં નાખવામાં આવ્યો ધર્મદ્રોહનો તેનો ગુનો કબૂલ કરાવવા માટે 'રેક' નામના યંત્ર ઉપર બાંધી, ધાતુના તારને બે તરફથી ખેંચી લાંબો કરવામાં આવે છે, તે રીતે તેને ખેંચવામાં આવ્યો. સાંધેસાંધા તૂટતા હોય તેવી કારી વેદના તેના અંગેઅંગમાં ઊભી થઈ પરસેવો છૂટી ગયો. અંગો કાળા પડવા માંડ્યાં. તે વખતે ધર્મદ્રોહનો ગુનો કબૂલ કરી, પ્રભુની દયા માગવા તેને કહેવામાં આવ્યું અકથ્ય શારીરિક પીડા થઈ રહી હોવા છતાં તેના મુખમાંથી શબ્દો નીકળ્યા : "સત્યને વફાદાર રહેવાની મને શક્તિ મળો." એટલું બોલી તે બેભાન બન્યો.

તે પછી ૭ વર્ષ સુધી તેને અંધારા ભોંયરામાં પૂરી રાખવામાં આવ્યો રોમ લઈ જઈ બે વર્ષ તેને સમજાવવામાં ગાળવામાં આવ્યા, પણ તે તો પોતાની માન્યતામાં મક્કમ રહ્યો.

છેવટે છેલ્લી વખત ન્યાયાધીશો સમક્ષ તેને ઊભો કરવામાં આવ્યો. બ્રુનો તો હમેશ મુજબ સત્યને પક્ષે અડગ જ હતો. ન્યાયાધીશોએ તેને "નાસ્તિક" પોકાર્યો અને "લોહી રેડ્યા વિનાના" નાશની શિક્ષા સુણાવી દીધી. આ શિક્ષા એટલે જીવતા બાળી મૂકવાની અંતિમ શિક્ષા.

શિક્ષા સાંભળી બ્રુનો ઊભો થયો ન્યાયાધીશોને તેણે સુણાવી દીધું કે, "હું ધારું છું કે શિક્ષા

સાંભળવામાં મને ડર નથી લાગ્યો, એટલો શિક્ષા ફરમાવવામાં તમને લાગ્યો છે." હજી પણ પસ્તાવો કરી તેણે માનેલા સત્યનો ઈન્કાર કરવા આઠ દિવસની મહેતલ આપવામાં આવી. પણ બ્રુનો તો પોતાની સત્યની ઉપાસનામાં નિશ્ચલ જ હતો. સત્તરમી ફેબ્રુઆરીનો દિવસ ઊગ્યો. ધર્મઘેલાં, ઉશ્કેરાયેલાં, ઝનૂની ટોળાઓમાં થઈને અગ્નિદંડ દેવા માટે તેને લઈ જવામાં આવ્યો. મેદાનમાં પહોંચી તેને કાષ્ઠસ્થંભ સાથે બાંધવામાં આવ્યો. ચારે તરફ ધર્મપાલકોએ કાષ્ઠના ઢગ ખડકી દીધા. આ બધાની વચ્ચે બ્રુનોનો ચહેરો શાંત અને નિશ્ચલ હતો. ધર્મમંત્રોચ્ચાર સાથે કાષ્ઠને આગ ચાંપવામાં આવી. જ્વાળાઓ ઊંચે ચઢી. બ્રુનો દેખાતો બંધ થયો. અગ્નિએ પોતાનું કાર્ય પૂર્ણ કર્યું.

બ્રુનો તો ગયો, પણ કદી પણ ન ભુલાય એવો અમર વારસો તે પાછળ મૂકતો ગયો. જ્યાં જ્યાં મનુષ્યો વીરતાને પૂજશે, સત્યને પૂજશે, ત્યાં ત્યાં સત્યનો આ શહીદ સદાયે જીવંત જ છે. આજે પણ એ સત્યવીરનું ઈટાલીની ભૂમિ ઉપર ઊભું કરવામાં આવેલ સ્મારક પ્રેક્ષકોને તેના અમર સંદેશનું ભાન કરાવે છે. સત્યનો સદાકાળ વિજય જ છે. એક સદીમાં મૃત્યુને ભેટી અનેક સદીઓની અમરતા તેણે પ્રાપ્ત કરી છે.

શ્રી. કાંતિલાલ દલાલ

# બેસન્ટ માત

એ માત ગઈ; પણ ગઈ નથી.
એની જ્યોત જગે રહી છે પ્રસરી!

એને વદને પ્રભુનું તેજ હતું,
એની વાણીમાં જાદુઈ જોમ હતું,
શક્તિ, શાન્તિ ને શુદ્ધિ અગાધ ધરી,
દેશે દેશ સંદેશ વિભુનો ગ્રહી.

બ્રહ્મજ્ઞાનની લ્હાણુ એણે પીરસી!
જગ જ્યોત જ્વલંત જગાવી ગઈ!

વિશ્વ-બન્ધુત્વનો એણે મંત્ર ફૂંક્યો,
સર્વ ધર્મનો સમગ્ર સાર રચ્યો,
કુદરતનાં ગૂઢ રહસ્ય ગ્રહી,
એણે દૃષ્ટિ નવી જગને અરપી.

વિદેશી વસી એ દેશી બની!
એની આત્મ-કળી રહી છે મહેકી!

એવું કર્મના નિયમ સ્પષ્ટ કર્યા,
પુનર્જન્મ ને મૃત્યુના ભેદ ધર્યા,
ગુરુદેવની દોરને દાખવિયા,
એવું અમર આત્માના સૂર કર્યા.

એવું જીવન નાખ્યું બધું પછી
જગ-કલ્યાણની બધુ આશ પૂરી !

સત્ય જીવનનો એને શોખ હતો,
એણે ડર કદી ના જાણ્યો હતો,
એને ઉર કદી ના જંપ હતો,
સ્વરાજ્યનો મંત્રપે ફૂંક્યો હતો.

એવું જગમાં વસંત આણી હતી !
જડે ચેતના એણે રેલાવી હતી !

આ લોક અને પરલોકતણા,
અંધકાર સદાયના દૂર કર્યા,
"ઉર વાસના મૂળથી ઉખેડજો,
જીવમાં શિવની પ્રતિમા રચજો."

એવા સાર જીવનના એણે કહ્યા.
એણે જીવનપથે પ્રકાશ પૂર્યા !

યુગયુગનાં વંદન એને હજો,
એની શાન વારીમાં નાઈ જજો,
એના સંદેશવાહક તમે થજો,
એના કામ કાજે કુરબાન થજો !

નવ શક્તિની ધારિણી માત હતી !
આજ એની સ્મૃતિ રહી છે જાગતી !

એ માત ગઈ; પણ ગઈ નથી.
નવરૂપે એ આજ રહી પ્રસરી !

ચંપક મહેતા

## ભગવતી એસન્ટ સ્મારકગ્રંથ–પરિશિષ્ટ

# વિશ્વમાંગલ્ય મૈયા

( મંદાક્રાન્તા છંદ )

આ ભૂમિને વતન સમજી, યાતનાઓ સહી તેં,
ગાયાં તેં તો મધુર કવનો, મુક્તિ–વીણા ગ્રહીને.
દુઃખે દર્દે અધિક સમજ્યાં, માનવીને ઉગારી,
કીધી સેવા–ભજન પથમાં, પ્રાણની તેં પથારી.
પાશ્ચાત્યો ને પૂરવ દિશનાં, ઐક્ય એસન્ટ* કીધાં,
સંસ્કારોથી સકળ જગને, તત્ત્વનાં ભૂગ દીધાં.
દિગ્દિગન્તે અધિક પ્રસરી, પ્રેમ સૌંદર્ય ધારા,
તેં ગૂંથી હે જગતજનની, વિશ્વ માંગલ્યમાળા.

હિંમતલાલ ઉમિયાશંકર દવે.

* ''એસન્ટ'' અથવા સંધાણ

# પરિશિષ્ટ-૧

## એની બેસન્ટના જીવનના મુખ્ય પ્રસંગોની યાદી

૧૮૪૭ ૧લી ઓક્ટોબર લંડનમાં જન્મ્યાં, ૫.૩૯ સાંજે.

૧૮૬૧ યુરોપમાં તેમની પ્રથમ મુસાફરી.

૧૮૬૬ ઇસ્ટર : રેવ. ફ્રેંક બેસન્ટને મળ્યા. તેની સાથે ડીસેમ્બર ૧૮૬૭માં તેમનાં લગ્ન.

૧૮૭૩ વકતૃત્વની બક્ષિસ છે એમ જાણ્યું. લગ્નજીવનનો અંત.

૧૮૭૪ ભરણપોષણ મેળવવા માટેના વિવિધ પ્રયત્નો. ૧૦મી મે માનું મૃત્યુ. બ્રેડલોને પ્રથમ મળ્યાં. નાસ્તિકવાદમાં ભળ્યાં.

૧૮૭૯ મેટ્રિક થયાં. ૧૮૮૪માં બર્નાડ શૉ ને ૧૮૮૭માં વિલ્યમ સ્ટેડને પ્રથમ મળ્યાં.

૧૮૮૯માં સિક્રેટ ડૉક્ટ્રિન વાંચી, બ્લેવેટસ્કીની શિષ્યા થઈ થીઑસૉફિસ્ટ થયાં.

૧૮૯૩ સપ્ટેંબર, ચિકેગોની સર્વધર્મ પરિષદમાં થીઑસૉફીના પ્રતિનિધિ.

૧૮૯૩ નવેંબર, હિંદમાં સવારે ૧૦-૨૪ વાગે પહેલવહેલાં તુતિકોરિન બંદરે ઊતર્યાં.

૧૮૯૫ કાશીમાં સ્થિર થયાં; ભગવદ્‌ગીતાનું ભાષાંતર કર્યું.

૧૮૯૭ સિક્રેટ ડૉક્ટ્રિનનો ત્રીજો ગ્રંથ સંપાદિત કરી પ્રગટ કર્યો.

૧૮૯૮ જુલાઈ ૭, કાશીમાં સેંટ્રલ હિંદુ કૉલેજ શરૂ કરી

૧૯૦૨ કો-ફ્રીમેસનરીમાં ભળ્યાં.

૧૯૦૭ જુલાઈ ૬, થીઑસૉફિકલ સોસાયટીનાં પ્રમુખ નિમાયાં

૧૯૦૮ ટી. એસ. ઓર્ડર ઑફ સર્વિસ (૧૯૨૬માં જેનું નામ થીઑસૉફિકલ ઓર્ડર ઑફ સર્વિસ પડ્યું)ની સ્થાપના કરી. જગદ્‌ગુરુના આગમનની આગાહી કરી.

૧૯૦૯ જે. કૃષ્ણમૂર્તિ અને એમના ભાઈને દત્તક લીધા. એ વર્ષમાં ૪૫૦૦૦ માઇલની મુસાફરી કરી

૧૯૧૦ સી. ડબલ્યુ. લેડબીટર સાથે માણસ—ક્યાંથી આવ્યો, કેવી રીતે ને ક્યાં જશે એના પર સંશોધન કર્યું.

૧૯૧૧ ઓર્ડર ઑફ ધી સ્ટાર ઇન ધ ઈસ્ટ—પૂર્વના તારક મંડળ-ની સ્થાપના.

૧૯૧૩ના મેમાં સેન્ટ્રલ હિન્દુ કૉલેજ, બનારસ હિન્દુ યુનિવર્સિટી સ્થાપવા આપી દીધી. હિન્દના રાજકારણમાં દાખલ થયાં.

૧૯૧૪ જાન્યુઆરી ૨, રાષ્ટ્રીય સુધારાનું "કૉમન વીલ" નામનું અઠવાડિક શરૂ કર્યું.

૧૯૧૫ હિન્દને શું જોઈએ છે તેની માગણીનો જાણીતો લેખ.

૧૯૧૬ હોમરૂલ લીગ શરૂ કરી; તેણે રાષ્ટ્રીય કૉંગ્રેસમાં નવું જોમ આણ્યું. બનારસમાં કન્યાશાળા શરૂ કરી.

૧૯૧૭ જુન-સપ્ટેમ્બર, મદ્રાસ સરકારે તેમને નજરકેદ કર્યાં. ઑગસ્ટ-રાષ્ટ્રીય કૉંગ્રેસનાં પ્રમુખ ચુંટાયાં. ડિસેંબર ૨૬, પ્રમુખ તરીકેનું ભાષણ આપ્યું. તે પાછળથી "હિંદનો દાવો" (ઇંડિઆઝ ક્લેઈમ ફૉર ફ્રીડમ?) એ નામે પ્રસિદ્ધ થયું.

૧૯૧૮ હિંદની બોયસ્કાઉટ ચળવળની વ્યવસ્થા કરી, જે ૧૯૨૧માં બેડન પોવેલની બોયસ્કાઉટ સાથે ભળી.

૧૯૨૦ કોંગ્રેસમાં ગાંધીજીના અસહકારના કાર્યક્રમ સામે એકાકી ઝુઝયાં.

૧૯૨૧ એપ્રિલ, અખિલ હિંદ બોયસ્કાઉટ એસોસિયેશનમાં માનદ કમિશનર નિમાયાં. ડિસેંબર ૧૪, બનારસ હિંદુ યુનિવર્સિટીએ એમને ડી. લિટ્‌.ની માનદ ઉપાધિ આપી

૧૯૨૩ થીઓસોફિકલ સોસાયટીમાં યુવક પ્રવૃત્તિ શરૂ કરી.

૧૯૨૪ પોતાના જાહેર જીવનનો સુવર્ણ મહોત્સવ ઉજવાયો તે વખતે લંડનના ક્વિન્સ હોલમાં તેઓ હાજર હતાં. તે મુંબઈ અને મદ્રાસમાં પણ ઉજવાયો હતો.

૧૯૨૫ પાર્લામેંટમાં 'કોમનવેલ્થ ઓફ ઇંડિયા બિલ' રજૂ કરવા માટે લંડન ગયાં. હોલેન્ડમાં સ્ટાર કેમ્પમાં હાજરી આપી. - ધર્મનાં મંદિરો અદ્યારમાં શરૂ કર્યાં અને ત્રણ જગત પ્રવૃત્તિઓની ઘોષણા કરી.

૧૯૨૮ સોસાયટીના વધારેમાં વધારે સભ્યો નોંધાયાં. ૪૫૦૦૦ કાર્યકર્તા સભ્યો. લંડનમાં માંદા પડયાં. જગદ્ગુરુનું અસ્તિત્વ જાહેર કર્યું.

૧૯૩૦ મુંબઈની બ્લેવેટસ્કી લોજનો સુવર્ણ મહોત્સવ ઊજવ્યો. ઈંગ્લંડ અને યુરોપમાં છેલ્લી મુસાફરી કરી.

૧૯૩૩ સપ્ટેમ્બરની ૨૦મીએ અદ્યારમાં ૪ વાગે સાંજે અવસાન

# એની બેસન્ટે લખેલાં મહત્ત્વનાં પુસ્તકો તથા ચોપાનિયાંની યાદી [પરિશિષ્ટ–૨]

## [થીઓસોફિસ્ટ થયા પહેલાંના]

ઓગસ્ટ કોમ્ટે—એનું તત્ત્વજ્ઞાન, ધર્મ અને સમાજશાસ્ત્ર, ૧૮૮૫ની સુમારનું.

પાચન, ૧૮૮૨ (શરીરશાસ્ત્ર ઇંદ્રિયવિજ્ઞાન–શાસ્ત્ર—સાથે)

યુજિસ, ૧૮૮૨ (૨જી આવૃત્તિ)

વીજળી, (૪–પુ.) ૧૮૮૨ (વિજ્ઞાન–વ્યાખ્યાનો)

કોર્ન લૉઝ નાબુદ થયા પહેલાંનું ઈંગ્લંડ, ૧૮૮૧ (મુક્ત વ્યાપાર સાથેનું)

ઈંગ્લેંડ, હિંદ અને અફઘાનિસ્તાન ૧૮૭૮

અંગ્રેજી જમીન પદ્ધતિ–૧૮૮૨ના અરસામાં.

સમાજવાદ પરના નિબંધો ૧૮૮૭ (કેટલાંક ચોપાનિયાંનો સંગ્રહ)

સજાની નીતિ ૧૮૮૦

સમાજનો વિકાસ ૧૮૮૬

આંખો ને કાન—જોવા ને સાંભળવા ઉપર ૭ વાર્તાલાપ ૧૮૮૨ (વિજ્ઞાન–વ્યાખ્યાનો)

જુલમ એ ઉપાય નથી ૧૮૮૨ (આર્યલેંડ ઉપર)

સ્વતંત્ર વિચારકનું પાઠયપુસ્તક. ૧૮૭૬ (એ. બી. ચાર્લ્સ બ્રેડલો અને સી. એચ. વોટ્સ)

જીઓરડાનો બ્રુનો ૧૮૭૭

મહાન ફ્રેન્ચ વિપ્લવનો ઇતિહાસ પુ. ૧, ૧૮૭૬; પુ. ૨, ૧૮૮૩. પુ. ૩, ૧૮૮૪

સ્વતંત્ર ઇચ્છા (Free will) પર અનુવંશ (Heredity)ની અસર ૧૮૮૦ (જર્મનીમાંથી ભાષાન્તર) ખ્રિસ્તી ધર્મ એ સફળ નીવડયો છે? ૧૮૮૫ના અરસામાં.

સમાજવાદ સદ્ધર છે? ૧૮૮૭ (જી. ડબ્લ્યુ. ફૂટ સાથે વાર્તાલાપ)

મજૂરી ને જમીન–તેમના ભાર, ધર્મ અને હક (મુક્ત વ્યાપાર પણ તેમાં છે.)

જમીન વગરનાને ઊંધે માર્ગે દોરવાના જમીન-દારોના પ્રયત્ન મુક્ત વ્યાપાર સાથે.)

વસ્તીનો કાયદો ૧૮૭૭.

સ્ત્રીઓની ગુલામી વિષે ઈંગ્લેંડમાં કાયદા-૧૮૮૫ના અરસામાં (૧૮૭૬નો તેના પરનો લેખ)

દંતકથાઓ ને વાર્તાઓ ૧૮૮૫.

જીવન, મૃત્યુ ને અમરતા ૧૮૮૬.

પ્રકાશ, ગરમી અને ધ્વનિ ૧૮૮૧ (વિજ્ઞાન ગ્રંથાવલિ).

લગ્ન ભૂતકાળનું, વર્તમાનનું અને આદર્શ–૧૮૭૯ના અરસામાં.

પશુમાં મન. ૧૮૮૬ (જર્મનમાંથી ભાષાન્તર કરેલું પુસ્તક.)

આધુનિક સમાજવાદ ૧૮૮૬ (૧૮૮૫ નો લેખ)

ઈશ્વરના અસ્તિત્વના પ્રકાર વિષે ૧૮૭૫.

પાચનનું યંત્ર ૧૮૮૨ના અરસામાં (ઘરગથ્થુ શરીર વિજ્ઞાનશાસ્ત્ર) ઘરગથ્થુ શરીરશાસ્ત્ર ૧૮૮૨ (૧૮૮૧નાં વ્યાખ્યાનો)

રાજકીય લેખો-૧૮૮૮.

રાજકીય સત્તાની ફેરવહેંચણી ૧૮૮૫.

યહૂદીઓનો ધર્મ ૧૮૮૧ની આસપાસ (ફ્રેંચમાંથી અનુવાદ)

પાપ અને ગુનો—એમનો પ્રકાર અને તેની પ્રત્યેનું વર્તન ૧૮૮૫.

માલ્થુસનો સિદ્ધાંત સામાજિક દૃષ્ટિએ.

સમાજવાદ વિરુદ્ધ વ્યક્તિવાદ ૧૮૯૦. (એફ. મિલાર સાથેની ચર્ચા).

સામાજિક સળવળ—૧૮૮૭.

અફઘાનિસ્તાનની કથા ૧૮૭૯.

સુદાનની કથા ૧૮૮૫

ટ્રાન્સવાલ ૧૮૮૧ના અરસામાં

નીતિનો સાચો પાયો—૧૮૭૪.

વિવિસેક્શન (જીવતા પ્રાણીઓ પર શસ્ત્ર ક્રિયા.) ૧૮૮૧

સાચો મુક્ત વ્યાપાર કયો? ૧૮૮૧.

હું ઈશ્વરમાં કેમ માનતી નથી? ૧૮૮૭.

નાસ્તિકોનું દમન કેમ થાય છે? ૧૮૮૪.

## જીવનચરિત્રો અને આત્મજીવનચરિત્રને લગતાં

આત્મચરિત્ર ૧૮૯૩.

આત્મચરિત્રનાં રેખાચિત્રો ૧૮૮૫.

ચાર્લ્સ બ્રેડલો, ૧૯૪૧. (૧૮૯૩નો લેખ).

કર્નલ હેન્રિ સ્ટીલ ઓલકોટ.—એમનું જીવન ને તેનો પરથી લેવાતો બોધ. ૧૯૦૭.

જિઓર્ડાનો બ્રુનો—૧૬ મી સદીમાં થિઓસોફીના આધારસ્તંભો ૧૯૧૩.

## થીઓસોફિકલ

વિવિસેક્શન વિરુદ્ધ ૧૯૦૩.

'પુરાણી પ્રજ્ઞા' (Ancient Wisdom.) ૧૮૯૭ (આનું ગુજરાતીમાં ભાષાન્તર થયું છે.)

આત્માનો જન્મ અને વિકાસ. ૧૮૯૫.

વિશ્વનું બંધારણ (બિલ્ડિંગ ઓફ કોસમોસ) ૧૮૯૩નું કન્વેન્શન વ્યાખ્યાનમાળા.

પરિવર્તનશીલ જગત (ચેન્જિંગ વર્લ્ડ) અને થીઓસોફીના વિદ્યાર્થીઓને આપેલાં વ્યાખ્યાન, ૧૯૦૯.

ચારિત્ર્ય-ઘડતર (એની બેસન્ટ-લેડબિટર)

મૃત્યુ અને પછી ૧૮૯૩. (થીઓસોફીનું પાઠ્ય પુસ્તક ત્રીજું).

હૃદયવાદ (Doctrine of the Heart)૧૮૯૯.

કર્મ ઉપરના પ્રાથમિક લેખો ૧૯૧૨.

જીવન અને રૂપનો વિકાસ. ૧૮૯૮નાં સમારંભ (કન્વેન્શન) વ્યાખ્યાનો.

ભાવિ સમાજવાદ ૧૯૧૨.

મહાન યોજના ૧૯૨૦નાં સમારંભ (કન્વેન્શન) વ્યાખ્યાનો.

માનવતાના રક્ષકો ૧૯૦૮.

એચ. પી. બી.-એમના શિષ્યો દ્વારા ૧૮૯૧.

એચ. પી. બી. અને મહાત્માઓ ૧૯૦૭.

હિપ્નોટિઝમ અને મેસમેરિઝમ ૧૯૦૫.

દીક્ષાઓ અને મનુષ્યનું સંપૂર્ણીકરણ (ઇનિશીયેશન એન્ડ ધ પરફેક્ટિંગ ઓફ મેન). ૧૯૧૨.

કર્મ ૧૮૯૫.

કર્મ અને સામાજિક સુધારણા. ૧૯૨૧.

આઘાત અને પ્રત્યાઘાતનો નિયમ. ૧૯૧૨ થીઓસોફી પરનાં પ્રારંભિક વ્યાખ્યાનો.

ઉચ્ચતર જીવનના નિયમો ૧૯૦૩ (૧૯૦૨નાં વ્યાખ્યાનો.)

મૃત્યુ પછીનું જીવન ૧૯૧૯ (૧૯૦૯માં વ્યાખ્યાનો)
મૃત્યુ પછીનું જીવન ૧૯૧૨.
એલ્કીઓની (કૃષ્ણમૂર્તિ)ના પૂર્વ જીવનો ૧૯૨૪. 'લાઇવ્સ ઓફ એલ્કીઓની' (બેસન્ટ અને લેડબિટર).
માણસ અને તેનાં શરીરો (મેન એન્ડ હિઝ બોડિઝ) ૧૮૯૬.
મેન વ્હેન્સ હાઉ વિધર-માણસ ક્યાંથીને કેવી રીતે આવ્યો ને ક્યાં જશે? ૧૯૧૩ (બેસન્ટે લેડબિટર સાથે લખ્યુ.)
મહાત્માઓ-વસ્તુ સ્થિતિ અને આદર્શ પ્રમાણે ૧૮૯૫.
ગત જીવનની સ્મૃતિઓ ૧૯૧૯.
સ્મૃતિ ૧૯૧૯.
સ્મૃતિ અને તેનો સ્વભાવ ૧૯૩૫.
આંતરવાદ (મિસ્ટિસિઝમ) ૧૯૧૨. (ચોપાનિયું)
,, ,, ૧૯૧૪ (પાંચ વ્યાખ્યાનો)
યોગવિદ્યાની દૃષ્ટિએ રસાયનશાસ્ત્ર ૧૯૦૫
,, ,, ૧૯૦૮ અને પછી
તેની પુનરાવૃત્તિ ૧૯૧૯ (લેડબિટર સાથે).
સિદ્ધસંઘ (ઓકલ્ટ હાયરાર્કી) ૧૯૧૫
કર્મ ૧૯૨૧.
શિષ્ય બનવાનો માર્ગ ૧૮૯૫નાં સંમેલન-વ્યાખ્યાનો
માનવવંશ (પેડીગ્રી ઓફ મેન) ૧૯૦૩નું કન્વેન્શન (સંમેલન) વ્યાખ્યાન.
થીઓસોફીના પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન ૧૯૦૭
સ્વતંત્ર વિચારનો (ફ્રી થોટનો) સિદ્ધાંત ૧૯૦૪.
પુનરચનાના પ્રશ્નો ૧૯૧૮નાં સંમેલનવ્યાખ્યાનો.
પૂર્વના તારકસંઘની પ્રગતિ—૧૯૧૨
માનસશાસ્ત્ર ૧૯૧૧
પુનર્જન્મ ૧૮૯૨.
,, જીવન પ્રશ્નો પર તેના ઉત્તર. ૧૯૧૨
,, તેની આવશ્યકતા ૧૯૧૫.
જીવનનો કોયડો ૧૯૧૧
ગુપ્ત જ્ઞાન સંહિતા (સિક્રેટ ડોક્ટ્રિન) ૧૮૯૩.
(તેની ત્રીજી આવૃત્તિ એની બેસન્ટ અને મિડે તૈયાર કરી.)
ગુપ્ત જ્ઞાનસંહિતા (તેનો ત્રીજો ગ્રંથ) ૧૮૯૭ (બેસન્ટે એડીટ કર્યો)
આત્મા ને તેનાં આવરણો (સેલ્ફ એન્ડ ઇટ્સ શિથ્સ) ૧૮૯૪નુ સંમેલનવ્યાખ્યાન.
મનુષ્યમાં સાત તત્ત્વો (સેવન પ્રિન્સિપલ્સ ઓફ મેન)
થીઓસોફી (બ્રહ્મવિદ્યા)નો લઘુ કોર્ષ. (એની બેસન્ટ, એચ. બરોઝ સાથે) ૧૮૯૧.
સ્ટડી ઈન કોન્શીઅસનેસ (ચેતના વિષેનો અભ્યાસ) ૧૯૦૪
કર્મ વિષે અભ્યાસ ૧૯૧૨.
ઇતિહાસ ને ધર્મનાં અતિપુરુષો Superhuman Men) ૧૯૧૩
યોગવિદ્યાના માર્ગ પર વાર્તાલાપો (ટોક્સ ઓન ધી પાથ ઓફ ઓકલ્ટિઝમ) ૧૯૨૬ (બેસન્ટ અને લેડબિટર).
થીઓસોફી અને માનવવસતીનો (પોપ્યુલેશનનો) કાયદો. ૧૮૯૧.
થીઓસોફી અને ઇશુનો સમાજ ૧૮૯૨.
વિચારનાં રૂપો (થોટ ફોર્મ્સ) ૧૯૦૫ (બેસન્ટ અને લેડબિટર)
વિચારશક્તિ-એનું નિયમન અને વિકાસ ૧૯૦૧.
ઇશ્વર સાયુજ્યના ત્રણ માર્ગ (The Three Paths to the Union of God) ૧૮૯૭.
ત્રણ જગત પ્રવૃત્તિઓ ૧૯૨૫ના કન્વેન્શનના વ્યાખ્યાનો (એ. બી. અને બીજાઓ)
બે મહાન થીઓસોફિસ્ટો ૧૯૧૧.
પાપનો ઉપયોગ (યુઝ ઓફ ઇવિલ) ૧૮૯૫
થીઓસોફીની દૃષ્ટિએ અન્નાહાર ૧૮૯૪.
હું સમાજનસુધારક કેમ બનીશ (જૂનો ઉમ્ર)
હું થીઓસોફિસ્ટ કેમ થઈ? ૧૮૮૯.
જગદ્ગુરુના આગમનમાં અમે કેમ શ્રદ્ધા... છીએ? ૧૯૧૨ના અરસામાં.
યોગ ૧૯૩૫.

## ધર્મને લગતાં

અવતારો ૧૮૯૯નું કન્વેન્શન (સંમેલન) વ્યાખ્યાન.
ઈસ્લામની સુંદરતા ૧૯૪૪.
ભગવદ્ગીતા ૧૮૯૫.
ચાર મહાન ધર્મો ૧૮૯૬નાં કન્વેન્શન વ્યાખ્યાનો.
ભગવદ્ગીતાના અભ્યસન સંબંધી માર્ગસૂચન ૧૯૦૫. કન્વેન્શન વ્યાખ્યાન.
હિંદુ ધર્મનો બચાવ ૧૯૦૮.
ઈસ્લામ ૧૯૦૩ (મહમદનું જીવન ને શિક્ષણ)
થીઓસોફીની દૃષ્ટિએ ઇસ્લામ ૧૯૧૨.
મહમદનું જીવન અને શિક્ષણો ૧૯૩૨.
સહજ ને આત્મિક શરીરો
હિંદુ ધર્મ પ્રશ્નોત્તરીમાં ૧૯૦૯.
હિંદુ નીતિધર્મનો સાપેક્ષવાદ ૧૯૧૪.
'ઉપનિષદનું જ્ઞાન' ૧૯૦૬નાં કન્વેન્શન વ્યાખ્યાનો.

કવીન્સ હૉલનાં તેમનાં વ્યાખ્યાનો

મહાન યોજનામાં બ્રિટનનું સ્થાન ૧૯૨૧.
બદલતી દુનિયા ૧૯૦૯.
જગદ્ગુરુ કેમ આવે છે ! ૧૯૨૬.
યુરોપનું ભવિષ્ય ૧૯૨૭.
યુરોપનાં સંયુક્ત રાષ્ટ્રો ૧૯૨૮.
વિગ્રહ ને તેના પદાર્થપાઠો ૧૯૨૦.
સ્ત્રીઓ ને રાજકારણ.

## હિન્દની સંસ્કૃતિ, કેળવણી અને સમાજ-સુધારાને લગતાં

(વર્તમાન જીવનમાં પ્રાચીન આદર્શો) કન્વેન્શન ભાષણો ૧૯૦૦.
માતૃભૂમિનાં બાળકો (એ. બી. અને બીજાં)
પૂર્વની ન્યાતો અને પશ્ચિમના વર્ગો ૧૮૯૫.
હિંદી કન્યાઓની કેળવણી ૧૯૦૪.
હિતોપદેશની કથાઓ ૧૯૧૮.
અંત્યજોની કેળવણી ૧૯૦૯.
પશુસંરક્ષણ.
બાળસંરક્ષણ ૧૯૧૩.
સંગીત ને ધર્મ ૧૯૦૮.
સનાતન ધર્મ–પ્રાથમિક પાઠ્યપુસ્તક, ઉચ્ચ-કક્ષાનું પાઠ્ય પુસ્તક ૧૯૦૩.
વિદ્યાર્થી એ નાગરિક ૧૯૪૨.
શ્રીરામ અને સીતાદેવી ૧૯૧૯.
આદર્શ રાજા શ્રી રામચંદ્ર ૧૯૦૧.
મહાભારત ૧૮૯૯.
થીઓસોફિનું શિક્ષણ ટ્રસ્ટ ૧૯૧૭.
શિક્ષણ પરિષદનો અહેવાલ ૧૯૧૦.
જાગ, ભારત ! ૧૯૧૩

## હિન્દના રાજકરણને લગતાં

હિંદના ભૂતકાળનું વિહંગાવલોકન ૧૯૧૫.
કોમનવેલ્થ ઓફ ઇંડિયા એક્ટ ૧૯૧૬.
કોમનવેલ્થ ઓફ ઇંડિયા બિલ ૧૯૨૫.
કોંગ્રેસ–લીગ સુધારાની દરખાસ્તો ૧૯૧૮.
કોંગ્રેસના વ્યાખ્યાનો ૧૯૧૪, ૧૯૧૭.
મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાઓની ટીકા ૧૯૧૮.
હિંદ માટે સાંસ્થાનિક સ્વરાજ્ય ૧૯૧૫ના અરસામાં.
રાષ્ટ્રોનાં ભવિતવ્યોમાં પૂર્વ ને પશ્ચિમ ૧૯૦૬.
ઇંગ્લેંડ ને હિંદ ૧૯૦૩.
" ૧૯૨૪. (પ્રેસ ઇન્ટરવ્યુ).
પહેલી સુધારા પરિષદ (પ્રમુખ તરીકેનું ભાષણ, મલબાર) ૧૯૨૧.

હિંદના રાજકારણનું ભાવિ ૧૯૨૨.

ગાંધીવાદી અસહકાર ૧૯૨૦.

હિંદે સ્વાતંત્ર્ય માટે શું કર્યું ? ૧૯૧૫.

હિંદ ૧૯૧૩.

હિંદ : એક રાષ્ટ્ર ૧૯૧૫—૧૯૨૩.

હિંદને સામ્રાજ્ય ૧૯૧૪.

હિંદ ગુલામ કે મુક્ત ? ૧૯૨૬.

હિંદી સરકાર ૧૯૧૭.

હિંદી રાષ્ટ્ર ૧૯૦૫

હિંદી રાજકીય પક્ષો.

હિંદની આગપંચાયત પદ્ધતિ ૧૯૨૩ (એ. ધી અને રંગનાથન).

સાંસ્થાનિક સ્વરાજ મેળવવા માટે હિંદની લડાઈ ૧૯૩૨.

રાજકીય શાસ્ત્ર ઉપર વ્યાખ્યાનો ૧૯૧૯.

પ્રેસ એક્ટ કમિટી આગળ નિવેદન અને સાક્ષી ૧૯૨૧.

ફિસ્કલ કમિશન માટે મેમોરેન્ડમ ૧૯૨૫.

રેશિયલ રિસ્ટ્રિક્શન (જાતીય ભેદો) પર મેમોરેન્ડમ. ૧૯૨૩.

હિંદ જીવશે કે મરશે ? ૧૯૨૫.

# એમના ગ્રંથો પરથી અને એમને વિષે લખાયેલાં પુસ્તકો*

'એની બેસંટ કૅલેંડર—થીઓડોર બેસ્ટરમેનનું બનાવેલું ૧૯૨૭.

ભવિષ્યનું હિંદ ૧૯૪૦.

જગત્પૂજ્ય નારી ૧૯૪૩.

'એની બેસન્ટનું મગજ' લેખક થીઓડોર બેસ્ટરમેન ૧૯૨૪.

બેસન્ટ ભાવના (Spirit) ગ્રંથાવલી, ૧૨ ભાગમાં ડૉ. જ્યોર્જ એરન્ડેલ સંપાદિત.

એની બેસન્ટ બી સી. પાલકૃત.

'ધી લાઈફ ઓફ એની બેસન્ટ' જ્યોફ્રે વેસ્ટકૃત.

'એની બેસન્ટ—એ કેરેક્ટર સ્કેચ' (એની બેસન્ટની ચરિત્રરેખા) ડબલ્યુ. ટી. સ્ટેડ.

'ઓલ્ડ મેમરિઝ એન્ડ લેટર્સ ઓફ એની બેસન્ટ (એની બેસન્ટના પત્રો) હેસ્ટર બોઈટકૃત.

એની બેસન્ટ—એમની જાહેર સેવાનાં ૬૦ વર્ષ પૂરાં થતાં એમના વિષે લખાયલો વિવિધ લેખકોનો પ્રશસ્તિગ્રંથ ૧૯૨૪.

'ધી એની બેસન્ટ સેન્ટીનરી બુક' એમની શતાબ્દિ ૧૯૪૭ની પહેલી ઓક્ટોબર પ્રસંગે લખાયેલા વિવિધ લેખકોનો ગ્રંથ'

"ધી થીઓસોફિસ્ટ"નો શતાબ્દિ અંક ઓક્ટોબર ૧૯૪૭.

"ધી થીઓસોફિસ્ટ" ૧૯૩૩નો એમના અવસાન પ્રસંગે લખાયેલો ખાસ અંક.

"ધી થીઓસોફિસ્ટ ઈન ઇન્ડિઆ"નો ૧૯૩૩ નો ખાસ સ્મારક ગ્રંથ.

થીઓસોફી ઇન ઇન્ડિયા ૧૯૩૧ના ઓક્ટોબરનો ખાસ ગ્રંથ.

ન્યુ ઇન્ડિયાના ૧૯૪૭ના ઓક્ટોબરનો ખાસ અંક.

ઇન્ડિયન થીઓસોફિસ્ટનો ઓક્ટોબર ૧૯૪૭નો ખાસ ગ્રંથ.

ઓમ્મે થીઓસોફિકલ બુલેટિનના સપ્ટેમ્બર ઓક્ટોબરના ખાસ અંકો. (૧૯૪૭ના)

'ધી થીઓસોફિસ્ટ'ના દર વર્ષના ઓક્ટોબર અંકો.

'યંગ થીઓસોફિસ્ટ'ના ઓક્ટોબર અંકો.

'ધી થીઓસોફિસ્ટ'નો બેસન્ટ કો-મેમોરિયલ અંક ૧૯૪૨.

* કંપલી યાદીઓ 'થીઓસોફિસ્ટ' ઓક્ટોબર ૧૯૪૭ પરથી લીધી છે.

મિસિસ બેસન્ટ એઝ વુમન એન્ડ લીડર. (મિસિસ બેસન્ટ એક સ્ત્રીશક્તિ અને નેતા તરીકે). શ્રીપ્રકાશ.

એની બેસન્ટ-જી. એસ. એરૂન્ડેલ.

એ શોર્ટ બાયોગ્રાફી ઓફ ડૉ. એની બેસન્ટ-શ્રી સી. જિનરાજદાસ.

ડૉ બેસન્ટ એન્ડ ધ હિન્દુઝ રીલીજીઅસ રિવાઈવલ (ડૉ. બેસન્ટ અને હિન્દનો ધાર્મિક પુનરુદ્ધાર) શ્રી. હિરેન્દ્રનાથ દત્ત.

ડૉ. એની બેસન્ટ એ-ટ્રિબ્યુટ (ડૉ. એની બેસન્ટ -એક પ્રશસ્તિ) શ્રી કે. એસ વેંકટરામાની.

ડૉ. બેસન્ટ એઝ એન એજ્યુકેશનિસ્ટ. (ડૉ. બેસન્ટ એક શિક્ષણશાસ્ત્રી તરીકે) શ્રી કેવલરામ દયારામ બી. એ.

# A list of Books by Dr. Annie Besant

[ પરિશિષ્ટ-૨ અનુસંધાન ]

## RELIGION

1. Avatars.
2. Basis of Morality.
3. Buddhist Popular Lectures.
4. Dharma.
5. Esoteric Christianity.
6. Four Great Religions.
7. The Beauties of Islam.
8. The Bhagavad Gita or the Lord's Song.
9. Questions on Hinduism.
10. Sanatan Dharma Text-Book.
11. The Theosophical Christianity.
12. Universal Text Book of Religions & Morals.
13. Religious Problems in India.
14. Zorostrianism
    - Part I – Doctrines.
    - Part II – Ethics.
    - Part III – Hinduism.

## EDUCATION

1. Education as a National Duty.
2. Indian Ideals in Education.
3. National Education.
4. World Problems of today. (Problems of Education).

## POLITICS

1. The Birth of New India.
2. Britain's Place in The Great War.
3. Indo-British Commonwealth
4. India-a Nation.
5. The Commonwealth of India Bill.
6. Indian Ideals.
7. England, India & Afghanistan.
8. Lectures on Political Science.
9. How India Wrought for Freedom.
10. Shall India Live or Die!
11. Theosophical Ideals.
12. War & Its Lessons.

## PATH & INITIATION

1. Initiation.
2. In the outer Court.
3. Inner Government of World.
4. The Plan.
5. Path of Discipleship.
6. H. P. B. & Masters of Wisdom.
7. The Masters
8. Superman in Religion and History.
9. Three Paths to Union with God.

## DOCTRINAL TEACHINGS

1. The Ancient Wisdom.
2. Death & After.
3. Karma.
4. The Law of Rebirth.
5. Man & His Bodies.
6. Man's Life in Three Worlds.
7. Reincarnation.
8. Self & its Sheaths.
9. Seven Principles of Man.
10. Thought Forms

## HISTORY

1. History of the Great French Revolution.
2. Man-Whence, How & Whither! (with Mr. Leadbeater)
3. Pedigree of Man.
4. The Story of the Great War (Mahabharat).

## SPIRITUAL LIFE

1. The Doctrine of the Heart.
2. Laws of Higher Self.
3. Path to Occultism (C. W. L. & A. B.)
4. Thought Power.
5. Talks to a Class.
6. The Messages of Annie Besant.
7. Talks on the Path of Occultism.
8. Theosophy & Life's Deeper Problems.

## PSYCHOLOGY

1. Psychology.
2. A Study in Consciousness.
3. Theosophy & New Psychology.

## ELEMENTARY PRINCIPLES.

1. The Riddle of Life.
2. Popular lectures on Theosophy.
3. A Study in Karma.

## PHILOSOPHY

1. Introduction to the Science of Peace.
2. Hints on the study of Bhagavad Gita.
3. Wisdom of the Upanishadas.

## SCIENCE

1. Building of the Cosmos.
2. Evolution of Life & Form.
3. Evolution & Occultism.
4. Science & Higher-self.
5. Occult Chemistry (A.B.&C.W.L.)

## THEOSOPHY & THE THEOSOPHICAL SOCIETY

1. Duties of the Theosophist.
2. Theosophy.
3. Ideals of Theosophy.
4. Indian Lectures.
5. Popular lectures on Theosophy.
6. Theosophical Society and the Occult Hierarchy.
7. Theosophical World Congress Lectures.

## BIOGRAPHY STORIES & NOVELS

1. An Autobiography.
2. Children of the Motherland.
3. Our Elder Brethren.
4. Giordano Bruno.
5. Legends & Tales.
6. Lives of Alcyone Vol. I & II.
7. Shree Ramchandra

## YOGA

1. Introduction to Yoga
2. Yoga.

ANGELIC CO-OPERATION

1 Ancient Ideals in Modern Life.

SOCIAL ORGANISATION

1. Civilization-Deadlocks & Keys.
2. The Immediate Future
3. The New Civilization.
4. World Problems of to-day.
5. The World in Distress.
6. Problems of Reconstruction
7. The Changing World
8. Wake Up India
9. Theosophy in Relation to Human Life.

A LIST OF PAMPHLETS

BY : DR. ANNIE BESANT.

A CLASSIFICATION

1. On Devotion & Spiritual Life.
2. ,, Death
3. ,, Discipleship
4. ,, Doctrines
5 ,, Educational
6 ,, History
7. ,, Mysticism
8. ,, Political
9. ,, Psychology
10. ,, Religion
11. ,, Social
12. ,, Theosophy & the Theosophical Society

(1) DEVOTION & SPIRITUAL LIFE

1. Creating Character
2. Devotion & Spiritual Life
3. Development of the Spiritual Life & the Life of a Householder.
4. Influence of Alcohol
5 Meaning & Method of spiritual Life
6. Noble Eightfold Path
7. Psychic & Spritual Development.
8. Spiritual Life for the Man of the world
9 Search for Happiness
10. Some difficulties of the Inner Life
11. The Spirit of Man & the Spiritual Life
12. Study & Practice.
13. The Value of Devotion
14. Vegetarianism in the Light of Theosophy.
16 Five Sermonetts

(2) DEATH

1. There are no deads
2. When a man dies, shall he live again ?
3. Life after death
4 Life, & Lite after Death
5. Man's Life in the Astral World & After Death
6 Man's Life in the Mental World & After Death
7. Man's Life in the Physical World & What Death Means,
8. Man's Life in the Three Worlds
9. The Reality of the Invisible & the Actuality of the Unseen Worlds
10 Investigation into Super Paysical

(3 DISCIPLESHIP.

1. Discipleship & Some Karmic Problems
2. Guardians of Humanity.
3 Gurus & Chelas
4. Masters and the way to Them.
5 The White Lodge and its Messengers
6. White Lotus Day.
7. Path to Masters of Wisdom
8 The Occult Hierarchy.

(4) DOCTRINES

1 Karma & Social Improvements.
2 On Karma
3. Elementary Lessons on Karma.
4. Karma Once More,
5. The Necessity for Reincarnation.
6. Law of Action & Reaction.
7. Law of Duty.
8. The Ladder of Lives
9. Reincarnation: Its Answers to Life's Problem
10. Reincarnation Its Necessity.

(5) EDUCATIONAL

1. Education on the Basis of National Life
2 Education in the Light of Theosophy.
3. Higher Education in India.
4. Necessity for Religious Education.
5 Principles of Education.
6 Schoolboy as a Citizen

(6) HISTORY

1. Charles Bradlaugh
2 A Fragment of Autobiography.
3 Giordano Bruno Theosophy's Apostle in the 16th Century & his Life Story
4. The Last Days of the President Founder.
5. Address by A B (Last One)

(7) MYSTICISM

1. The Use of Evil.
2. The Meaning & the Use of Pain.
3. The Mysteries
4. Mysticism
5. Nature's Finer Forces.
6. Yoga.
7. You Create Your Own Future.
8. The Value of Upanishads to Young India.
9. The Eternal Now.

(8) POLITICAL

1. The Ancient Indian Ideals of Duty
2. Bird's Eye View of India's Path as the Foundation of India's Future.
3. Builders of Commonwealth.
4. East & West & the Destinies of Nations
5. The East & the West
6 England & India.
7. Future of Socialism
8. India's Struggle to Achieve Dominion Status
9. United States of Europe with Maps
10. The Work of the Ruler and Teacher

(9) PSYCHOLOGY

1 Hypnotism & Mesmerism .

2. Emotion, Intellect and Spiritulaity.
3. Modern Science & Higher Self.
4. Memory.
5. Memory & its Nature.
6. Memories of Past Lives.
7. Occultism.
8. Occultism, Semi-occultism & Pseudo-occultism.
9. On Moods.
10. Proofs of the existance of the Soul.
11. A Word on man, His Nature and His Power.

(10) RELIGION

1. Aspects of the Christ
2. Brotherhood of Religions.
3. Emergence of a World Religion.
4. Hinduism.
5. In Defence of Hinduism.
6. Islam
7. Jainism.
8 Life & Teaching of Muhmad.
9. The Relativity of Hindu Ethics.
10. Religion & Music.
11. The Protestant Spirit.
12. Sikhism.
13 Is Theosophy Anti-Christian ?
14 Theosophy & Christianity.

(11) SOCIAL

1. Bearing of Religious Ideals on Social Reconstruction.
2. Bearing of Religious Ideals on Social Reorganisation.
3. Citizenship of Coloured Races in the Empire.
4. Hindu Reform on National Lines.
5. Industry under Socialism.
6. Karma & Social Improvememt.
7. The Place of Religion in National Life.
8. Public Spirit : Ideal & Pracatical.
9. Reconstruction: The New Era.
10. Social Problems : The Message of Theosophy.
11. The Spirit of the Age.
12. The Future Socialism.
13. The Immediate Future.
14. The Opening of the New Cycle.

(12) THEOSOPHY & THE THEOSOPHICAL SOCIETY

1. The Theosophical Society & H. P. B.
2. Theosophy: Its meaning & Value.
3. Theosophy and the Theosophical Society.
4. Theosophy & Its Evidences.
5. Future of the Theosophical Society.
6. The Nature of Theosophical Proofs.
7. November 17th. Every Year.
8. The Inner purposes of the Theosophical Society.
9. A Rough outline of Theosophy.
10. A Sketch of Theosophy.
11 Truth Through Theosophy.
12. What is Theosophy !
13. What is the Theosophical Society ?
14. The Work of the Theosophical Society in India.
15. The Work of the Theosophical Society in the World.

Compiled by :
Sjt. Bhupatrai Mehta
Sjt. Manilal M. Valand

# ડૉ. બેસન્ટ વિષે
# ગુજરાતીમાં લખાયેલાં પુસ્તકો

## [ પરિશિષ્ટ–૨ અનુસંધાન ]

| | |
|---|---|
| (૧) એની બેસન્ટ | શ્રી. ઝવેરચંદ મેઘાણી. (૧૯૨૭માં) |
| (૨) એની બેસન્ટ | પંડિત મિશ્ર. |
| (૩) ડૉ. બેસન્ટની વિચારશ્રેણી | હરજીવન કાળિદાસ મહેતા (૧૯૪૦માં) |
| (૪) ડૉ. એની બેસન્ટ અને તેમની હિંદ–સેવા | ,, ,, |
| (૫) ડૉ. એની બેસન્ટ | હીરાલાલ છો. બક્ષી |
| (૬) એની બેસન્ટ | જયભિખ્ખુ (વિદ્યાર્થીવાચનમાળામાં) |
| *(૭) એની બેસન્ટ (બે અંકી નાટક) | શ્રી. ગોકુળદાસ રાયચુરા |
| (૮) એની બેસન્ટ (નાટક) | શ્રી. સત્વસુખરામ વી. હોરા |

(૯) ગુણસુંદરીનો ડૉ. બેસન્ટ શતાબ્દિ અંક. (૧૯૪૭, ઓક્ટોબર.)

# ડૉ. બેસન્ટનાં પુસ્તકોના ગુજરાતી અનુવાદો

## [ પરિશિષ્ટ–૨ અનુસંધાન ]

| | |
|---|---|
| 1. The Ancient Wisdom | પુરાણી પ્રજ્ઞા<br>શ્રી. પરશુરામ હરિસુખરાય મહેતા |
| 2. Thought Power—its control & Culture. | વિચારશક્તિ—તેનો નિગ્રહ અને વિકાસ<br>શ્રી. નવનીતરાય નારાયણરાય મહેતા. |
| 3. Self and its Sheaths | દેહી અને તેના દેહો<br>શ્રી. દુર્લભરાય મહિપતરામ ઓઝા |
| 4. Reincarnation | પુનર્જન્મ<br>એક સભ્ય. |
| 5. In the outer Court | મહાન મંદિરનો ચોક<br>શ્રી. પ્રાણજીવન ઓધવજી ઠક્કર |

* આ નાટક વડોદરા થીઓસોફિકલ ગ્રુપ લૉજ તરફથી તા. ૩–૧૦–૧૯૪૭ના રોજ વાંકાનેર થિયેટરમાં ભજવાયું હતું.

| | |
|---|---|
| 6 The Path of Discipleship | મુમુક્ષુનો માર્ગ |
| 7. Avataras | અવતાર<br>શ્રી. પરશુરામ ક. મહેતા |
| 8. The Laws of higher life | ઉચ્ચ જીવનના નિયમો<br>શ્રી. મણિલાલ નથુભાઈ દોશી |
| 9. The Doctrine of the Head | હૃદયવાદ<br>શ્રી. પરશુરામ ક. મહેતા |
| 10 Studies in the Bhagavat gita | ભગવદ્ ગીતા અધ્યયન<br>શ્રી. મણિલાલ નથુભાઈ દોશી |
| 11. Elementary Text Book of Religions. | સનાતન ધર્મગ્રંથાવલિ ભાગ ૧–૨ |
| 12. Three Paths | જ્ઞાન, ભક્તિ અને કર્મ |
| 13. Story of the Great War | મહાભારત<br>શ્રી. પ્રાણજીવન ઓધવજી ઠક્કર |
| 14. Ramachandra, the Ideal King. | રામચંદ્ર<br>શ્રી. પ્રાણજીવન ઓધવજી ઠક્કર |
| 15. Lives of Alcyone | ( જ્યોતિની કાર્યસીમા ) |
| 16. Ancient Ideals in modern form | હિન્દુસ્તાનની ઉન્નતિનો માર્ગ |
| 17. The Meaning & Use of Pain | દુઃખનો અર્થ અને તેનો ઉપયોગ |
| 18. Man— his Nature and Power | મનુષ્ય—તેનો સ્વભાવ અને શક્તિ |
| 19. The Master | મહાત્મા અથવા જીવનમુક્ત |
| ૨૦. એની બેસન્ટ વ્યાખ્યાનમાળા | અનુવાદક શ્રી મનમોહનદાસ દયાલદાસ |
| ૨૧. ડૉ. એની બેસન્ટનું મહાસભાના પ્રમુખ તરીકેનું* વ્યાખ્યાન. | |

સમ્પાદક : શ્રી. ભૂપતરાય મહેતા.

* આ યાદી તૈયાર કરવામાં બહેન શ્રી ઈન્દુમતી. બા. મહેતા અને અમદાવાદ થીઓસોફિકલ લૉજના લાયબ્રેરિયન શ્રી મગનલાલ શાહે મદદ કરી છે.

# જગતભરમાં ઊજવાયેલ ભગવતી બેસન્ટ શતાબ્દી ઉત્સવનો ટૂંકો હેવાલ (પરિશિષ્ટ–૩)

ભગવતી બેસન્ટ શતાબ્દી (૧ ઑક્ટોબર ૧૯૪૭) માટે ઉત્સવ ઊજવવાની શરૂઆત આ રીતે થઈ. ડૉ. બેસન્ટ શતાબ્દી ઊજવવાનો વિચાર પ્રથમ ડૉ. એરુન્ડેલે ૧૯૪૪માં મૂક્યો. (આ લેખકે તે સંબંધીની વાત સુરત થીઓસોફિકલ લૉજના તે વખતના મંગળવારના જ્યુનિયર અભ્યાસવર્ગમાં કરી હતી) પણ એ મહાપુરુષનું (ડૉ. એરુન્ડેલનુ) ૧૯૪૫મા અવસાન થયુ તેથી એમની અભિલાષા પોતાના સ્થૂલ દેહમાં તો મૂર્તિમંત ન થઈ શકી.

આ પછી ૧૯૪૬ના જુલાઈમાં ડૉ. એરુન્ડેલને સ્થાને સર સી. પી. રામસ્વામી આયરના પ્રમુખપણા નીચે બેસન્ટ શતાબ્દી ઉત્સવ સમિતિએ પોતાનું કાર્ય આગળ ધપાવવા પ્રયાસ કર્યો.

બેસન્ટ શતાબ્દી ઉત્સવ સમિતિનો મુખ્ય હેતુ, ડૉ. બેસન્ટની થીઓસોફિકલ શાળા કે જેમાં વ્યક્તિને પોતાના સ્વભાવ (ray) અને વિકાસ પ્રમાણે કેળવણી અપાવવાનો તથા આર્થિક અને સાંસ્કારિક રીતે તેને પોષવાનો તથા રુક્મિણી દેવીના કલાક્ષેત્રના કાર્યને આર્થિક અને સાંસ્કારિક સહાય આપવાનો તથા ડૉ. મેરીઆ મોન્ટેસરીના જેવા પ્રવીણ શિક્ષણશાસ્ત્રીઓની નીચે શિક્ષકો–કેળવણીકારો માટેની તાલિમશાળા ઊભી કરી તેને પોષવાનો હતો.

આ સર્વ માટે રૂ ૩૦ લાખનુ એન્ડાઉમેન્ટ ફંડ ઊભું કરવા વિચાર ચાલતો હતો. અને એને માટે બેસન્ટ સેન્ટીનરી ટ્રસ્ટ, રજિસ્ટ્રેશન ઑફ સોસાઈટીઝ એક્ટ (ઈન્ડિયા) એક્ટ ૨૧, ૧૮૬૦ પ્રમાણે, રજિસ્ટર કરવામાં આવ્યુ હતું.

આને માટે પ્રચારકાર્ય શરૂ થયું પ્રેસ–કૉન્ફરન્સો (પત્રકારોની પરિષદો) ગોઠવવામાં આવી. જેમાં શ્રી દેવદાસ ગાંધી જેવાઓએ પણ અડ્યાર આવી ભાગ લીધો હતો.

અડ્યારમાં બેસન્ટ શતાબ્દી ઉત્સવની શરૂઆત, કાળિદાસના કુમારસંભવના ભારતનાટ્ય પ્રમાણે નૃત્ય–નાટિકા ભજવીને કરવામાં આવી હતી.

પહેલી ઑક્ટોબર ૧૯૪૭ની પ્રભાતે અડ્યારમાં બોય સ્કાઉટ રેલી કરવામાં આવી હતી. ત્યારબાદ કલકત્તા યુનિવર્સિટીના પ્રો ઓ. સી. ગંગુલીના હસ્તે હિંદની કલા અને કારીગરીનું એક કલાપ્રદર્શન યોજવામાં આવ્યુ હતું.

સાંજના ૫–૩૦ વાગે અડ્યારમાં બેસન્ટ શતાબ્દી ઉત્સવની સભા અડ્યારના જાણીતા વડ નીચે કરવામાં આવી હતી, તેમાં તે વખતના ગવર્નર જનરલ લૉર્ડ માઉન્ટબેટન ઑફ બર્મા, મહારાજા ઑફ ત્રાવણકોર, શ્રી. સરોજિની નાયડુ, રાજકુમારી અમૃતકોર, શ્રી. જવાહરલાલ આદિના પ્રેરક સંદેશા વંચાયા હતા.

તેને બીજે દિવસે, બીજી ઓક્ટોબરે અદ્યાર પુસ્તકાલયનો હીરકમહોત્સવ ઊજવવામાં આવ્યો હતો. અને એને અંગે બ્રહ્મવિદ્યા સામયિકનો હીરક-મહોત્સવ-અંક પ્રગટ કરવામાં આવ્યો હતો.

તા. ૪-૧૦-૪૭ના રોજ સાંજના બંગાળના સર ગધાકુમુદ મુકરજીએ 'બેસન્ટ—એક નેતા' પર વિદ્વત્તાભર્યું ભાષણ આપ્યું હતું. તે ઉપરાંત તે પ્રસંગે જસ્ટિસ ચંદ્રશેખર આયર વગેરે પણ પ્રસંગોપાત બોલ્યા હતા.

અદ્યાર બેસન્ટ શતાબ્દી ઉત્સવમાં શ્રી. રુક્મિણીદેવી એરુન્ડેલ, ડૉ. શ્રીનિવાસમૂર્તિ આદિએ આગળ પડતો ભાગ ભજવ્યો હતો. અને ગુજરાતમાંથી શ્રી. લીલાવતી મુનશીએ પણ તેમાં સારો ભાગ લીધો હતો.

બેસન્ટ શતાબ્દી ઉત્સવ પ્રસંગ વડે પોષવાની સંસ્થાઓમાંથી બેસન્ટ થીઓસોફિકલ સ્કૂલ અને કલાક્ષેત્ર ડૉ. બેસન્ટ પછી થોડા જ સમયે સ્થાપવામાં આવ્યાં હતાં. બેસન્ટ થીઓસોફિકલ સ્કૂલની કારકિર્દી એને માટેના સરકારી રીપોર્ટ પરથી સારી જણાતી હતી.

ડૉ. એરુન્ડેલ મોન્ટેસરી ટ્રેઈનિંગ સેન્ટર (તાલિમકેન્દ્ર)ની યોજના ૧૯૪૫ના ડિસેમ્બરની પહેલીએ (ડૉ. એરુન્ડેલનું અવસાન ૧૨મી ઓગષ્ટ ૧૯૪૫માં થયું.) મેરિઆ મોન્ટેસરીએ શ્રી. રાજગોપાલાચાર્ય (ભારતના છેલ્લા ગવર્નર જનરલ)ના પ્રમુખપણા નીચે મૂકી. આ શિક્ષકતાલીમ કેન્દ્રને મદ્રાસની સરકારે માન્ય કર્યું. અને ત્રાવણકોરની સરકારે એમાં અભ્યાસ લેવા કેટલાક શિક્ષકોને મોકલ્યા અને રૂ. ૨૫૦૦૦નું દાન કર્યું.

જગતમાં બેસન્ટ શતાબ્દી ઉત્સવ યોગ્ય રીતે ઊજવવા નિમાયેલી કમિટીમાં સર સી. પી. રામસ્વામી આયર (પ્રમુખ) અને જસ્ટિસ એન. ચંદ્રશેખર આયર ઉપપ્રમુખ, શ્રીમતી રુક્મિણીદેવી મંત્રી અને મિ હેન્રી હોચનર અને ડૉ. જી. શ્રીનિવાસમૂર્તિ સંયુક્ત ખજાનચીઓ નિમાયા હતા.

પહેલી ઓક્ટોબર ૧૯૪૭ પ્રસંગે જેમ્સ કઝિન્સના તંત્રીપદ નીચે "ધી એની બેસન્ટ સેન્ટીનરી બુક" (એની બેસન્ટ શતાબ્દી ગ્રંથ) પ્રગટ કરવામાં આવ્યો હતો. એમાં જગતના અને ખાસ કરીને હિન્દના મહાપુરુષોની ડૉ. બેસન્ટને શ્રદ્ધાંજલિ છે. એમાં મુખ્ય લેખો બર્નાર્ડ શૉ, ગાંધીજી, પંડિત જવાહરલાલ, વિલ્યમ સ્ટેડ, શ્રી. માલવીયાજી, શ્રી. એન. શ્રીરામ, શ્રી. રુક્મિણીદેવી અને શ્રી. જિનરાજદાસની કલમથી લખાયા છે.

## બનારસમાં ડૉ. બેસન્ટ શતાબ્દી ઉત્સવ

બનારસમાં તે ૨૦મી સપ્ટેમ્બરથી ૧લી ઓક્ટોબર સુધી ૧૨ દિવસ ઊજવાયો હતો. એ ઉત્સવ દરમ્યાન થીઓસોફિકલ કમ્પાઉન્ડના વાસીઓ "શાંતિકુંજ"માં એમના ઓરડામાં સવારના ધ્યાન કરવા આવતા હતા. ૨૦મી સપ્ટેમ્બરના જાહેર વ્યાખ્યાનોની શરૂઆત ડૉ. ઈકબાલ નારાયણ ગુર્ટુએ કરી હતી. ૨૧મી સપ્ટેમ્બરે થીઓસોફિકલ સ્કૂલ તરફથી રાજઘાટમાં ગમનગમતો યોજાઈ હતી. ૨૨મીએ શ્રી. રોહિત મહેતાએ ડૉ. બેસન્ટના ૧૮૪૭થી ૧૮૮૯નાં ઉગ્રકાળમાંનાં ૪૨ વર્ષના કાર્ય અને જીવનનો હેવાલ એપીડાયોસ્કોપ દ્વારા આપ્યો હતો. ૨૪મી સપ્ટેમ્બરે ઓર્ડર ઓફ ધી રાઉન્ડ ટેબલની સભા તેના રક્ષક (પ્રોટેક્ટર) બેસન્ટના માનમાં થઈ હતી. તે જ રાત્રે ભાઈશ્રી રોહિતભાઈએ ડૉ. બેસન્ટના કેળવણી અને ધાર્મિક કાર્યનો હેવાલ મેજિકલેન્ટર્ન દ્વારા આપ્યો હતો. તા. ૨૭મી સપ્ટેમ્બર ૧૯૪૭ના રોજ બેસન્ટ થીઓસોફિકલ સ્કૂલના મેદાનમાં, એક સ્કાઉટ રેલી કરવામાં આવી હતી. તે હિન્દુ સ્કાઉટ

એસોસીએશનની બનારસશાખા તરફથી યોજવામાં આવી હતી. તેમાં ૧૦૦થી વધારે સ્કાઉટોએ (છોકરા–છોકરીઓએ મળી) ભાગ લીધો હતો. ત્યારબાદ એક દિવસ સંગીતની હરીફાઈનો જલસો—જેમાં જીતનાર નિશાળને ડૉ. બેસન્ટનો કપ ( બદલે વીણા ) દર વર્ષે આપવાનું નક્કી થયું હતું તે થયો હતો. ત્યારબાદ એક દિવસ બેસન્ટ સ્કૂલ–કોલેજ તરફથી નાટ્યપ્રયોગ–સંગીત અને નૃત્યનો જલસો—થયો હતો.

તા. ૧લી ઓક્ટોબર ૧૯૪૭ના રોજ ૫–૩૦ વાગે થીઓસોફિકલ સોસાયટીના મેદાનમાં ડૉ. રાજેન્દ્રપ્રસાદની ગેરહાજરીને લીધે બાબુ ભગવાનદાસના પ્રમુખપણા નીચે બેસન્ટ શતાબ્દી ઉજવાઈ હતી. તેમાં નીચે જણાવેલી સંસ્થાઓએ ભાગ લીધો હતો—(૧) થીઓસોફિકલ સોસાયટી, (૨) બનારસ શહેર કોંગ્રેસ સમિતિ, (૩) ધી બનારસ હિન્દુ યુનિવર્સિટી, (૪) ધી સર્વિસેલી ટ્રસ્ટ, (૫) શ્રી નાગરી પ્રચારિણી સભા, (૬) શ્રી કાશી સેવાસમિતિ, (૭) ધી બેસન્ટ કૉલેજ, (૮) ધી બેસન્ટ થીઓસોફિકલ સ્કૂલ, (૯) સ્ત્રીઓ માટેની વસન્ત કૉલેજ, (૧૦) શ્રી મહિલા કોંગ્રેસ, (૧૧) અખિલ હિન્દની મહિલા પરિષદની બનારસની શાખા, (૧૨) ધી હિન્દુસ્તાન સ્કાઉટ એસોસીએશન, (૧૩) ધી મહાબોધિ સોસાયટી, (૧૪) ધી શીખ ગુરુદ્વાર, (૧૫) ધી ઓલ ઇંડિયા ફેડરેશન ઓફ યંગ થીઓસોફિસ્ટ, (૧૬) ધી કલચરલ એસોસીએશન, (૧૭) ધી કાશીતત્ત્વ સભા, (૧૮) શ્રી અરુન્ડેલ લૉજ, (૧૯) શ્રી. રુક્મિણીદેવી લૉજ, (૨૦) શ્રી. નચિકેતા લૉજ ( બનારસ હિન્દુ યુનિવર્સિટી ), (૨૧) ધી એની બેસન્ટ યુથ લૉજ. એ સભામાં ડૉ. બાબુ ભગવાનદાસ, શ્રી. ગોવિન્દ માલવીયા, શ્રી. કમલાપતિ ત્રિપાઠી, ડૉ. પ્રકાશ ગુપ્ત, સરદાર જગતસિંહ અને શ્રી. રોહિત મહેતાએ વ્યાખ્યાનો કર્યાં હતાં. આ રીતે બનારસમાં બેસન્ટ સેન્ટીનરી શાનદાર રીતે ઊજવાઈ હતી.

ન્યુ દિલ્હીમાં ડૉ. બેસન્ટ શતાબ્દી તા. ૧–૧૦–૧૯૪૭ના રોજ ઊજવાઈ તેમાં મુખ્ય વક્તા પ્રો. ભરતરામ, શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય અને ડૉ. સૈયદહુસેન હતા.

**મુંબઈમાં બેસન્ટ શતાબ્દી :** ચાર મહિનાથી ત્યાં કોન્સર્ટસ અને સીનેમા શો બેસન્ટ શતાબ્દી અંગે ચાલતાં હતા. તેનો હેતુ બેસન્ટ શતાબ્દી માટે નાણાં એકઠાં કરવાનો હતો. મુંબઈમાં બેસન્ટ શતાબ્દી ૨૦મી સપ્ટેમ્બરથી ૫મી ઓક્ટોબર ૧૯૪૭ સુધી ઊજવવામાં આવી હતી. અંગ્રેજી અને ગુજરાતી પત્રો અને સામાયિકોમાં ડૉ. બેસન્ટ વિષે લેખો આપવામાં આવતા હતા. ૨૦મી સપ્ટેમ્બરે બેસન્ટ હૉલ–બ્લેવેટસ્કી લૉજમાં એક સભા રાખવામાં આવી હતી. ૨૧ સપ્ટેમ્બરે થીઓસોફિકલ કૉલોની જુહુમાં આખો દિવસ એને અંગે ઊજવાયો હતો ૨૫મી સપ્ટેમ્બરે શાંતિ લૉજમાં બેસન્ટ શતાબ્દી અંગે શ્રી. અલ્પાઈવાલા, શ્રી. કરાકા તથા શ્રી. મિલિમોરાએ પ્રવચન કર્યાં હતા. ૨૭મી સપ્ટેમ્બરે દાદરમાં ત્યાંની ધી. બી. લૉજ તરફથી સભા કરવામાં આવી હતી. તેના પ્રમુખ મુંબઈના શેરીફ મીઠા લામા થયા હતા. તેમાં બીજા વક્તાઓમાં એરચંદ ખોરશેદ ડાબુ, મિ. હોમી બનાજી એડવોકેટ મુખ્ય હતા. ૨૮મી સપ્ટેમ્બરે વસંતલૉજ સાન્તાક્રુઝ તરફથી એક જાહેર સભા બોલાવવામાં આવી હતી અને ધ્રુવ હૉલ દાદરમાં મજેશ્વ લૉજ તરફથી તેજ દિવસે એક બીજી સભા ભરવામાં આવી હતી. તેના પ્રમુખ પ્રો. એન. આર. પાઠક હતા. યુવક મંડળો અને યુથ લાલ્જે તા. ૨૯મી સપ્ટેમ્બરે એક સભા યોજી હતી, જેના પ્રમુખ મિસ ખાંડવાલા હતાં. તેવી જ રીતે તા. ૨૬મી સપ્ટેમ્બરે કૃષ્ણ ધર્માલય લૉજ, મજેશ્વ લૉજ અને બીજી સાત મરાઠી સોસાયટી તરફથી બેસન્ટ શતાબ્દી અંગે સભાઓ યોજવામાં આવી હતી.

તા. ૧લી ઓક્ટોબર ૧૯૪૭ના શતાબ્દી દિને સુંદરાબાઈ હૉલમાં ઓનરેબલ શ્રી. એમ. સી.

છાગલા—મુંબઈ હાઈકોર્ટના એક્ટિંગ ચીફ્ જસ્ટિસ, અને મુંબઈ યુનિવર્સિટીના વાઇસ ચેન્સેલરના પ્રમુખપણા નીચે એક સભા ભરાઈ હતી. તેમાં મુખ્ય વક્તાઓમાં લેડી રામગવ, દસ્તુર કુટાર અને જમનાદાસ દ્વારકાદાસ હતા. તે ઉપરાંત બીજી ઓક્ટોબરે વાંદરામાં એક સભા આના અંગે યોજવામાં આવી હતી. તેના પ્રમુખ જમનાદાસ દ્વારકાદાસ અને મુખ્ય વક્તા તારાપોરવાલા અને જમુ દાણી હતાં. તે ઉપરાંત થાણામાં એ પ્રસગે એક રેલી અને ન્યુ ઈરા સ્કૂલમાં સ્કાઉટ એસોસીએશનની એક સભા ભરવામાં આવી હતી તથા મુંબઈની પ્રાંતીય કોંગ્રેસ સમિતિ તરફથી જીન્ના હોલમાં એક જાહેર સભા ભરવામાં આવી હતી. આ રીતે મુંબઈમાં બેસન્ટ શતાબ્દી ઉત્સવ બહુ સફળતાપૂર્વક ઉજવાયો હતો.

**પૂના અને મહારાષ્ટ્રમાં શતાબ્દી ઉત્સવ :** પૂનાના સદ્ગત શ્રી. એન. સી. કેળકરના સહ્યાદ્રિ માસિકમાં ડૉ. બેસન્ટ વિષે ૯ એક લેખો પ્રગટ થયા હતા તેમજ ત્યાંના 'શ્રી', 'ભગિની', 'ગુરુદેવ' અને 'આનંદ' માસિકોમાં પણ એમના વિષે લેખો પ્રગટ થયા હતા. તેમજ ત્યાંના જાણીતા કેસરી વગેરે પત્રોમાં તેમના વિષે પ્રશસ્તિના લેખો પ્રગટ થયા હતા.

મહારાષ્ટ્રમાં ડૉ. બેસન્ટનું 'बेसन्ट चरित्र' નામનું જીવનચરિત્ર લખાયું છે. તેમાં ડી. બી. લેલેએ ડૉ. બેસન્ટના હિન્દ પરના રાષ્ટ્રગીતનો અનુવાદ કર્યો છે. ઉપરનું બેસન્ટ ચરિત્ર શ્રી. આર. એસ. ભાગવતે રચ્યું છે, અને તે એક ઉત્તમ કોટીનું જીવનચરિત્ર છે. તે ઉપરાંત તેમના વિષે કાવ્યો અને દરિદ્રયા વગેરે ત્યાં યોજવામાં આવ્યાં હતાં.

મહારાષ્ટ્ર બેસન્ટ શતાબ્દી ઉત્સવના શ્રી. એન. સી. કેળકર પ્રમુખ અને ડૉ. ડી. કે. કર્વે અને શ્રી. એલ. આર. ગોખલે ઉપપ્રમુખ બન્યા અને શ્રી. જી. આર. ભાબડે તેના સેક્રેટરી તરીકે નિમાયા હતા. તે દ્વારા બેસન્ટ શતાબ્દી અંગે, ડૉ. બેસન્ટના વિવિધ જીવનના પ્રસંગો વિષે એક સુંદર વ્યાખ્યાનમાળા યોજવામાં આવી હતી.

મહારાષ્ટ્ર થીઓસોફિકલ ફેડરેશન તરફથી બેસન્ટ શતાબ્દી અંગે લગભગ રૂ. ૯૭૭૧-૦-૦ એકઠા કરવામાં આવ્યા હતા. તેમાં અધાર (વર્દ) બેસન્ટ કોમેમોરેટિવ ફંડમાં કુલ રૂ. ૩૧૭૫-૦-૦ અને બાકીના રૂ. ૬૫૯૬) બેસન્ટ સેન્ટીનરી (ફન્ચરલ) ટ્રસ્ટમાં ભરવામાં આવ્યા હતા. એમાં મુખ્ય ફાળો એમ. એમ. રાજસાહેબ શ્રી. સી. એ. પટવર્ધન-સાંગલીવાળાનો હતો. તેમણે અધાર (વર્દ) કોમેમોરેટિવ ફંડમાં રૂ. ૨૦૦૦) અને બેસન્ટ સેન્ટીનરી (ફન્ચરલ) ટ્રસ્ટને રૂ. ૩૦૦૦) ભર્યા હતા. તે ઉપરાંત પૂના લોજ ટી. એસ. તથા થીઓસોફિકલ લોજ બવતમાલ (વરાડ)નો સારો ફાળો હતો.

બેસન્ટ શતાબ્દી ઉત્સવના સત્રનું ઉદ્ઘાટન : કલકત્તામાં વેસ્ટ બેંગાલના ગવર્નર સદ્ગતના પ્રમુખપણા નીચે થયું હતું. અને કટકમાં બેસન્ટ શતાબ્દી સભાનું પ્રમુખસ્થાન ઓરિસાના વડા પ્રધાને લીધું હતું.

આ ઉપરાંત બિહારના ઘણા લોજોમાં બેસન્ટ શતાબ્દી ઉત્સવની યોગ્ય ઉજવણી કરવામાં આવી હતી. તેમાં ડૉ. બેસન્ટના કાર્ય અને બેસન્ટ શતાબ્દી ઉત્સવનો હેતુ સમજાવતી નાની નાની પત્રિકાઓ પ્રગટ કરવામાં આવી હતી.

વળી દિલ્હી અને કાશ્મીરમાં પણ બેસન્ટ શતાબ્દી સારી રીતે ઉજવાઈ હતી. કાનપુરમાં બેસન્ટ શતાબ્દીનો કાર્યક્રમ ત્રણ મહિના સુધી ચાલ્યો હતો. આ ઉપરાંત મદ્રાસ, સિકંદ્રાબાદ અને ટંકોર વગેરે તામિલ થીઓસોફિકલ ફેડરેશનના કેંદ્રોમાં પણ બેસન્ટ શતાબ્દી ઉત્સવ યોગ્ય રીતે ઉજવવામાં આવ્યો હતો.

યુવકોએ પણ આ ઉત્સવમાં પોતાનો સારો ફાળો આપ્યો હતો. કેટલાક સ્થળોમાં તો બેસન્ટ શતાબ્દી માટે નાણાં ઉઘરાવવા યુવકોએ રંજનકાર્યક્રમ પણ યોજ્યા હતા.

ટૂંકમાં બેસન્ટ શતાબ્દી અખિલ હિન્દમાં સારી રીતે ઊજવાઈ હતી. કેટલાક લોજોમાં મહિના સુધીનો કાર્યક્રમ યોજાયો હતો. અને કેટલેક સ્થળે ૨૦મી સપ્ટેમ્બરથી ૧લી ઑક્ટોબર ૧૯૪૭ સુધી કાર્યક્રમ યોજાયો હતો. ૧લી ઑક્ટોબર ૧૯૪૭ના રોજે તો ઘણે સ્થળે જાહેર સભાઓ ભરવામાં આવી હતી, જેમાં બહારના અગ્રગણ્ય નેતા તથા નાગરિકોએ પોતાનો સારો ફાળો આપ્યો હતો. હિન્દના ઘણાં પત્રો અને સામયિકોમાં બેસન્ટ શતાબ્દી વિષે ખાસ તંત્રીસ્થાનેથી લખાયલા લેખો અને બીજા ખાસ લેખો આવ્યા હતા. તેમાં ખાસ કરીને 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' નો અગ્રલેખ ખાસ અગત્યનો ગણી શકાય.

બેસન્ટ શતાબ્દી ઉત્સવ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં પણ સારી રીતે ઊજવાયો હતો. તેને માટે ગુજરાત-સૌરાષ્ટ્ર થીઓસોફિકલ ફેડરેશનના મંત્રી વેણીશંકર ભટ્ટ અને શ્રી. કેશવલાલ જાની; તે વખતના તેમના સહમંત્રીએ 'બેસન્ટ શતાબ્દી ફંડ' માટે એક પત્રિકા પ્રગટ કરી હતી. તેમાં તેને માટે નાણાં એકઠાં કરવા તથા તેને માટે કાર્ય યોજવા સારો સૂચના કરવામાં આવી હતી. શ્રી. હરજીવન કાળિદાસ મહેતા તે વખતની ભાવનગર ધારાસભામાં ઉપપ્રમુખ અને હાલની ભાવનગર મ્યુનિસિપાલિટીના પ્રમુખ કે જેઓ ગુજરાત-કાઠિયાવાડ ફેડરેશન તરફથી અખિલ હિન્દની બેસન્ટ શતાબ્દી ઉત્સવ સમિતિના એક સભ્ય હતા, તેમણે પણ સારી મદદ કરી હતી. તેમણે એના સંબંધી 'બેસન્ટ શતાબ્દી'ની આઠ લેખમાળાઓ 'જ્યોતિ'માં પ્રગટ કરી હતી. તેમાં બેસન્ટ શતાબ્દી ઉત્સવ માટે થતા કાર્યનો ખ્યાલ આપવામાં આવતો હતો. એને માટે ગુજરાત-સૌરાષ્ટ્ર ભરમાંથી નાણાં એકઠા કરવામાં તેમણે તથા શ્રી. વેણીશંકર ભટ્ટ, વડોદરા રાજ્યના નાયબદીવાન શ્રીયુત છોટાલાલ સુતરિયા, અમદાવાદ કર્વે કૉલેજના પ્રોફેસર શ્રીમતી ઇન્દુમતી મહેતા, સુરતના ડૉ. કરસુખભાઈ દોરા તથા તેમના ભાઈ શ્રી. સત્યસુખરામ દોરા અને તે વખતના ભરૂચના અને હાલ ગોધરાના ચિટનિસ શ્રી. ભૂપતરાય બારોટ વગેરે જવાબદાર વ્યક્તિઓએ આપણા પ્રાંતમાં ફંડ એકઠું કરવા પ્રયાસ કર્યો હતો. આ ઉપરાંત ગુજરાત-કાઠિયાવાડની શતાબ્દી સમિતિમાં દરબાર શ્રી. વાજસુરવાળા સાહેબ અને શ્રી. બાપુભાઈ મો. શુક્લ પણ હતા એ સમિતિના મુખ્ય કાર્યકર તરીકે શ્રી. હરજીવન કાળિદાસ મહેતા નિમાયા હતા. વળી બેસન્ટ શતાબ્દી ઉત્સવ ઊજવવા તથા તેને માટે નાણાં એકઠા કરવા ભાવનગર, અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત આદિ શહેરોમા વિવિધ સમિતિઓ નિમાઈ હતી એ ઉપરાંત આ ફંડ માટે તેમજ શતાબ્દી કામ માટે શ્રી વેણીશંકર ભટ્ટ, શ્રી. હરજીવનભાઈ વગેરે સુરત, અમદાવાદ આદિ સ્થળોમા ફર્યા હતા. દરબાર વાજસુરવાળા સાહેબ સાથે શ્રી. હરજીવનભાઈ વઢિયા, ચાણુદેવડી, રાજકોટ, મોરબી વગેરે સ્થળે ફર્યા હતા. શ્રી. બેસન્ટ શતાબ્દી ફંડમા વઢિયા દરબારશ્રી સુરગવાળા સાહેબે રૂા. ૧૫૦૦) અને મહારાજા સાહેબ મોરબી તરફથી રૂા. ૧૧૦૦) અને હડાલા દરબાર શ્રી વાજસુરવાળા સાહેબ રૂા. ૫૦૦) ભર્યા છે.

શ્રી. જમશેદ મહેતાએ સિંધમાંથી પણ ઘણું ફંડ એકઠું કર્યું હતું.

એકંદર ગુજરાત-કાઠિયાવાડમાં બેસન્ટ શતાબ્દી સારી રીતે ઊજવાઈ હતી. પણ મધ્યમ તંત્રની એક આખી યોજના આપવાની કાંઈક ખામી જણાઈ આવતી હતી. અને લોજો અને તેમના આગેવાન કાર્યકર્તાઓ પોતપોતાની મેળે જ કાર્યક્રમ યથાશક્તિ અને યથામતિ ગોઠવતા હતા અને આ ભવ્ય પ્રસંગને

ન્યાય આપવા પ્રયત્ન કરતા હતા. આને માટે બંધુ શ્રી. સીતારામ શર્મા અને બહેન શ્રી. કમળાબ
ઠક્કરે બેસન્ટના જીવન પર પ્રસંગોચિત હરિકથાઓ, ભાવનગર, સુરત આદિ શહેરોમાં કરી હતી.

ભાવનગર લોજે બેસન્ટ શતાબ્દી ફંડમાં બધા મળી ૭૭૦૦ એકઠા કર્યાં હતા. તેમાં દર
શ્રી. સુરગવાળા (વડિયા), દરબાર શ્રી. લખધિરજી (મોરબી), દરબાર શ્રી. વાજસુરવાળા (હડાલા)નો મુ
ફાળો હતો. ત્યાં શતાબ્દી ઉત્સવ અંગે શ્રી. રવિશંકર સંતોકરામ ભટ્ટ (તે વખતના વેપારપ્રધાન)
બેસન્ટ અને સમાજ સુધારા પર ૨૧-૯-૪૭ના રોજ બોલ્યા હતા. તા. ૨૩મીએ પ્રો. રવિશંકર
જોષીએ 'ડૉ બેસન્ટ અને ધર્મભાવના' પર, તા. ૨૭મી ને શનિવારે શ્રી. મગનલાલ હ. ગાંધીએ
વખતના ન્યાયપ્રધાન) 'ડૉ. બેસન્ટ અને રાજકારણ' પર અને તા ૩૦-૯-૪૭ને મંગળવારના રો
શ્રી. ગજાનન ઉ. ભટ્ટે (તે વખતના કેળવણી પ્રધાન) 'ડૉ બેસન્ટ અને કેળવણી' ઉપર અને છે
બુધવાર તા. ૧લી ઓક્ટોબર ૧૯૪૭ને રોજ શ્રી હરજીવન કાળિદાસ મહેતાએ 'ડૉ. બેસન્ટ અ
વિશ્વબંધુત્વ' પર વ્યાખ્યાનો આપ્યાં હતાં. સર્વે વ્યાખ્યાનો માહિતીપૂર્ણ હતા ત્યાં બેસન્ટ શતાબ
બે અઠવાડિયા ઊજવાઈ.

અમદાવાદમાં પણ બેસન્ટ શતાબ્દી સારી રીતે ઊજવાઈ હતી. બેસન્ટ શતાબ્દીની શરૂઆ
તા ૧૯-૨-૧૯૪૭ના રોજ મહિલા પાઠશાળાના હૉલમાં 'બ્રુનો પરના આરોપની તપાસ' (બ્રુનો
ટ્રાયલ) અને તેના અગ્નિસ્નાનના દૃશ્યોથી થઈ, તે સારી રીતે ઊજવાયા હતા. બ્રુનો પરનું આ
નાટક શ્રી. ગોપાલને શ્રી. બેસન્ટના બ્રુનો પરના પુસ્તકમાંથી સારી રીતે ઘટાવ્યું છે. તેનો અનુવાદ શ્ર
ઈન્દુમતી બહેન તથા શ્રી. ભૂપતભાઈએ કર્યો હતો. બ્રુનો તરીકે શ્રી. રમણલાલ શાહે, ન્યાયાધીશ તરી
શ્રી. કેશવલાલ જાનીએ અને આરોપી તરીકે શ્રી. પ્રતાપરાય પારેખે સારો ભાગ ભજવ્યો હતે
એકંદર પ્રયોગ માત્ર દસ દિવસની તૈયારીમાં સારો થયો હતો.

ત્યારબાદ શ્રી. હરજીવન મહેતાએ તા. ૨૦-૩-૪૭ને રોજ હંસરાજ પ્રાગજી હૉલમાં બેસન્ટના
સંસ્મરણો પર એક મનનીય વ્યાખ્યાન આપ્યું હતું, તથા બેસન્ટ ફંડ ઉઘરાવવા સંબંધી કાર્યકરોની
એક સભા થીઓસોફિકલ લોજમાં લીધી હતી તે ઉપરાંત મુંબઈના જાણીતા થીઓસોફિસ્ટ શ્રી. સોરાબ
કરાકા ને શ્રી. વેણીશંકર ભટ્ટે અમદાવાદ અવારનવાર આવી બેસન્ટ શતાબ્દી ઉત્સવ માટે યોગ્ય સૂચનાઓ
કરી હતી. આખા વર્ષ દરમ્યાન ડૉ બેસન્ટના જીવનનાં વિવિધ અંગો પર બહેન શ્રી. ઈન્દુમતી
મહેતા, શ્રી કાશીભાઈ પટેલ, શ્રી. પ્રભાકર મહેતા, શ્રી. કેશવલાલ જાની, શ્રી રમણલાલ શાહ, શ્રી.
વાસુદેવ મહેતા તથા શ્રી. બાબુભાઈ શાહ આદિએ પ્રવચન કર્યાં હતા આંતરરાષ્ટ્રીય થીઓસોફિકલ
નેતા શ્રી. રામે તા. ૩-૮-૪૭ના રોજ પ્રેમાભાઈ હૉલમાં બેસન્ટ પર એક અતિ મનનીય વ્યાખ્યાન
આપ્યું હતું અને ત્યારે ડૉ બેસન્ટના તેમના સંસ્મરણો તાજાં કર્યાં હતાં.

બેસન્ટ શતાબ્દી નિમિત્તે એક કલાપ્રદર્શન તા. ૨૬-૯-૪૭ને રોજ શ્રી. પ્રભાકર મહેતા
અને શ્રી. ધ્રુવકુમાર જાષીપુરાએ ભર્યું હતું તે અમદાવાદની થીઓસોફિકલ લોજ તરફથી ભરાયેલા
પ્રદર્શનોમાં અપૂર્વ હતું તેમાં શ્રી. રવિશંકર રાવળ, શ્રી. કમન મહેતા ઉપરાંત અમદાવાદના અગ્રગણ્ય
ચિત્રકારો, ફોટોગ્રાફરો, કલાકારોના ચિત્રો તથા ફોટા વગેરે પ્રદર્શનમાં આવ્યા હતાં. આ કલાપ્રદર્શનનું
ઉદ્ઘાટન શ્રી. કાશીભાઈ પટેલના પ્રમુખપદાને બહેન શ્રી. ભારતીબહેન સારાભાઈએ કર્યું હતું. તે
પ્રસંગનું એમનું વ્યાખ્યાન મનનીય અને વિદ્વત્તાપૂર્ણ હતું આને માટે અન્ય કાર્યકરોમાં શ્રી. શાંતિલાલ
પટેલ, શ્રી. જમનાદાસ મોદિ, શ્રી. જ્યોતિબહેન, શ્રી જયવિદ્યાબહેન, શ્રી. મૂળચંદ ભગત, શ્રી. મણિલાલ
પટેલ, શ્રી. શાંતિલાલ રાવળ, શ્રી. ગોપાલન અને શ્રી ઈન્દુમતીબહેન, શ્રી. ચિનુલાલ મોદી, અને શ્રી.

ચીનુભાઈ મોદી મુખ્ય હતા. આ પ્રદર્શન ઘણું સફળ થયું હતું, પણ કમનસીબે એનો લાભ બહુ થોડાએ ઉઠાવ્યો હતો. માત્ર તા. ૨૭-૨૮ એ બે જ દિવસોએ પ્રદર્શન રાખવામાં આવ્યું હતું.

તા. ૩૦-૯-૪૭ના રોજ સાંજના શ્રી. મણિલાલ પટેલે મેજિક લેન્ટર્ન સ્લાઇડો દ્વારા આરોગ્યની સ્લાઇડો (ચિત્રપટીઓ) બહુ સચોટ રીતે બતાવી હતી. તા. ૧-૧૦-૪૭ના રોજ શતાબ્દી ઉત્સવ દિને શ્રીમતી હંસાબહેન મહેતાના પ્રમુખપણા નીચે શ્રી. માવલંકર, શ્રી. પ્રો. દાવર, પ્રો. ત્રિલોકેકર અને બહેન શ્રી. ઈન્દુમતીબહેને સુંદર મનનીય અને પ્રસંગોચિત વ્યાખ્યાનો કર્યાં હતાં. અને એ પ્રસંગ ઇતિહાસમાં યાદગાર રહે એવી સભાની હાજરી હતી.

તા. ૩-૧-૧૯૪૭ના રોજ પ્રેમાભાઈ હૉલમાં એક સુંદર કૉન્સર્ટ ભજવવામાં આવ્યું હતું. તે પ્રસંગે 'જે શક્તિએ હિંદને જાગ્રત કર્યું" એ જાણીતું કવિ શ્રી. રાયચુરાનું ભગવતી બેસન્ટ પરનું કાવ્ય ગવાયું હતું. આ કૉન્સર્ટ અમદાવાદની ગર્લ્સ હાઈસ્કૂલ, મહિલા પાઠશાળા આદિ વિવિધ શિક્ષણની સંસ્થા તરફથી ભજવાયું હતું. તેમાં બહેન શ્રી. ગીતાનો ધીખણનો નૃત્યપ્રયોગ બહુ આકર્ષક નિવડયો હતો. કૉન્સર્ટ માટે બહેન શ્રી. ઈન્દુમતીબહેનને શ્રી. ગોપાલન અને પ્રો. અને મિસિસ ત્રિલોકેકરનો સારો સાથ મળ્યો હતો. આખો પ્રયોગ સફળ થયો હતો અને તેથી બેસન્ટ ફંડમાં રૂા ૭૦૦૦) જેટલાં નાણાં એકઠાં થયાં હતાં. પણ બેસન્ટ વિષે એમાં કોઈ નાટ્યપ્રયોગનું દૃશ્ય ન હતું એ ઉણપ એમાં જણાઈ આવતી હતી.

**સુરતમાં બેસન્ટ શતાબ્દી** બે મહિના સુધી ઊજવાઈ હતી. તેમાં આચાર્ય ખુરશેદ દાણુ, ગુજરાતના સ્કાઉટ ઑર્ગેનાઈઝર ગુણવંતરાય ભટ્ટ, બધુ સીતારામ, શ્રી. વેણીશંકર ભટ્ટ, ડૉ. કરસુખ હોરા (ડૉ. બેસન્ટ અને સમાજસેવા), શ્રી. સત્યસુખરામ હોરા (ડૉ. બેસન્ટ અને હિન્દનું કાર્ય), શ્રી. વિજયરાય વૈદ્ય, શ્રી. પ્રબલ કાજી, શ્રી. રણછોડભાઈ મહેતા વગેરેએ વ્યાખ્યાનો-વિચારો દ્વારા સારો ફાળો આપ્યો હતો. તેમજ ઑક્ટોબર માસમાં પ્રિન્સિપાલ શ્રી. મગનલાલ વ્યાસે બેસન્ટ અને કેળવણી પર, શ્રી. જમનાદાસ દ્વારકાદાસે બેસન્ટની સેવા પર તથા શ્રી. લલિતમોહન ગાંધીએ બેસન્ટની વિચારશક્તિ તથા કવિશ્રી ગોકુળદાસ રાયચુરા તથા શ્રી. ચંદ્રાબહેન પાઠકજીએ, સ્ત્રીકેળવણીકાર બેસન્ટ પર વ્યાખ્યાનો આપ્યાં હતાં. તેમજ પ્રો. અતિસુખશંકર ત્રિવેદીએ 'હિન્દની જાગૃતિમાં બેસન્ટનું સ્થાન' પર અને શ્રી. નટવરલાલ વીમાવાળાએ પણ વ્યાખ્યાનો આપ્યા હતાં. તેમજ મિ. ભરૂચાએ, મિ. સી. સી. શાહે, (શ્રી. મગનલાલ વ્યાસના ભાષણમાં પ્રમુખસ્થાને) અને મિ. ડોટીવાલા વગેરેએ સારો ફાળો આપ્યો હતો.

સુરતમાં બેસન્ટ શતાબ્દીની ખાસ વિશેષતા એ હતી કે તેમાં તા. ૧૯-૧૦-૪૭ને રોજ સ્ત્રીઓએ યોજેલું એક આનંદ બજાર ભરાયું હતું. તેમાં સ્વાદિષ્ટ તથા આરોગ્યપ્રદ-ઘરથી બનાવેલી-ખાદ્ય વસ્તુ આપવામાં આવતી. આ ઉપરાંત 'રિચ્યુઅલ ઑફ ધી મિસ્ટિક સ્ટાર' અને નારાયણ-પૂજા આદિ પણ કરવામાં આવી હતી. અને ભજનો, કથાઓ, ગરબા અને કૉન્સર્ટનો કાર્યક્રમ પણ પ્રસંગોચિત યોજાયો હતો. શતાબ્દી નિમિત્તે થીઓસોફિકલ સોસાયટીના સભ્યો તથા ઈતર જનોએ સારો ભાગ લીધો હતો અને આખો પ્રસંગ ભવ્ય અને સફળ બનાવ્યો હતો. અને સુરત લૉજમાં બેસન્ટ શતાબ્દી ફાળામાં રૂા. ૩૩૦૦) જેટલો ફાળો ભરાયો હતો. તે સરખે ભાગે શ્રી. રાજાજીના વર્લ્ડ કોમેમોરેશન ફંડ અને શ્રી. રુક્મિણીદેવીના કલ્ચરલ ફંડમાં આપવામાં આવ્યો હતો.

**વડોદરામાં** પણ **બેસન્ટ શતાબ્દી** તા. ૨૦-૯-૪૭ થી તા. ૫-૧૦-૪૭ સુધી સારી રીતે ઊજવાઈ. તેમાં વક્તાઓમાં નામદાર ગણેશ વાસુદેવ માવલંકર ( તા. ૨૪-૯-૪૭ ), શ્રી. દાજી નાગેશ

આપ્ટે (તા. ૨૭-૯-૪૭) અને શ્રી. રાયચુરા, શ્રી. સુતરિયા (તા. ૧-૧૦-૪૭) મુખ્ય હતા. બેસન્ટ શતાબ્દી મહોત્સવ સમિતિ વડોદરાના શ્રી. યોગિનીબહેન હોરા, અને શ્રી. કાંતિભાઈ સુતરિયા મંત્રીઓ હતા.

બેસન્ટ શતાબ્દી નિમિત્તે વડોદરામાં શ્રી. ગોકુળદાસ રાયચુરા કૃત "એની બેસન્ટ" (બે અંકી નાટિકા) સારી રીતે ભજવાઈ હતી. તેમાં એની બેસન્ટ તરીકે શ્રી. યોગિનીબહેન હોરા, યોગિની મૈયા બ્લેવટસ્કી તરીકે શ્રી. શોભા સુતરિયા, ચાર્લ્સ બ્રેડલો તરીકે શ્રી. બુદ્ધિચંદ્ર શાહ અને જ્યોર્જ એરુન્ડેલ તરીકે શ્રી. કાંતિલાલ સુતરિયા અને બાપુજી તરીકે શ્રી. ડૉ. શાંતિલાલે સારો ભાગ ભજવ્યો હતો. ત્યાં 'બેસન્ટ-નાટિકા' આદિથી રૂ. ૩૦૦૦) એકઠા થયા હતા.

ભરૂચમાં પણ શતાબ્દી સારી રીતે ઊજવાઈ હતી. તેમાં ત્યાંના લોજના તે વખતના સેક્રેટરી બંધુ શ્રી. નવીનચંદ્ર પંડ્યા, બંધુ શ્રી. ગુણવંતરાય ભટ્ટ (સ્કાઉટ-ઓર્ગેનાઈઝર), શ્રીમતી ડૉ. ગંગુબાઈ હડકરે વગેરેએ ડૉ. બેસન્ટના જુદા જુદા જીવનપ્રસંગો પર પ્રસંગોચિત વ્યાખ્યાનો કર્યાં હતાં. તા. ૧-૧૦-૪૭ના રોજ સવારના ભારતપૂજા તથા સાંજના સ્કાઉટ રેલી યોજવામાં આવી હતી. તા. ૨-૧૦-૪૭ના રોજ બેસન્ટ પર લોજના મકાનમાં વિવિધ વ્યાખ્યાનગુચ્છ થયો હતો. તે વખતે સભ્યો અને ઈતર જનોએ પણ સારો ભાગ લીધો હતો. તા. ૨૬-૯-૪૭ અને ૨૭-૯-૪૭ના રોજ સાંજના ભરૂચા હૉલમાં બેસન્ટ શતાબ્દી નિમિત્તે 'એક હી નિશાન' નો નાટ્યપ્રયોગ યોજવામાં આવ્યો હતો. તેની સાથે ડૉ. બેસન્ટના જીવનના કેટલાક ભાગો સફળ રીતે ભજવવામાં આવ્યા હતા. કૉન્સર્ટમાં કુલ રૂ. ૧૮૩૯) એકઠા થયા હતા તેમાંથી ખર્ચ અને બાલમંદિરના લાભાર્થેનો ફાળો બાદ કરતાં લોજને કુલ રૂ. ૪૪૦ મળ્યા હતા, તેમાંથી રૂ. ૨૦૦) બનારસ કેન્દ્રને અને ૨૦૦) શ્રી. રુક્મિણી દેવીના ફંડમાં મોકલ્યા હતા. આ રીતે કૉન્સર્ટ બહુ સફળ નિવડ્યું હતું. શતાબ્દી ફંડમાં લોજના સભ્યો અને ઈતર જનો તરફથી મળી રૂ. ૧૬૬૦)ની રકમ ભરૂચ આત્મવિદ્યા લોજ તરફથી મોકલવામાં આવી હતી. આ રીતે ભરૂચ લોજે પોતાનો અલ્પ ફાળો બેસન્ટ શતાબ્દી માટે આપ્યો હતો.

**ગુજરાતનાં અન્ય સ્થળોમાં બેસન્ટશતાબ્દી**—રાજપીપળામાં ૧-૧૦-૪૭ના રોજ શતાબ્દી દિને સુરતના જાણીતા વકીલ ચુનીલાલ ગાંધીએ માજી નાયબ દીવાન સાહેબ શ્રી. ચંદુલાલ મનસુખલાલ વ્યાસના પ્રમુખપણા નીચે બેસન્ટના જીવન વિષે એક મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. તે ઉપરાંત બેસન્ટશતાબ્દી ગોધરા, પાટણ, લુણા, અવિધા, શુક્લતીર્થમાં ઊજવાઈ હતી. એમાં સભ્યોએ બેસન્ટ ફંડમાં સારી રકમ મોકલાવી હતી. ગોધરાએ રૂ. ૮૫૧) મોકલાવ્યા હતા. ડેસરે રૂ. ૧૦૦) મોકલ્યા હતા.

એ સિવાય થીઓસોફિકલ સામયિકો ઉપરાંત 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા', 'બોમ્બે ક્રૉનિકલ' 'ઇન્ડિયા', 'ઇલસ્ટ્રેટેડ વિકલી' આદિ સામયિકોમાં અને ગુણસુંદરી (એમનો તો આખો ઑક્ટોબર અંક 'બેસન્ટ' અંક બન્યો હતો), બીબોધ, 'શિક્ષણ અને સાહિત્ય', 'બુદ્ધિપ્રકાશ', 'જીવનપ્રકાશ', 'કેડી' આદિ માસિકો અને જ્યોતિર્ધર આદિ પાક્ષિકો અને તે ઉપરાંત પ્રજાબંધુ, ગુજરાત સમાચાર, સંદેશ, ગુજરાતી પંચ આદિ વર્તમાનપત્રોમાં પણ સદ્ગત ડૉ. બેસન્ટ વિષે લેખો, હેવાલો આદિ પ્રગટ થયા હતા.

તે ઉપરાંત એક મૂર્તિવિધાયક શ્રી. કૃપાશંકર પંડિતે. ડૉ. બેસન્ટનાં બાવલાં બનાવ્યાં છે. ડૉ. બેસન્ટ વિષે ટીકીટો, કાર્ડો, નોટપેપર, પરબીડિયાંઓ, બિલ્લાઓ વગેરે પણ મુંબઈ, અમદાવાદ લોજ તરફથી તૈયાર કરવામાં આવ્યાં હતાં. અને આ રીતે બેસન્ટ ભાવનાનો યથાશક્તિ પ્રચાર કરવામાં આવ્યો

હતો. એ ઉપરતાં કવિ રાયચુરાએ 'બેસન્ટ' પર એક નાનું નાટક અને શ્રી. સત્યસુખરામ
દ્વારા—સુરતના લોકસેવકે—ડૉ. બેસન્ટ પર બીજું નાટક લખ્યું છે. કવિ શ્રી. રાયચુરાનું નાટક તો વડોદરા
થીઓસોફિકલ લોજ તરફથી ઉજવાયું હતું. એ ઉપરાંત તેમના કીર્તિસ્થંભ રૂપ મુંબઈના બ્લેવેટસ્કી
લોજમાં બેસન્ટ હૉલ અને સુરતનો બેસન્ટ હૉલ [સને ૧૯૩૭માં] બંધાયા છે એટલે એકંદર
લગભગ બધી કળાઓ સદ્ગત ડૉ. બેસન્ટની અમરકીર્તિના ગાન કરી રહી છે કિં બહુના.

અમેરિકા, યુરોપ વગેરે દેશોમાં પણ બેસન્ટશતાબ્દી યુદ્ધોત્તર વર્ષોના પ્રમાણમાં સારી ઉજવાઈ
હતી. અમેરિકામાં બેસન્ટશતાબ્દી ઉત્સવ માટે ત્યાંના અમેરિકન થીઓસોફિસ્ટનો ઓક્ટોબર અંક
બેસન્ટ શતાબ્દી માટે અર્પણ થયો હતો. તેમાં તેઓના જીવનની કારકિર્દીના જુદા જુદા સમયના ફોટા
પણ આપવામાં આવ્યા હતા. અમેરિકાના ૧૪૦ લોજમાંના ઘણાખરામાં ઓક્ટોબર ૧, ૧૯૪૭ એ
શતાબ્દી દિન ઉજવાયો હતો. અમેરિકાની થીઓસોફિકલ સોસાઈટીના થીઓસોફિકલ મુખ્ય મથક ઓલ-
કોટમાં પણ તે દિન સારી રીતે ઉજવાયો હતો. રુક્મિણીદેવીએ ગાયેલા 'વસન્તદેવી' નામના તામિલ
ગાયનની રેકર્ડ વગાડવામાં આવી હતી. અને શ્રી. જિનરાજદાસનો 'ડૉ. બેસન્ટનાં સંસ્મરણો' વાળો
લેખ પણ વંચાયો હતો.

યુરોપમાં બેસન્ટશતાબ્દી ઉત્સવ પણ સારી રીતે ઉજવાયો હતો. ઈંગ્લંડમાંથી ત્યાંના "Theo-
sophical News & Notes"નો તો ખાસ શતાબ્દી અંક કાઢવામાં આવ્યો હતો. પહેલી ઓક્ટોબર
૧૯૪૭ના રોજ ત્યાં સાંજના ૭ વાગે "ડૉ. બેસન્ટનાં હિન્દનાં રાજકીય કાર્ય" પર મિસિસ જોસેફ રેન્સમ
અને "તેમના પ્રાણિવર્ગના કલ્યાણ પરત્વેનાં કાર્ય" પર એક બહેન બોલ્યાં હતાં. તે પ્રસંગે શ્રી. જિનરાજ-
દાસજી પણ બોલ્યા હતા. લંડનમાં શતાબ્દી ઉત્સવમાં શ્રી જિનરાજદાસ ઉપરાંત શ્રી. એન. શ્રીરામે
પણ સારો ભાગ ભજવ્યો હતો. ત્યાં બેસન્ટ હૉલમાં ઓક્ટોબર ત્રીજી અને ચોથી ૧૯૪૭ના રોજ જીઓડોનો
જુનો પરંતુ "Flashing comet" (ઝમકતો ધૂમકેતુ) શ્રી એલેક્ષ એલ્પોરરચિત નાટક ભજવાયું
હતું. તેવી જ રીતે આયરલેન્ડમાં પણ બેસન્ટશતાબ્દી સફળ રીતે ઉજવાઈ હતી. ત્યાં બેસન્ટશતાબ્દી
ત્રીજી ઓક્ટોબરથી સોળમી ઓક્ટોબર સુધી ઉજવાઈ હતી અને તેમાં જાણીતા થીઓસોફિસ્ટ શ્રી.
જોસેફ રેન્સમ અને મિ. હેર્બર્ટ આદિએ વ્યાખ્યાન-વિચારોથી સારો ફાળો આપ્યો હતો. તેજ પ્રમાણે
સ્કોટલેંડમાં બેસન્ટશતાબ્દીદિન ખાસ કરીને એડિનબરામાં સારી રીતે ઉજવાયો હતો.

બેસન્ટશતાબ્દી ફ્રાન્સમાં પણ યુદ્ધોત્તર સ્થિતિ પ્રમાણે સારી ઉજવાઈ હતી. પેરિસમાં તેને
અંગે બે જાહેર સભાઓ થઈ હતી વળી ત્યાં તે અંગે ખાસ કામ થયું હોય તે "એની બેસન્ટનું
જીવનચરિત્ર" (Life of Annie Besant) એસ. ગ્લેચાન્ટે (S. Glachant) લખ્યું તે છે.
તે ઉપરાંત ત્યાંના બીજાં કેન્દ્રોમાં પણ બેસન્ટશતાબ્દી સારી રીતે ઉજવાઈ હતી.

બેસન્ટશતાબ્દી વિષે બીજું ખાસ જણાવવાનું એ છે કે રશિયાના મોટા સંગીતકાર અને સંગીત-
યોજક આલ્બર્ટ કોટસે કે જે હવે તો દક્ષિણ આફ્રિકામાં થીઓસોફિકલ સોસાઈટીમાં સભ્ય છે, તેમણે
ડૉ. બેસન્ટની 'વિશ્વપ્રાર્થના'ને સંગીતનું રૂપ આપ્યું છે.

પૂર્વ આફ્રિકામાં પણ બેસન્ટશતાબ્દી સારી ઉજવાઈ. મોમ્બાસા લોજમાં બંધુ શ્રી. પી. ડી
મારતરે તથા નૈરોબી લોજમાં શ્રી. અમીન એડવોકેટ તથા ત્યાંની લોજના સેક્રેટરી શ્રી. છાયાએ
સુંદર પ્રવચનો કર્યાં હતાં. જંગબારની કૃષ્ણ લોજમાં એ જયન્તી બહુ ઉત્સાહથી ઉજવાઈ હતી.
ત્યાંના પ્રમુખ બંધુ એ. એફ. કાંગાના પ્રમુખપણા હેઠળ ભજનકીર્તન તથા વ્યાખ્યાનોનો પ્રબંધ

રખાયો હતો પ્રમુખે 'બેસન્ટ મેધા કર્મયોગિની' પર અને મંત્રી શ્રી. હરકીસન દારકાદાસે ડૉ. બેસન્ટના જીવન પર સુંદર પ્રકાશ પાડ્યો હતો. સભ્યો તથા હિતેચ્છુઓથી સભા ચીકાર ભરાઈ જતી. દારે-સલામ ખાતેની નારાયણ લૉજ અને જીન્જાની શ્રી. કલ્યાણ લૉજ તથા કીસુમના લક્ષ્મી લૉજ તથા ચાકે ચાકે પેમ્બાની ભારત લૉજ તરફથી પણ એ પ્રસંગ સારી રીતે ઉજવવામાં આવ્યો હતો.

ન્યુઝીલેન્ડમાં પણ શતાબ્દી ઉત્સવ ઉજવાયો હતો તેમણે તેને માટે "Theosophy in New Zealand" [ન્યુઝીલેન્ડમાં થીઓસોફી]નો ઑક્ટોબર ૧૯૪૭નો ખાસ અંક કાઢ્યો હતો ત્યાંની લગભગ બધી લૉજોએ શતાબ્દી ઉત્સવ માટે સભાઓ ભરી હતી

ઈન્ડોનેશીઆની ચાર લૉજ — બાતેવીઆના, સીમારંગ, સોગબજા અને બેડોંગમાંથી બેડોંગમાં શતાબ્દી ઉત્સવ સારી રીતે ઉજવાયો હતો અહીં એક જાહેર સભા એ પ્રસંગે યોજવામાં આવી હતી. બાકી બધે લૉજમાં સભા તો જરૂર ભરાઈ હતી. ઈન્ડોનેશીઆમાં યુદ્ધોત્તર પરિસ્થિતિને લીધે મકાનો અને વાહનોની બહુ તાણ છે માટે ત્યાં ઉત્સવ જોઈએ તેવી રીતે ન ઉજવાયો.

આ પ્રમાણે જગતભરમાં બેસન્ટશતાબ્દી ઑક્ટોબર ૧૯૪૭ માં—બલ્કે આખા વર્ષભર સારી રીતે ઉજવાઈ.

બેસન્ટશતાબ્દી ઉત્સવ કેવી રીતે ઉજવાયો તે સમિતિના શબ્દોમાં જ કહું તો:—

"The Besant Centenary Celebrations held all over the world, as a mere list, require pages of this report, and would go through the alphabet from A (Arkonam), through B. (Belfast), to Z (New Zealand). In all of them the life and work of Dr. Besant were reinterpreted in the light of rapidly changing and in some respects ominous conditions of world-affairs. Collections towards the centenary fund were made, booklets were published in many languages, Besant memorial prizes for elocution were competed for in schools and colleges, Besant Lodges of the Theosophical Society were formed, portraits were unveiled Scout parades were held, a Besant Centenary College was inaugurated in South India, another College was renamed in her memory, popular magazines published specially illustrated supplements, art evenings, recitals of music and dance, and harikathas [musical narrations] were given It is probably not too much to claim that seldom, if ever, has the centenary of a human being been hailed over so wide an area and in such a variety of worthy ways. The cordial thanks of the Besant Centenary Celebrations Committee go to all who made the event such a unique success."

("The Besant Centenary Celebrations Committee" Report, April 1948)

અર્થાત્ બેસન્ટશતાબ્દી ઉત્સવનો હેવાલ બરાબર લખવો હોય તો પાનાનાં પાનાં ભરાય અને આખી બારાખડીના અ [આર્કોનમ], બ [બેલફાસ્ટ] થી ઝ [ન્યુઝીલેન્ડ] અક્ષર સુધી પહોંચે. આ બધાં

રૂપોમાં ડૉ. બેસન્ટનું જીવન અને કાર્ય જગતની જલદીથી બદલાતી અને તેની કેટલીક રીતે વિષમ પરિસ્થિતિના પ્રકાશમાં નવી જ રીતે સમજાવવામાં આવ્યું હતું. શતાબ્દીફંડ માટે ફાળો એકઠો કરવામાં આવ્યો હતો. તેને માટે પુસ્તિકાઓ ઘણી ભાષાઓમાં પ્રગટ કરવામાં આવી હતી. નિશાળોમાં અને કૉલેજોમાં એમના સ્મારક માટે વક્તૃત્વનાં ઇનામોની હરીફાઈઓ કરવામાં આવી હતી. થીઓસોફિકલ સોસાઈટીના બેસન્ટ લોજો સ્થાપવામાં આવ્યાં હતાં. તેમની છબીઓનું અનાવરણ કરવામાં આવ્યું હતું. સ્કાઉટ પરેડો યોજવામાં આવી હતી. દક્ષિણ હિન્દમાં એક "બેસન્ટ સેન્ટીનરી [શતાબ્દી] કૉલેજ" શરૂ કરવામાં આવી હતી. એક બીજી કૉલેજનું નામ એમના સ્મરણાર્થે બદલવામાં આવ્યું હતું. લોકપ્રિય માસિકમાં ખાસ અંક પ્રગટ કરવામાં આવ્યા હતા. [સરખાવો ગુણસુંદરી] અને તેમાંના કેટલાક તો સચિત્ર પણ હતા. કલાપ્રદર્શનો, કૉન્સર્ટો, નૃત્ય અને હરિકથાઓ કરવામાં આવ્યાં હતાં. એમ કહેવું જોઈએ કે કોઈ મનુષ્યવ્યક્તિની આટલા વિશાળ પ્રદેશમાં અને આટલી વિવિધ અને સુંદર રીતે ભાગ્યે જ શતાબ્દી ઉજવાઈ હશે. આ ભવ્ય પ્રસંગને જેમણે જેમણે સફળ બનાવ્યો છે તેમને માટે બેસન્ટ શતાબ્દી ઉત્સવ સમિતિ તરફથી અભિનંદન છે.

—સંપાદક

# ભગવતી બેસન્ટને સ્મરણાંજલિ

## ( પરિશિષ્ટ ૪ )

## Who will write her Biography ?

It is perhaps a little hard on Mrs. Besant that the various phases of her public activity should be explained by others who cannot in the nature of things possibly know as much about them as she knows herself, and whose right to determine the order of their importance for her is very questionable. I can easily imagine a memorial volume of such explanations and estimates producing nothing in its recipient but a lively desire to throw it at the heads of the authors.—G. B. SHAW, 1927.

Though we must expect in the case of our late President a crop of so-called biographies irritating in their stupidity, and sometimes revolting in their cruel ignorance, those of us who know her well, from the earlier days of her aggressive onslaughts on behalf of weakness and distress right down to the last days of her patient waiting for release, know her as the worthy successor to Hypatia, Bruno and other pioneers of Truth and Freedom, and are left cold by the efforts of inches to measure ells. I have been asked why some of us do not undertake the writing of a really serious biography, since we alone have access to the material indispensable to the painting of any resonable likeness. I agree that " Annie Besant : Warrior and Seer." ought to be written by

someone who knows something both of the spirit of the warrior and of the seer, and who therefore is able to enter into the spirit of Annie Besant. But the task is herculean, and Herculeses are few and far between —G. S. A., (Dr. Arundale), 1934.

Some day a biography will have to be written of Dr. Besant, but so far reaching were her activities that no one biographer can succeed in writing the full story of her life. A team of biographers is necessary: one of the team to deal with her Theosophical work another her work for Education in India, another for her work in creating in the English-speaking world the movement of International Co-Freemasonry, and another for the dramatic story of her contribution to the organization of the National movement in India, a fifth for her work for the Scout movement.—C. J., ( Sjt. C. Jinarajdas ), 1946.

## એમની જીવનકથા કોણ લખશે ?

" પોતાના જીવનનાં વિવિધ ક્ષેત્રો વિષે એમના પોતાના કરતાં વધુ બીજું કોઈ જ જાણતું ન હોવાથી એની બેસન્ટના જીવનચરિત્રને આલેખવાની શક્તિ એમના પોતાના સિવાય બીજા કોઈમાં શી રીતે આવી શકે ! એવો કોઈ સ્મારકગ્રંથ પણ તેના લેખકો પાસે નરી વેઠ જ કરાવી બેસે એવી મારી કલ્પના છે." બર્નાડ શૉ. ૧૯૧૭.

" આપણાં સદ્‌ગત પ્રમુખ વિષે કેટલીયે ઢંક ને ચીંક ચડાવે એવી જીવનકથાઓ ને પ્રસંગચિત્રો બહાર પડ્યાં છે, પરંતુ તે તેમના નિર્દય અજ્ઞાન સિવાય બીજું કંઈ બતાવતાં નથી. અને એમના નિર્બળ અને દુઃખીની વહારે ધાઈ તેની તરફેણમાં લડત કરવાથી માંડીને તે મુક્તિ સુધીના જીવનને જાણનાર આપણે મન તો તે હાઈપેશિયા, બ્રુનો વગેરે બીજા સત્યોપાસકોના લાયક વારસદાર હોઈ એ ક્ષુલ્લક જીવનચરિત્રો આપણાં દિલમાં કંઈ ઉત્સાહ પ્રગટાવી શકતાં નથી.

" કોઈ પણ સુયોગ્ય જીવનચરિત્ર લખવા માટે આપણી પાસે અપરિહાર્ય સામગ્રી પૂરતા પ્રમાણમાં હોઈ આપણામાંથી જ કોઈ સાચે જ તાદૃશ ચિત્ર-થોડું ઘણું-ખડું કરતું જીવનચરિત્ર કેમ લખતું નથી એવો પ્રશ્ન મને પૂછવામાં આવ્યો હતો. હા હું સંમત થાઉં છું કે એની બેસન્ટ યોદ્ધો તેમજ સંત બન્ને હતાં, અને તેથી તેમને એ બન્ને રીતે જાણનાર જ એમના જીવનતત્ત્વને સમજી શકે એમ હોઈ તેમને વિષે તો આપણામાંથી જ કોઈએ લખવું જોઈએ પણ એ મહાભારત, કાર્ય છે અને એવાં ભગીરથ કાર્યો કરનાર તો જુજ જ હોય છે અને ક્વચિત જ હાથ લાગે છે." જી. એસ. એ. (ડૉ. એરુંડેલ) ૧૯૩૪.

" કોઈક દિવસ તો એની બેસન્ટનું જીવનચરિત્ર લખવું જ પડશે—પણ તેમની પ્રવૃત્તિઓ એટલી બધી વિશાળ હતી કે એકાદ લેખક તો તેમનું અખંડ જીવનચરિત્ર લખી શકે એમ નથી. જીવન-

ચરિત્ર લખનારાઓનું મંડળ હોવું જોઈએ. એક મંડળી એમના થીઓસોફીના કાર્ય વિષે લખે, બીજી એમના હિંદમાંના શિક્ષણ કાર્ય વિષે લખે, ત્રીજી અંગ્રેજી ભાષા બોલનાર જગતમાં આંતરરાષ્ટ્રીય કો-ફ્રીમેન્સનરીની તેમની પ્રવૃત્તિ વિષે લખે, ચોથી હિંદમાં તેમણે રાષ્ટ્રીય પ્રવૃત્તિ માટે આપેલા ફાળાની અદ્‌ભુત કથા વિષે લખે અને પાંચમી સ્કાઉટ પ્રવૃત્તિ અંગે લખે "

સી. જિનરાજદાસ ૧૯૪૬.

# ડૉ. એની બેસન્ટ વિષે મ. ગાંધીજી

## એમના જીવન ઉપરથી મળતો બોધ

તા. ૧લી ઓક્ટોબર ૧૯૨૮ના રોજ અમદાવાદમાં ભગુભાઈ શેઠના વંડામાં ડૉ. એની બેસન્ટની જન્મતિથિ ઉજવવાનો ભવ્ય મેળાવડો મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીના પ્રમુખપદ હેઠળ થયો હતો તે પ્રસંગે પ્રમુખ તરીકે બોલતા ગાંધીજીએ જણાવ્યું હતું કે:—

ડૉ. બેસન્ટના જીવનમાંથી ઘણી બાબતો શીખવા જેવી છે

તે વગર તોલે, વગર વિચારે એક પણ શબ્દ બોલતાં નથી તેમના છટાદાર વક્તૃત્વની પાછળ તેમનું જીવન છે. તે કોઈ વક્તૃત્વશાળામાં વક્તૃત્વ શીખવા ગયાં ન હતાં પણ તે પોતાનાં જીવનના અનુભવના શબ્દો ઉચ્ચારે છે. તેમના દરેક શબ્દની પાછળ શક્તિ છે જે કહે તે કરી બતાવે તેને વંદન હો

જો યુવાનો અને યુવતીઓ વગર વિચારે નહિ બોલવાનો, તોલી તોલીને શબ્દો બોલવાનો રિવાજ પાડશે તો તેઓ મોટા સમુદ્રને તરી જશે, અને અનેક મુશ્કેલીઓનો ઉકેલ કરી શકશે

કોને સો વર્ષ જીવવાની આશા નહિ હોય ? પણ આપણને સારી રીતે જીવતાં આવડતું નથી તે ડૉ. બેસન્ટે કરી બતાવ્યું છે સારી રીતે તંદુરસ્ત રહી દીર્ઘાયુષી થવાની કળા તેમને આવડે છે. તેમણે શરૂઆતથી જ આ દિશામાં તૈયારી કરી છે, આરોગ્યના નિયમોનું પાલન કર્યું છે તેમના જીવનમાં સાદાઈ છે પચાસ વર્ષે અસમર્થ થયા, એટલે સાધુ કે સાધ્વી થયા, એમ નથી, પણ મૂળથી જ તે માનતા કે જીવન મોજમઝા કે એશઆરામ વાસ્તે નથી, પણ આત્મદર્શન વાસ્તે છે

તેમના જીવનમાંથી સાદાઈ શીખો. નિયમોનું પાલન કરી નિશ્ચિત થાઓ જે મનુષ્ય સાદું અને ઉત્તમ જીવન ગાળે છે, તે કદાચ ૧૫ વર્ષે મરી જાય તો પણ ૧૦૦ વર્ષ જીવ્યો કહેવાય, અને કોઈ સો વર્ષ સુધી મરતો મરતો જીવે, અને કોઈને તેનું જીવન ઉપયોગી ન થાય તો તેનું જીવતર ભૂમિને ભારભૂત છે

ડૉ બેસન્ટની દૃઢતાને કોણ પહોંચે ? આખું જગત સામે થાય છતાં પોતાને જે સત્ય લાગે તેને વળગી રહે તેમણે કદાપિ કોઈથી ડરીને કે બીકથી માફી માગી નથી. કેટલાં યુવાનો અને યુવતીઓ જરા વિરોધ આવતાં નિર્ણય ગ્રહી શકે છે ? કેટલાક કહે છે કે નાની નાની બાબતોમાં નિશ્ચયો કેવા ? પણ જે પાઈને ન સંભાળે તે રૂપિયાને શી રીતે સંભાળી શકશે ? નાનામાં નાના કર્મને — નિશ્ચયને દૃઢતાથી વળગી રહેવાની ટેવ પાડો આપણે કેટલીક બાબતોમાં દૃઢતા બતાવીએ છીએ, પણ અણીને

પ્રસંગે દઢતા આપણી પાસેથી ચાલી જાય છે. નાની નાની વસ્તુઓ વિષે વિવેક કરી દઢ નિશ્ચય કરે, મંથન કરે અને દઢતા શીખવે, તેનામાં પરાક્રમ કરવાની શક્તિ આવે.

મારા વાંચવામાં એક વિચારકનાં વચનો આવ્યાં હતાં કે બ્રહ્મચર્ય પાળવાને, તમારી સંગ્રહેલી શક્તિનો સદુપયોગ કરવાને તમારામાં મહત્ત્વાકાંક્ષા હોવી જોઈએ. મનુષ્યમાં મહત્ત્વાકાંક્ષા હોય તો જ બ્રહ્મચર્ય પાળી શકે, પણ દઢતા વિના મહત્ત્વાકાંક્ષા ક્યાંથી આવે?

સ્વરાજ્ય જોઈએ છે, પણ યોગ્યતા ક્યાં છે? આપણે પોતે જ આપણા દુશ્મનો છીએ. કુટુંબના કૂવામાંથી નીકળી, હિન્દુસ્તાનના કલ્યાણનું ચિંતન કરો. અને હિન્દુસ્તાનનું કલ્યાણ તે પણ, જગતના કલ્યાણાર્થે ગણી, હિન્દુસ્તાનના કલ્યાણના વિચારો કરો.

લોકો ધર્મ અને રાજ્યપ્રકરણ વચ્ચે મોટો અખાત હોય એમ માને છે ડૉ. બેસન્ટે ધર્મ અને રાજ્યપ્રકરણ વચ્ચે પૂલ બાંધ્યો છે લોકો એમ માનતા હતા કે ધર્મ અને રાજ્યપ્રકરણને લેવાદેવા નથી. પણ ધર્મ અને રાજ્ય વચ્ચે પતિપત્ની જેવો સંબંધ છે. તે બન્ને પ્રશ્નો ઓત-પ્રોત રહેલા છે ધર્મ વિનાનું રાજ્યપ્રકરણ એ આત્મા વિનાના મૃત શરીર જેવું છે. ધર્મ વિના સ્વરાજ્યનું ગાડું ચાલી શકે નહિ.

આ બાબત ડૉ. બેસન્ટે પોકારી પોકારીને કહ્યું છે અને આચરી બતાવ્યું છે. ખરા ધાર્મિક મનુષ્યને ડર હોતો નથી. તે વગર મોતે ડરથી મરતો નથી. ધર્મ વિનાનું જીવન નિસ્તેજ થતું જાય છે, ત્યારે ડૉ. બેસન્ટમાં બ્યાશી વર્ષની વયે વિશેષ તેજસ્વિતા આવતી જાય છે. હિન્દ સૂઈ ગયેલું હતું તે વખતે હોમરૂલ લીગની તેમણે સ્થાપના કરી ઠેરઠેર શાખાઓ ખોલી દેશને જગાડ્યો છે તે આ બધું આટલી વયે કરી શકે છે, કારણ કે તેમને ઈશ્વર વિષે દઢ શ્રદ્ધા છે. આત્મામાં અનંત શક્તિ છે, તેનો તેમને ખ્યાલ છે આત્માના અમરત્વમાં વિશ્વાસ હોવાથી તે નવો બોજો માથે લેતાં જરા પણ અચકાતાં નથી. તે યુવાન છે

તેમના જીવનની અનેક બાજુઓ ઉપર બોલી શકાય, પણ મારા માનવા પ્રમાણે બોલવું તે જ પાળવું, સાદાઈ, દઢતા અને જીવનને–રાજ્યપ્રકરણને પણ—ધર્મમય બનાવવું; આટલામાં બધું એક યા બીજે રૂપે સમાઈ જાય છે

માટે વિશેષ નહિ બોલતાં તમને આટલું જ કહીશ કે તમે ઘેર જાઓ અને રાત્રે સૂઈ જાઓ તે પહેલાં ઈશ્વરની સાક્ષીએ આ બાબતોમાંથી કોઈ પણ તમારા જીવનમાં ઉતારવાનો દઢ નિશ્ચય કરશો, એમાં જ જયંતીની સાર્થકતા છે. (વિશ્વપ્રકાશ)

## ડૉ. એની બેસંટને નિવાપાંજલિ

**ડૉ.** એની બેસન્ટ ૮૬ વર્ષની પરમ વૃદ્ધવયે જીર્ણ દેહ છોડ્યો, અને સ્વર્ગગામી થયાં

એ મહાન્ આત્મા સ્ત્રી-પુરુષના ભેદલક્ષણથી પર હતા, તથાપિ સ્ત્રીદેહે અને અગ્રેજદેહે એ આત્માએ સમસ્ત મનુષ્ય જાતિની જે સેવા કરી છે અને જીવનના ઉત્તરાર્ધમાં આ આર્યભૂમિમાં સ્વતંત્રતા અને સ્વાભિમાનનો પવિત્ર અગ્નિ પ્રગટાવવામાં જે અદ્ભૂત કાર્યશક્તિ દર્શાવી છે એ જગતના ઇતિહાસનું એક મહાન્ અને સુવર્ણને અક્ષરે લખાયેલું તેજસ્વી પ્રકરણ છે એ વિષે કોઈક વિસ્તારથી

લખવા અમે આરંભ કર્યો, ત્યાં "ઇન્ફ્લુએન્ઝા"ના એક ઝપાટામાં આ દેહ સપડાયો. અને લેખ શરૂ કરેલો જ અટકી ગયો ! પ્રભુ ઇચ્છા ! તોપણ નિવાપાંજલિ અર્પવી જ છે, તે શી રીતે અર્પું ?

ઈ. સ. ૧૮૯૩માં એટલે ચાળીસ વર્ષ ઉપર મિસિસ બેસન્ટે પોતાનો તે સમય પર્યંતનો જીવનવૃત્તાંત (Auto-biography) પ્રસિદ્ધ કર્યો હતો.

એ પ્રસિદ્ધ થયો કે તરત તે પ્રેમ, ઉત્સાહ અને વેગથી ઊછળતા યુવકહૃદયે એ વાંચ્યો હતો, એ હૃદય અત્યારે વૃદ્ધ થઈ ગયું છે. પણ કાચી બુદ્ધિના સમયમાં જે મત બાંધેલો તે જ આજ પાકી બુદ્ધિ થતાં પણ કાયમ છે !

એ મત—જે પુસ્તક વાંચીને મારી પ્રણામાંજલિ રૂપે એ પુસ્તકના મુખ પૃષ્ઠ ઉપર ઉતારા (Quotation)માં મૂક્યો છે તે જ આજ નિવાપાંજલિરૂપે એ બાઈને ચરણે મૂકું છું પ્રભુ એ મહાન્ આત્માને શાંતિ આપો !

૧

She tried to follow Truth. તેમણે સત્યને અનુસરવા પ્રયત્ન કર્યો

૨

Thrice blest—whose lives are faithful prayer.

Whose lives in higher love endure, Whose souls possess themselves so pure.

Or is there blessedness like theirs ?

૨

જેઓનું જીવન એ એક સતત (શ્રદ્ધાયુક્ત) પ્રાર્થના જેવું છે તેમને ત્રિગુણરીતે ધન્ય છે. જેમનું જીવન ઉચ્ચ પ્રેમમાં સતત રહે છે, જેમનો આત્મા હમેશ પોતાના જીવનને પવિત્ર બનાવે છે, તેમના જીવન કરતાં બીજું કશું ધન્ય હોઈ શકે ?

૩

Her hands are quicker unto good :
Oh ! Sacred be the flesh and blood
To which she links a truth divine.

૩

તેમના હાથ સારું કરવા વધારે તત્પર હોય છે. જે દેહ સાથે દિવ્ય સત્ય તેઓ જોડે છે તે દેહ પોતે પણ પવિત્ર જ છે.

ડૉ આનંદશંકર બાપુભાઈ ધ્રુવની પ્રાસંગિક નોંધ
(વસંત વર્ષ ૩૨, અંક ૪, ઈ. સ. ૧૯૩૩, પૃષ્ઠ ૧૧૫ )

# ડૉ. બેસન્ટ અને હિન્દ

હું છેક નાનો હતો ત્યારથી મેં ડૉ બેસન્ટનું નામ થીઓસોફિકલ સોસાયટીના નેતા તરીકે સાંભળેલું. અને અમારા લત્તામાં સુરતમાં એ મંડળનું કાર્યાલય હતું ત્યાં કોઈ કોઈ વખત જતો પણ ખરો પરંતુ મને એમાં ખાસ રસ પડેલો નહિં. પાછળથી મારા કેટલાક અંગત અને નિકટના મિત્રો એમા જોડાયા તેથી એની કાર્યવાહી અંગે માહિતગાર રહેતો.

પરદેશી રાજ્ય આ દેશમાં આવ્યુ તે વખતે એક જમાનો એવો હતો કે લોકો આ દેશનો ઇતિહાસ તથા એની ભવ્ય સસ્કૃતિ ભૂલી જવા લાગ્યા તથા પરદેશી સસ્કૃતિ તરફ જ આકર્ષાયા. ધર્મપલટો થવા લાગ્યો. એ વખતે આપણા ઇતિહાસ તથા આપણી સંસ્કૃતિ તરફ લોકોનું ધ્યાન દોરવા તથા ધર્મપલટો અટકાવવા કેટલીક સસ્થાઓ તથા વ્યક્તિઓએ સફળતાપૂર્વક કામ કર્યું. આમાં ડૉ બેસન્ટ અને થીઓસોફિકલ સોસાયટી એક હતાં આ તેમની સેવા નાનીસૂની નથી.

૧૯૧૪માં પ્રથમ વિશ્વવિગ્રહ થયો ત્યારે ડૉ બેસન્ટે આ દેશના રાજકારણમા ઝંપલાવ્યું. સને ૧૯૦૮ માં લોકમાન્ય તિલકને કારાવાસ થયો ત્યારથી આ દેશના રાજકારણમાં ભારે ઓટ આવી હતી. લોકો હતાશ અને નિરાશ થઈ ગયાં હતાં એમનામાં ફરી આશા, શ્રદ્ધા અને ઉત્સાહ ડૉ બેસન્ટે જગાડ્યાં. આ રીતે દેશની આઝાદી હાસલ કરાવવામાં એમણે અગત્યનો ભાગ ભજવ્યો છે.

દેશનું રાજકારણ પૂ ગાંધીજીના હાથમા આવતાં એઓ રાજકારણમાંથી નિવૃત્ત થયાં*. પણ પરદેશી હોવા છતાં આ દેશના લોકોમાં આપણી ભવ્ય સસ્કૃતિ તથા ઇતિહાસ માટે અભિમાન જાગૃત કરવામાં તેમજ દેશને પરદેશી ધુસરીમાંથી સ્વતંત્ર કરવા એમણે ભારે કામ કર્યું છે અને તે માટે આ દેશ હંમેશા તેમનો ઋણી રહેશે.

ન્યુ દિલ્હી ૧૩-૧૧-૪૯ — કનૈયાલાલ (કાનજીભાઈ) નાનાભાઈ દેસાઈ

# સેવાભાવી ડૉકટર બેસન્ટ

'જનસેવા એજ પ્રભુ સેવા' એ સૂત્રને એક સૈકા પહેલાં ડૉ. એની બેસન્ટે અમલમાં મૂક્યુ હતું, અને એ ધ્યેયને જીવન પર્યંત આદર્શ માની તેઓએ પોતાનું આયખુ ગાળ્યુ

જન્મથી અંગ્રેજ હોવા છતાં તેમની દષ્ટિએ નહોતો રંગભેદ કે નહોતો દેશભેદ. સૃષ્ટિ ઉપર જન્મેલાં સર્વ કોઈ માણસો ઈશ્વરના અંશરૂપ છે, પછી તે ગમે તે દેશમાં જન્મ્યા હોય અને ગમે તે જાતિના હોય

૧લી ઓકટોબર ૧૮૪૭ના રોજ તેમનો જન્મ થયો. લગ્નજીવન માણ્યા બાદ અને તે જીવનની ક્ષુદ્રતા અનુભવીને તેઓએ પતિનુ ઘર છોડ્યું અને પોતાનો વિકાસ સાધ્યો. ૧૬મી નવેમ્બર

---

* તેઓ માત્ર રાજકીય મહાસભાના રાજકારણમાંથી જ અલગ થયા. —સંપાદક.

૧૮૯૩માં તેઓએ હિંદની ભૂમિ ઉપર પગ મૂક્યો, અને ત્યારથી આખુંય જીવન હિંદને સમર્પણ કરવાનો નિર્ધાર કર્યો.

રશિયન લેખિકા મેડમ બ્લેવેટસ્કીના સાંનિધ્યની ઊંડી અસર તેમના ઉપર પડી અને તે અસર તળે તેઓએ હિંદમાં થીઓસોફીની સ્થાપના કરી.

હિંદના શિક્ષિત વર્ગની દ્રષ્ટિ તે જમાનામાં પશ્ચિમ બાજુ ઢળેલી હતી. હિંદની પ્રાચીન સંસ્કૃતિ અને હિંદની ધાર્મિક ભાવના પ્રત્યે તેમને ઘૃણા હતી. પૂર્વનું તેટલું ખરાબ અને પશ્ચિમનું તેટલું સારું એ જ ખ્યાલમાં તેઓ ડૂબેલા હતા. અને અભણ વર્ગ ધર્મ પ્રત્યે એટલો જ અંધશ્રદ્ધાળુ બની ગયો હતો. બન્ને વર્ગ અધોગતિને માર્ગે જ દોરાયે જતા હતા. પોતાના પ્રવચનો દ્વારા તેઓએ બન્ને વર્ગને પ્રેરણા આપી અને હિંદની સાચી મહત્તાનું ભાન કરાવ્યું. આ તો તેમની આધ્યાત્મિક બાજુની સેવા ગણાઈ, પણ રાજકીય ક્ષેત્રમાં તેમનો ફાળો તેટલો જ અમૂલ્ય છે.

હિંદની પ્રગતિને અવરોધતી વિદેશી શાસનનીતિનો તેમને ખ્યાલ આવતાં તેમણે હોમરૂલ લીગની સ્થાપના કરેલી, અને New India તેમજ Common Weal સાપ્તાહિક મારફતે લડતનો પ્રચાર કરી અંગ્રેજો સામે લડાઈનો મોરચો માંડ્યો. એક વખત કોંગ્રેસના પ્રમુખ પણ ચૂંટાયેલા. તેમની આ લડત પૂજ્ય ગાંધીજી માટે પૂર્વતૈયારી રૂપ બની રહી એટલે આપણી આઝાદીની સિદ્ધિના પાયામાં તેમના કાર્યની પૂરવણી નાખેલી છે.

મનુષ્યને વહાલામાં વહાલી ચીજ પોતાની જિંદગી છે, એ જિંદગી જ્યારે બીજાઓના શ્રેય ખાતર નિઃસ્વાર્થપણે સાર્વજનિક હિતમાં વ્યતીત થાય ત્યારે તે વ્યક્તિ મનુષ્ય મટી દેવ બને છે. પૂજ્ય ગાંધીજી પછીની હરોળમાં આપણે ભગવતી એની બેસન્ટને મૂકીએ તો તે યોગ્ય છે.

અમદાવાદ.

શ્રી. ચીનુભાઈ શેઠ
પ્રમુખ–અમદાવાદ મ્યુનિસિપાલિટી

## William James on Dr. Besant

I recall here an illuminating comment by the late William James of Harvard in his work, "Some Varieties of Religious Experience". He notes that men are of two types, whom he terms the "Common person" and the "Psychopathic man"; concerning any "Vexed question" the common person's attitude is "What shall I think of it?" whereas that of the psychopathic man, who not only thinks but who is also charged with feeling is "What must I do about it?" James then goes on to quote from Dr. Besant's well-known Autobiograpy — he calls her "that high-souled woman" — the following passage.

"Plenty of people wish well to any good cause, but very few care to exert themselves to help it, and still fewer will risk anything in its

support. Some one ought to do it, but why should I?" is the ever re-echoed phrase of weak-kneed amiability. "Some one ought to do it, so why not I?" is the cry of some earnest servant of man, eagerly springing forward to face some perilous duty. Between these two sentences lie whole centuries of moral evolution."

[From Presidential Address of C. Jinrajdas in 1948 Convention Adyar; The Theosophist, January 1949, Pp. 215-216.]

## ડૉ. બેસન્ટ વિષે ચિત્તશાસ્ત્રી વિલિયમ જેમ્સ

મને અહિં હાવર્ડના સદ્‌ગત વિલિયમ જેમ્સે એના "Some Varieties of Religious Experience" (ધાર્મિક અનુભવોના કેટલાક વિવિધ પ્રકારો) નામક પુસ્તકમાં જે નવો પ્રકાશ નાખે એવું વિવરણ (Comment) કર્યું છે, તે યાદ આવે છે. એ જણાવે છે કે માણસો બે જાતના હોય છે તેને તેઓ "સામાન્ય મનુષ્ય" અને "ઉચ્ચ સંવેદનવાળો મનુષ્ય" (Psychopathic man) એવાં બે નામ આપે છે. કોઈ "મૂંઝવતા પ્રશ્ન"-સંબંધી સામાન્ય મનુષ્યની વૃત્તિ એવી હોય છે કે "આના સંબંધી હું શું વિચાર કરીશ!" જ્યારે માનસિક રીતે ઉચ્ચ સંવેદન ધરાવતો માણસ, કે જે માત્ર વિચાર જ કરતો નથી પણ સાથે સાથે લાગણીથી પણ ભરેલો છે તેની વૃત્તિ એવી હોય છે "આને વિષે મારે શું કરવું જોઈએ!" પછીથી વિલિયમ જેમ્સ ડૉ. બેસન્ટ — જેમને તે "એ ઉચ્ચ આત્માવાળા સ્ત્રી" તરીકે સંબોધે છે — તેમના જાણીતા આત્મવૃત્તાન્તમાંથી નીચેનો ફકરો ઉતારે છે:—

"ઘણા માણસો કોઈ એક સારી પ્રવૃત્તિને શુભ ઇચ્છે છે, પણ બહુ થોડા તેને મદદ કરવાને પોતાની જાતને શ્રમમાં નાખે છે, અને તેથી પણ ઓછા તેને મદદ કરવાને પોતાની જાતને કંઈ પણ વહોરી લેવા તૈયાર હોય છે. "કોઈએ તે કરવું જ જોઈએ, પણ મારે જ શા માટે!" આ જાતના શબ્દો દુર્બળ મનના અને ભલા માણસોમાં જોવામાં આવે છે ; "કોઈએ જો એ કામ કરવું જ જોઈએ તો મારે શા માટે નહિં!" એ જાતનો અવાજ મનુષ્ય જાતના કોઈ સાચા સેવકમાંથી નીકળે છે. અને તે ગમે તેવા ભયથી ભરેલા કાર્યને ઉપાડી લેવા તૈયાર થાય છે. આ બે વાક્યોથી પ્રગટ થતી વૃત્તિમાં નૈતિક વિકાસમાં, સમયની દૃષ્ટિએ સૈકાઓનો તો તફાવત પડી જાય છે

(શ્રી. સી. જિનરાજદાસના ૧૯૪૮ના અડ્યાર કન્વેન્શન વખતના પ્રમુખસ્થાનના વ્યાખ્યાનમાંથી, જાન્યુઆરી ૧૯૪૯ના 'ધી થીઓસોફિસ્ટ' પાના-૨૧૫-૨૧૬ માંથી)

## President Rajendra Prasad on Dr. Besant

Is there anything to say of the many-sided activities of the great lady that has not already been said by others more competent than I? Let us cherish the memory of the kindly soul, not in books and Memo

rial Volumes, but in our daily lives The cultural heritage of India that drew her amongst us is a sure guarantee that we as a people would never let her sweet memory fade.

Sjt. Rajendra Prasad
10th February, 1950 — First President Indian Republic.

## ડૉ. બેસન્ટ વિષે પ્રમુખ રાજેન્દ્રપ્રસાદ

એ મહાન્ સન્નારી વિષે એવું કંઈક વિશેષ કહેવાનું બાકી રહ્યું છે કે જે બીજા મારા કરતાં વધારે સારૂં ન જણાવ્યું હોય ? એટલે આપણે તો એટલું જ કરવાનું કે એ પ્રેમાળ આત્માનું સ્મરણ પુસ્તકો લખી કે એમને માટે સ્મારકગ્રંથો રચીને નહિ પણ આપણા નિત્ય જીવનથી કરવાનું છે. હિન્દનો સાંસ્કારિક વારસો કે જેણે ડૉ. બેસન્ટને આપણી પ્રત્યે દોર્યાં તે એવો છે કે તે આપણને ખાતરી આપે છે કે આપણે એક પ્રજા તરીકે તેમનું (ડૉ. બેસન્ટનું) મધુર સ્મરણ ઝાંખું થવા નહિં દઈએ.

તા. ૧૦ ફેબ્રુઆરી ૧૯૫૦ — રાષ્ટ્રપ્રમુખ શ્રી રાજેન્દ્રપ્રસાદ
(ઉપલા ફકરાનો અનુવાદ)

## Krishnaji on Dr. Besant

Mr. Krishnamurti when interviewed by telephone at the house of Emily Lutyens said that Mrs. Besant and he were like mother and son, and he had a great personal affection for her. She was a great and most marvellous person and a Saint in her life

(*From "Theosophy in India" October, 1933*)

## ડૉ. બેસન્ટ વિષે કૃષ્ણજી

શ્રી જે. કૃષ્ણમૂર્તિની લેડી એમિલી લટયીટન્સના ગૃહના ટેલિફોન પર મુલાકાત લેવામાં આવી ત્યારે તેમણે જણાવ્યુંઃ "તેમનો અને ડૉ બેસન્ટનો સબંધ માતા અને પુત્ર જેવો હતો અને તેમને તેમના પ્રત્યે ખાસ અંગત સ્નેહભાવ (affection) હતો તેઓ (ડૉ. બેસન્ટ) એક મહાન્ અને અદ્ભુત વ્યક્તિ હતાં અને તેમના જીવનમા એક સંત જેવાં હતાં.

(ઉપલા ફકરાનો અનુવાદ)

# Veneration Despite Differences

When I was studying in London in 1888 and after, I had become, like many like me, an admirer of Bradlaugh and Besant. Imagine my excitement when in a fine morning I read in the London Press that Annie Besant had become a Theosophist under Blavatsky's inspiration. I was a mere boy practically unknown to anybody. I would have been more than satisfied if I could have touched the hem of the garments of Madame Blavatsky and her distinguished disciple. But I could not, though some friends had kindly taken me to Blavatsky Lodge. When Dr. Besant came to India and captivated the country, I came in close touch with her and, though, we had political differences, my veneration for her did not suffer abatement. I hope therefore the centenary celebrations will be worthy of the great woman.

**Mahatma Gandhiji.**

(The Annie Besant Centenary Book P. 94)

# મતભેદ હોવા છતાં પણ આદરમાન

જ્યારે હું લંડનમાં ૧૮૮૮ અને ત્યાર પછી અભ્યાસ કરતો હતો, ત્યારે હું, મારા જેવા ઘણાની જેમ, બ્રેડલો અને બેસન્ટનો પ્રશંસક બન્યો હતો. આથી એક વહેલી પ્રભાતે, જ્યારે મેં લંડનના વર્તમાનપત્રોમાં વાંચ્યું કે બેસન્ટ બ્લેવેટસ્કીની પ્રેરણાથી થીઓસોફિસ્ટ થયાં છે, ત્યારે મને થયેલા ઉત્સાહના આવેશને (excitement) કલ્પી શકો છો — તે વખતે હું તો એક કુમાર (boy) હતો અને મને કોઈ ખાસ ઓળખતું પણ ન હતું. જો મેડમ બ્લેવેટસ્કી અને એમના પ્રખ્યાત (distinguished) શિષ્યા (બેસન્ટ)ના પાદુકાવંદન (touch the hem of her garments) પણ કરી શક્યો હોત તો, મને પૂર્ણ સંતોષ થાત. પણ મને તેમ કરવાનું સદ્ભાગ્ય મળ્યું નહિ, જો કે કેટલાક મિત્રો મને બ્લેવેટસ્કી લોજમાં લઈ ગયા હતા. જ્યારે ડૉ. બેસન્ટ હિન્દમાં આવ્યાં અને આખા દેશનું મન જીતી લીધું ત્યારે હું તેમના ગાઢ સંપર્કમાં આવ્યો હતો, અને જો કે તેમની સાથે મારે રાજકીય મતભેદો હતા છતાં મારું તેમના પ્રત્યેનું આદમાન જરાયે ઓછું થયું ન હતું. આથી હું ઇચ્છું છું કે તેમનો શતાબ્દી ઉત્સવ એ મહાન બાનુને લાયક થાય.

મહાત્મા ગાંધીજી

(ઉપલા ફકરાનો અનુવાદ)

# Homage

" I am glad to pay my homage to the life and work of Dr. Annie Besant, who did a great deed for the revival of our culture and the political freedom of our country. She adopted India as her spiritual home, and worked and suffered for the emancipation of the country.

She has been spared the agony of seeing her dear motherland divided; and all that we can do, if we are to be faithful to her memory, is to preserve the cultural unity of the country in spite of the political division."

26-9-47, Guest House, Baroda. S. Radhakrishnan.

# અંજલિ

ડૉ. બેસન્ટના સ્મારક સમાન 'બનારસ હિન્દુ વિદ્યાપીઠ'ના ભારતીય સંસ્કૃતિના આચાર્ય સર ડૉ. એસ. રાધાકૃષ્ણન્ — કે જેઓ વિશ્વવિખ્યાત તત્ત્વવેત્તા અને જીવનદ્રષ્ટા તરીકે આજે સન્માન પામ્યા છે — તેમણે ડૉ. બેસન્ટશતાબ્દી-સ્મૃતિ રૂપે 'ગુણસુન્દરી'માં પ્રસિદ્ધ કરવા ઉપર મુજબ અંજલિ આપી હતી, જેનો ભાષાનુવાદ નીચે પ્રમાણે છે: —

"આપણા દેશના રાજકીય સ્વાતંત્ર્ય અને આપણી સંસ્કૃતિના પુનર્જીવન માટે અથાગ પરિશ્રમ સેવનાર ડૉ. એની બેસન્ટને અંજલિ આપતાં મને આનંદ થાય છે. ભારતને તેમણે પોતાની અધ્યાત્મ – માતૃભૂમિ તરીકે માની અને (તેથી) દેશની મુક્તિ માટે તેમણે ઘણું કાર્ય કર્યું અને સહ્યું છે. પોતાની પ્યારી માતૃભૂમિને આજે વિભાજિત (છિન્ન) દશામાં જોવાથી તેમને થનાર દુઃખમાંથી તેઓ ઉગરી ગયાં છે; પણ જો આપણે તેમની સ્મૃતિને કૃતજ્ઞતાપૂર્વક (એકનિષ્ઠાથી) જાળવવા ઇચ્છતા હોઈએ તો, રાજકીય રીતે ભલે ભાગલા પડ્યા છતાં પણ, આપણા દેશની સાંસ્કૃતિક એકતા સાચવવા આપણાથી બનતું બધું જ કરવાની આપણી ફરજ છે."

(ગુણસુંદરી, ઑક્ટોબર ૧૯૪૭ માંથી)

## India's Debt to Annie Besant

One of the outstanding events in my life is the day when I first met Annie Besant. I was twelve then and both her personality, the legends that already surrounded her heroic career, and her oratory overwhelmed me. With a young boy's admiration and devotion I gazed at her and followed her about. Then came a gap of many years during which period I hardly saw her; but that admiration continued for a great and unique personality. Long years afterwards I again came into intimate contact with her in the political field and again I became a devoted admirer.

It has been a very great privilege for me to have known her and to have worked with her to some extent, for undoubtedly she was a

dominating figure of the age. India specially owes a very deep debt of gratitude for all she did to enable her to find her own soul.

Pandit Jawaharlal Nehru
("The Annie Besant centenary Book", Page 95)

## ડૉ. બેસન્ટ પ્રત્યે હિન્દનું ઋણ

મારા જીવનમાં એક અગત્યની બીના, તે હું એની બેસન્ટને પ્રથમ મળ્યો તે છે હું તે વખતે માત્ર બાર વર્ષનો જ હતો. તેમના વ્યક્તિત્વ અને તેમની વીર કારકિર્દીની આસપાસ અદ્ભુત કથા પ્રસરી રહી હતી. તેમની વક્તૃત્વકલાએ મને પરાસ્ત (overwhelmed) કર્યો. એક યુવકને છાજતા પૂજ્યભાવ અને ભક્તિથી હું તેમની તરફ જોઈ રહ્યો, અને તેમને અનુસર્યો. પછીથી ઘણાં વર્ષોનો ગાળો એવો આવ્યો કે જે સમયમા તેમને મે ભાગ્યે જ જોયા તેમના મહાન, અને વિશિષ્ટ પ્રકારના વ્યક્તિત્વ માટેનુ માન મને કાયમ જ રહ્યું. ઘણા વર્ષો પછીથી પાછો હું રાજકીય ક્ષેત્રને લીધે, તેમના ગાઢ સંપર્કમાં આવ્યો, અને ફરી પાછો હું તેમનો ભક્તિભાવે પ્રશંસક થયો.

હુ તેમના સમાગમમાં આવ્યો અને તેમની સાથે થોડે ઘણે અંશે મેં કામ કર્યું તેને હું એક મોટો લહાવો ગણું છું, કારણ તે સાચે જ આ યુગની એક પ્રભાવશાળી વ્યક્તિ હતાં.

તેમણે હિન્દનો પોતાનો આત્મા શોધી કાઢવા જે જે પ્રયાસ કર્યો છે તેને માટે તેમના ઉપકારનુ હિન્દને ખાસ દેવુ છે.

પંડિત જવાહરલાલ નેહરૂ
(ઉપલા ફકરાનો અનુવાદ).

## The Hon'ble Maulana Abdul Kalam Azad on Dr. Besant

"Dr. Besant was a great exponent of Indian culture and spiritual life and proclaimed the message of India before the world. The centenary celebrations in her honour are, therefore, not only a memorial in her but also in the spirit of India's undying culture."

*(The Common Weal, Thursday, October 2, 1947.)*

## ડૉ. બેસન્ટ વિષે માનનીય મૌલાના અબ્દુલકલામ આઝાદ

ડૉ. બેસન્ટ એ હિન્દની સંસ્કૃતિ અને તેની આધ્યાત્મિકતાના એક મોટા પુરસ્કર્તા હતાં. અને તેમણે હિન્દનો સંદેશો જગત્ આગળ જાહેર કર્યો, તેથી તેમના માનમાં જે શતાબ્દી ઉત્સવ થાય છે તે માત્ર તેમના જ સ્મરણાર્થે નહિં પણ હિન્દની અમર સંસ્કૃતિના આત્માને પોષવાને માટે પણ છે.

(ઉપલા ફકરાનો અનુવાદ)

## ડો. બેસન્ટ વિષે ડો. રવીન્દ્રનાથ ઠાકોર

જપ્તીની નીતિને લઈને સંખ્યાબંધ કુટુંબોને થતું દુઃખ ઊંડું અને વ્યાપક છે. આ બિન-જવાબદાર રાજનીતિનું ખરાબ પરિણામ, પશ્ચિમના સંસ્કારથી મુક્ત એવા મનમાં પશ્ચિમનું જે કાંઈ છે તે બધા સામે ધિક્કારનો ફેલાવો છે. અણીના પ્રસંગે આપણા દુઃખમાં પોતાના જાતિ ભાઈઓનો ક્રોધ અને ધિક્કાર ખમીને ભાગ લેનાર એકમાત્ર યુરોપિયન મિસિસ એની બેસન્ટ છે. આથી હું તેમની ઉદાર હિંમત માટે આભારની લાગણી પ્રદર્શિત કરવાને પ્રેરાયો છું.

ડો. રવીન્દ્રનાથ ઠાકોર.

(ન્યુ ઇન્ડિયા તા. ૨૫-૯-૧૯૧૭)

## The National-Builder

All that I can say is that among the builders of the Indian Nation Dr. Besant's name stands very high.

× × × ×

Her unrivalled gift of oratory, her power of organisation and her deep faith in her mission are probably not so well-known to the present generation of Indian young men as they were known to the men of my time, who saw her 40 or 50 years ago in the prime of her life and plenitude of her powers.

Tej Bahadur Sapru

("The Annie Besant Centenary Book" Page 101)

## રાષ્ટ્રવિધાતા

હું એટલું જ કહી શકું એમ છું કે હિન્દના રાષ્ટ્રવિધાયકોમાં ડો. બેસન્ટનું નામ બહુ મોખરે છે.

× × × × ×

તેમની અજબ વક્તૃત્વશક્તિ, તેમની વ્યવસ્થાશક્તિ અને તેમણે આપેલ પયગામ વિષેની શ્રદ્ધા વિષે, હિન્દના આધુનિક યુગના યુવકો, અમારા સમયના માણસો કે જેમણે ૪૦-૫૦ વર્ષ પર એમને પૂર્ણ જુવાની અને શક્તિની ભરપૂરતામાં જોયાં હશે તે જેટલું જાણતા હશે તેટલું જાણતા નહિં હોય.

શ્રી તેજ બહાદુર સપ્રુ.

(ઉપલા અંગ્રેજી ફકરાનો અનુવાદ)

Dr. Besant's life, as human life generally is, was an amalgam of success and failure. What was her success? And what was her failure? Her success, in my mind, lay in this that she organised the people of India. She taught them the virtue not only of organisation but of businesslike organisation. Politics and book-keeping seemed to be strangely at variance with one another. Dr. Besant showed that steady *business-like habits and persistence are as essential for politics as for* professions and careers

Sir C P. Ramswami Aiyar

ડૉ. બેસન્ટનું જીવન, સામાન્ય રીતે માનવજીવન જેમ હોય છે તેમ, સફળતા અને નિષ્ફળતાના સમિશ્રણવાળું હતું. તેમની સફળતા શેમાં હતી? અને તેમની નિષ્ફળતા શી હતી? તેમની સફળતા, મારા માનવા પ્રમાણે, એમાં હતી કે, તેમણે હિન્દના લોકોને વ્યવહારિક કર્યા. તેમણે તેમને માત્ર વ્યવસ્થિત થતાં શીખવ્યું એટલું જ નહિં પણ વ્યવહારિક માણસ જેવી વ્યવસ્થા કરતાં શીખવ્યું. રાજકારણ અને હિસાબના ચોપડા રાખવા એકબીજાથી વિરોધાભાસી લાગતાં, ડૉ. બેસન્ટે બતાવ્યું કે શાંત વ્યવહારિક ટેવો અને ખંત એ રાજકારણને માટે જેટલાં જરૂરનાં છે તેટલાં જ કોઈ એક ધંધા કે કોઈ એક કારકિર્દીને માટે જરૂરનાં છે.

સર સી. પી. રામસ્વામી આયર
(ઉપલા અંગ્રેજી ફકરાનો અનુવાદ)

But, when all is said and done, the fact remains that amongst the architects that built up Indian Nationalism, Mrs Besant figures prominently in erecting it from the top of the plinth to the bottom of the eaves.

Dr. B. Pattabhi Sitaramayya.
(The Common Weal, Thursday, October 2, 1947.)

પણ જ્યારે આ સંબધી બધું ચર્ચાઈ જાય, પછી પણ એ તો સાચું જ રહેશે કે હિન્દના રાષ્ટ્રીય સ્થાપત્યના ઘડતરમાં, મિસિસ બેસન્ટે, ઓટલાંથી માંડીને નેવાં સુધી અગ્રપદ ભાગ ભજવ્યો છે.

ડૉ. બી. પટ્ટાભી સીતારામૈયા
(ઉપલા અંગ્રેજી ફકરાનો અનુવાદ)

I deem it a great privilege to associate myself with the centenary celebrations of Dr. Annie Besant and join in the tributes which will pour on this auspicious occasion from all quarters of the globe in praise of her versatile and dynamic personality.

A great seer and educationist, a determined fighter for human liberty and a brilliant orator, Dr Besant's name will be most remembered

our country for her great and unique services to the cause of Hindu Religion and Indian Freedom.

J. B. Kripalani

At one time Congress President.

(The Common Weal, Thursday October 2, 1947.)

ડૉ. એની બેસન્ટના શતાબ્દી-ઉત્સવમાં ભાગ લેવાની જે તક મને મળી છે તેને માટે હું ગૌરવ ધરાવી શકું. આ મંગલ પ્રસંગે દુનિયાના બધા ખૂણામાંથી એમના અનેકવિધ શક્તિવાળા અને ગતિશીલ વ્યક્તિત્વ (Dynamic Personality) વિષે એમનાં પ્રશસ્તિગાન કરવામાં આવશે તેમાં સામેલ થવું એ હું મારે માટે માન સમજું છુ.

તેઓ એક મહાન્ દ્રષ્ટા, શિક્ષણશાસ્ત્રી, માનવસ્વાતંત્ર્ય માટેના અફર (determined) યોદ્ધા અને એક પ્રભાવશાળી વક્તા હતાં. તેમનું નામ ભારતવર્ષમાં તો ખાસ કરીને તેમની હિન્દુ ધર્મ અને હિન્દના સ્વાતંત્ર્ય માટેની સેવા માટે સવિશેષ યાદ રહેશે

જે. બી. કૃપલાની

(એક વખતના રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ)

(ઉપલા અંગ્રેજી ફકરાનો અનુવાદ)

One of the reasons which enabled Dr. Besant to travel so constantly without feeling the ill effects of the many inconveniences to which travellers must inevitably be subject was the light-hearted way in which she travelled. She was the most delightful companion in trains, in steamships and in aeroplanes – this last mode of travelling being her particular delight, partly because she could do more work in shorter time when she made an aeroplane tour, and partly because she felt a deep sense of exhilaration in the heights and in the free spaces in which the airship flies.

Dr. George S. Arundale.

("The Annie Besant Centenary Book" Page, 242)

ડૉ. બેસન્ટે શ્રમ અનુભવ્યા વગર ઘણી મુસાફરીઓ કરી તેનું મુખ્ય કારણ તેમણે હૃદયના હળવા ભાવથી તે કરી તે હતું. તેઓ આગગાડી, આગબોટ અને વિમાનની મુસાફરીમાં બહુ આનંદદાયી સાથી જેવાં હતાં એમને વિમાનની મુસાફરી ખાસ ગમતી હતી, કારણ કે તેઓ તેનાથી થોડા વખતમાં ઘણું કામ કરી શકતાં હતાં અને બીજું કારણ એ હતું કે તેનાથી તે હવામાં ઊંચે અને ખુલ્લી જગ્યાઓમાં કોઈ એક ઊંડો આનંદ અનુભવતાં હતાં.

ડૉ. જ્યોર્જ સિડની એરુન્ડેલ

(ઉપલા ફકરાનો અનુવાદ)

That Hinduism to-day is a living force is in no small measure due to Dr. Besant and her work in connection with the Theosophical Society.

**Mr Hirendranath Dutt.**

("Theosophy in India" Special Memorial Volume, October 1933)

હિન્દુ ધર્મ આજે જે એક જીવન્ત બળ છે તે ડૉ બેસન્ટ અને તેમના થીઓસોફિકલ સોસાયટી પરત્વેના કાર્યને ઘણે અંશે આભારી છે

હિરેન્દ્રનાથ દત્ત

(ઉપલા ફકરાનો અનુવાદ)

Dr Annie Besant was a unique personality, who, combined in her self many types of greatness and many roles of action, all needed to give the necessary turn to the progress of humanity in general and India in particular The seeds that she sowed have been, some of them, nurtured and brought to harvest It is only under time's continually adjusting hand that the greatness of her effort and works will be revealed in its true perspective. In every field in which she laboured, she saw ahead of those who, at one time or other, followed her inspiring lead, and the wisdom of what she proclaimed and urged is being vindicated as those who have the eyes to see can see.

7th January 1949. N *Shri Ram*

ડૉ બેસન્ટ એ એક અદ્‌ભુત વ્યક્તિ હતાં તેઓ પોતાનામાં ઘણા પ્રકારની મહત્તા અને ઘણા પ્રકારનાં કાર્યોનો સમન્વય કરતાં હતાં, જે બધાં મનુષ્ય જાતિનો સામાન્ય રીતે વિકાસ સાધવા અને ખાસ કરીને હિન્દના વિકાસ માટે જરૂરી જણાતાં હતાં તેમણે વાવેલાં કેટલાંક બીજો ફૂલ્યાંફાલ્યાં છે કાળની હમેશ બધી વસ્તુ સરખી અને બંધ બેસતી કરતી શક્તિ તળે જ એમના ભગીરથ કાર્યો અને પ્રયાસની મહત્તા, એના સાચા સ્વરૂપમાં પ્રગટ થશે. તેમણે જે જે ક્ષેત્રોમાં કામ કર્યું છે, તેમાં જેમણે તેમની પ્રેરણાદાયી નેતાગીરી નીચે એક યા બીજે સમયે કામ કર્યું છે, તે બધાથી તેઓ આગળ (ahead) જોઈ શકતાં હતાં અને તેમણે જે જે કહ્યું છે અને જે ના જેના પર ભાર મૂક્યો છે તેમાં ડહાપણ (Wisdom) જણાઈ આવ્યું છે અને જેઓને તેને માટે યોગ્ય દૃષ્ટિ હોય તે તે જોઈ શકે છે

૭મી જાન્યુઆરી ૧૯૪૮ અડ્યાર. શ્રી એન. શ્રીરામ

Mrs Besant's personality has left a permanent mark on the thought and culture in this country Her writings and teachings will remain an abiding source of inspiration for many people in India and abroad

Secretariat, Bombay 5th April 1949 *G L. Nanda*

મિસિસ બેસન્ટના વ્યક્તિત્વે આ દેશનાં વિચાર અને સંસ્કૃતિ પર ચિરસ્થાયી અસર કરી છે. તેમનાં લખાણો અને શિક્ષણો હિન્દ અને હિન્દ બહારના ઘણા લોકોને પ્રેરણા આપનાર સ્થિર સાધન થઈ પડશે.

ગુલઝારીલાલ નંદા.

બોમ્બે સેક્રેટરીએટ, ૫ એપ્રિલ ૧૯૪૯.

Mrs Besant did play an important role for a short time in the country's battle for freedom. She was a good writer and an eminent exponent of Theosophical topics. She adopted India as her Country and she helped greatly in exposing the British claim that they were in India for the benefit of the Indian people.

**Sjt. Manu Subedar**

Bombay, 31st March 1949.

– મિસિસ બેસન્ટે આપણા દેશના સ્વાતંત્ર્ય યુદ્ધમાં થોડા વખત માટે તો એક અગત્યનો ભાગ ભજવ્યો હતો. તેઓ એક સારા લેખક અને થીઓસોફી (બ્રહ્મવિદ્યા)ના વિષયોની સારી રજુઆત કરનાર અગત્યની વ્યક્તિ હતાં. તેમણે હિન્દને પોતાની માતૃભૂમિ બનાવી હતી. અને તેમણે બ્રિટિશ લોકોનો દાવો કે તે લોકો હિન્દના લોકોના ભલા માટે જ હિન્દમાં આવ્યા હતા તેની પોકળતા ખુલ્લી કરવા બહુ મદદ કરી હતી.

**શ્રી. મનુ સુબેદાર.**

મુંબઈ, ૩૧ માર્ચ ૧૯૪૯

It is not possible for anyone to comprehend her in her entirely because to his mind the measure of her greatness consisted in the fact that it was immeasurable. The speaker had the unique privilege of sitting at her feet for a number of years during the best part of his life and he wished to draw attention to one or two things which to his mind were really great and supreme in her character. As Mr. Jinarajdas put it she was above everything else a person who made Men. She did not only make men, but so far as India at least was concerned she also made a Nation

**Pandit Iqubal Narain Gurtu.**

**Pro. Vice-Chancellor, Allahabad University.**

( Theosophy in India—Special Memorial Volume—October, 1933 )

તેમને પૂરેપૂરાં સમજવાં એ તદ્દન અશક્યવત્ છે, કારણ કે તેમની મહત્તા એવી હતી કે તેનું માપ કાઢી ન શકાય. આ વક્તા (પંડિત ઇકબાલ નારાયણ ગુર્ટુ)ને પોતાના જીવનના અગત્યના ભાગમાં ઘણાં વર્ષો સુધી તેમના (ડૉ. બેસન્ટના) ચરણ નીચે બેસવાની અમૂલ્ય તક મળી હતી. અને તેમના ચારિત્ર્યની બે ત્રણ બાજુઓ જે વક્તાને મન ખરેખરી મહાન્ હતી તે તરફ ધ્યાન ખેંચવાની ઇચ્છા છે. શ્રી. જિનરાજદાસ કહે છે તેમ તેઓ સૌથી વધારે એવી વ્યક્તિ હતા કે જેમણે મનુષ્યો ઘડ્યાં છે. પણ તેમણે માત્ર મનુષ્યો જ ઘડ્યાં નથી પણ હિન્દ પૂરતું તો એમ કહી શકાય કે તેમણે એક આખો રાષ્ટ્ર પણ ઘડવા પ્રયાસ કર્યો છે.

(ઉપલા ફકરાનો અનુવાદ)

પંડિત ઇકબાલ નારાયણ ગુર્ટુ

અલ્લાહાબાદ વિદ્યાપીઠના ઉપકુલપતિ

## Who Would Follow Her Example?

I mention this aspect of Annie Besant's life because it has a lesson for us in India even today. There are amongst us quite a few, who still read all the Literature Mrs. Besant read in those days, feel exactly as she did; and even put forth the very same arguments on this subject. But I wonder how many of them would be prepared to suffer for their convictions as Annie Bésant did. Being driven to the conclusion that there cannot be any God on this earth so full of misery, as many are, and unlike them Annie Besant determined to do her utmost to become a little Goddess herself, to take the place of the non-existent God as far as it lay in her power to do so. She decided to adopt the fatherless and motherless orphan-humanity; and tried to serve the child with utter devotion. All that her mother was afraid of and more came to pass: and a bitterly sad time followed. But all the time she grew in her intense dedication to the service of humanity, which brought her to the feet of the Great Ones, who exist on the face of the earth to that end.

× × × ×

This is just what Annie Besant did for herself. Adding the Science of the unseen-Occultism-to the Physical Sciences she had already studied, she learnt to see the firm hand of God, or the One Law of Nature – if you prefer that term — not only during life, but before and after death as well. That gave her the key to the solution of the problems that confronted her, including the place of Evil and pain in this world and the existence of God or His Agents on the Earth, the Rishis.

× × × ×

Whether it was such an order, or her remarkable intuition, it is an undisputed fact that she did pick out Krishnamurti, then a boy of fourteen, out of a million dusky lads in India and told the world: "Ecce Homo— This is the man." Krishnamurti has already gained for him-

self a place amongst the Thinkers of the world, and we shall see more of him yet.

By G. N. Gokhale
(From his article " Dr. Annie Besant, Her Life and Work. ")

## એમનું દ્દષ્ટાન્ત કોણ અનુસરશે ?

હિંદમાં આજે પણ એવા કેટલાક હશે કે જેમણે ડૉ. બેસન્ટે, તેમના નાસ્તિક કાળમાં જે વાંચ્યું હતું તે વાંચ્યું હશે. અને તેમના તે સમયના જેવી દલીલો પણ તેઓ કરી શકે, પણ તેમની માન્યતા પ્રમાણે ચાલનાર આજે તેમના જેવા કેટલા નીકળી આવે ?

પોતે ઇશ્વરમાં ન માનતા હોવાથી 'દુઃખી જગતના તેઓ એક નાનાં દેવી-નાનાં માતા બની ગયાં હતાં. અને નિરાધાર માનવજાતની સેવા કરવા મંડી ગયાં હતાં. તેમનાં પોતાનાં માતાએ જે બધું કર્યું હતું તે અને તેથી વધારે ખરું પડયું હતું પણ તેમણે જનતાની સેવા કરવાનું છોડયું નહિં. અને આ સેવા દ્વારા જ તેઓ મહાત્માઓ કે જે આ હેતુસર જ પૃથ્વી પર વસે છે તેમના ચરણકમળ પ્રત્યે દોરાયાં.

\+ + + +

તેમણે સ્થૂલ વિજ્ઞાન અને આધ્યાત્મિક-યૌગિક-વિજ્ઞાનનો મેળ સાધ્યો અને એ બન્ને દ્વારા તેમણે પ્રભુનો હાથ કહો કે ઇશ્વરના કુદરતના નિયમો કહો તે જોતાં શીખ્યા—માત્ર સ્થૂલ જીવનમાં જ નહિં પણ મરણોત્તર સ્થિતિમાં પણ. અને આનાથી જ તેમને જીવનના પ્રશ્નો જેવા કે દુઃખ અને પાપ વગેરેના જવાબ મળ્યા અને આથી જ તેમને ઇશ્વર અને તેમના પ્રતિનિધિઓ-મહાત્માઓના અસ્તિત્વની પ્રતીતિ થઈ.

\+ + + +

તેમને તેમના ગુરુદેવની સૂચનાથી અથવા તેમની પોતાની અદ્દભુત અન્તઃપ્રતિભાથી શ્રી. કૃષ્ણમૂર્તિની ભાળ થઈ. તે વખતે તે માત્ર ૧૪ વર્ષના જ હતા. આ જ યોગ્ય પુરુષ છે એમ તેમનાથી ઉદ્દગારો નીકળી ગયા. આજે શ્રી. કૃષ્ણમૂર્તિએ જગતના વિચારકોમાં પોતાનું સ્થાન મેળવી લીધું છે, અને જેમ જેમ વખત જશે તેમ એમને વિષે આપણને વધુ ને વધુ જાણવાનું મળશે.

(શ્રી. જી એન. ગોખલેના ઉપરના ઉતારાનો મુક્ત અનુવાદ)

## Pandit Jawaharlal Nehru on Dr. Besant

(From his autobiography)

Gradually political life grew again. Lokamanya Tilak came out of prison & Home Rule Leagues were started by him and Mrs. Besant. I joined both but I worked especially for Mrs. Besant's League. Mrs. Besant began to play an ever increasing part in the Indian Political scene.

The atmosphere became electric and most of us young men felt exhilarated and expected *big things in the near future. Mrs. Besant's* internment added greatly to the excitement of the intelligetsia and vitalized the Home Rule Movement all over the country. Mrs. Besant's internment stirred even the older generation, including many of the Moderate leaders.

*Mr. Besant's internment also resulted in my father and other mode-*rate leaders joining the Home Rule League. Some months later most of these Moderate Members resigned from the League. My father remained in it and became the president of the Allahabad Branch.

# ડો. એની બેસન્ટની હોમરૂલ પ્રવૃત્તિ

ધીમેધીમે રાજકીય જીવન ફરી વધવા પામ્યું. લોકમાન્ય તિલક જેલમાંથી બહાર આવ્યા અને તેમણે અને મિસિસ બેસન્ટે હોમરૂલ લીગો શરૂ કરી. હું બન્ને લીગોમાં જોડાયો, પણ મેં ખાસ કરીને મિસિસ બેસન્ટની હોમરૂલ પ્રવૃત્તિ માટે કાર્ય કર્યું. હિન્દના રાજકીય ક્ષેત્રમાં મિસિસ બેસન્ટે વધારે ભાગ લેવાનું શરૂ કર્યું હતું. વાતાવરણ વીજળીના બળ જેવું જોરદાર બન્યું હતું અને અમો તરુણો પૈકી ઘણાને ઉત્સાહ આવ્યો હતો અને ભવિષ્યમાં મહાન્ બનાવો બનશે એવી આશા અમો સેવતા હતા. મિસિસ બેસન્ટ નજરકેદ થયાં તેથી બુદ્ધિમાન ગણાતા વર્ગના ઉશ્કેરાટમાં વધારો થયો અને હોમરૂલ પ્રવૃત્તિને સમસ્ત દેશમાં પ્રબળ ચેતના મળી.

એમને નજરકેદ કરવામાં આવ્યાં તેથી મોડરેટ (વિનીત) વર્ગના નેતાઓમાંના ઘણા સાથે જૂના જમાનાના માણસોને પણ ઉત્સાહ આવ્યો. આને પરિણામે મારા પિતાશ્રી અને બીજા વિનીત નેતાઓ હોમરૂલ લીગમાં જોડાયા. કેટલાક વિનીતો પાછળથી રાજીનામું આપી નીકળી ગયા. મારા પિતાશ્રી તેમાં ચાલુ રહ્યા અને અલ્લાહાબાદની હોમરૂલ લીગની શાખાના પ્રમુખ બન્યા હતા.

(ઉપલા ફકરાનો અનુવાદ, અનુવાદક શ્રી. મહાદેવ દેસાઈ) — પંડિત જવાહરલાલ નેહરુ (આત્મકથા)

# નોંધપોથી

........સત્ય એમનો મંત્ર હતો, થીઓસોફી એમનું જીવન હતું. પ્રભુતા એમને પામરી હતી. સતત કામમાં એમને આનંદ હતો. જનસેવાને એ પોતાની જ સેવા સમજતાં હતાં. એમનું જીવન અણીશુદ્ધ વિશુદ્ધ હતું હિંદ એમનું વહાલું વતન હતું વિશ્વબંધુત્વની એને તરસ હતી. ગુરુદેવના કાર્ય માટે એ બધું તજવા તૈયાર હતાં એમનાં પ્રભાવ ને પ્રતિભા સૌને આંજતાં. નવસંજેનથી જગતને બદલવાની એમને ઉર અભિલાષ હતી કર્મ ને પુનર્જન્મના નિયમ, મૃત્યુનું રહસ્ય, ગુરુપરંપરાનો માર્ગ, જીવનનું રહસ્ય, આ લોક ને પરલોકની રચના ને યોજના, ધર્મ, આત્મા એ સર્વ વિષયોનું એમણે સ્પષ્ટ, સચોટ ને સંગીન રીતે આલેખન કર્યું.

એમણે શું નથી કર્યું ? ધાર્મિક, સામાજિક, રાજકીય સર્વ પ્રદેશમાં એ ઘૂમી વળ્યા. અનેક ઝંઝાવાતો સામે એ લડ્યાં. જીવનની પ્રત્યેક પળ એમણે અણમોલી બનાવી છે. જીવન જીવી જાણ્યું. એ બોલવા માંડે કે અદ્ભુત વાણીપ્રવાહ એમની સ્પષ્ટ વિચારસરણીનો પથ સરળ કરી આપતો. એમના વ્યાખ્યાન પછી એમના અર્થ ગાંભીર્યધારી શબ્દો કાનમા મધુર ગુંજન કરતા. એમના જીવને અનેકનાં જીવનમાં નવસર્જન કર્યાં છે. સતત જાગૃત અવસ્થાથી, જીવનમાં ત્વરિત પરિવર્તન દાખવતા કૃષ્ણજીને પણ એ જ બહાર લાવ્યાં ને ?...... ..

શ્રી. ચંપક મહેતા

# કૉમનવેલ્થ ઑફ ઈન્ડિયા બિલ

મહાન્ મુશ્કેલીઓ અને પારાવાર અત્યાઘાતોનો પ્રતિકાર કરીને હિંદહિતૈષી ડૉ. બૅસન્ટે 'કૉમનવેલ્થ ઑફ ઈન્ડિયા બિલ' તૈયાર કરવા હિન્દી ધારાસભાના સદસ્યોનાં સમેલનો સિમલા, દિલ્હી અને અલ્લાહાબાદમાં ભરેલાં એ સ્વરાજ્ય-બંધારણના બિલમાં, લશ્કર અને પરદેશનીતિનાં બે ખાતાં સિવાય, સંપૂર્ણ સાંસ્થાનિક સ્વરાજ્યની માંગણી હતી પણ સાથે જ તેમાં સ્પષ્ટ બાંહેધરી હતી કે, પૂર્ણ અનુકૂળતા પ્રાપ્ત થતાં તુર્તજ, તે બને ખાતાનો વહીવટ પણ હિંદી રાષ્ટ્રીય સરકાર પાર્લામેન્ટની દખલગીરી સિવાય, પોતાને હસ્તક લઈ શકશે. તેમાં, આર્યસંસ્કૃતિને અનુરૂપ ક્રમિક મતાધિકારની સુંદર વ્યવસ્થા હતી. પાર્લામેન્ટે તેને સ્વીકાર્યું અને પ્રથમ વાચનમાંથી તે પસાર પણ થયું. પરંતુ હિંદીઓના જ પ્રબળ સહકારના અભાવે એ બિલ બીજા તબક્કામાં ન આવી શક્યું એ દુર્ભાગ્ય ! બાકી આટલું મોડું એ જ પાર્લામેન્ટની મંજુરી દ્વારા જે સાંસ્થાનિક સ્વરાજ મળી રહ્યું છે તેમાં રહેલી ભયગ્રસ્તતા, શંકાશીલતા, દેશના ભાગલા વગેરે ઊણપો, આજથી 'આશરે ૨૪ વર્ષ પૂર્વે મળતા સ્વરાજ્યમાં ન હતી, એ હકીકતનો કોઈ પણ રાષ્ટ્રપ્રેમી ઈતિહાસકાર ઈન્કાર કરી શકે તેમ નથી.

શ્રી મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ
(એમના 'ડૉ. એનીબેસન્ટ-એક વીર વિભૂતિને વાઙ્ પુષ્પાંજલિ'ના અપ્રગટ લેખમાંથી)

# સાર્વભૌમ પ્રજાસત્તાક ભારત; ડૉ. બેસન્ટ અને થીઑસોફિકલ સોસાયટી

પરમાત્માની કૃપા, ભારતના અનેક રાષ્ટ્રભક્તો અને રાષ્ટ્રસેવકોના અને અનેક વિદેશી ભારત-મિત્રોના ૧૮૮૫થી ૧૯૪૭ સુધીના પ્રબળ ત્યાગ, પ્રબળ પ્રયત્ન અને બ્રિટનની મજૂર સરકારની સહાનુભૂતિભરી મીઠી નજરથી સ. ૧૯૪૯ના નવેમ્બરની તા. ૨૬મીએ રાજ્યબંધારણ પસાર થતાં સ. ૧૯૫૦ના જાન્યુઆરીની તા. ૨૬મીએ ભારત સાર્વભૌમ પ્રજાસત્તાક બનેલ છે. ભારત દેશના ઇતિહાસમાં અને ભારતવાસીઓના જીવનમાં આ એક અદ્વિતીય પ્રસંગ છે આ પ્રસંગની ખરેખરી કિંમત સમજતાં હજી વર્ષો લાગશે અને ભવિષ્યની પ્રજા તે માટે જરૂર મગરૂરી લેશે.

પ્રજાસત્તાક રાજ્યબંધારણના પ્રસ્તાવમાં-ઢંઢેરામાં જાહેર કરવામાં આવ્યું છે કે -અમે ભારતના નાગરિકો, ભારતને સાર્વભૌમ પ્રજાસત્તાક બનાવવાનો, ભારતના સમસ્ત નાગરિકો માટે, સામાજિક,

આર્થિક અને રાજકીય ન્યાય, વિચારનું, વાણીનું, મન્તવ્યનું અને ધર્મનું સ્વાતંત્ર્ય અને દરજ્જાની અને તકની સમાનતા મેળવવાનો, સઘળા ભારતવાસીઓમાં વ્યક્તિના સ્વમાન અને પ્રજાની એકસંપીની ખાતરીવાળી ભાઈબંધી વધારવાનો પવિત્ર નિશ્ચય કરી, અમારી રાજબંધારણ સભામાં સને ૧૯૪૯ના નવેંબરની તા. ૨૬મીએ આ બંધારણ સ્વીકારીએ છીએ, તેને કાયદા તરીકે અપનાવીએ છીએ અને તેને રાજબંધારણ તરીકે અમને પોતાને અર્પીએ છીએ.'

ઢંઢેરામાં જાહેર કરેલ ન્યાય, સ્વાતંત્ર્ય, સમાનતા અને ભાઈબંધીની ભાવના પ્રજાજીવનમાં જેમ જેમ ઊતરતી જશે તેમ તેમ ભારતવર્ષ મહાન્ થતો જશે, સાચો સાર્વભૌમ પ્રજાસત્તાક બનતો જશે. આ ઉચ્ચ અને ઉમદા ભાવનાઓને જીવનમાં ઉતારવાની જવાબદારી બહુ મોટી છે, બહુ કઠિન છે. પણ આર્ય પ્રજાના પિતા વૈવસ્વત મનુ, અને ભારતના રાષ્ટ્રમહર્ષિ અને રાષ્ટ્રદેવની અદૃશ્ય સહાય અને તેમના અદૃશ્ય આશીર્વાદથી આ જવાબદારી પાર ઊતરશે એમ અમારો અન્તરાત્મા સાક્ષી પૂરે છે.

થીઓસોફિકલ સોસાયટીની સ્થાપનાનો, અને તેના સ્થાપકોને ભારત દેશમાં મોકલી તેનું મુખ્ય મથક અડયાર–મદ્રાસમાં રાખવાનો એક હેતુ ભારતવાસીઓને જાગ્રત કરવાનો, ભારતને સ્વતંત્ર બનાવી તેને બ્રિટન સાથે સમાન સ્વતંત્રતાથી રાખી વિશ્વશાન્તિ સ્થાપવામાં સહાય કરવાનો હતો. સોસાયટી પછવાડે ઊભેલા બે મહાપુરુષોએ ૧૮૮૦ થી ૧૮૮૪ સુધી 'પાયોનિયર' પત્રના તે વખતના અધિપતિ મિ. એ. પી. સિનેટ સાથે પત્રવ્યવહાર કર્યો હતો. એ પત્રોમાં એક મહાપુરુષે મિ. સિનેટને લખ્યું હતું કેઃ–

"અમે બને અમારા દેશ અને અમારી પ્રજાને ચાહીએ છીએ અને અમે માનીએ છીએ કે આ બંનેનું હિત કરવાની મોટી શક્યતા થીઓસોફિકલ સોસાયટીમાં છે."

"તમે દેશભક્ત નહિ હોવામાં મગરૂરી લ્યો છો. હું તેવી મગરૂરી લેતો નથી."

"અમારી પ્રાચીન સંસ્કૃતિ અને પ્રાચીન કળાઓના પુનરુત્થાન માટે અમને ચિન્તા નથી. યોગ્ય સમયે આ બને પાછાં આવશે તેની અમને ખાતરી છે અને તે, પહેલાંના કરતાંય વધારે ઉચ્ચ પ્રકારે આવશે. એ યોગ્ય સમય જલદી લાવવા માટે અમે ઉત્સુક છીએ."

"હિંદ અને બ્રિટન સાથે રહીને કામ કરે એ દૃષ્ટિ રાખીને હું કામ કરું છું."

"મારા દેશને તેની દુઃખી સ્થિતિમાં સહાય કરવા માટે મારા વડિલ મહાપુરુષ રજા આપે તેટલી શક્તિઓનો ઉપયોગ કરવાની હું મારી ફરજ સમજું છું."

આ બે મહાપુરુષોથી પણ ઘણા મોટા પૂર્ણ પુરુષે ૧૮૮૧માં કહ્યું હતું કે "હિંદને સાવધ કરવાના, તેનો પુનરુદ્ધાર કરવાના દૈવી કાર્યમાં જે કોઈ ઉમદા અને નિઃસ્વાર્થી પુરુષ મદદ કરશે તેનો અમે મોટો પાડ માનશું. તેનો બદલો વાળવા માટે અમારું ભૂતકાળનું અને વર્તમાન કાળનું સમગ્ર જ્ઞાન પણ પૂરતું થશે નહિ."

આવા પત્રો મળ્યા પછી મિ. સિનેટે હિંદના પક્ષમાં લેખો લખવાનું શરૂ કર્યું. આ લેખોથી અલ્લાહાબાદના 'પાયોનિયર' પત્રના અંગ્રેજ માલિક ચમક્યા અને મિ. સિનેટને અધિપતિ પદેથી ખસેડયા. મિ. સિનેટ પાસે 'ફિનિક્સ' નામનું અંગ્રેજી દૈનિક પત્ર કઢાવવાનો પ્રયત્ન એક મહાપુરુષે કર્યો. પણ હિંદીઓ તરફથી નાણાંની પૂરતી સહાય ન મળી એટલે તે પત્ર પ્રગટ થઈ શક્યું નહિ અને મિ. સિનેટ ઇંગ્લૅંડ જઈને વસ્યા.

પછી ૧૮૯૩માં મિસિસ બેસન્ટને હિંદ મોકલવામાં આવ્યાં અને તેમના દ્વારા હિંદને જગાડવાનો પ્રયત્ન મહાપુરુષોએ શરૂ કર્યો. શરૂઆત બનારસ સેન્ટ્રલ હિંદુ કોલેજની સ્થાપનાથી થઈ. મિસિસ બેસન્ટ

હિંદની કેળવણીમાં નવો યુગ શરૂ કર્યો. બનારસમાં સેન્ટ્રલ હિંદુ કૉલેજ, સેન્ટ્રલ હિંદુ હાઈસ્કૂલ, સેન્ટ્રલ હિંદુ ગર્લ્સસ્કૂલ સ્થાપી, મહાભારત અને રામાયણ પર વ્યાખ્યાનો આપ્યાં; શાળા અને કૉલેજમાં સઘળા હિંદુઓ સ્વીકારી શકે તેવું ધર્મશિક્ષણ આપ્યું. હિંદના મુખ્ય શહેરોમાં ફરી અનેક ભાષણો આપી અનેક લેખો અને પુસ્તકો લખી, રાષ્ટ્રીય કેળવણીની ભાવના અને ધર્મભાવનાને જાગૃત કરી. ૧૯૧૩માં હિંદના રાષ્ટ્રમહર્ષિની પ્રેરણાથી તેમણે સમાજસુધારણાનું કામ હાથમાં લીધું. મદ્રાસમાં તેમણે જુદા જુદા સુપ્રસિદ્ધ હિંદીઓના પ્રમુખપદે (૧) પરદેશગમન, (૨) બાળલગ્ન અને તેનું પરિણામ, (૩) દબાયેલા વર્ગો પ્રત્યેની આપણી ફરજ, (૪) સ્વરાજ્ય સાથે હિંદી ઉદ્યોગોનો સંબંધ, (૫) સમસ્ત પ્રજાની કેળવણી (૬) હિંદી કન્યાઓની કેળવણી, (૭) હિંદ અને ઇંગ્લૅન્ડ અને તેનાં સંસ્થાનોમાંનો રંગભેદ, (૮) ચાલી જતી જ્ઞાતિવ્યવસ્થા – ઉપર જાહેર ભાષણો આપ્યાં અને ' Wake up India ' નું નામ આપી તેને એક પુસ્તકરૂપે પ્રકટ કર્યાં, તથા સમાજસુધારાને વેગ આપવા માટે ' Stalwart ' નામની સંસ્થા સ્થાપી. અને તેમાં દાખલ થવા માટે સમાજસુધારાની સાત પ્રતિજ્ઞાઓ પ્રગટ કરી અને તેમાંથી જેટલી પ્રતિજ્ઞા લઈ શકાય તેટલી લેવા લોકોને વિનંતિ કરી.

૧૯૧૪માં મહાપુરુષની પ્રેરણાથી 'કૉમનવીલ' નામનું સાપ્તાહિક પત્ર તેમણે કાઢ્યું અને તેમાં રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ લખવો શરૂ કર્યો, અને તેને " How India Wrought for Freedom " નું નામ આપી એક પુસ્તકરૂપે પ્રગટ કર્યો. તે જ સાલમાં તેમણે ' મદ્રાસ સ્ટાન્ડર્ડ ' નામનું અંગ્રેજી દૈનિક પત્ર ખરીદ્યું, અને તેને ' ન્યુ ઈન્ડિયા'ના નામે ચાલુ કર્યું અને શિથિલ થઈ ગયેલી કૉંગ્રેસને મજબૂત બનાવી. ૧૯૧૫ના ઑગસ્ટની તા. ૧૫મીએ તેમને મહર્ષિવર્ય તરફથી આદેશ મળ્યો કે,—" તમારે ભય અને મુશ્કેલીમાંથી પસાર થવું પડશે. ડરશો નહિ એમ કહેવાની જરૂર નથી, પણ ચિન્તા કરશો નહિ. વિશેષ કરતાં ક્રોધને સ્થાન ન આપશો. અડગ રહેજો પણ ઉદ્દામ ન થજો. આગામી સુધારા માટે દૃઢતાથી તૈયારી કરતાં રહેજો અને સામ્રાજ્યમાં હિંદ માટે સરખા દરજ્જાની માગણી રજૂ કરજો. પરિણામે મહાન્ સફળતા પ્રાપ્ત થશે તેને અતિશયતાથી કલંકિત ન કરશો. યાદ રાખજો કે હિંદના મહર્ષિ જે મારા પ્રતિનિધિ છે, તેમના તમે બહારની દુનિયામાં પ્રતિનિધિ છો. મારો રક્ષક હાથ તમારા ઉપર રહેશે અને મારી શાન્તિ તમારામાં વસશે."

આ આજ્ઞા મળતાં મિસિસ બેસન્ટે હિંદના રાજકારણમાં સંપૂર્ણ રીતે ઝુકાવ્યું અને બંધારણ પુરઃસરની ચળવળ ખૂબ જોરશોરથી ચાલુ કરી દીધી. મવાલ અને જહાલ પક્ષને કૉંગ્રેસમાં સાથે લાવવાનો અને મુસ્લિમ લીગ અને કૉંગ્રેસને સાથે કાર્ય કરતાં કરવાનો પ્રયત્ન શરૂ કર્યો. આ પ્રયત્ન લખનૌ કૉંગ્રેસમાં સફળ થયો. કૉંગ્રેસના કાર્યને વધારે વેગ આપવા એમણે ૧૯૧૬માં 'હોમરૂલ લીગ'ની સ્થાપના કરી. તે વખતે પહેલું વિશ્વયુદ્ધ ચાલતું હતું એટલે હિંદી સરકાર અને મદ્રાસ સરકાર ચમકી ગઈ અને મિસિસ બેસન્ટ, મિ. એરૂંડેલ અને મિ. બમન વાડીઆને ૧૯૧૭માં ઉટાકામંડમાં નજરકેદ કર્યાં. ઉટાકામંડ જતાં મિસિસ બેસન્ટ, શ્રી. જિનરાજદાસને કહેતાં ગયાં કે અમે ત્રણ માસમાં પાછાં આવી જશું. આ નજરકેદથી આખોય હિંદ જાગી ઊઠ્યો: હોમરૂલ લીગની શાખાઓ ઘણાં શહેરો અને કસ્બાઓમાં સ્થપાઈ. ' હોમરૂલ ' શબ્દ હિંદના ગામડાંઓમાં પણ સંભળાયો. યુનાઈટેડ સ્ટેટસના તે વખતના પ્રમુખ ડૉ. વિલ્સનના પર, ડૉ. સુબ્રામણિયાએ પત્ર પાઠવ્યો. કૅનેડા-ઇન્ડિયાલીગ, ઇંગ્લાંડમાંની હોમરૂલ લીગ, ઑસ્ટ્રેલિયા-ઇન્ડિયા લીગ, જે મિસિસ બેસન્ટની પ્રેરણાથી સ્થપાઈ હતી, તેના સહયોગે પણ આ નજરકેદીઓને છૂટા કરવા માટે ઇંગ્લૅંડની સરકાર પર દબાણ કર્યું. તે વખતના હિંદીપ્રધાન મિ. ચેમ્બરલેઈન હતા, તેને ખસેડવામાં આવ્યા. તેમની જગ્યાએ મિ. મોન્ટેગ્યુ આવ્યા અને મિસિસ

બેસન્ટને તેમના સાથીઓ સાથે બિનશરતે મુક્ત કરવામાં આવ્યાં. તે જ સાલમાં રાષ્ટ્રીય કોંગ્રેસે તેમને પોતાના પ્રેસિડેન્ટ બનાવ્યાં. ૧૯૧૮માં મોન્ટેગ્યુ–ચેમ્સફોર્ડ રિપોર્ટ બહાર પડયો. તેનો વિચાર કરવા કોંગ્રેસની ખાસ બેઠક બોલાવવામાં આવી અને તેણે કેટલાક સુધારા સૂચવ્યા. પરિણામે હિંદમાં દ્વિમુખી રાજ્યકારભાર દાખલ કરવાનું બિલ પાર્લામેન્ટમાં આવ્યું. મિસિસ બેસન્ટે કારભારનો અનુભવ લેવા માટે નવી ધારાસભામાં અને કારોબારી કાઉંસિલમાં દાખલ થવાની સલાહ આપી. કોંગ્રેસે એ સલાહ સ્વીકારવાની બહુમતીથી ના પાડી. ૧૯૨૦માં ગાંધીજીએ ખિલાફતની ચળવળ શરૂ કરી. ૧૯૨૧માં અસહકારની ચળવળના ગણેશ મંડાયા. મિસિસ બેસન્ટે એ ચળવળનો વિરોધ કર્યો અને આગ્રહપૂર્વક જણાવ્યું કે એથી દેશની રાજકીય ચળવળ નબળી પડશે અજ્ઞાન લોકો અસહકારમાં જોડાશે અને પછી તેમના ઉપર કાબૂ રહેશે નહિં અને સરકાર વધારે પ્રબળ બનશે. પણ તેમની આ શિખામણ મનાઈ નહિં. વર્ષેક દહાડામાં ચોરીચોરાનો બનાવ બન્યો. શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ અને હકીમ અજમલખાનની સમિતિએ જાહેર કર્યું કે અસહકારની ચળવળ માટે દેશ તૈયાર નથી ગાંધીજીએ અસહકારની ચળવળ સંકેલી લીધી. દેશમાં નિરાશા પ્રસરી. મિસિસ બેસન્ટે ૧૯૨૩માં દિલ્હીમાં રીફોર્મ કોન્ફરન્સ ભરી અને સ્વરાજ્યની માગણી કરતું બિલ તૈયાર કરવા સર તેજબહાદુર સપ્રુના પ્રમુખપદે સમિતિ નિમાવી. ૧૯૨૫માં દિલ્હીમાં નેશનલ કોન્ફરન્સ ભરી 'કોમનવેલ્થ ઓફ ઇન્ડિયા બિલ'નો ડ્રાફ્ટ પાસ કરાવ્યો. તે બિલ લઈને તેઓ લંડન ગયાં અને તેમના લેબર પક્ષના મિત્રો દ્વારા તેને પાર્લામેન્ટમાં દાખલ કરાવ્યું અને તેને પહેલા વાચનમાંથી પસાર પણ કરાવ્યું. પણ કેટલાક હિંદી આગેવાનોને મિસિસ બેસન્ટના પ્રયત્નથી મળતું સ્વરાજ્ય જોઈતું ન હતું, એટલે તેઓએ પાર્લામેન્ટના અમુક સભ્યો પર તારો કર્યા કે એ બિલને અમારો ટેકો નથી. એટલે બિલ ત્યાં જ અટક્યું. ત્યારબાદ પંડિત મોતીલાલજીએ એવું બિલ તૈયાર કરવા વિચાર કર્યો. તેમના પ્રમુખપણા નીચે એક સમિતિ નીમાઈ તેમાં મિસિસ બેસન્ટને પણ સાથે લીધાં. સમિતિએ પોતાનો હેવાલ તૈયાર કર્યો. તે પસાર કરવા માટે સર્વપક્ષપરિષદ ૧૯૨૮માં કલકત્તામાં ભરવામાં આવી. તે કશો નિર્ણય કરી શકી નહિં અને ગાંધીજીની દરખાસ્તથી તે અચોક્કસ સમય માટે મુલતવી રાખવામાં આવી. ૧૯૩૦માં લેબરપક્ષની સરકારના પ્રાઈમ મિનિસ્ટર મિ. રામસે મેકડોનાલ્ડે હિંદના સઘળા પક્ષના આગેવાનોને લંડન બોલાવ્યા. કોંગ્રેસે પોતાના પ્રતિનિધિ મોકલવાની ના પાડી ગાંધીજીએ ડાંડી-કૂચ કરી કાયદાભંગની ચળવળ શરૂ કરવાનો નિશ્ચય કર્યો. મિસિસ બેસન્ટે હિંદના હિતને ખાતર એ પગલું નહિં ભરવા તારથી વિનંતિ કરી તેઓ માનતાં હતાં કે કાયદાભંગથી સરકાર નમતું આપશે નહિં અને કાયદા પ્રત્યેનું માન નાશ પામશે અને ભવિષ્યમાં જ્યારે સ્વરાજ્ય મળશે ત્યારે હિંદીઓની જ સરકારના કાયદાઓનો ભંગ થશે અને દેશમાં અરાજકતા પ્રસરશે અને તેને દાબી દેતાં વખત લાગશે પણ તેમની વિનંતિ સ્વીકારવામાં ન આવી. દેશના ઘણા કોંગ્રેસી નેતાઓ અને ઘણાં યુવાન-યુવતીઓ જેલમાં ગયાં જેઓ મુદત પૂરી થતાં છૂટતાં ગયાં, તેઓના મોટા ભાગે ફરીથી કાયદાનો ભંગ કરવાનું માંડી વાળ્યું. ગાંધીજીએ પણ કેદમુક્ત થયા પછી કાયદાભંગની ચળવળ બંધ કરી, અને દેશ હજી તેવી ચળવળ માટે તૈયાર નથી એમ જાહેર કર્યું. મિસિસ બેસન્ટ ૧૯૩૧માં માંદગીને બિછાને પડયાં. તેમનાં વર્તમાનપત્રો બંધ થયાં અને ૧૯૩૩માં તેમણે પોતાનો દેહ છોડયો. હિંદમાં લોકપ્રિયતાને ભોગે તેમણે અસહકાર, સવિનય કાયદાભંગ અને મર્યાદિત કાયદાભંગની ચળવળનો વિરોધ કર્યો હતો તેમનો એ વિરોધ સાચો હતો, તેમ હાલના કેટલાક અગ્રગણ્ય નેતાઓનાં ભાષણો ઉપરથી પ્રતીત થાય છે.

૧૯૩૫માં હિંદ માટે પાર્લામેન્ટમાં રીફોર્મ એક્ટ પસાર થયો. પહેલાં તો કોંગ્રેસના ઘણા આગેવાનોએ એ કાયદા પ્રમાણે રચાયેલી ધારાસભામાં જવા ના પાડી પણ શ્રી. રાજગોપાલાચારી

–અત્યારના આપણા નિવૃત્ત ગવર્નર જનરલ–ની સલાહ અને આગ્રહથી કોંગ્રેસી સભ્યો ૧૯૩૭માં ધારાસભામાં ગયા અને બંગાલ, સિંધ અને પંજાબ સિવાયની ધારાસભામાં બહુમતી મેળવી પ્રધાનપદો સ્વીકાર્યાં અને રાજ્યસત્તા હાથ કરી. દેશમાં ખુશાલી પ્રસરી. કોંગ્રેસી પ્રધાનોએ રાજ્યતંત્રનો અનુભવ લેવો શરૂ કર્યો અને કેટલાંક દેશહિતનાં કામો આરંભ્યાં. ૧૯૩૯માં બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું. (૧૯૪૨ માં ગાંધીજીએ 'હિંદ છોડો'ની ચળવળ શરૂ કરી. કોંગ્રેસ પ્રધાનમંડળોએ પ્રધાનપદનાં રાજીનામાં આપ્યાં. એ સઘળા પ્રાંતોમાં ગવર્નર–રાજ્ય શરૂ થયું. મુસ્લિમ લીગની બહુમતિવાળા પ્રાન્તોમાં લીગી પ્રધાનો સાથેનાં પ્રધાનમંડળો ચાલુ રહ્યાં. તેથી સરકારમાં લીગની લાગવગ વધી એન તે વધારે પ્રબળ બની.) કોંઝરવેટિવ સરકારે લીગના નેતાઓનો ઉપયોગ કર્યો. અને લડાઈ બંધ થઈ ત્યાં સુધી કોંગ્રેસી નેતાઓને અટકાયતમાં રાખ્યા.

લડાઈ દરમિયાન આશરે વીશ લાખ હિંદીઓને યુદ્ધની તાલીમ આપવામાં આવી હતી. યુદ્ધની સામગ્રી બનાવવાનાં કારખાનાં હિંદમાં ખોલવામાં આવ્યાં હતાં. ફેસિઝમ અને નાઝિઝમ કે નાત્સિઝમ સામે જગતભરમાં પ્રબળ વિરોધ ઉત્પન્ન થયો હતો અને લોકતંત્રનાં વાજાં ચોમેર વગડી રહ્યાં હતાં. ઈંગ્લેંડમાં માણસોની ખોટ પડી હતી. હિંદમાં બ્રિટિશ લશ્કર વધારી શકાય તેમ ન હતું. કોંઝરવેટિવ સરકાર સત્તા પરથી દૂર થઈ હતી. લેબર સરકાર સત્તામાં આવી હતી. મજૂરપક્ષ હિંદને સ્વરાજ્ય આપવાની વાતો ઘણાં વર્ષોથી કરતો હતો. હિંદના લોકનાયકોને પણ અસહકારી ચળવળનો પાકો અનુભવ થઈ ગયો હતો. આ સઘળાં કારણો ઉપરાંત હિંદનાં પરાધીનતાનાં કર્મો પૂરાં થયાં હતાં એટલે હિંદને સ્વરાજ આપવાનું બ્રિટને નક્કી કર્યું. કોંગ્રેસ અને લીગ વચ્ચે સમાધાન ન થયું. દેશના ભાગલા પાડ્યા. દેશમાં ઉત્પન્ન થયેલા કોમી ધિક્કારે લાખો નિર્દોષ સ્ત્રીપુરુષો અને બાળકોનો ભોગ લીધો. પણ હિંદ અને પાકિસ્તાનને વગર યુદ્ધે સાંસ્થાનિક સ્વરાજ્ય મળ્યું. પરિણામે 'મહાન્ સફળતા પ્રાપ્ત થઈ.' ત્યારબાદ ધિક્કારથી અવળે માર્ગે ચઢેલા એક હિંદીએ ગાંધીજીના દેહનો ઘાત કર્યો. બ્રિટિશ સંસ્થાનોના પ્રધાનોની પરિષદ લંડનમાં ભરાઈ. બ્રિટિશ સામ્રાજ્ય રાષ્ટ્રકુટુંબમાં બદલાઈ ગયું. અને હિંદ પ્રજાસત્તાક બને તો પણ રાષ્ટ્રકુટુંબમાં રહી શકે તેમ ઠરાવવામાં આવ્યું. ભારત તા. ૨૬મી જાન્યુઆરીએ પ્રજાસત્તાક બન્યું અને બ્રિટન સાથેનો રાજ્યદ્વારી સબંધ ચાલુ રહ્યો અને વર્ષો પહેલાંની મહાપુરુષોની યોજના પાર પડી.

મિ. એ. ઓ. હ્યુમ. જેને આપણી રાષ્ટ્રીય કોંગ્રેસના પિતા કહેવામાં આવે છે તેઓને પણ એ મહાપુરુષોના પત્રો મિ. સિનેટની સાથે મળતા હતા. આ સબંધના પરિણામે તેઓ હિંદની રાષ્ટ્રસભા સ્થાપવામાં અગ્રગણ્ય ભાગ લેવા શક્તિમાન થયા હતા. મિ સિનેટ અને મિ હ્યુમને મહાપુરુષો તરફથી મળેલા પત્રો સ્વપ્નાં ન હતાં, માની લીધેલી કલ્પના ન હતી. તેમને મળેલા મૂળ પત્રો અત્યારે લંડનના બ્રિટિશ મ્યુઝિયમમાં પડેલા છે. તે પરથી ૧૯૨૩માં એક પુસ્તક 'The Mahatma Letters' નામથી બહાર પડ્યું છે અને અત્યાર સુધીમાં તેની અનેક આવૃત્તિઓ પ્રગટ થઈ ગઈ છે. મિ. સિનેટના પરલોકવાસ પછી મિ. એ ટી. બેકરે આ પત્રોને પુસ્તકરૂપે પ્રગટ કર્યાં છે

આ આખુંય જગત્ જીવાત્માઓને પૂર્ણતાએ પહોંચવા માટેની શાળા છે. તેમાં સઘળા જીવાત્માઓ જુદી જુદી પ્રજાઓમાં જુદા જુદા દેશોમાં જન્મી પોતાનો વિકાસ આગળ ધપાવી રહ્યા છે. ભૂલો કરી નવો અનુભવ લઈ રહ્યા છે. જીવાત્માઓને પૂર્ણતાએ પહોંચાડવાની યોજના જગતની અનેક સંસ્થાઓ અને અનેક વ્યક્તિઓદ્વારા આગળ ધપી રહી છે. જગતમાં થોડા પૂર્ણપુરુષો છે તેઓ સઘળી સંસ્થાઓ અને સઘળી વ્યક્તિઓને તેમનાં સાચાં અને સારાં કાર્યોમાં અદૃશ્ય પ્રેરણા, અદૃશ્ય સહાય, અદૃશ્ય શક્તિ આપી રહ્યા છે.

સોસાયટીના કેટલાક સભ્યોએ ડૉ. બેસન્ટ દ્વારા તથા મહાપુરુષોના પ્રગટ થયેલા પત્રોદ્વારા હિંદ માટેની ઈશ્વરી યોજના જાણી હતી, તેથી તેઓ સવિનય કાયદાભંગ, અસહકાર અને કાયદાભંગની ચળવળથી દૂર રહ્યા હતા અને બંધારણપુરઃસર જેટલું થઈ શકે તેટલું કરી રહ્યા હતા. સોસાયટીના કેટલાક સભ્યો વ્યક્તિગત રીતે માને છે કે ભારતનું ભવિષ્ય મહાન્ છે, તે આર્યસંસ્કૃતિનું એક મહાન્ કેંદ્ર બનવાનું છે, જુદા જુદા ક્ષેત્રમાં આગળ વધેલા જીવો આ દેશમાં જન્મ લેવાના છે અને માનવ દેહમાં વસેલો પ્રભુતા પ્રગટાવવામાં અને માનવજાતિને એક કુટુંબ બનાવવામાં પોતાનો પ્રબળ હિસ્સો આપવાના છે. એટલે આ સભ્યો ભારતઉદ્ધારની દરેક સત્પ્રવૃત્તિમાં પોતાનો બનતો સહકાર સૌ કોઈને આપે છે. સોસાયટીના ઘણા સભ્યો સમજે છે કે જગતનું રાજ્યતંત્ર કોઈ અમુક દેશના પ્રમુખ કે વડાપ્રધાન કે કોઈ સરમુખત્યાર કે કોઈ લશ્કરી સેનાધિપતિના હાથમાં નથી, પણ સર્વવ્યાપક, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન શક્તિના હાથમાં છે, અને એ શક્તિ જીવાત્માઓના કર્મ-ધર્મ મુજબ, વિશ્વના અવિચળ નિયમો અને પૂર્ણતાએ પહોંચેલા મહાપુરુષો દ્વારા, જગતનું તંત્ર ચલાવી રહેલ છે. કહેવાતા રાજપુરુષો દેશનું તંત્ર પોતે ચલાવી રહ્યા છે એમ માને છે. પણ ખરી રીતે તો તેઓ ઈશ્વરી શક્તિના હાથમાં સાધનો જ છે. સૌ કોઈ પોતાના કાયિક, વાચિક અને માનસિક કર્મોનો બદલો ભોગવી રહેલ છે અને ભૂલો કરી, દુઃખ ભોગવી, આગળ ધપી રહેલ છે. આમ હોવાથી સોસાયટીનો સભ્ય જે દેશમાં જન્મ્યો હોય અથવા કર્મવશાત્ તેને જ્યાં વસવાનું થયું હોય ત્યાં જીવોના વિકાસમાં બનતી સહાય નિસ્વાર્થ રીતે આપવી એ તેની ફરજ છે એમ સમજે છે. એટલે તે પોતાનાથી બનતું કર્મ કરે છે. સાચો થીઓસોફિસ્ટ કદી ભાંગફોડની ચળવળમાં, કે ધિક્કાર ઉત્પન્ન કરે તેવી ચળવળમાં કે કાયદાભંગની ચળવળમાં ભાગ લેતો નથી, તેમ રાજસત્તાની ખુશામત કરવાનું પસંદ કરતો નથી. મહાપુરુષોએ ઈચ્છેલી અને ડૉ. બેસન્ટે અનેક વાર જાહેર કરેલી ભારત માટેની યોજના સફળ થયેલી જોઈ, સોસાયટીના સભ્યો પ્રભુ પ્રત્યેની ઉપકાર ભાવના સાથે આનંદ પામે છે. પણ ભારતની ખરી સેવા હવે કરવાની છે, ભારત દેશને જગત્ સુધારણાનું કેંદ્ર બનાવવામાં સૌ સભ્યોએ પોત નો ફાળો આપવાનો છે અને તેટલા માટે ભારતના બંધારણના પ્રસ્તાવ પ્રમાણે પોતાનો જીવનવ્યવહાર ગોઠવવાનો છે.

આવો જીવનવ્યવહાર ગોઠવવા સૌ ભારતીય થીઓસોફિસ્ટો અને ભારતવાસીઓ શક્તિમાન થાવ અને ભારતના પહેલા રાષ્ટ્રપ્રમુખ ડૉ. રાજેંદ્રપ્રસાદજી અને વડાપ્રધાન પંડિત જવાહરલાલજીને તેમના મહાન્ કાર્યમાં પરમ કૃપાળુ પરમાત્માની પ્રેરણા અને શક્તિ મળતાં રહો! એ જ પ્રાર્થના.

सर्वे वै सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखमाग् भवेत् ॥

શ્રી. હરજીવન કાળીદાસ મહેતા

★

# ડૉ. ઍસન્ટ અને હોમરૂલ લીગની પ્રવૃત્તિ

ડૉ. મિસિસ ઍસન્ટની હોમરૂલ લીગની રાજકીય પ્રવૃત્તિ પણ, ચાલી ત્યારે જબરદસ્ત શક્તિ ધરાવતી હતી. પછીથી તે શ્રી. ગાંધીજીની વિશાળ હિલચાલમાં સમાઈ ગઈ હતી. શ્રી. મહામના માલવીયાજીની હિન્દુ યુનિવર્સિટીની હિલચાલમાં એ જ રીતે સેન્ટ્રલ હિંદુ કૉલેજ પણ સમાઈ ગઈ. એ બન્ને બનાવો બનવાથી કે ન થયા હોત તો શું પરિણામો થયાં છે કે થાત તેની તુલના કરવાનું આ સ્થાન નથી. તથાપિ એટલું તો સહજ દૃશ્યમાન થાય છે કે આપણી રાજનીતિ કે એ વિદ્યાપીઠ આધ્યાત્મિકતામાં કે ધાર્મિકતામાં પછીથી વધુ શક્તિઓ પ્રાપ્ત કરી નથી પણ હ્રાસ દેખાય છે.

અમદાવાદ
૪–૫–૫૦

ડૉ. જયેન્દ્રરાય ભ. દૂરકાળ
(એમના એક અપ્રગટ લેખ પરથી)

# Dr. Besant as President

While I was humiliated, you crowned me with honour; while I was slandered, you believed in my integrity and good faith; while I was crushed under the heel of bureaucratic power, you acclaimed me as your leader; while I was silenced and unable to defend myself; you defended me and won for me release. I was proud to serve in lowliest fashion, but you lifted me up and placed me before the world as your chosen representative. I have no words with which to thank you; no eloquence with which to repay my debt.

My deeds must speak me, for words are too poor..I turn your gift into service to the motherland; I consecrate my life anew to her in worship by action. All that I have and am, I lay on the alter of the mother and together we shall cry more by service than by words: Vande Mataram.

**Annie Besant,**
President 32nd I. N. Congress at Calcutta December1917.

# ડૉ. ઍસન્ટ—મહાસભાના પ્રમુખ તરીકે

(કૉન્ગ્રેસના ઇતિહાસમાં પહેલી વખત મારે તમે મને તમારા પ્રમુખ તરીકે ચૂંટી કહાડી છે અને તમે ચૂંટણી કરી ત્યારે હું સરકારની ભારે અટકાયત હેઠળ હતી અને જાહેર સલામતીને જોખમદાર વ્યક્તિ તરીકે મને નજરકેદ કરવામાં આવી હતી.)

જ્યારે મને હડધૂત (અપમાનિત) કરવામાં આવી હતી ત્યારે તમોએ મને સર્વોચ્ચમાન આપ્યું હતું. જ્યારે મારી બદનામી થઈ રહી હતી ત્યારે તમોએ મારી એકાગ્રતા અને પ્રમાણિકતામાં વિશ્વાસ રાખ્યો હતો. જ્યારે મને નોકરશાહીની એડી હેઠળ ચગદી નાંખવામાં આવી હતી ત્યારે તમોએ મને પોતાના નેતા તરીકે અપનાવી હતી. જ્યારે મારા મોઢા ઉપર ડૂચો મારવામાં આવ્યો, મને બોલતી બંધ કરવામાં આવી હતી, ત્યારે તમોએ મારો બચાવ કરી મને મુક્તિ અપાવી હતી.

એક સિપાઈ તરીકે નીચલા દરજ્જાથી સેવા કરવામાં હું અભિમાન લેતી, ત્યારે તમોએ મને ઊંચા સ્થાન પર ચઢાવી છે અને જગત્ સમક્ષ તમારા ચુંટાયેલા પ્રતિનિધિ તરીકે રજૂ કરી છે.

મારે માટે મારાં કાર્યો જ બોલી રહેશે, મારા પોતાના ઉદ્ગાર બહુ જ નિર્માલ્ય છે.

તમારી ભેટ હું માતૃભૂમિની સેવામાં ફેરવી નાખીશ. મારું જીવન નવેસરથી ભક્તિભાવથી તેની સેવામાં અર્પણ કરું છું. હું જે કાંઈ છું અને જે કાંઈ ધારણ કરું છું તે માતાની વેદી ઉપર અર્પણ કરું છું અને શબ્દોથી નહિ પણ સેવાથી આપણે બધા ભેગા મળી કહીશું કે 'વન્દેમાતરમ્'

—ડૉ. એની બેસન્ટ

(અનુવાદક : મૂળચંદ ભગત)

[ કલકત્તા ખાતે ૧૯૧૭ માં ભરાયલી ૩૨મી હિન્દી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકે આપેલા ભાષણ ઉપરથી ]



★ Garden of Remembrance Adyar ★

★ સ્મરણોદ્યાન અડ્યાર ★

# લેખકોની સૂચી